વોરા હઠીસંગ ઝવેરચંદ ગ્રંથમાળા નંબર બીજો.

બાળ બ્રહ્મચારી બાવીશમા જિનેશ્વર—

# શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર.

(જેમાં સતી રાજેમતી, શ્રીકૃષ્ણવાસુદેવ, નળ—દમયંતી, પાંડવ—કૌરવ, સતી દ્રોપદી વગેરે ઉત્તમ મહાપુરૂષો અને સતીઓના વૃત્તાંતો આવેલા છે.)

વોરા હઠીસંગભાઈ ઝવેરચંદ ભાવનગર નિવાસીના

આર્થિક સહાયવડે

પ્રસિદ્ધકર્તા,

શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.



વીર સંવત ૨૪૫૦ વિક્રમ સંવત ૧૯૮૦ આત્મ સંવત ૨૮

ઈ૦ સ૦ ૧૯૨૪

ભાવનગર—ધી આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ ગુલાબચંદ લલ્લુભાઈએ છાપ્યું

કીંમત રૂ. ૨-૦-૦

શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા નંબર ૪૬

# स्तुति.

यदुवंश समुद्रेन्दुः कर्मकक्ष हुताशनः
अरिष्टनेमिर्भगवान्, भूयाद्वोऽरिष्टनाशनः

ભાવાર્થ—યાદવ વંશ રૂપી સમુદ્રને ઉલ્લાસ પમાડવાને ચંદ્રમા સમાન, જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ રૂપી વનખંડને શુકલધ્યાન રૂપી અગ્નિએ કરી દહન કરનાર તેવા શ્રી અરિષ્ટનેમિ—શ્રી નેમનાથ ભગવાન તે તમારા સકળ ઉપદ્રવનો વિનાશ કરનારા થાઓ.

न्यायाम्भोनिधि श्रीमद् विजयानन्दसूरीश्वरजी
( आत्मारामजी ) महाराज.



यच्चारित्रगुणै सदाति विमलैराकृष्टमुर्वीतले–
भव्यं भारतजैनमण्डलमिदं यस्य स्मरत्यातुरम्,
यच्छिष्या हि विहृत्य सद्गुरुयश संतन्वते तद्गुणै
तस्मै श्री गुरुवे नमोऽस्तु विजयानन्दाय सत्सूरये ॥

જેમના અતિ નિર્મળ એવા ચારિત્રના ગુણોથી આ પૃથ્વી ઉપર ભરત-ક્ષેત્રનુ ભવ્ય જૈન મડળ આકર્ષાયુ છે અને તે આતુર થઇને જેમનુ સદા સ્મરણ કરી રહ્યુ છે અને જેઓના શિષ્યો તે ભરતક્ષેત્રમા વિહાર કરી તેઓના ગુણોવડે ગુરૂના ઉજ્વળ યશને વિસ્તારે છે એવા તે શ્રી વિજયાનંદસૂરિને નમસ્કાર છે.

આનંદ પ્રી પ્રેસ—ભાવનગર.

વોરા હઠીસંગભાઇ ઝવેરચંદ ગ્રંથમાળા સંબંધી

## બે બોલ.

આ શહેરમાં અગ્રગણ્ય સ્વર્ગવાસી બંધુ વોરા હઠીસંગભાઈ ઝવેરચંદે પોતાની હૈયાતિમા, સંવત ૧૯૬૪ની સાલમા જૈન કોનફ્રન્સનું છઠ્ઠું અધિવેશન આ શહેરમા થયું, તે વખતે શ્રી સંઘની ભક્તિ પોતે કરેલી તેની ખુશાલી નિમિત્તે જ્ઞાનોદ્ધારના કાર્ય માટે રૂા. એક હજારની રકમ સભાના ધારા મુજબ તેમના નામની ગ્રંથમાળા (સીરીઝ) પ્રકટ કરવા માટે અમોને ભેટ આપેલી છે. જે મુજબ આ ગ્રંથ તેમની ગ્રંથમાળા તરીકે બીજું પુષ્પ છે. આવા ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરાવી જ્ઞાનોદ્ધારના ઉચ્ચ કાર્યો કરવા તે પ્રશંસનીય હોઈ તેઓ ધન્યવાદને પાત્ર છે અને તેનું અનુકરણ કરવાનું શુભ પગલુ ભરવા અન્ય બધુઓને સુચના કરવામાં આવે છે.

પ્રસિદ્ધ કર્ત્તા.





# પ્રસ્તાવના.

સંસ્કૃત અને માગધીમાં પારંગત થયેલા પ્રાચીન મહાત્માઓની પ્રથા આ સંસારમાં શિક્ષા રૂપે સારાનો પ્રસંગ ઉપયોગમા લેવાનો ઉત્તમ હેતુ રાખી, તે વિદ્વાનોએ અનેક જાતના પ્રવર્ત્તન કરેલા છે; તે પ્રવર્ત્તનોના ઉપકારી કાર્યો તરીકે ગદ્ય અને પદ્યરૂપે અનેક ગ્રંથો આપણી દૃષ્ટિએ પડે છે કે જેમાં ચાર અનુયોગનો સમાવેશ કરેલો હોય છે. બીજા અનુયોગ કરતાં ચરિત્રાનુયોગને પ્રાધાન્યપણુ આપવાનુ કારણ એટલુંજ છે કે તેનાથી જનસમૂહ સહેલાઇથી સદાચાર અને સદ્બોધના શિક્ષણો મેળવી શકે છે, એટલુંજ નહીં પરંતુ તેમના હૃદય ઉપર કથાનુયોગથી જેટલી અસર જલદી થાય છે તેટલી બીજાથી કદિ થઇ શકતી નથી.

આ અસાર સંસારમાં ચિરકાળ રહી શકે તેવી વસ્તુઓનો જો દ્રવ્ય અને ભાવરૂપે વિચારીશું તો ભાવ વસ્તુની સ્થિરતા વધારે જોવામાં આવશે. ઘણા ચંદ્ર અને તારાઓ આકાશમાં ઉગી અને અસ્ત થઇ ગયા; અને તેમની મહાન્ સમૃદ્ધિ પણ કંઇ કામમા આવી શકી નહીં; પરંતુ તેમના જે પવિત્ર નામ પ્રાતઃસ્મરણીય રહેલા છે, એ તેમના ભાવ કાર્યને લીધેજ. દ્રવ્ય એ બહારનો ધર્મ છે ત્યારે ભાવ તે હૃદયનો ધર્મ છે અને દ્રવ્ય તે ભાવનુ કારણ છે અને તે ભાવ વગર એકલું દ્રવ્ય ઉપયોગી થઇ શકતુ નથી. આવા પવિત્ર ભાવને પ્રગટ કરવા માટેજ ચરિતાનુયોગનો પ્રાદુર્ભાવ છે અને તે સર્વ અંશે તેથીજ વિજયી નિવડેલ છે.

બીજા પ્રાણી કરતાં મનુષ્ય વિવેકવૃત્તિનો ધારક હોઈ સારાસાર સમજી શકે છે. બીજા પ્રાણી કરતાં મનુષ્યમા આટલી શક્તિ વિશેષ હોવાથી તેને પ્રદર્શિત કરવાનું દ્વાર પણ તે શક્તિને અનુરૂપ જોઇએ અને તે દ્વાર તે સુબોધક ગ્રંથોનુ વાંચન છે. પોતાના વિકાસ પામેલા અંતઃકરણમાં સારાસાર વિચાર થઇ શું વિવેક થયો છે, એ પ્રદર્શિત કરવા માટે વાંચનમાં આવેલા સુબોધક પ્રસંગો વિચારને અને અનેક સુબુદ્ધિના વિકાસને પોષણ આપે છે. આ રીતે બુદ્ધિને વાંચનથી કેળવવાની જરૂર છે, તે છતા તે કેળવાયેલી બુદ્ધિનો શી રીતે ઉપયોગ કરવો ? એ સમજવું પણ આવશ્યક છે, તેથી આવા સુબોધક પુસ્તકોના વાંચનથી વાચકે તેમાં આવતા સત્પુરૂષોના ચરિત્રોમાંથી સાર લઈ પોતાના ચરિત્ર ઉપર તેનો પ્રકાશ પાડવા પ્રયત્ન કરવો જોઇએ. ધર્મ, નીતિ, વિનય, વિવેક, ચાતુર્ય વિગેરે ઉત્તમ ગુણોને ગ્રહણ કરવા અને દુર્ગુણોને દૂર કરવા શીખવું જોઇએ; એવા શુભહેતુની ધારણાથી આવા ઉત્તમ ગ્રંથોનુ વાંચન આવશ્યક છે.

હાલના વખતમા ઘણાં મનુષ્યોમાં ગમે તેવા નવલકથાના પુસ્તકો વાંચવાનો એક પ્રકારનો

રસ બહુ જોવામાં આવે છે કાંઇપણુ કારણુ મળતા તેને કલ્પિત અસંબદ્ધ કથાઓના આકારમાં ગોઠવી અથવા ઇંગ્લીશ નવલકથા ઉપરથી નવીન પાત્રો તૈયાર કરી, કલ્પિત સંકલના બનાવી નવલકથાના પુસ્તકો પણ પ્રગટ થાય છે અને તેવા કેટલાક નવલકથાના ગ્રંથોમા તો પાત્રોને ધર્મ કે નીતિના ઉદ્દેશ વગર જેમતેમ નચાવવા અને જનસમૂહને આશ્ચર્યમા લીન કરવા કે ખેંચાણુ કરવા, અનેક પ્રસંગો ઉપસ્થિત કરી ને પ્રસિદ્ધ થતા હોવાથી તેવા વાંચનથી નબળા મગજના જનસમૂહને ખરાબ રસ્તે દોરવા જેવું બને છે. આવા ગ્રંથોના વાચનમા લીન થવું તેને જ અમો ગમે તેવુ વાચન કહીયે છીયે.

વિશેષ કરીને નવલકથાનો ઉદ્દેશ બહુ ઉચ્ચ હોવા જોઇએ કારણુ કે નવલકથા લોકોના વાંચવામાં બહુધા પ્રકારે આવે છે આવા નવલકથાના કલ્પિત ગ્રંથો ભલે તે ઉચ્ચ ઉદ્દેશવાળા લખાયેલ હોય છતા જો પ્રાચીન મહાન્ પુરૂષોના ચરિત્રો જે કે શાસ્ત્રોમા સંસ્કૃત, માગધી, ગદ્ય પદ્યાત્મક રચાયેલા છે, તેને નવલકથાના આકારમાં ગોઠવી જનસમૂહની આગળ મૂકવામાં આવે તો તેથી વધારે લાભ થવા સંભવ છે ધર્મ ભાવનાના જે અદ્ભૂત અને સમૃદ્ધિદાયક તત્ત્વો, બ્રહ્મચર્ય, તપસ્યા કે આરાધનના ફળરૂપ લોકોમાં પ્રસિદ્ધ થયા હોય, તેનું મહાત્મ્ય પ્રગટ કરવાથી જનસમૂહની કે તે સમાજની ધર્મ ભાવના-શ્રદ્ધા વૃદ્ધિ પામે છે, તે સાથે સામાજિક ઉન્નતિના કારણુભૂત નીતિના માર્ગનુ સારી રીતે અવલોકન થાય છે. એ ઉચ્ચ હેતુથીજ આ શ્રી નેમનાથ પ્રભુના ચરિત્રની યોજના કરવામા આવી છે અને તેને નવલકથાના રૂપમાં સંસ્કૃત ઉપરથી ભાષાંતર કરાવી પ્રકટ કરવામા આવેલ છે.

મનુષ્ય જીવનના સૂક્ષ્મ અવલોકનમાંથી ધાર્મિકવૃત્તિના અંતઃકરણો હમેશા સુબોધને શોધે છે અને તેનુ નિરૂપણુ કરે છે આ અનાદિ અનંત સંસારમા મનુષ્ય એ વિશેષ લક્ષ્ય ખેંચે તેવી વસ્તુ છે અને અનેક પ્રકારની લાગણીઓથી ભરપૂર છે ક્ષણે ક્ષણે નવા નવા તરંગો અને નવી નવી વૃત્તિઓ તેના હૃદયમા ઉત્પન્ન થાય છે અને તેની અસર તેની ક્રિયાના પ્રવર્તન ઉપર થયા કરે છે, તેથી માનવ હૃદયમા સારા સારા તરંગો, સારી સારી અભિલાષાઓ અને ઉત્તમ ઉત્તમ વૃત્તિઓ ઉત્પન્ન થાય તેવા વાચનની જરૂર છે તે જરૂરીઆત આ શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર સર્વ રીતે પૂરી પાડે છે. આ ઉપયોગી કથાના ગ્રંથમાંથી જે આનંદ ઉત્પન્ન થાય છે તે અપૂર્વ અપરિમિત છે, તેની અંદર સંચય થયેલો ઉત્તમ બોધ નિર્મળ અંતઃકરણોમા અદ્ભૂત આનંદનો પ્રવાહ રેડે છે અને આ ચરિત્રની અંદર આવતા ઉદાર, પુણ્ય પ્રભાવક, ધર્મવીર રત્નોના ચરિત્રનુ સ્મરણુ કરાવી વાંચકોના હૃદયમા ઉન્નત ભાવના જાગૃત કરે છે. આ ગ્રંથમાં તેવા પુણ્ય પ્રભાવક ક્યા મહાપુરૂષો અને સન્નારીઓનાં ઉત્તમ ચરિત્રો આવેલા છે? કે જેથી હૃદયોલ્લાસ પ્રગટ થવા સાથે ઉચ્ચભાવના મનુષ્યોને પ્રગટ થાય છે? તે નીચેની હકીકતથી જણાશે આ ઉત્તમ ચરિત્રમાં શું જોશો?

બાવીશમા જગત્પતિ શ્રી નેમનાથ પ્રભુનુ નવ ભવનુ અપૂર્વ વર્ણન, નેમનાથ પ્રભુ અને સતી રાજેમતીનો નવ ભવનો ઉત્તરોત્તર આદર્શ પ્રેમ, પતિ પત્નીનો અલૌકિક સ્નેહ, સતી રાજેમતીનો વૈરાગ્ય અને સતીપણાનો વૃત્તાન્ત, પ્રભુની બાળ ક્રીડા, દિક્ષા, કેવળજ્ઞાન અને મોક્ષગમન વગેરે પ્રસંગોની જાણુવા યોગ્ય હકીકતો; તેમજ શ્રી વસુદેવ રાજાનુ ચરિત્ર અને ઉચ્ચ પ્રકારની પુણ્ય પ્રકૃતિ અને તેના મીષ્ટ ફળોનું વર્ણન, શ્રીકૃષ્ણુ વાસુદેવનુ ચરિત્ર, વૈભવ, પરાક્રમ, રાજ્યવર્ણન, પ્રતિવાસુદેવ જરાસંધનો વધ, શ્રીકૃષ્ણની નેમનાથ પ્રભુ પ્રત્યેની અપૂર્વ ભક્તિ-તદ્ભવ મોક્ષગામી શ્રીકૃષ્ણુવાસુદેવના પુત્રો શાંબ અને પ્રદ્યુમ્નનુ જીવનવૃત્તાંત મહાપુરૂષ અને

સતી નળ દમયંતીનું જીવન ચરિત્ર અને નળરાજા પોતાના બંધુ કુબેર સાથે જુગાર રમતા હારી જતાં પોતાના વચનનું પાલન કરવા કરેલો રાજ્યત્યાગ, સેવેલો વનવાસ, સતી દમયંતીને પતિથી વિખુટા પડતા પહેલ અનેક કષ્ટો ( જે વાચતાં દરેકની ચક્ષુમાં આંસુની ધારાઓ આવે છે ) તેમા પણ રાખેલી અખૂટ ધૈર્યતા, શિયલ સાચવી બતાવેલો અપૂર્વ મહિમા, અને સતી દમયંતીની શાંતિ અને પતિ પરાયણતા, જૈનોનુ મહાભારત, પાંડવોનુ જીવન ચરિત્ર, કુરૂક્ષેત્રમા પાંડવ કૌરવોનુ ( ન્યાય અન્યાયનુ ) યુદ્ધ, સતી દ્રૌપદીનો સ્વયવર અને પાછલા ભવનુ વર્ણન, પાંડવો સાથે લગ્ન, સતી દ્રૌપદીનો જૈન ધર્મ પ્રત્યે નિકટ પ્રેમ, પતિ સેવા, શિયલ સરક્ષણ, ચારિત્ર અને મોક્ષ એ વગેરે વર્ણનો આટલા આટલા મુખ્ય ચરિત્રો, તેમજ અતર્ગત બીજા પણ સુદર વૃત્તાંતો, અને શ્રી નેમનાથ ભગવાનના પચ કલ્યાણકના વૃત્તાંતો, જન્મ મહોત્સવ, દેશના, પરિવાર અને છેવટે મોક્ષ વગેરેનુ વર્ણન આ ગ્રથમા ગ્રથકાર મહારાજ શ્રી ગુણવિજયજી વાચકે એટલુ બધુ વિસ્તારથી, સુદર અને સરલ રીતે આપ્યુ છે કે, અત્યાર સુધીના શ્રી નેમનાથ પ્રભુના પ્રકટ થયેલા ચરિત્રો કરતાં આ પ્રથમ પક્તિએ આવે છે

આ શ્રી નેમનાથ જિનેશ્વર ચરિત્ર નામના સંસ્કૃત ગદ્યાત્મક ગ્રથના કર્ત્તા શ્રીમાન્ હીરવિજયજી સૂરીશ્વરની પાટ ઉપર થયેલા શ્રી કનકવિજયજી પડિતના શિષ્ય શ્રી વાચકવર્ય વિવેકહર્ષ મહારાજના શિષ્ય શ્રી ગુણવિજયજી ગણિ મહારાજ છે. સૌરાષ્ટ્ર દેશમા સુરપત્તન શહેરની પાસે આવેલ દ્રંગબ્ધ દરમાં સવત ૧૬૮૬ના અશાડ પચમીએ આ ગ્રથ શરૂ કરી શ્રાવણની છઠે પૂર્ણ કરેલો છે. આ ગ્રથમાં મૂળ શ્લોક પરૂ૮પ શ્લોક પ્રમાણમાં શ્રી જીતવિજયજી ગણિની પ્રાર્થનાથી રચેલો છે, એમ આ ગ્રથના કર્ત્તા શ્રીમાન્ ગુણવિજયજી ગણિ મહારાજે ગ્રથ પાછળની પ્રશસ્તિમાં જણાવેલ છે આ ગ્રંથમા ગ્રંથકાર મહારાજે તેર પરિચ્છેદ ( વિભાગ )માં આખુ ચરિત્ર આપેલ છે ક્યા ક્યા પરિચ્છેદમાં શું શું અધિકાર-હકીકત છે અને તે આ ગ્રથમા ક્યા ક્યા પાનાથી ક્યા ક્યા પાના સુધી તે અધિકાર છે, તે ટુકામાં નીચે પ્રમાણે બતાવવામા આવે છે જેથી આખા ગ્રથનુ રહસ્ય કહો કે ચરિત્ર કહો તે કથાના સાર રૂપે મહેજે સમજી શકાશે, તે ઉપરાત વિશેષમા આ શ્રી નેમનાથ પ્રભુનુ ચરિત્ર મૂળ સસ્કૃત છતા ગુજરાતીમાં ભાષાતર કરાવવામા આવેલ છે, અને ઉપર બતાવ્યા પ્રમાણે તે નવલકથાના સ્વરૂપમા તૈયાર કરેલ હોવાથી મૂળ પ્રમાણે જ ભાષાતર છતાં તેમા વીશ પ્રકરણો પાડી નવલકથા ( નોવેલ ) ના ગ્રથ રૂપે જ પ્રકટ કરવામા આવેલ છે કે જે પ્રકરણોની અનુક્રમણિકા આ પ્રસ્તાવના પછીના ભાગમા આપવામા આવેલ છે

હવે ક્યા ક્યા પરિચ્છેદમાં શુ શુ હકીકતો છે તે જણાવીએ છીએ

## ( કથાસાર. )

## પ્રથમ પરિચ્છેદ.

પ્રથમ મંગળાચરણ અને અભિધેય બતાવી પછી ગ્રંથકારે પોતાની મતિ કલ્પનાએ કરીને આ ગ્રંથ રચ્યો નથી એવું કહેવા માટે શ્રીહેમચંદ્રાચાર્યે રચેલા ચરિત્રને અનુસારે આ ચરિત્રની રચના કરી છે. પા૦૧

શ્રીનેમિનાથ અને રાજીમતીનો પહેલો તથા બીજો ભવ—અચળપુર નગરના વિક્રમધન રાજાની ધારિણી નામની રાણીએ સ્વપ્નમાં આમ્રવૃક્ષ જોયો, અને તે સ્વપ્નમાં જ કોઇ પુરૂષે આવી "આ આમ્રવૃક્ષ નવ વાર ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટ ફળ આપશે" એમ કહ્યું. સ્વપ્નપાઠકોને પૂછતાં તેમણે " આ સ્વપ્નથી મહા પરાક્રમી પુત્ર થશે" એમ કહ્યું. પરંતુ નવ વાર ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટ ફળ દેવાનુ જે કહ્યું તેમાં તેમણે પોતાનું અજ્ઞાનપણુ જણાવ્યુ. પછી પૂર્ણ સમયે પુત્ર જન્મ થયો. તેનુ ધન નામ પાડ્યું.

કુસુમપુરના રાજા સિંહને વિમળા નામની પત્નીથી ઉત્પન્ન થયેલી ધનવતી નામે કન્યા હતી. તે એકદા વનમાં ક્રીડા કરવા ગઇ. ત્યાં તેણીને એક ચિત્રકાર મળ્યો. તેની પાસે ચિત્રપટમાં ધનનું ચિત્ર આળેખેલું હતું, તે જોઇ ધનવતીને તેના પર રાગ થયો. તેણીને કમલવતી નામની સખીએ સાંત્વન કર્યું. ત્યારપછી એકદા તે કુસુમપુરમાં અચળપુરથી એક દૂત આવ્યો. તેણે સિંહ રાજા પાસે ધનના રૂપ, ગુણ અને કળાદિકની પ્રશંસા કરી. તે સાંભળી સિંહ રાજાએ પોતાની ધનવતી કન્યા સાથે ધન કુમારનો સંબંધ કરવા માટે વિક્રમ ધન રાજાની પાસે તે જ દૂતને મોકલ્યો. ધન અને ધનવતીએ પરસ્પર પ્રીતિનાં પત્રો લખી મોકલ્યા. છેવટે તે બન્નેનાં લગ્ન થયાં

એકદા અચળપુરના ઉદ્યાનમાં ચતુર્જ્ઞાની વસુંધર નામના મુનિ પધાર્યા તેને વંદના કરવા માટે વિક્રમધન રાજા કુટુંબ સહિત ગયો. ત્યાં રાજાએ સ્વપ્નપાઠકોએ નહીં જાણેલું ધારિણીના શેષ સ્વપ્નનુ ફળ પૂછ્યું, ત્યારે ગુરૂએ મનઃપર્યવ અને અવધિજ્ઞાનથી કેવળીને પૂછી નવ ભવવાળું શ્રીનેમિનાથનું ચારિત્ર જાણી સંપૂર્ણ સ્વપ્નનું ફળ કહ્યું. એકદા ધન કુમાર ધનવતીની સાથે ક્રીડા કરવા સરોવરમાં ગયો. ત્યાં તેણે એક મૂર્છા પામેલા મુનિને જોયા. તેણે ઉપચાર કરી મુનિને સાવધાન કર્યા મુનિએ તેમને ધર્મોપદેશ સંભળાવ્યો. ધન અને ધનવતીએ શ્રાવકધર્મ અંગીકાર કર્યો. છેવટે પોતાના જયંત નામના કુમારને રાજ્ય પર સ્થાપન કરી ધનદત્ત અને ધનદેવ નામના ભાઇએ અને ધનવતી રાણી સહિત ધન રાજાએ વસુંધર મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. છેવટે તે સર્વે સૌધર્મ દેવલોકમાં ગયા.

ત્રીજો તથા ચોથો ભવ—વૈતાઢ્ય પર્વત ઉપર સુરતેજ નામના નગરમાં સૂર નામે વિદ્યાધર રાજા હતો. તેને વિદ્યુત્મતી નામની રાણી હતી. તેની

કુક્ષિમાં ધનનો જીવ ઉતર્યો. તે ચિત્રગતિ નામે પુત્ર થયો. તથા શિવમંદિર નગરના સ્વામી અનંગસિંહ રાજાને શશિપ્રભા નામની રાણી હતી. તેની કુક્ષિમાં ધનવતીનો જીવ પુત્રીપણે અવતર્યો. તેનુ રત્નવતી નામ પાડ્યું. એકદા અનંગસિંહે નૈમિત્તિકને પૂછ્યું કે—"આ રત્નવતીનો ભર્ત્તા કોણ થશે ?" નિમિત્તિઆએ જવાબ આપ્યો—"જે તમારૂં ખડ્ગરત્ન ખુંચવી લેશે, તથા સિદ્ધાયતનમાં જેના ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ પડશે તે રત્નવતીનો પતિ થશે."

આ અવસરે ચક્રપુર નગરના સુગ્રીવ નામના રાજાને યશસ્વતી અને ભદ્રા નામની બે રાણીઓ હતી. તે બન્નેને અનુક્રમે સુમિત્ર અને પદ્મ નામના પુત્રો હતા. એકદા ઓરમાન માતા ભદ્રાએ સુમિત્રને વિષ આપ્યુ, અને પછી ભય પામવાથી તે નાશી ગઈ. તેવામાં આકાશ માર્ગથી ચિત્રગતિ કુમાર ત્યાં આવ્યો. તેણે સુમિત્રનું વિષ ઉતાર્યું. પછી તે બન્નેને પરસ્પર દૃઢ મૈત્રી થઇ એકદા બન્ને મિત્રો કેવળી પાસે ગયા. ત્યાં ધર્મ સાંભળી ચિત્રગતિએ શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. પછી તે પોતાના ઘેર ગયો

એકદા અનંગસિંહના પુત્ર અને રત્નવતીના ભાઈ કમળે સુમિત્રની બ્હેનનું હરણ કર્યું. તે જાણી મિત્રની બ્હેનને પાછી લાવવા માટે ચિત્રગતિ કુમાર શિવમંદિર નગરમાં ગયો. ત્યાં તેણે કમળને મારી નાંખ્યો. પછી તેને અનંગસિંહ સાથે યુદ્ધ થયું. તેમાં તેણે તેનું ખડ્ગ ખુચવી લીધું, અને સુમિત્રને તેની બ્હેન પાછી લાવી આપી. પછી સુમિત્રે દીક્ષા ગ્રહણ કરી. એકદા તે સુમિત્ર મુનિ કાયોત્સર્ગે રહ્યા હતા, તે વખતે તેના ઓરમાન ભાઇ પદ્મે તેની છાતીમાં બાણ માર્યું. તેથી મરણ પામી તે મુનિ બ્રહ્મદેવલોકમાં ગયા. તેજ વખતે પદ્મને સર્પદંશ થયો, અને તે મરીને સાતમી નરકે ગયો.

એકદા ચિત્રગતિ કુમાર સિદ્ધાયતનમાં યાત્રા માટે ગયો. ત્યાં રત્નવતી સહિત અનગસિંહ આવ્યો હતો. તે વખતે બ્રહ્મલોકથી આવેલા સુમિત્ર દેવે ચિત્રગતિ ઉપર પુષ્પવૃષ્ટિ કરી. ચિત્રગતિને જોઇ રત્નવતી કામાતુર થઇ, તે જોઇ અનંગસિંહને રત્નવતીના વરનો નિશ્ચય થયો; પછી તેઓ પોતપોતાને ઘેર ગયા.

એકદા રત્નવતીની સાથે ચિત્રગતિનો સંબંધ કરવા માટે અનંગસિંહ રાજાએ સૂર રાજા પાસે પોતાનો પ્રધાન પુરૂષ મોકલ્યો અને તે બન્નેનો વિવાહ થયો. પછી મનોગતિ અને ચપળગતિ નામના પોતાના ભાઇઓ તથા રત્ન-

વતી પ્રિયા સહિત ચિત્રગતિએ યાત્રા કરી. પછી ચિત્રગતિ રાજા થયો. અવસરે પુરંદર નામના પોતાના પુત્રને રાજ્ય પર સ્થાપન કરી બન્ને ભાઇઓ અને રત્નવતી સહિત ચિત્રગતિએ દીક્ષા ગ્રહણ કરી. છેવટ તે ચારે માહેંદ્ર દેવ-લોકમાં ગયા.

પાંચમો તથા છઠ્ઠો ભવ—પશ્ચિમ મહાવિદેહમાં પદ્મ નામની વિજયને વિષે સિંહપુર નામનું નગર છે. તેમાં હરિનંદી નામે રાજા હતો, તેને પ્રિય-દર્શના નામની રાણી હતી તેની કુક્ષિમાં ચિત્રગતિનો જીવ સ્વર્ગથી ચ્યવીને ઉતર્યો. સમય પૂર્ણ થયે પુત્રજન્મ થયો, તેનુ અપરાજિત નામ પાડ્યું; તેને પ્રધાનના પુત્ર વિમળબોધની સાથે મૈત્રી થઇ. એકદા તે બન્ને ક્રીડાને માટે નગર બહાર ગયા ત્યાં વિપરીત શિક્ષાવાળા અશ્વો તે બન્નેને મોટા અરણ્યમાં હરી ગયા. તેટલામાં “ રક્ષણ કરો, રક્ષણ કરો. ” એમ બોલતો એક પુરૂષ તેમની પાસે આવ્યો. કુમારે તેને શરણ આપી શાંતિનુ વચન કહ્યું, તેવામાં રાજાના આરક્ષકો ત્યાં આવ્યા, તેમને કુમારે તે પુરૂષ સોંપ્યો નહિ, તેથી તેઓએ કુમારની સાથે યુદ્ધ કર્યું કુમારે તેઓનો પરાજય કર્યો, તે જાણી ત્યાંનો કોસલ રાજા પોતે યુદ્ધ કરવા આવ્યો. ત્યાં પોતાના મિત્ર હરિનંદીનો જ આ પુત્ર છે એમ જાણી સન્માનપૂર્વક તે બન્નેને તે રાજા પોતાને ઘેર લઈ ગયો ત્યાં તે કોસલરાજની કનકમાલા નામની કન્યાને પરણી મિત્રની સાથે રાત્રિને સમયે ગુપ્ત રીતે નીકળી ગયો.

એકદા રાત્રિએ કાલિકાદેવીના મંદિરની પાસે કુમારે કોઇ સ્રીનું રૂદન સાંભળ્યુ, તે વખતે કુમાર વિમળબોધ સહિત ત્યાં ગયો, તે ઠેકાણે ઉઘાડા ખડ્ગવાળા એક વિદ્યાધરને તથા એક કુમારીને જોયા. કુમારે વિદ્યાધર સાથે યુદ્ધ કરી તેને તીક્ષ્ણ પ્રહારવડે મૂર્છિત કર્યો. પછી તેનાજ કહેલા મણિ અને મૂળીયાવડે કુમારે તેને સજ્જ કર્યો. વિદ્યાધરે પોતાનો વૃત્તાંત કહી કુમારને મણિ તથા મૂલિકા અર્પણ કર્યા, તેમજ વિમળબોધને વેષનું પરાવર્તન કરનારી ગુટિકા આપી. તેવામાં ત્યાં તે રત્નમાળા નામની કુમારીના માબાપ આવ્યા. તેમણે અપરાજિત કુમાર સાથે રત્નમાળાનો વિવાહ કર્યો, પછી શ્વસુરની રજા લઇ અપરાજિત મિત્ર સહિત આગળ ચાલ્યો માર્ગે ચાલતાં એક અરણ્યમાં આવ્યા, ત્યાં કુમાર તૃષાતુર થયો. વિમળબોધ જળ લેવા ગયો, જળ લઇને આવ્યો ત્યારે તેણે કુમારને તે સ્થળે જોયો નહીં, તેથી તે આમતેમ તેની શોધ

કરવા લાગ્યો. તેવામાં તેને બે વિદ્યાધરો મળ્યા, તેઓએ વિમળબોધને કહ્યું કે–" ભાનુ નામના વિદ્યાધર રાજાની કમલિની અને કુમુદિની નામની બે પુત્રીઓને પરણવા માટે અમો ભાનુ રાજાની આજ્ઞાથી અપરાજિતને હરી ગયા છીએ. તે કુમાર તારા વિયોગના દુઃખથી પરણતો નથી." એમ કહી તેઓ વિમળબોધને ત્યાં લઇ ગયા; પછી કુમાર તે બન્ને કન્યાઓને પરણ્યો.

ત્યારપછી કુમારમિત્રસહિત શ્રીમંદિર નામના નગરમાં ગયો. ત્યાં છુરિકાના પ્રહારથી પીડા પામેલા સુપ્રભ નામના રાજાને કુમારે મણિ અને મૂલિકાવડે સજ્જ કર્યો; તેથી પ્રસન્ન થયેલા રાજાએ પોતાની રંભા નામની કન્યા સાથે કુમારને પરણાવ્યો. ત્યાંથી નીકળી કુમાર મિત્ર સહિત કુંડપુર નગરમાં ગયો. ત્યાં તેણે કેવળીની પાસે ધર્મદેશના સાંભળી. પછી હું ભવ્ય છું કે અભવ્ય ? એમ તેણે કેવળીને પૂછ્યું, ત્યારે કેવળીએ તેને કહ્યું કે–"હે કુમાર ! તું આગામીકાળે બાવીશમો તીર્થંકર થઇશ અને આ વિમળબોધ ગણધર થશે." તે સાંભળી તે બન્ને ત્યાંથી અન્યત્ર ગયા.

અહીં જનાનંદ નામના નગરમાં જિતશત્રુ નામે રાજા હતો, તેને ધારિણી નામની રાણી હતી, તેની કુક્ષિમાં રત્નવતીનો જીવ માહેંદ્રકલ્પથી ચ્યવીને ઉતર્યો, યોગ્ય સમયે કન્યાનો જન્મ થયો; તેનું પ્રીતિમતી નામ પાડ્યું. તે કન્યા યુવાવસ્થા પામી ત્યારે જિતશત્રુ રાજાએ તેને પૂછ્યુ કે–" તને કયા વર સાથે પરણાવું ? " તે બોલી કે–" મને જે કળામાં જીતે તે મારો વર થાય. " તે સાંભળી રાજાએ સ્વયંવર કર્યો. અપરાજિત મિત્ર સહિત ત્યાં આવ્યો. કુમારે ગુટિકાના પ્રયોગથી પોતાનું સામાન્ય રૂપ ધારણ કર્યું. કળાના વિવાદમાં કુમારે પ્રીતિમતીને જીતી લીધી, એટલે તેણીએ તેના કંઠમાં વરમાળા નાંખી; તે જોઇ ઇર્ષ્યાથી ભૂચર અને ખેચર રાજાઓએ કુમાર સાથે યુદ્ધ કર્યું, કુમારે તે સર્વનો પરાજય કર્યો. રાજાએ લક્ષણોથી કુમારને ઓળખ્યો. પછી કુમાર અને પ્રીતિમતીનો વિવાહ થયો.

એકદા જનાનંદ નગરમાં હરિનંદી રાજાનો દૂત આવ્યો. તેણે કુમારને તેના વિયોગથી માતાપિતાના દુઃખની વાર્તા કહી. તે સાંભળી કુમાર પૂર્વે પરણેલી સર્વ સ્ત્રીઓ સહિત મોટું સૈન્ય લઇ સિંહપુરમાં ગયો અને તે માતાપિતાને મળ્યો.

અહીં માહેંદ્ર દેવલોકથી ચ્યવીને મનોગતિ અને ચપળગતિ અપરા-

જિતના નાના ભાઇ સૂર અને સોમ નામના થયા. એકદા અપરાજિત ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો, ત્યાં એક મોટી સમૃદ્ધિવાળા શ્રેષ્ઠીપુત્રને વિલાસ કરતો જોયો અને બીજે જ દિવસે તેને મરેલો જોયો, તેથી વૈરાગ્ય પામી અપરાજિતે બન્ને ભાઈઓ અને પ્રીતિમતી સહિત દીક્ષા ગ્રહણ કરી. છેવટ તે ચારે આરણ નામના દેવલોકમાં ગયા.

સાતમો તથા આઠમો ભવ—હસ્તિનાપુરમાં શ્રીષેણ રાજાની રાણી શ્રીમતીની કુક્ષિમાં અપરાજિતનો જીવ અવ્યો. અવસરે શંખ નામના પુત્રનો જન્મ થયો. તેને મંત્રીના પુત્ર મતિપ્રભની સાથે મૈત્રી થઇ. એકદા શંખકુમાર સમરકેતુ નામના પલ્લીપતિની સામે યુદ્ધ કરવા ચાલ્યો. તેમાં તેણે પલ્લીપતિનો પરાજય કર્યો. પાછા આવતાં માર્ગમાં અર્ધરાત્રે કુમારે કોઇ સ્ત્રીનો કરૂણ સ્વર સાંભળ્યો, તે સ્વરને અનુસારે કુમાર ગયો, ત્યાં એક અર્ધવૃદ્ધ સ્ત્રીને જોઇ. તે સ્ત્રીને કુમારે રોવાનુ કારણ પૂછ્યું, ત્યારે તે બોલી કે–" જિતારી રાજાની કન્યા યશોમતી શંખકુમાર ઉપર રાગવાળી છે તેની હુ ધાવમાતા છું. એકલા મણિશેખર નામના વિદ્યાધરે યશોમતીનું હરણ કર્યું, હું પણ સાથે હતી, તેથી મને તે વિદ્યાધરે અહી પડતી મૂકી; આ કારણથી હું રૂદન કરૂં છું. " તે સાંભળી કુમાર વિશાળશ્રૃંગ નામના પર્વત ઉપર ગયો, ત્યાં મણિશેખર સાથે યુદ્ધ કરી તેનો પરાજય કર્યો, છેવટ ચંપા નગરીમાં શંખ અને યશો-મતીનો વિવાહ થયો.

પૂર્વભવના ભાઇઓ જે સૂર અને સોમ હતા તે આ ભવમાં પણ શંખના નાના ભાઈઓ થયા પછી શ્રીષેણ રાજાએ શંખને રાજ્યપર સ્થાપન કરી દીક્ષા ગ્રહણ કરી અનુક્રમે તેને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ. એકદા શંખ રાજા કેવળીને વાંદવા ગયો. ત્યાં તેણે યશોમતીની સાથે અધિક રાગ થવાનું કારણ પૂછ્યુ કેવળીએ પૂર્વભવનો સંબંધ તથા આગામી કાળનો વૃત્તાંત કહ્યો, પછી યશોધર અને ગુણધર નામના ભાઇઓ અને યશોમતી સહિત શંખ રાજાએ દીક્ષા ગ્રહણ કરી. અર્હદ્ભક્તિ વિગેરે વીશ સ્થાનકોવડે તેણે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. છેવટ તે ચારે અપરાજિત દેવલોકમાં ગયા. આટલી કથા પહેલા પરિચ્છેદમાં આવે છે. પા૦૨ થી પા૦૨૬ ( પ્રકરણ ૧ થી ૪ )

બીજો પરિચ્છેદ—હરિવંશની ઉત્પત્તિ, અંધકવૃષ્ણિ રાજાને દશ પુત્રો થયા. તેઓ દશાર્હ નામે પ્રસિદ્ધ થયા. એકદા અંધકવૃષ્ણિ રાજા સુપ્રતિષ્ઠ

નામના મુનિને વાંદવા ગયા. તેની પાસે પોતાના સર્વ પુત્રોમાં વસુદેવ નામના પુત્રનુ અધિક રૂપ સૌભાગ્ય થવાનું કારણ પૂછ્યું. ત્યારે મુનિએ વસુદેવનો પૂર્વભવ કહ્યો, પછી સમુદ્રવિજય નામના મોટા પુત્રને રાજ્ય પર સ્થાપન કરી અંધકવૃષ્ણિ રાજા દીક્ષા ગ્રહણ કરી અનુક્રમે મોક્ષપદ પામ્યા.

કંસનો જન્મ. નદીમાં વહેતી મૂકેલી પેટીમાં સ્થાપન કરેલા કંસને સુભદ્ર નામના એક વણિકે ગ્રહણ કર્યો, અને તે વસુદેવને આપ્યો. વસુદેવની સાથે કંસ કળાભ્યાસ કરવા લાગ્યો.

જરાસંધ નામના પ્રતિવાસુદેવનો જન્મ, તેનું રાજગૃહ નગરમાં રાજ્ય. એકદા જરાસંધ રાજાએ સિંહપુરના રાજા સિંહરથને બાંધી લાવવા સમુદ્રવિજયને આજ્ઞા આપી અને " જે પુરૂષ સિંહરથને પકડી લાવશે તેને મારી જીવયશા નામની પુત્રી તથા ઇચ્છિત નગરનું રાજ્ય આપીશ. " એમ કહ્યું. સિંહરથને બાંધી લાવવા વસુદેવે કંસને સાથે રાખી પ્રયાણ કર્યું, અને કંસની સહાયથી તે સિંહરથને બાંધી પોતાના નગરમાં લાવ્યો. જીવયશા પોતાના પતિ અને પિતાના કુળનો ક્ષય કરે તેવા લક્ષણવાળી છે એમ સમુદ્રવિજયે વસુદેવને એકાંતમાં કહ્યું. જરાસંધની પાસે કંસના પરાક્રમની સ્તુતિ કરી, જરાસંધે પ્રસન્ન થઇ કંસને પોતાની પુત્રી જીવયશા પરણાવી. અને તેને મથુરાનું રાજ્ય આપ્યું. કંસે પોતાના પિતા ઉગ્રસેનને પાંજરામાં નાંખ્યો.

વસુદેવનું સૌંદર્ય જોઇ શૌર્યપુરની સ્ત્રીઓ તેનાપર મોહ પામવા લાગી, અને તેઓ લજ્જાનો ત્યાગ કરી તેની પાછળ ભમવા લાગી. તેથી પુરજનોએ સમુદ્રવિજયરાજા પાસે વિજ્ઞપ્તિ કરી. ત્યારે રાજાએ વસુદેવને ઘરમાં જ રહેવાની શિખામણ આપી. એકદા શિવારાણીએ કુબ્જા નામની દાસી સાથે સમુદ્રવિજયને માટે સુગંધિ દ્રવ્ય મોકલ્યું, તે તેણીના હાથમાંથી વસુદેવે ખુંચવી લીધુ, ત્યારે દાસીએ ક્રોધથી તેને માર્મિક વચન કહ્યુ અને ઘરમાં પૂરાઇ રહેવાનું કારણ કહ્યુ. તે સાંભળી વસુદેવ ગુટિકાના પ્રયોગથી રૂપનું પરાવર્તન કરી નગરમાંથી નીકળી ગયો, અને પોતે અગ્નિમાં પ્રવેશ કર્યો છે એવા ભાવાર્થવાળા બે શ્લોક એક કાગળમાં લખી તે કાગળ થાંભલે લટકાવ્યો. બીજે દીવસે યાદવોએ તે કાગળ વાંચી વસુદેવનો આત્મપ્રવેશ માની તેનું મૃતકાર્ય કર્યું.

વસુદેવ વિજયખેટ નામના નગરમાં ગયો. ત્યાં સુગ્રીવ રાજાની શ્યામા

અને વિજયસેના નામની બે કન્યાઓને તે કળાના જયના પણવડે પરણ્યો વિજયસેનાએ અક્રૂર નામના પુત્રને જન્મ આપ્યો. પછી વસુદેવ વિજયખેટથી નીકળ્યો. અનુક્રમે એક અટવીમાં જળાવર્ત સરોવરમાં એક હાથીને તેણે ખેદ પમાડયો, તેથી પ્રસન્ન થયેલા અશનિવેગ નામના વિદ્યાધરે પોતાની શ્યામા નામની કન્યા તેને પરણાવી.

એકદા સુતેલા વસુદેવને અંગારક નામનો વિદ્યાધર હરી ગયો. તેની સાથે યુદ્ધ થયું. તેમાં તેણે આકાશમાંથી વસુદેવને મુકી દીધો, તે એક સરોવરમાં પડયો. તેને તરીને તે બહાર નીકળ્યો. ત્યાં મળેલા એક બ્રાહ્મણની સાથે તે ચપા નગરીમાં ગયો. ત્યાં ગાંધર્વ વિદ્યાના વિજયના પણવડે તે ચારૂદત્ત નામના શ્રેષ્ઠીએ આપેલી ગંધર્વસેનાને પરણ્યો' તથા સુગ્રીવ અને યશોગ્રીવની શ્યામા અને વિજયા નામની કન્યાઓને પણ પરણ્યો. ચારૂદત્તે તેને ગંધર્વસેનાનો વૃત્તાંત કહ્યો

પછી સિંહદષ્ટ્ર રાજાની નીલયશા નામની કન્યાને તે પરણ્યો. તેણીની સાથે તે હ્રીમંત પર્વતપર ગયો. ત્યાં કોઈ માયાવી મયૂરે નીલયશાનુ હરણ કર્યું વસુદેવ પણ તેની પાછળ એક વ્રજમાં ગયો. અને અનુક્રમે ગિરિ નદીને કાંઠે રહેલા ગામમાં ગયો ત્યાં વેદના જયના પણવડે સોમશ્રી નામની કન્યાને પરણ્યો. વસુદેવ ઉદ્યાનમાં ગયો. ત્યાંથી ઇંદ્રિશર્માએ શિબિકામાં બેસાડી તેનુ હરણ કર્યું. પછી તે શિબિકામાંથી ઉતરી તૃણશોષક નામના ગામમાં ગયો. ત્યાં દેવકુળમાં ગામના લોકોને ભક્ષણ કરનાર રાક્ષસને તેણે માર્યો. લોકોએ કહેલું રાક્ષસનું વૃત્તાંત સાંભળ્યું, અને તેઓએ આપેલી પાંચસો કન્યાઓને તે પરણ્યો. પછી વસુદેવ અચળ ગામમાં ગયો. ત્યાં મિત્રશ્રી નામની સાર્થવાહની પુત્રીને પરણ્યો, પછી વેદસામ નામના પુરમાં ગયો. ત્યાં અશ્વનું મર્દન કરવા પૂર્વક કપિલ રાજાની કપિલા નામની કન્યા પરણ્યો. કપિલાએ કપિલ નામનો પુત્ર પ્રસવ્યો. પછી વસુદેવ સાલગૃહ પુરમાં ગયો. ત્યાં ભાગ્યસેન અને મેઘસેનની મદ્દમાત્રતી અને અશ્વસેના નામની પુત્રીઓ પરણ્યો. પછી તે ભદ્દિલપુરમાં ગયો ત્યાં પુંઢ્ર રાજાની પુંઢ્રા નામની કન્યાને પરણ્યો. તેણિને વિષે પુંઢ્ર નામે પુત્ર ઉત્પન્ન થયો.

પછી અંગારક વિદ્યાધરે વસુદેવને ગંગા નદીમાં નાંખ્યો. તેને તરીને તે ઇલાવર્ધન પુરમાં ગયો. ત્યાં રત્નવતી નામની સાર્થવાહની કન્યાને પરણ્યો.

પછી સાર્થવાહની સાથે તે મહાપુરમાં ગયો. ત્યાં પોતાની પૂર્વભવની પત્ની સોમશ્રીને તે પરણ્યો એકદા વસુદેવ ઉપવનમાં ગયો. ત્યાં વેગવતીએ તેને પતિપણે સ્વીકાર કર્યો, પછી વસુદેવને માનસવેગ નામનો વિદ્યાધર હરી ગયો, અને તેને ગંગામાં નાંખ્યો. વસુદેવના પ્રભાવથી ચંડવેગ નામના વિદ્યાધરને વિદ્યાની સિદ્ધિ થઇ. તેથી તેણે વસુદેવને આકાશ ગામિની વિદ્યા આપી. પછી વસુદેવ અમૃતધાર નગરમાં ગયો. ત્યાં તે મદનવેગાને પરણ્યો. પોતાના વિદ્યુદ્વેગ નામના શ્વશુરને મૂકાવવા માટે તેણે ત્રિશિખરની સાથે યુદ્ધ કરી તેનો વિનાશ કર્યો. મદનવેગાએ અનાધૃષ્ટિ નામનો પુત્ર પ્રસવ્યો.

પછી ત્રિશિખરની પત્ની સૂર્પણખીએ વસુદેવનું હરણ કર્યું, અને તેને મારી નાંખવા માટે આકાશમાંથી પડતો મૂક્યો, પરંતુ તે રાજગૃહની સમીપે ઘાસના ઢગલા ઉપર પડયો. ત્યાં જરાસંધ રાજાના મનુષ્યોએ તેને પકડી પર્વત ઉપરથી પડતો મુકયો, ત્યાં વેગવતી નામની ધાત્રીએ તેનું રક્ષણ કર્યું. પછી વેગવતીના મેળાપથી તે બાળચંદ્રા નામની કન્યાને પરણ્યો.

પછી વસુદેવ કુમાર શ્રાવસ્તી નગરીમાં ગયો. ત્યાં કામદત્ત નામના શ્રેષ્ઠીની પુત્રી બંધુમતિને તથા ગાંધર્વ વિવાહે કરીને પ્રિયંગુસુંદરીને તે પરણ્યો. પછી સોમશ્રીની સખી પ્રભાવતી તેને સુવર્ણાભપુરમાં સોમશ્રી પાસે લઈ ગઈ. સોમશ્રીને માટે વસુદેવ અને માનસવેગને પરસ્પર વિવાદ થયો, અને યુદ્ધ થતાં માનસવેગનો પરાજય થયો. પછી ખેચરો અને સોમશ્રી સહિત વસુદેવ મહાપુર નગરમાં ગયો. ત્યાંથી સૂર્પકે વસુદેવને હરી ગંગાના જળમાં નાંખ્યો. ત્યાંથી તે તાપસના આશ્રમમાં ગયો. ત્યાં નંદિષેણા નામની જરાસંધની પુત્રીને કામણ રહિત કરી. પછી જરાસંધના પુરૂષો તેને પકડીને રાજગૃહમાં વધ્યસ્થાને લઈ ગયા. તે વખતે ગંધારપિંગલ નામના વિદ્યાધરે પોતાની પુત્રી પ્રભાવતીના વિવાહ માટે ભગીરથી નામની ધાત્રીને રાજગૃહમાં મોકલી. તે વસુદેવને ગંધસમૃદ્ધ, નગરમાં લઈ ગઇ. ત્યાં તે પ્રભાવતીને પરણ્યો. પછી વસુદેવ કોશલા નગરીમાં ગયો. ત્યાં કોશલ નામના વિદ્યાધર રાજાની કોશલા નામની કન્યાને પરણ્યો. અહીં બીજો પરિચ્છેદ પૂર્ણ થાય છે. પા૦૨૭થી પા૦૫૬ (પ્રકરણ ૧ થી ૬).

ત્રીજો પરિચ્છેદ—પેઢાલપુર નગરમાં હરિશ્ચંદ્ર રાજાએ પોતાની પુત્રી કનકવતીનો સ્વયંવર કર્યો. ત્યાં વસુદેવ ગયો. કુબેર પણ ત્યાં ગયો. વસુદેવ

કુબેરના દૂતરૂપે કનકવતીની પાસે ગયો. બન્નેને પરસ્પર વાણીનો વિનોદ થયો. કનકવતીએ કુબેરને પતિપણે સ્વીકાર ન કર્યો. સ્વયંવર મંડપમાં કનકવતીએ વસુદેવના કંઠમાં વરમાળ નાંખી તે બન્નેનો વિવાહોત્સવ થયો.

વસુદેવે કુબેરને કનકવતીના સ્વયંવરમાં આવવાનુ કારણ પૂછ્યું. કુબેરે પોતાના પૂર્વ ભવનો વૃત્તાંત કહેતાં કનકવતી સાથેનો સંબંધ કહ્યો. તેમાં નળ દમયતીનુ ચરિત્ર આવે છે. અહીં ત્રીજો પરિચ્છેદ સંપૂર્ણ થાય છે. પા. ૫૭ થી પા. ૧૦૧ ( પ્રકરણ ૭ થી ૮ ).

ચોથો પરિચ્છેદ—સૂર્પક વિદ્યાધરે પેઢાલપુરમાંથી વસુદેવનું હરણ કરી તેને ગોદાવરી નદીમાં નાંખ્યો. તે ત્યાંથી નીકળી કોલાપુર નામના નગરમાં ગયો. ત્યાં તે પદ્મશ્રી નામની રાજપુત્રીને પરણ્યો. ત્યાંથી નીલકંઠ નામના વિદ્યાધરે તેનું હરણ કરી તેને ચંપા સરોવરમાં નાંખ્યો. ત્યાંથી નીકળી તે ચંપા પુરીમાં જઇ મંત્રીની પુત્રીને પરણ્યો. ત્યાંથી સૂર્પકે તેનું હરણ કરી ગંગામાં નાંખ્યો. ત્યાંથી નીકળી તે પલ્લીમાં ગયો. ત્યાં પલ્લીપતિની જરા નામની કુમારીને તે પરણ્યો. તે જરાને વિષે જરાકુમારનો જન્મ થયો. ત્યારપછી તે અવંતિસુંદરી, નરદ્વેષિણી, જીવયશા અને સુરસેના વિગેરે હજારો રાજપુત્રીઓને તે પરણ્યો.

પછી અરિષ્ટપુરમાં રૂધિર રાજાની રોહિણી નામની કન્યાના સ્વયંવરમાં તે વસુદેવ રૂપનુ પરાવર્તન કરીને ગયો. ત્યાં જરાસંધ વિગેરે ઘણા રાજાઓ આવ્યા હતા. રોહિણીએ વસુદેવના કંઠમાં વરમાળ નાંખી. તે જોઈ ઇર્ષ્યાથી બીજા રાજાઓ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે સર્વનો વસુદેવે પરાજય કર્યો. પછી જરાસંધની આજ્ઞાથી સમુદ્રવિજય રાજા જુદા રૂપને ધારણ કરનાર વસુદેવની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. બન્ને ભાઇઓનું યુદ્ધ થયું. પછી વસુદેવે સમુદ્રવિજયની આગળ પોતાના નામના ચિન્હવાળું બાણ નાંખ્યુ. તે વાંચી સમુદ્રવિજયને હર્ષ થયો. વિયોગવાળા બન્ને ભાઈઓનો મેળાપ થયો, પછી વસુદેવ તથા રોહિણીનો વિવાહોત્સવ થયો.

પછી વસુદેવ આકાશમાર્ગે ગગનવલ્લભ પુરમાં ગયો. ત્યાં તે કાંચનદંષ્ટ્ર નામના વિદ્યાધરની બાળચંદ્રા નામની કન્યાને પરણ્યો. પછી પૂર્વે પરણેલી સર્વ પત્નીઓ સહિત વસુદેવ શૌર્યપુરમાં આવ્યો અને સમુદ્રવિજય વિગેરે સર્વ સ્વજનોને તે મળ્યો. અહીં ચોથો પરિચ્છેદ પૂર્ણ થાય છે. પા. ૧૦૨ થી ૧૦૪ ( પ્રકરણ ૮ ).

પાંચમો પરિચ્છેદ—બળદેવના પૂર્વભવનો વૃત્તાંત. વસુદેવની પત્ની રોહિણીને વિષે બળદેવનો જન્મ. કંસના આમંત્રણથી વસુદેવ મથુરામાં ગયો. કંસે પોતાના કાકા દેવક નામના રાજાની દેવકી નામની કન્યા પરણવા માટે વસુદેવને પ્રાર્થના કરી, તેથી વસુદેવ કંસની સાથે મૃત્તિકાવતી નગરીમાં ગયો. ત્યાં દેવકીની સાથે વસુદેવનાં લગ્ન થયાં. કરમોચનના ઉત્સવમાં દેવક રાજાએ વસુદેવને નંદ નામનો દશ ગોકુળનો સ્વામી આપ્યો. પછી નંદ અને દેવકી સહિત વસુદેવ અને કંસ મથુરામાં આવ્યા. કંસે મથુરામાં પોતાના મિત્ર વસુદેવનો વિવાહોત્સવ કર્યો. તે વખતે મદિરાપાનથી ઉન્મત્ત થયેલી કંસની પત્ની જીવયશાએ અતિમુક્ત નામના મુનિની કદર્થના કરી. તેથી તે મુનિએ તેને શાપ આપ્યો કે–" જેને નિમિત્તે આ મહોત્સવ છે તેનો સાતમો ગર્ભ તારા પતિ અને પિતાને હણશે." તે વૃત્તાંત તેણીએ કંસને કહ્યો. કંસે વસુદેવની પાસે જઇ દેવકીના સાત ગર્ભની યાચના કરી, તેથી વૃત્તાંત નહીં જાણનાર મુગ્ધ વસુદેવે તેની માગણી સ્વીકારી.

ભદ્દિલપુરમાં વસનારી સુલસાના મરેલી પુત્રી રૂપ છ ગર્ભો સુલસાએ આરાધન કરેલા નૈગમેષી દેવે દેવકીના ઉદરમાં મૂકયા, અને દેવકીના પુત્ર રૂપ છ ગર્ભો સુલસાના ઉદરમાં મૂકયા. મરેલી પુત્રીરૂપ છ ગર્ભો દેવકીએ પ્રસવ્યા ત્યારે કંસે તેને શિલાપર અફળાવ્યા. સુલસાને વિષે સંચાર કરેલા દેવકીના છ ગર્ભો સુલસાએ પુત્રરૂપે પ્રસવ્યા. તે પુત્રો સુલસાને ઘેર વૃદ્ધિ પામ્યા.

એકદા દેવકીએ ગર્ભ ધારણ કર્યો, તે વખત તેણે સાત મહાસ્વપ્નો જોયાં. અવસરે પુત્રજન્મ થયો. તે વખતે અધિષ્ઠાયક દેવતાઓએ ચોકી કરનારા કંસના પુરૂષોને સુવાડી દીધા. તેથી વસુદેવ તે પુત્ર નંદને ઘેર લઇ ગયો. તેનું કૃષ્ણ નામ પાડયું. દેવકી ગાયની પૂજા કરવાના મિષથી નંદને ઘેર જવા લાગી. ત્યારથી ગાયની પૂજાનું વ્રત પ્રવર્ત્યું. સૂર્પકની બે પુત્રીઓ તથા એક પુત્ર નંદને ઘેર કૃષ્ણને મારવા ગયા. પણ અધિષ્ઠાયક દેવતાઓએ ઉલટા તેમનેજ માર્યા. કૃષ્ણના રક્ષણ માટે નંદને ઘેર વસુદેવે બળદેવને રાખ્યો.

એકદા રાત્રિને છેલ્લે પહોરે શિવારાણીએ ચૌદ મહાસ્વપ્નો જોયાં. તે વખતે અનુત્તર વિમાનમાંથી શંખનો જીવ ચવી તેણીની કુક્ષિમાં અવતર્યો. સમય પૂર્ણ થયે શ્રાવણ શુકલ પંચમીને દિવસે ભગવાન શ્રી નેમિનાથનો જન્મ થયો. ઇંદ્રોએ આવી તેનો સ્નાત્ર મહોત્સવ કર્યો.

એકદા કંસે પોતાના શત્રુની ખાત્રી કરવા માટે વૃંદાવનમાં અરિષ્ટ, કેશી, ખર અને મેષને મોકલ્યા. કૃષ્ણે તે સર્વને મારી નાંખ્યા. પછી કંસે મથુરામાં શાંર્ઙ્ગ ધનુષની પૂજાનો મહોત્સવ કર્યો તે વખતે અનાવૃષ્ટિની સાથે કૃષ્ણ પણ મથુરામાં ગયો, અને તેણે તે ધનુષ ચડાવ્યું. પછી કંસે મલ્લ યુદ્ધનો મહોત્સવ કરી રાજાઓને આમંત્રણ કર્યું. તેમાં રામ અને કૃષ્ણ પણ ગયા. મલ્લ યુદ્ધમાં રામ અને કૃષ્ણે મુષ્ટિક અને ચાણુર નામના મલ્લોને મારી નાંખ્યા. પછી કૃષ્ણે કંસને પણ મારી નાંખ્યો. અને જરાસંધના સૈનિકોને સમુદ્રવિજયે હાંકી કાઢયા.

પતિનો વિનાશ કરવાથી કોપ પામેલી કંસની પત્ની જીવયશા પોતાના પિતા જરાસંધને ઘેર ગઈ. યાદવોએ વિંધ્યાચળ તરફ પ્રયાણ કર્યું. જરાસંધનો પુત્ર કાળ નામનો કુમાર તેમની સાથે યુદ્ધ કરવા આવ્યો, પરંતુ માયાથી ફસાઇને તેણે અગ્નિપ્રવેશ કર્યો. પછી યાદવો સૌરાષ્ટ્ર દેશમાં ગયા. સૌધર્મેંદ્રની આજ્ઞાથી કુબેરે દ્વારકા નગરી બનાવી. તેમાં કૃષ્ણનો રાજ્યાભિષેક થયો. અહીં પાંચમો પરિચ્છેદ પૂર્ણ થાય છે. પા. ૧૦૫ થી ૧૨૬ ( પ્રકરણ ૯ થી ૧૧ ).

છઠ્ઠો પરિચ્છેદ—પ્રદ્યુમ્નનો જન્મ. ધૂમકેતુએ પ્રદ્યુમ્નનું હરણ કર્યું, તેને કાલસંવર નામનો વિદ્યાધર રાજા પોતાના નગરમાં લઇ ગયો, અને તેને પુત્ર તરીકે રાખ્યો. પ્રદ્યુમ્નના પૂર્વ ભવનું વૃત્તાંત. પાંચ પાંડવોની ઉત્પત્તિનું વર્ણન. દ્રૌપદીનો સ્વયંવર. પાંડવોની સાથે દ્રૌપદીનો વિવાહ મહોત્સવ દ્રૌપદીના પૂર્વ ભવનો વૃત્તાંત. પાંડવો દ્યૂતમાં પરાજય પામી દ્વારકામાં આવ્યા. કાલસંવરની રાણી કનકમાલાએ પ્રદ્યુમ્નની પાસે સંભોગની યાચના કરી, અને તેને ગૌરી તથા પ્રજ્ઞપ્તિ નામની બે વિદ્યાઓ આપી. પવિત્રતાના નિધાન રૂપ પ્રદ્યુમ્ને તેણીની યાચના સ્વીકારી નહીં. પછી તે દ્વારકામાં આવ્યો, અને તેણે ત્યાં વિવિધ કૌતુકો પ્રગટ કર્યાં. અહી છઠ્ઠો પરિચ્છેદ પૂર્ણ થાય છે. પા. ૧૨૭ થી ૧૫૧ ( પ્રકરણ ૧૨ થી ૧૩ ).

સાતમો પરિચ્છેદ—પ્રદ્યુમ્ન જેવા પુત્રની પ્રાપ્તિ માટે સત્યભામાનો કદાગ્રહ થવાથી કૃષ્ણે હરિણૈગમેષી દેવનું આરાધન કર્યું. પછી જાંબવતીથી શાંબનો અને સત્યભામાથી બીકણ સ્વભાવવાળા ભાનુકનો જન્મ થયો. શાંબ સહિત પ્રદ્યુમ્ન ભોજકટ પુરમાં ગયો. ત્યાં તે વૈદર્ભીને પરણ્યો. ઉદ્ધત શાંબને કૃષ્ણે દ્વારકામાંથી કાઢી મૂકયો. પ્રદ્યુમ્ન પણ શાંબ સાથે સ્મશાનમાં જઇ રહ્યો.

સત્યભામાએ ભાનુકને પરણાવવા માટે નવાણું કન્યાઓ એકઠી કરી. તેમની સાથે પ્રદ્યુમ્નની સહાયથી શાંબનો વિવાહ થયો. સાતમો પરિચ્છેદ સંપૂર્ણ. પા. ૧૫૨ થી ૧૬૦ ( પ્રકરણ ૧૪ )

આઠમો પરિચ્છેદ—જરાસંધે યાદવો સાથે યુદ્ધ કરવા પ્રયાણ કર્યું. યાદવોએ યુદ્ધ માટે સજ્જ થઈ સેનપલ્લી ગામની પાસે સૈન્ય સ્થાપન કર્યું. જરાસંધના પક્ષના વિદ્યાધરોનો નિગ્રહ કરવામાટે પ્રદ્યુમ્ન, શાંબ અને વિદ્યાધરોને સાથે લઈ વસુદેવ વૈતાઢ્ય પર્વત પર ગયો. જરાસંધના મંત્રી હંસે યાદવોના બળનું વર્ણન કર્યું. તે સાંભળી જરાસંધે તેનું અપમાન કર્યું. જરાસંધના સૈન્યમાં ચક્રવ્યૂહની રચના કરવામાં આવી, અને યાદવોના સૈન્યમાં ગરૂડ વ્યૂહની રચના થઇ. બંન્ને સૈન્યનું યુદ્ધ થયુ. યુદ્ધમાં દુર્યોધન વિગેરે કૌરવોનો અને શિશુપાળ, હિરણ્યનાભ વિગેરેનો વિનાશ થયો.

ક્રોધ પામેલા જરાસંધે યાદવોના સૈન્યમાં જરા વિદ્યા મૂકી. તેને દૂર કરવા માટે કૃષ્ણે ધરણેંદ્રની આરાધના કરી. તેણે આપેલા શ્રી પાર્શ્વનાથના બિંબનું સ્નાત્રજળ છાંટવાથી યાદવોનું સૈન્ય જરા રહિત કર્યું. જરાસંધે કૃષ્ણ ઉપર ચક્ર મૂક્યું, તે કૃષ્ણના હાથમાં આવ્યુ. પછી કૃષ્ણે જરાસંધ ઉપર ચક્ર મૂક્યું, તેનાથી જરાસંધના મસ્તકનો છેદ થયો. આઠમો પરિચ્છેદ સંપૂર્ણ થયો. પા. ૧૬૧ થી પા. ૧૭૭ ( પ્રકરણ ૧૫ )

નવમો પરિચ્છેદ—કૃષ્ણે જરાસંધના પુત્ર સહદેવને રાજગૃહ નગરનું રાજ્ય સોંપ્યુ. ત્રણ વિદ્યાધરીઓ કૃષ્ણ પાસે આવી. તેમણે વિદ્યાધરો સહિત વસુદેવના આવવાની વધામણી આપી. વસુદેવનુ દ્વારકામાં આવવું થયું. જીવયશાએ અગ્નિ પ્રવેશ કર્યો, સેનપલ્લી ગામને ઠેકાણે આનંદપુર નગરની સ્થાપના કરી. કૃષ્ણે શંખપુર નામનું નવું નગર વસાવી તેમાં શ્રીપાર્શ્વનાથના બિંબની પ્રતિષ્ઠા કરી. કૃષ્ણે ભરતાર્ધ સાધ્યું. મગધ દેશમાં રહેલી કોટિ શિલા તેણે વામ ભુજાવડે ઉપાડી. યાદવો સહિત કૃષ્ણ દ્વારકામાં આવ્યા. તેને વાસુદેવ પદનો અભિષેક થયો. અને સોળ હજાર કન્યાઓસાથે તેનું પાણિગ્રહણ થયુ.

ઉગ્રસેન રાજાની ધારિણી નામની રાણીની કુક્ષિમાં યશોમતીનો જીવ અપરાજિત દેવલોકથી ચવીને અવતર્યો. રાજીમતીનો જન્મ થયો. ઉગ્રસેનના પુત્ર નભઃસેનને માટે કલ્પેલી કમલામેલા નામની કન્યાને સાગરચંદ્ર પરણ્યો.

વૈતાઢ્ય ઉપર પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધનો બાણની પુત્રી ઉષા સાથે ગાંધર્વ વિવાહ થયો. તે જાણી બાણે અનિરૂદ્ધને રૂંધ્યો. કૃષ્ણે આવી બાણ સાથે યુદ્ધ કર્યું. અને બાણને મારી નાંખ્યો. નવમો પરિચ્છેદ સંપૂર્ણ. પા. ૧૭૮ થી ૧૮૨ ( પ્રકરણ ૧૬)

દશમો પરિચ્છેદ—એકદા શ્રીનેમિકુમારે શસ્ત્રશાળામાં પ્રવેશ કરી પાંચ જન્ય શંખ વગાડયો. તે જાણી ચમત્કાર પામેલા કૃષ્ણે તેની સાથે ભુજ વાળવાનું યુદ્ધ કર્યું. તેમાં કૃષ્ણનો પરાજય થયો. રૈવતાચળ પર્વત ઉપર વસંત ઋતુને વિષે વનક્રીડા અને ગ્રીષ્મ ઋતુમાં જળક્રીડા કરી, કૃષ્ણ વિગેરેએ શ્રીનેમિકુમારને વિવાહ માટે પ્રાર્થના કરી. છેવટ તેણે સ્વીકાર્યું. કૃષ્ણ ઉગ્રસેનને ઘેર ગયા. રાજીમતી સાથે વિવાહનો નિશ્ચય કર્યો. શ્રી નેમિના વિવાહોત્સવની તૈયારી. વધને માટે આણેલા પશુઓના શબ્દ સાંભળી શ્રી નેમિ કુમારે પોતાનો રથ પાછો વાળ્યો. સમુદ્રવિજય વિગેરે ખેદ પામ્યા. રાજીમતી મૂર્છા પામી. શ્રી નેમિનાથે દીક્ષા ગ્રહણ કરી. રથનેમિએ રાજીમતી પાસે ભોગની યાચના કરી. તેણીએ તેને પ્રતિબોધ કર્યો. શ્રી નેમિનાથ પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ. કેવળજ્ઞાનનો મહોત્સવ અને ગણધરની સ્થાપના. દશમો પરિચ્છેદ સમાપ્ત. પા. ૧૮૩ થી ૧૯૯ ( પ્રકરણ ૧૭ ).

અગ્યારમો પરિચ્છેદ—નારદ દ્રૌપદીને ઘેર ગયા. તે અવિરતિ હોવાથી તેણીએ તેનો સત્કાર કર્યો નહી. તેથી ક્રોપ પામી નારદે ધાતકીખંડમાં અમરકંકા નામની નગરીમાં જઇ પદ્મ રાજાની પાસે દ્રૌપદીના સૌંદર્યનું વર્ણન કર્યું. પદ્મ રાજાએ દેવ પાસે દ્રૌપદીનું હરણ કરાવ્યું. પાંડવો સહિત કૃષ્ણ ધાતકીખંડમાં ગયા, પદ્મનો પરાજય કરી દ્રૌપદીને લઈ પાછા દ્વારકામાં આવ્યા.

દેવકીના ગર્ભમાં ઉત્પન્ન થયેલા સુલસાના છ પુત્રોએ ભદ્દિલપુરમાં શ્રી નેમિનાથ પાસે દીક્ષા લીધી. પ્રભુની સાથે તેઓ દ્વારકામાં આવ્યા. પ્રભુએ દેવકી પાસે તેમનો વૃત્તાંત કહ્યો. દેવકીને પુત્ર લાલન કરવાની ઉત્કંઠા થઇ. તેને માટે કૃષ્ણે નૈગમેષીની આરાધના કરી, તેથી દેવકીને વિષે ગજસુકુમાલ પુત્રનો જન્મ થયો, તે દીક્ષા ગ્રહણ કરી મોક્ષે ગયા. શ્રીનેમિનાથે કૃષ્ણની પાસે ગજસુકુમાલનો પૂર્વભવ કહ્યો. નવ દશાર્હો અને શિવાદેવી વિગેરેએ સ્વામી પાસે દીક્ષા લીધી. કનકવતી અને સાગરચંદ્ર દીક્ષા લઈ મોક્ષે ગયા. કોઇ દેવ કૃષ્ણની પરીક્ષા કરવા આવ્યો. દેવ પ્રસન્ન થયો તેણે રોગને શાંત કરનારી

ભેરી આપી. કૃષ્ણે પ્રભુપાસે વૈતરણિ અને ધન્વંતાર વૈદ્યોની ગતિ પૂછી. વૈતરણિ વૈદ્યનો આગામી ભવનો વૃત્તાંત. કૃષ્ણના પુત્ર ઢંઢણકુમારે દીક્ષા ગ્રહણ કરી. તેના પૂર્વ ભવનો વૃત્તાંત. તેને કેવળજ્ઞાનની પ્રાપ્તિ.

શ્રીનેમિનાથ ગિરનારગિરિ ઉપર સમવસર્યા. પાલકે દ્રવ્યથી અને શાંબે ભાવથી પ્રભુને પ્રથમ વંદન કર્યું. અગ્યારમો પરિચ્છેદ સમાપ્ત. પા. ૨૦૦ થી ૨૧૫ ( પ્રકરણ ૧૮ ).

બારમો પરિચ્છેદ—કૃષ્ણે શ્રીનેમિનાથની પાસે દ્વારકાના વિનાશનું કારણ પૂછ્યું. શ્રીનેમિનાથે દ્વૈપાયનથી દ્વારકાનો દાહ તથા જરાકુમારથી કૃષ્ણનું મરણ થશે એમ કહ્યું. કૃષ્ણની રક્ષા માટે જરાકુમાર વનમાં ગયો. સિદ્ધાર્થ દીક્ષા લઈ સ્વર્ગે ગયો. શાંબાદિક કુમારોએ મદિરાપાન કરી પથ્થરોવડે દ્વૈપાયન મુનિને પ્રહાર કર્યા. દ્વૈપાયન કોપ પામ્યો. દ્વારકામાં ધર્મની પ્રવૃત્તિ. દ્વૈપાયન અગ્નિકુમારમાં દેવ થયો. તેણે ક્રોધથી દ્વારકાનો દાહ કર્યો. કૃષ્ણને વિષાદ થયો.

રામ અને કૃષ્ણે પાંડુમથુરા તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં કૃષ્ણ ક્ષુધાતુર થયા. ભોજન લાવવા માટે બળભદ્ર હસ્તિકલ્પપુરમાં ગયા. ત્યાં ધૃતરાષ્ટ્રના પુત્રે તેની સાથે યુદ્ધ કર્યું; તેનો તેણે પરાજય કર્યો. રામ અને કૃષ્ણે દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં કૌશાંબ નામના વનમાં કૃષ્ણને તીવ્ર તૃષા લાગી, બળભદ્ર જળ લાવવા ગયા; ભવિતવ્યતાને યોગે તે વનમાં જરાકુમાર આવ્યો. તેણે સુતેલા કૃષ્ણને મૃગ ધારી તેના પાદને તળે શર માર્યું. કૃષ્ણ જાગી ગયા, પરસ્પર ઓળખાણ થઈ, જરાકુમાર ખેદથી મુર્છા પામ્યો. કૃષ્ણના કહેવાથી જરાકુમાર પાંડવો પાસે ગયો. કૃષ્ણ રૌદ્રધ્યાનથી મરી ત્રીજી નરકે ગયા. બારમો પરિચ્છેદ સમાપ્ત. પા. ૨૧૬ થી ૨૨૪ ( પ્રકરણ ૧૯ ).

તેરમો પરિચ્છેદ—જળ લઇ બલભદ્ર આવ્યા. કૃષ્ણને મરેલા જોઇ મુર્છા પામ્યા. ભાઇના સ્નેહથી મોહ પામેલા બળભદ્ર કૃષ્ણનું કલેવર સ્કંધપર આરોપણ કરી પર્વતાદિકમાં ભ્રમણ કરવા લાગ્યા. સિદ્ધાર્થ દેવે આવી વિવિધ દૃષ્ટાંતોવડે બળભદ્રને પ્રતિબોધ કર્યો; પછી તેણે દીક્ષા લીધી.

એકદા-બળભદ્ર મુનિ ભિક્ષા માટે નગરમાં પ્રવેશ કરતા હતા, તે વખતે કુવાને કાંઠે રહેલી કોઇ સ્ત્રીએ મુનિનું રૂપ જોઇ વ્યગ્ર થવાથી ઘડાને બદલે

પોતાના પુત્રના જ કંઠમાં દોરડું બાંધ્યુ. તે જોઇ બળભદ્ર મુનિએ નગરમાં જ પ્રવેશ ન કરવો એવો અભિગ્રહ લીધો વનમાં કોઇ જાતિસ્મરણ પામેલો મૃગ બળભદ્ર મુનિનો સેવક થયો એકદા મુનિ વનમાં મૃગે દેખાડેલા રથકારની પાસે ભિક્ષા માટે ગયા. તે ત્રણે ઉપર વૃક્ષ પડવાથી મરીને તેઓ બ્રહ્મલોકમાં ગયા.

બળભદ્રદેવ બ્રહ્મલોકથી ત્રીજી નરકમાં કૃષ્ણ પાસે ગયો, તેણે કૃષ્ણના કહેવાથી ભરતક્ષેત્રમાં કૃષ્ણ અને બળભદ્રના માહાત્મ્યની પ્રસિદ્ધિ કરી. પાંડવોએ દીક્ષા ગ્રહણ કરી. શ્રીનેમિનાથનો પરિવાર. પ્રભુ ગિરિનાર પર્વત ઉપર ગયા, ત્યાં છેલ્લી દેશના આપી. છેવટ શ્રી નેમિનાથ પ્રભુ તથા પ્રદ્યુમ્ન વિગેરે મુનિઓ નિર્વાણ પામ્યા.

શ્રીનેમિનાથ પ્રભુનાં દર્શન કરવા ઉત્કંઠિત થયેલા પાંડવમુનિઓ હસ્તિકલ્પપુરમાં આવ્યા. ત્યાં શ્રી નેમિનાથ પ્રભુનુ નિર્વાણ સાંભળી ખેદ પામી તેઓ શ્રી શત્રુંજય પર્વત ઉપર ગયા. ત્યાં તેમને કેવળજ્ઞાન અને મોક્ષ પ્રાપ્ત થયું. દ્રૌપદી બ્રહ્મલોકમાં ગઈ. પા. ૨૨૫ થી ૨૩૧ ( પ્રકરણ ૨૦ )

ગ્રંથ પ્રશસ્તિ પા. ૨૩૨.

ઉપર પ્રમાણે આખા ચરિત્રનો સાર સંક્ષેપમા આપેલ છે છેવટે અત્યંત મંગળરૂપ પોતાના ગુરૂની પટ્ટ પરંપરા ગ્રંથકાર મહારાજે આપી પોતાની ગુરૂભક્તિ અને લઘુતા બતાવી આ શ્રી નેમનાથ પ્રભુનુ ચરિત્ર સંપૂર્ણ કરેલ છે

આ ગ્રંથ ખાસ પઠન પાઠન કરવા જેવો, આલ્હાદ–આત્મિક આનંદ ઉત્પન્ન કરનાર, જ્ઞાન દર્શન ચારિત્ર પ્રભાવને પ્રગટ કરનાર, બ્રહ્મચર્યના મહિમાને જણાવનાર હોઇ સાધર્મિં બંધુ બ્હેનોના વાંચવામા આવે તો તેમનામા સાંસારિક ઉન્નતિની, અનુભવ સિદ્ધ ધર્મકાર્યની, નીતિના નિર્મળ બોધની અને આત્મજ્ઞાનની ભાવનાઓ સ્ફુરીત થાય, તેમજ પોતાના ઉચ્ચ આશયોતું અને નિર્મળ સમ્યકત્વનુ મહાન બળ પ્રગટ થતા દરેક વાચક પોતા માટે મોક્ષ નજીક લાવી શકે તેમ છે તેવા શુભ ઇરાદાથી આ બાવીશમા શ્રી નેમનાથ ભગવાનના ચરિત્રનો આ ગ્રંથ પ્રકટ કરવામાં આવેલ છે જેને માટે વધારે વર્ણન કરવા કરતા પૂર્ણ વાચી જવાની નમ્ર સુચના કરીયે છીયે.

સદરહુ ગ્રંથની શુદ્ધિને માટે યથાશક્તિ પ્રયત્ન કરવામા આવ્યો છે, છતા દૃષ્ટિ કે પ્રેસ દોષ લઇને તેમજ બીજી રીતે કોઇ પણ સ્થળે સ્ખલના જણાય તો મિથ્યા દુષ્કૃત પૂર્વક ક્ષમા માગીયે છીયે.

શ્રી આત્માનંદ ભવન
જ્ઞાન પંચમી સંવત ૧૯૮૦
આત્મ સંવત —૨૮
વીર સંવત ૨૪૫૦

લેખક
ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.
સેક્રેટરી.

## આ સભા તરફથી ખાસ વાંચવા જેવા પ્રગટ થયેલા ઉપયોગી ગુજરાતી ગ્રંથો.

| | | |
|---|---|---|
| ૧ | શ્રી જૈન તત્ત્વાદર્શ ( શાસ્ત્રી ) | ૫—૦—૦ |
| ૨ | નવતત્ત્વનો સુંદર બોધ | ૦-૧૦ ૦ |
| ૩ | દેવસીરાઈ પ્રતિક્રમણ | ૦—૩—૦ |
| ૪ | જીવવિચાર વૃત્તિ | ૦—૬—૦ |
| ૫ | અજ્ઞાન તિમિર ભાસ્કર | ૨—૮—૦ |
| ૬ | જૈન ધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦—૮—૦ |
| ૭ | જૈનતત્ત્વસાર મૂળ તથા ભાષાંતર | ૦—૬—૦ |
| ૮ | દંડક વિચાર વૃત્તિ મૂળ અવચૂરિ | ૦—૮—૦ |
| ૯ | નયમાર્ગદર્શક | ૦ ૧૨-૦ |
| ૧૦ | હંસવિનોદ ( શાસ્ત્રી ) | ૦-૧૨-૦ |
| ૧૧ | વિવિધ પૂજાસંગ્રહ | ૦—૮—૦ |
| ૧૨ | કુમાર વિહારશતક મૂળ અવચૂરિ અને ભાષાંતર સાથે ( શાસ્ત્રી ) | ૧—૮—૦ |
| ૧૩ | જૈન તત્ત્વસાર ભાષાંતર | ૦—૨—૦ |
| ૧૪ | પ્રકરણ સંગ્રહ | ૦—૪—૦ |
| ૧૫ | નવ્વાણું પ્રકારી પૂજા અર્થ સહિત | ૦—૮—૦ |
| ૧૬ | આત્મવલ્લભ સ્તવનાવલી | ૦—૬—૦ |
| ૧૭ | મોક્ષપદ સોપાન | ૦-૧૨-૦ |
| ૧૮ | ધર્મબિન્દુ ગ્રંથ, મૂળ ટીકા અને ભાષાંતર સાથે | ૨—૮—૦ |
| ૧૯ | પ્રશ્નોત્તર પુષ્પમાલા ( શાસ્ત્રી ) | ૦-૧૪ ૦ |
| ૨૦ | ધ્યાનવિચાર ( ગુજરાતી ) | ૦—૩—૦ |
| ૨૧ | શ્રાવક કલ્પતરૂ | ૦—૬—૦ |
| ૨૨ | આત્મપ્રબોધ ગ્રંથ ( શાસ્ત્રી ) | ૨—૮—૦ |
| ૨૩ | આત્મોન્નતિ | ૦-૧૦-૦ |
| ૨૪ | પ્રકરણ પુષ્પમાલા પ્રથમ પુષ્પ | ૦—૬—૦ |
| ૨૫ | જંબુસ્વામી ચરિત્ર | ૦—૮—૦ |
| ૨૬ | જૈન ગ્રંથ ગાઇડ ( ગુજરાતી ) | ૧—૦—૦ |
| ૨૭ | તપોરત્ન મહોદધિ ભાગ ૧—૨ તમામ તપ વિધિ સાથે | ૦—૮—૦ |
| ૨૮ | વિવિધ પૂજાસંગ્રહ (બી. આવૃત્તિ) | ૧—૪—૦ |
| ૨૯ | સમ્યકૃત્વ સ્તવ ભાષાંતર સાથે. | ૦—૪—૦ |
| ૩૦ | શ્રી શ્રાદ્ધગુણ વિવરણ | ૧—૮—૦ |
| ૩૧ | ચંપકમાળા ચરિત્ર | ૦—૮—૦ |
| ૩૨ | કુમારપાલ ચરિત્ર ( હિંદી ) | નથી |
| ૩૩ | શ્રી સમ્યકૃત્વ કૌમુદી | ૧—૦—૦ |
| ૩૪ | પ્રકરણ પુષ્પમાલા બીજું રત્ન | ૦—૮—૦ |
| ૩૫ | અનુયોગદ્વાર સૂત્ર | ૦—૮—૦ |
| ૩૬ | અધ્યાત્મમત પરીક્ષા | ૦—૪—૦ |
| ૩૭ | ગુરૂગુણ છત્રીશી | ૦—૮—૦ |
| ૩૮ | શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦—૫—૦ |
| ૩૯ | શ્રી આત્મકાન્તિ પ્રકાશ | ૦—૪—૦ |
| ૪૦ | જ્ઞાનામૃત કાવ્યકુંજ ( જ્ઞાનસાર અષ્ટક ગદ્ય, પદ્ય, અનુવાદ સહિત) | ૦-૧૨-૦ |
| ૪૧ | શ્રી દેવ ભક્તિમાળા પ્રકરણ | ૧—૦—૦ |
| ૪૨ | શ્રી ઉપદેશ સપ્તતિકા | ૧—૦—૦ |
| ૪૩ | સંબોધ સિત્તરી | ૧—૦—૦ |
| ૪૪ | ગુણમાલા ( પંચપરમેષ્ઠિના ૧૦૮ ગુણનું વર્ણન અનેક કથાઓ સહિત ) | ૧—૮—૦ |
| ૪૫ | સુમુખનૃપાદિ કથા | ૧—૦—૦ |
| ૪૬ | શ્રી નેમનાથ પ્રભુનુ ચરિત્ર | ૧—૮—૦ |

## છપાયેલા જૈન ઐતિહાસિક ગ્રંથો.

( શ્રીમાન્ પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી ગ્રંથમાળા. )

| | | |
|---|---|---|
| ૧ | વિજ્ઞપ્તિ ત્રિવેણી | ૧—૦—૦ |
| ૨ | કૃપા રસકોષ | ૧—૦—૦ |
| ૩ | શત્રુંજય તિર્થોદ્ધાર પ્રબંધ | ૧—૦—૦ |
| ૪ | પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૧ લો | ૧—૦—૦ |
| ૫ | દ્રૌપદી સ્વયંવર નાટક | ૦—૪—૦ |
| ૬ | પ્રાચીન લેખ સંગ્રહ ભા ૨ જો. | ૨—૮—૦ |

તમામ નફો જ્ઞાનખાતામાં વપરાય છે. આ સિવાય જૈનધર્મના તમામ ગ્રંથો પણ અમારે ત્યાંથી મળશે નંબર ૩—૫—૧૧—૧૮—૨૦—૨૩—૨૪—૩૨—૩૪—૩૯ ૪૦ ના

નંબર ૨—૩—૪ આટલા ગ્રંથો સીલીકે નથી.



# વિષયાનુક્રમણિકા


| પ્રકરણ. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | શ્રી નેમનાથ પ્રભુના પૂર્વ ભવ વર્ણન–પહેલા બીજા ભવનું વર્ણન | ૧–૨ |
| ૨ | „ ત્રીજા ચોથા ભવનુ વર્ણન | ૮ |
| ૩ | „ પાચમા છઠ્ઠા ભવનુ વર્ણન | ૧૪ |
| ૪ | „ સાતમા આઠમા ભવનુ વર્ણન. | ૨૨ |
| ૫ | શ્રી નેમનાથ પ્રભુના નવમા ભવનુ વર્ણન, હરિવંશ કુળની ઉત્પતિ અને વસુદેવ રાજાનું વૃત્તાંત. | ૨૭ |
| ૬ | કંસ રાજાની ઉત્પત્તિ | ૩૦ |
| ૭ | કનકાવતી સાથે વસુદેવ રાજાનો વિવાહ | ૫૭ |
| ૮ | શ્રી નળ દમયતીનુ ચરિત્ર. | ૬૭ |
| ૯ | શ્રી કૃષ્ણવાસુદેવ અને બળભદ્રજીનો જન્મ અને બાળક્રીડા. | ૧૦૫ |
| ૧૦ | શ્રી નેમનાથ ભગવાનનો જન્મ. | ૧૧૩ |
| ૧૧ | વાસુદેવ તથા રામનુ પરાક્રમ. ( કંસનો વધ ) | ૧૧૫ |
| ૧૨ | શ્રી નેમનાથ પ્રભુનુ બાલ્ય જીવન. રૂક્મિણીનુ કૃષ્ણે કરેલુ હરણ અને પ્રદ્યુમ્નનો જન્મ | ૧૨૭ |
| ૧૩ | શ્રી પાચ પાંડવોની ઉત્પત્તિ યૌવનાવસ્થા અને દ્રૌપદીનો સ્વયવર. | ૧૪૦ |
| ૧૪ | શાંબકુમારનુ જીવન વૃતાંત | ૧૫૨ |
| ૧૫ | પ્રતિવાસુદેવ જરાસંધ અને શિશુપાળનો વધ.... | ૧૬૧ |
| ૧૬ | શ્રી કૃષ્ણવાસુદેવનો રાજ્યાભિષેક | ૧૭૮ |
| ૧૭ | શ્રી નેમનાથ પ્રભુની બાળક્રીડા–બળ પરિક્ષા, ચરિત્ર અને લગ્નની તૈયારી, દીક્ષા મહોત્સવ, ઉત્પન્ન થયેલુ કેવળજ્ઞાન અને કરેલ તીર્થ સ્થાપના | ૧૮૩ |
| ૧૮ | સતી દ્રૌપદીનુ હરણ, શ્રી નેમનાથ પ્રભુના વિહારનુ વર્ણન અને ગજસુકુમાળ કુમારનુ તથા ઢઢણ મુનિનુ જીવન વૃતાંત | ૨૦૦ |
| ૧૯ | દ્વારકાદહન–કૃષ્ણ વાસુદેવનુ અવસાન | ૨૧૬ |
| ૨૦ | શ્રી બળભદ્રજીનુ ચારિત્ર ગ્રહણ, શ્રી નેમનાથ પ્રભુનું મોક્ષગમન અને દેવોએ કરેલો નિર્વાણ મહોત્સવ અને પ્રભુના પરિવારનુ વર્ણન | ૨૨૫ |
| ૨૧ | ગ્રંથ પ્રશસ્તિ–ગ્રંથકર્તાનુ નામ, કયા ગામમા કઇ સાલમા રચ્યો તેની હકીકત. | ૨૩૨ |



બાળબ્રહ્મચારી બાવીશમા જિનેશ્વર

# શ્રી નેમનાથ પ્રભુનું

## ચરિત્ર.




श्रीमद्–गुणविजयगणि विरचित.

# श्रीनेमिनाथ प्रभुनुं चरित्र.

## प्रथम परिच्छेद.

### પૂર્વભવ વર્ણન.




આ દુનિયામા બ્રહ્મારૂપે વંદનીય થયેલા, જેમના ચરણે શ્વેત વૃષભનુ લાંછન વિરાજીત છે, તથા જગતમા ભવ્ય ધર્મીજનો જેમને નમસ્કાર કરી રહ્યા છે, એવા **શ્રીઋષભદેવસ્વામી** જયવંત વર્તે છે.

ત્રણ ભુવનમા સૂર્ય સમાન, ભવિજનરૂપી કમળોને વિકસિત કરવામા કારણરૂપ, મન્મથનું માન મોડનારા તથા પૃથ્વીમંડલમા પ્રસિદ્ધ થયેલા એવા **શ્રી ત્રિશલાનંદન** જયવતા વર્તો.

આગમરૂપ કમળને વિકાસ પમાડવામાં રવિ સમાન, એવા મારા સદ્ગુરૂ ચિરકાલ જયવંત રહો, કે જેમની અદ્ભુત પ્રતિભા ( બુદ્ધિ ), શિષ્યોના અતિ આગ્રહથી ઇચ્છા પૂર્વક જાણે મતિને ઉન્નત બનાવતી હોયની ?

દેદીપ્યમાન કેવલ જ્ઞાનરૂપ સૂર્યને ધારણ કરનારા એવા **શ્રી પુંડરીક** ગણધર સ્વામીથી માંડીને **ગૌતમસ્વામી** સુધીના તમામ ગણધરો જગતને પાવન કરે છે.

કનકના નિર્મળ કુંડળને ધારણ કરનારી, જગતને પૂજનીય, સુકવિઓના મનોવાંછિતને પૂર્ણ કરનારી, એવી **શ્રી સરસ્વતી** દેવી સાક્ષાત્ અગણિત સુખને ઉપજાવે છે.

ઉપર રહ્યા તે જિનેશ્વરો, ગણધરોના તથા શ્રી સરસ્વતીની, પરમ ભક્તિથી પ્રીતિને ઉપજાવનાર તથા માનસિક સુખને કરનાર એવા ચરણકમલ–યુગલને પ્રણામ કરીને **શ્રી નેમિનાથ**, રામ, કૃષ્ણ, જરાસંધ, એમનુ સરલ ચરિત્ર હું ( ગુણવિજયગણિ ) રચુ છુ.

# પ્રકરણ ૧ લું.

## પહેલો તથા બીજો ભવ.



જંબૂદ્વીપના ભરતક્ષેત્રમા પૃથ્વીરૂપ સ્ત્રીના તિલક સમાન એવું અચલપુર નામે નગર હતું. ત્યાં રણસંગ્રામમા ગ્રેમાળ એવો વિક્રમધન નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને ધારિણી નામે રાણી કે જે તેને બહુ પ્રિય હતી. એક દિવસે તે રાણીએ રાત્રી થોડી બાકી રહી હતી તે વખતે સ્વપ્નમાં ભમરા અને કોયલગણથી વ્યાપ્ત, માજરના ગુચ્છાઓમાથી પૂર્ણ આમ્રવૃક્ષ દીઠો તે સહકાર તરૂને કોઈ રૂપવાન પુરૂષ હાથમા લઇને આ પ્રમાણે કહેવા લાગ્યો—"આ 'સહકાર આજે જે તારા આગણે રોપવામા આવે છે, તે કેટલોક સમય જતાં નવ વાર અન્ય અન્ય સ્થળે સ્થાપના કરતા ઉત્કૃષ્ટ ને ઉત્કૃષ્ટ ફલ આપનાર થશે" આ પ્રમાણે સ્વપ્ન જોઇને તે રાણી એને પોતાના વલ્લભ ( સ્વામી ) ને કહ્યું એટલે રાજાએ તે સ્વપ્નનો સ્વપ્નપાઠકો પાસે નિર્ણય કરવાનો વિચાર ચલાવ્યો. ત્યારે સ્વપ્નપાઠકોએ તેનું ફલ કહી બતાવ્યું કે—"તમારે એક સુંદર પુત્ર થશે; પરંતુ અન્ય અન્ય સ્થળે રોપવાથી નવ વાર ઉત્કૃષ્ટ ને ઉત્કૃષ્ટ ફલ આપનાર થશે, તે બાબત અમે જાણતા નથી. એ તો કેવલી જાણે." આ પ્રમાણે તેમનું વચન સાંભળીને રાણી બહુજ ખુશી થઈ અને ત્યારથી બહુજ સાવચેતીથી પૃથ્વી જેમ નિધાનને ધારે તેમ તે ગર્ભને ધારણ કરવા લાગી. ત્યારપછી સમય આવતાં તેણીએ પવિત્ર રૂપયુક્ત, પૂર્વ દિશા જેમ દુનીયાને આનંદ ઉપજાવનાર એવા સૂર્યને પેદા કરે, તેમ પુત્રને જન્મ આપ્યો. તે વખતે તે રાજાએ મોટા મહોત્સવ પૂર્વક પુત્રનો જન્મ-મહોત્સવ કરીને ધન[1] એવું નામ રાખ્યું, માતાપિતાના મનોરથની સાથે તે બાળક વધવા લાગ્યો. ધાવમાતાઓની જેમ રાજાઓના એક ખોળામાંથી બીજા ખોળામા જતાં કલ્પવૃક્ષની જેમ વૃદ્ધિ પામતા તે આઠ વરસનો થયો. તે વખતે અધ્યાપક પાસે તેને બધી કળાઓ શીખવવામા આવી, અને અનુક્રમે તે મન્મથના ક્રીડાવન સમાન એવા યૌવનને પામ્યો.

---

૧—"धग-धणवई सोहम्मं, चित्तगई खयरोय रयणवई। माहिंद अपराजिय पीयमई आरणे तत्तो ॥ १ ॥ संखो जसमई मज्झा, तत्तो अपराजिए विमाणम्मि। नेमि-राईमई चिय नवमभवे ठोवि वंदामि" ॥ २ ॥

અર્થ—"પહેલે ભવે ધનને ધનવતી, બીજે સૌધર્મ દેવલોક, ત્રીજે વિદ્યાધર ચિત્રગતિ ને રત્નવતી, ચોથે માહેન્દ્ર દેવલોકે, પાચમે અપરાજિત ને પ્રીતિમતી, છઠ્ઠે આરણ દેવલોકે સાતમે શંખ ને યશોમતી, આઠમે અપરાજિત વિમાને, અને નવમે નેમિનાથ ને રાજીમતી—એ બંને અમર આત્માઓને હું વંદન કરૂં છુ"

એવામાં કુસુમપુર નામના નગરમાં સિંહ નામે રાજા છે, તે રણાંગણમાંથી યશ પામેલ અને મહા બલવાન્ છે, તેને ચંદ્રની લેખા સમાન નિર્મળ વિમલા નામે પટરાણી છે. તેની કુખે ઉત્પન્ન થયેલી ધનવતી નામે કન્યા છે, તે રતિ, પ્રીતિ અને રંભા વિગેરેના રૂપને જીતનારી તથા સમસ્ત કળાઓની એક પેટી સમાન છે.

એક દિવસે વસંત ઋતુ આવતા તે પોતાની સખીઓના પરિવાર સહિત ઉપવનમાં ગઈ. તે ઉદ્યાન, અનેક સહકાર, રાયણ, ચંપક અશોક, પારિજાત વિગેરે સારા વૃક્ષોની શ્રેણિથી સુશોભિત હતું. રાજહંસ, ભમરા તથા સારસ પક્ષીઓના જોડલાથી તે સંસેવિત હતું. ગાયન કરતી વનમાલિની ( માલણો ) ઓથી તે મનોહર હતું તથા શેલડીના વાઢ જગે જગે ત્યાં જોવામાં આવતા હતા. એવા ઉદ્યાનમાં વિવિધ વિનોદને નિહાલતી તે રાજકુમારીએ અશોક વૃક્ષની નીચે પોતાના હાથમાં જેણે એક ચિત્ર ધારણ કરેલ છે એવા એક ચિતારાને જોયો, અને તેની એક કમલિની સખીએ તે ચિતારાના હાથમાંથી તે છબી બલાત્કારથી છીનવી લીધી. તે છબીમા ધનવતીએ, મનને આનંદ ઉપજાવનાર એવા એક પુરૂષના રૂપને દીઠું. તે રૂપથી અત્યંત આશ્ચર્ય પામતી તે ચિતારાને પૂછવા લાગી કે—"હે ભદ્ર ! આ કોનું રૂપ છે ? આવું રૂપ તો સુર, અસુર, અને મનુષ્યોમાં સંભવતુ નથી. અથવા તો પોતાની ચતુરાઇ બતાવવા તેં સ્વબુદ્ધિથી આ ચિત્ર આળેખ્યું હશે ! કારણકે ઘણા માણસોને ઘડવાથી થાકી ગયેલ અને જરાથી જર્જર થયેલ એવા વિધાતાને આવું રૂપ બનાવવાની શક્તિ ક્યાંથી હોય ?" આ સાંભળીને ચિતારો જરા હસીને કહેવા લાગ્યો કે—"હે મૃગલોચને ! ( મૃગ જેવા લોચનવાળી ) મેં જેવું રૂપ જોયું છે, તેવું આલેખવા જતા તો આ ચિત્રમાં એક લવમાત્ર પણ મારી ચતુરાઈ વાપરી નથી. આ ચિત્રપટમા જે પુરૂષને મેં આળેખ્યો છે, તે અચલપુરનો સ્વામી વિક્રમધનનો ધન નામે પુત્ર છે. મેં મંદબુદ્ધિથી આ ચિત્ર બનાવ્યું છે, પણ સાક્ષાત્ તે ધનને જોયા પછી આ ચિત્રને જે જુએ, તે જરૂર વારંવાર મારી નિંદા કરે. તે એને જોયો નથી, તેથી આ મારૂં ચિત્ર જોઈને કુવાના દેડકાની જેમ ખરેખર ! તું વિસ્મય પામે છે, વળી હે ભદ્રે ! તેનું રૂપ જોઇને દેવાંગના પણ મોહ પામ્યા વગર ન રહે, તો માનવસ્ત્રીઓની શી વાત ? મેં તો માત્ર પોતાની આંખના વિનોદની ખાતર આ રૂપ ચિતરેલ છે." આ બધો વ્યતિકર, ધનવતી ત્યા ઉભી ઉભી સાંભળતી હતી. અને જેટલી વાર તે ચિત્રને જોઈ રહી, તેટલી વારમા તે કામદેવના બાણથી ઘાયલ થઇ ગઇ. તે ચિત્રના બહુજ વખાણ કરીને કમલિનીએ લોચનના વિનોદને માટે તે માગી લીધું, અને તે ઘરભણી રવાના થતા તેની સાથે ધનવતી પણ પોતાના ઘરે ગઇ, પરંતુ તરતજ તે શૂન્ય હૃદયવાળી બની

ગઈ. ત્યારથી તે, રાજહંસી જેમ મરૂ દેશમા તેમ ક્યાંય પણ સંતોષ ન પામી, એટલુંજ નહિ પણ વનમાંથી પકડી આણેલ વિયોગી હાથણીની જેમ તે ક્ષુધા તૃષાને પણ જાણતી ન હતી અને રાત્રે નિદ્રા પણ લેતી ન હતી ચિત્રપટમા ચિત્રેલ અને કાને સાંભળેલ ધનના રૂપનું વારંવાર સ્મરણ કરીને તે કાલજીને લીધે ગાલ ઉપરથી પોતાનો હાથ અલગ કરતી ન હતી. ધનકુમારના ધ્યાનને વશ થયેલી તે જે કાંઈ ચેષ્ટા કરતી, તે બીજા જન્મમા જાણે કરેલ હોય, તેમ તેના સ્મરણમા રહેતું નહિ. યોગિની જેમ ઇષ્ટદેવતાને અને નિર્ધન માણસ જેમ દ્રવ્યને ચિંતવે, તેમ તે એક ધનનુંજ ધ્યાન ધરવા લાગી ધનવતીની આવી હાલત જોઈને એક દિવસે કમલિનીએ તેને પૂછ્યુ કે—"હે કમલ લોચને! તને એવી તે કઈ પીડા સતાવે છે કે જેથી તુ આવી દુર્બળ બની ગઇ છે?" ત્યારે ધનવતી બોલી કે–"હે સખી કમલિની! એક પરાયા માણસની જેમ તું મને શા માટે પૂછે છે? શું તને એ બાબતની ખબર નથી? તું તો મારા બીજા હૃદય સમાન છે, તુ મારા જીવિતવ્ય તુલ્ય છે, તો આવો પ્રશ્ન કરીને મને શા માટે શરમાવે છે?" કમલિની બોલી—"હે સખિ! તે મને ઠપકો દીધો તે વાજબી છે. હું તારા મનનું શલ્ય સમજી ગઈ છું, કે ધનની પ્રાપ્તિનો, તારા હૃદયમાં મોટામા મોટો મનોરથ છે. પેલા ચિત્રને જોતાજ તું ધનને ચ્હાય છે–એવી મે ખાત્રી કરી લીધી. એક અજાણની જેમ મેં તને જે પૂછ્યું, તે તો મેં એક હાંસીમાત્ર કરી તારો આ અનુરાગ ઉચિત સ્થાને જાણીને મે એક જ્ઞાનીને પૂછ્યુ –'મારી સખીએ ચિંતવેલ વર શુ તેને પ્રાપ્ત થશે?' તેમણે કહ્યું–'તે મળશે' માટે હે સખિ! તું ધીરજ ધર. તારો મનોરથ અલ્પ સમયમાં સિદ્ધ થશે." આ પ્રમાણે તેણે આશ્વાસન આપ્યુ એટલે ધનવતીને ધીરજ આવી.

એક વખતે ધનવતી, દીવ્ય વસ્ત્ર ને અલંકાર ધારણ કરીને તે પિતાને પ્રણામ કરવા આવી તેને નિહાળીને રાજા આનંદ પામ્યો, પછી તેને વિદાય કરીને તે વિચારવા લાગ્યો કે–'મારી આ પુત્રી વરવા લાયક થઈ છે, એને લાયક પતિ કોણ થશે?' આ પ્રમાણે રાજા વિચાર કરે છે, તેવામા પૂર્વે પોતે મોકલેલ દૂત વિક્રમધન રાજા પાસેથી આવ્યો. તે રાજકાર્ય બધું નિવેદન કરીને બેઠો, એટલે સિંહરાજાએ તે દૂતને પૂછ્યું કે–'ત્યાં જતા તેં કાંઇ આશ્ચર્ય દીઠું?' તે બોલ્યો–"મેં વિક્રમધન રાજાના પુત્રનું રૂપ જોયુ. તેના જેવું રૂપ દેવ, મનુષ્ય કે વિદ્યાધરોમા નહિ હોય તે વખતે મે વિચાર કર્યો કે–'આ વર ધનવતીને યોગ્ય છે, માટે જો એમનો સંગમ થાય, તો વિધાતાનો પ્રયાસ સફલ થાય." એમ સાંભળીને રાજા બહુ સંતુષ્ટ થઇને બોલ્યો—"અહો! તું પોતે મારા કામની કાલજી રાખે છે. સુતાના વરની ચિંતારૂપ સમુદ્રમા હું નિમગ્ન

થઈ ગયો હતો, તેથી તેં આજ મારો ઉદ્ધાર કર્યો. હવે પાછો તું ત્યા જા અને મારા કહેવા મુજબ ધનને ધનવતી આપવાની રાજા પાસે માગણી કર," આ મસલત થતી હતી તે વખતે ધનવતીની નાની બેન ચંદ્રવતી, પિતાને પ્રણામ કરવાને ત્યાં આવી હતી, તેણે બધા સમાચાર જાણી લીધા. દૂત પોતાને ઘેર ગયો. અને ચંદ્રવતી પણ ખુશી થતી થતી ધનવતી પાસે આવીને દૂતની વાતા બધી તેને કહી સંભળાવી. એટલે ધનવતી કહેવા લાગી કે—"હે બ્હેન! તારા બોલવાથી મને ખાત્રી થતી નથી, તું અજાણપણે બોલે છે, પણ ખરી વાતની તને ખબર નથી. તે દૂતને કોઇ બીજા કામ માટે મોકલ્યો હશે, પરતુ હે ભોળી! તું તેમાં મારી બાબત સમજી બેઠી." એવામા કમલિની બોલી—"હે સખિ! તે દૂત તો હજી પણ અહિંજ છે, તેને પૂછવાથી બધી ખબર પડશે. હાથના કંકણ જોવાને આરીસાની શી જરૂર છે?" એમ કહી તેના ભાવને સમજીને કમલિની તે દૂતને તેડી લાવી. એટલે તેના મુખથી બધુ યથાર્થ સાંભળીને ધનવતી પોતાના મનમાં અતિશય આનંદ પામી, અને ધનના નામે તેણે એક લેખ લખીને તે દૂતને સોપ્યો. પછી તે દૂત અચલપુરમા આવ્યો. તેને તરતજ પાછો આવેલો જોઇને વિક્રમધન રાજા વિસ્મય પામ્યો અને ખેદ સહિત કહેવા લાગ્યો—'સિંહરાજા કુશળ તો છેને? તુ જઈને પાછો તરત કેમ આવ્યો? માટે વિકલ્પોથી અમારૂં મન બહુ મુંજાય છે.' દૂત કહેવા લાગ્યો—"હે રાજન્! સિંહરાજા તો કુશલ છે, પણ તરત પાછા આવવાનું કારણ સાભળો—તે રાજાની ધનવતી કન્યા, તમારા પુત્ર ધનને આપવા માટે લેખ સહિત મને અહીં મોકલ્યો છે. ધનકુમાર જેવો સ્વરૂપવાન્ છે, તેવીજ તે રૂપવતી છે, માટે એમનો યોગ બહુ ઉચિત હોવાથી તરત થાઓ.' વળી તમારા બંનેનો પ્રથમથી પણ પરસ્પર સ્નેહ ચાલ્યો આવે છે, અને આ સંબંધથી જેમ વરસાદથી વૃક્ષો વધારે વિસ્તાર પામે, તેમ તે વધારે ગાઢ અને વિસ્તૃત થશે." આ સાભળી રાજાએ તે વાત કબુલ રાખી અને દૂતનો સત્કાર કરીને તેને વિસર્જન કર્યો. તે વખતે કુમાર વનમા હતો, તેથી તે દ્વારપાલના નિવેદનથી ત્યા ગયો, અને કુમારને નમન કરી નીચે બેસીને પોતાના આવવાનુ કારણ જણાવી તે લેખ કુમારને આપ્યો. કુમારે તે બરાબર વાચ્યો. તેમાં એક નીચેનો શ્લોક હતો.—

"विशेपितश्रीः शरदा, यौवनेनेव पद्मिनी ।
परिम्लानमुखीवाञ्छ–त्यादित्यकरपीडनम् " ॥ १ ॥

અર્થ—"શરદઋતુથી વિશેષ શોભાયુક્ત થયેલ પદ્મિની મ્લાનમુખી થતાં જેમ સૂર્યના કિરણનુ દબાણ ચ્હાય છે, તેમ યૌવનથી ખીલતી યુવતિ ખેદ પામતાં પતિના કરપીડનને ઇચ્છે છે."

આ શ્લોકને મનમાં ધારીને તે સમજ્યો કે—'આ ધનવતી મારી ઉપર

રક્ત છે, પછી પોતે એક લેખ લખીને હારની સાથે તે દૂતને સોંપીને વિસર્જન કર્યો. તે પોતાના નગરે આવ્યો, અને ત્યા બનેલી વાત બધી પોતાના રાજાને કહી સંભળાવી, તેથી રાજા બહુજ સંતુષ્ટ થયો. પછી દૂત ધનવતીની પાસે જઈ, નમન કરીને તે હાર અને લેખ તેને આપ્યા. એટલે તે બીડેલ લેખ ફોડીને તે જેટલામા વાચે છે, તેવામાં નીચેનો એક શ્લોક તેના વાચવામા આવ્યો.—

" यत् प्रमोदयते सूर्यः, पद्मिनींकरपीडनात् ।
सोऽर्थःस्वभावसंसिद्धो, नहि याच्ञामपेक्षते " ॥ १ ॥

અર્થ—" સૂર્ય, પોતાના કરપીડવથી પદ્મિનીને જે આનંદ પમાડે છે, તે બાબત સ્વભાવથી સિદ્ધ છે, તેમાં યાચના કરવાની જરૂર પડતી નથી "

આ પ્રમાણે વાંચીને ધનવતી બહુ હર્ષ પામી અને વિચારવા લાગી કે—"આ શ્લોકના અર્થથી એમ લાગે છે કે–મારા મનનો ભાવ ધનના જાણવામા આવી ગયો છે વળી સ્વભુજલતાના આલિંગનમા કોલરૂપ આ હાર, ગળે પ્હેરવાને મને મોકલેલ છે." એમ ચિંતવીને તેણે તે હાર પોતાના ગળામાં નાખ્યો, અને દૂતને બક્ષીશ આપીને વિદાય કર્યો.

હવે રાજાએ સારા મુહૂર્તે વૃદ્ધ પ્રધાનો સાથે પરમ સમૃદ્ધિ સહિત ધનવતીને અચલપુર તરફ વિદાય કરી, પરણવાને જતી ધનવતીને તેની વિમલા માતા શિખામણ આપવા લાગી કે—" હે પુત્રી ? સાસુ, સસરો અને પતિ ઉપર દેવ જેવી ભક્તિ રાખજે. વધારે શું કહેવું ? સપત્નીઓ (શોક્યો) સાથે સદા અનુકૂલ થઈને રહેજે પતિની મહેરબાનીમાં ઉદ્ધતાઈ રહિત અને અપમાનમાં ખેદ રહિત થજે " ઇત્યાદિ પોતાની માતાની હિત શિક્ષાને શિરપર ચડાવીને વિરહ વેદનાથી આખમા આસુ લાવી વારંવાર આલિંગન દઈ શિબિકામાં બેસીને છત્ર, ચામર સહિત તે અચલપુર તરફ ચાલી. અનુક્રમે ત્યા પહોંચતા નગર વાસી જનોએ બહુજ આશ્ચર્ય પૂર્વક જોયું કે—' આ તો સાક્ષાત્ લક્ષ્મી પોતે ધનકુમારને વરવા આવી લાગે છે.' પછી મોટા મહોત્સવ પૂર્વક તે બંનેનો વિવાહ થયો તે વિવાહની ખૂબી જોવાને દેવેંદ્રો પણ આવ્યા હતા. તે નવોઢા (નવી પરણેલી સ્ત્રી) થી ધનકુમાર બહુજ શોભવા લાગ્યો, કે જેમ સોપારી નાગલતાથી, જલધર વીજળીથી અને કામદેવ જેમ રતિથી શોભા પામે પછી તે રમણીની સાથે ભોગ ભોગવતા કેટલોક કાલ તેણે એક મુહૂર્ત્તની માફક વ્યતીત કર્યો.

એક દિવસે સર્વ અલંકારથી વિભૂષિત થઈને કુમાર અશ્વ ઉપર આરૂઢ થઈને વનમા ગયો. ત્યા ચાર જ્ઞાનને ધારણ કરનારા અને દેશના આપતા એક મુનિને તેણે જોયા, અને ભાવથીવદંન કરી ઉચિત સ્થાને બેસીને કાનને અમૃતના પારણા સમાન તે દેશના સાંભળવા લાગ્યો. તે વખતે વિક્રમધન,

ધારિણી, ધનવતી વિગેરે કુટુંબ પણ ત્યાં આવી મુનિને વંદન કરીને દેશના સાભળવા લાગ્યું. દેશનાને અંતે વિક્રમધન રાજાએ સાધુને પુછયું કે—"હે ક્ષમા શ્રમણ ? ધન ગર્ભમાં હતો, ત્યારે એની માતાએ સ્વપ્નમા સહકાર વૃક્ષ જોયો, અને 'ઉત્કૃષ્ટ ને ઉત્કૃષ્ટ ફ્લ આપનાર તેનું અન્ય અન્ય સ્થળે નવ વાર આરોપણ થશે.' એમ એક પુરૂષે કહ્યું હતું, તેનો અર્થ સમજાવો. કુમારના જન્મથી બીજુ સ્વપ્ન ફ્લ તો મારા જાણવામા આવી ગયું." એમ રાજાનું વચન સાભળીને સમ્યક્ જ્ઞાનના લાભને માટે તે સાધુએ પોતાના મનને પ્રયુંજીને દૂર રહેલા એક કેવલી ભગવાનને પૂછયુ. એટલે કેવલી ભગવાને ત્યા રહીનેજ નવ ભવરૂપ શ્રી નેમિનાથ ચરિત્ર કહી બતાવ્યું. મનઃપર્યવ અને અવધિજ્ઞાનથી મુનિએ તે ચરિત્ર રાજાને કહી સંભળાવ્યુ. કે—"હે રાજન્? તારો પુત્ર ધન, આ ભવથી ઉત્કૃષ્ટ ને ઉત્કૃષ્ટ નવ ભવ પામશે અને આ ભવથી નવમે ભવે આ ભરત ક્ષેત્રમા યદુવંશને વિષે અરિષ્ટનેમિ નામે બાવિશમો તીર્થંકર થશે" એ પ્રમાણે મુનિનુ વચન સાંભળતા બધા હર્ષ પામ્યા અને જિનધર્મ ઉપર સહુનો વધારે ભાવ થયો. પછી વિક્રમધન રાજા તે મહાત્માને નમસ્કાર કરીને ધનાદિકની સાથે પોતાના સ્થાને આવ્યો અને મુનિએ અન્ય સ્થળે વિહાર કર્યો અહી ધન વિવિધ વિનોદ અને અનેક પ્રકારની ક્રીડા કરતાં ધનવતીની સાથે દોગુંદુક દેવની માફક વિષય સુખ ભોગવવા લાગ્યો.

એક દિવસે ધનવતીની સાથે મજ્જન ક્રીડા કરવાને તે ક્રીડા સરોવરપર ગયો. ત્યા અશોક વૃક્ષની નીચે તૃષાથી આક્રાંત, તાપથી મૂર્ચ્છા ખાઈને નીચે પડતા એવા કોઈ મુનિ, ધનવતીએ પતિને દેખાડ્યા. તે દંપતીએ અનેક ઉપચાર કરીને તે મુનિને સ્વસ્થ કર્યા. પછી તે મુનિને વંદન કરીને ધન કહેવા લાગ્યો કે—"અહો ! આજે મારાં ભાગ્ય ફળ્યાં કે મરૂ દેશમાં કલ્પવૃક્ષની જેમ આપના મને દર્શન થયા, વળી હે મહાત્મન્ ! આપની આવી અવસ્થા શાથી થઈ ? જો આપને ખેદ ન ઉપજે તો કહી સંભળાવો." સાધુ બોલ્યા—"હે રાજન્ ! પરમાર્થથી તો સંસારનો વાસ તે ખેદરૂપજ છે. પરંતુ આ ખેદ તો વિહારથી થયેલો છે, તેથી તે શુભ માટે છે. પૂર્વે હું મુનિચંદ્ર નામે સાધુ, ગુરૂ તથા બહુ સાધુઓની સાથે વિહાર કરવાને ચાલ્યો, પણ રસ્તામાં સાર્થથી ભ્રષ્ટ થઇને હુ દિગ્મૂઢ બની ગયો. ત્યાથી હું અહીં આવ્યો અને મૂર્ચ્છા આવતાં પડી ગયો. એટલે તમે સજ્જ કર્યો. હે રાજન્ ! તને ધર્મલાભ થાઓ. જેમ ક્ષણવારમા હું બે ભાન થઇ ગયો, તેમ સર્વની આવીજ ગતિ થવાની છે, માટે પોતાનું ભલું ઇચ્છનાર પુરૂષે ધર્મ સાધવો જોઇએ." ત્યારપછી મુનિએ તે રાજાને ઉચિત સમ્યક્ત્વમૂલ ગૃહસ્થ ધર્મ કહી બતાવ્યો. તે સાભળીને ધનવતી સાથે ધર્મ સમ્યક્ત્વ મૂલ શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો, અને તે મુનિને પોતાના ઘરે લાવીને અન્ન–પાનાદિકથી ધને તેમને પડિલાભ્યા. ધર્મ સાભળવાની ઇચ્છાથી ધને તે

સાધુને ત્યા કેટલીક વખત રાખ્યા. પછી ધનની આજ્ઞા લઇને મુનિ પોતાના ગચ્છમા આવીને મળ્યા. એક ધર્મમાં રક્ત હોવાથી ધન અને ધનવતી વિશેષથી પ્રીતિવાળા થયા. હવે પોતાનો અ તસમય પાસે આવતા પિતાએ ધનનો રાજ્યાભિષેક કર્યો અને તે પૃથ્વીનુ રાજ્ય કરવા લાગ્યો

એક દિવસે ઉદ્યાનપાલકે આવીને વધામણી આપી કે—"હે સ્વામિન્! પૂર્વે આવી ગયેલા વસુંધર નામના મુનિ વનમા પધાર્યા છે." તે સાભળતા રાજા હર્ષ પામી ધનવતીની સાથે આવીને મુનિને તેણે વંદન કર્યું, અને દેશના સાભળીને તે સ સારથી વિરક્ત થયો. પછી ધનવતીથી ઉત્પન્ન થયેલ જયંત કુમારને પોતાના રાજ્યપર સ્થાપન કર્યો. અને પોતે ધનવતી સહિત દીક્ષા અ ગીકાર કરી. તે વખતે ધનદત્ત અને ધનદેવ નામે ધનના બે ભાઇ હતા, તેમણે પણ ધનની સાથે ચારિત્ર લીધું. પછી ધનર્ષિ ગુરૂની પાસે તપ તપતા અને શાસ્ત્રનો અભ્યાસ કરતા તે ગીતાર્થ થયા, એટલે ગુરૂએ તેને આચાર્યપદે સ્થાપન કર્યા. ધનસૂરિએ ઘણા રાજાઓને પ્રતિબોધ્યા અને ઘણાને દીક્ષા આપી. પછી છેવટે ધનવતીની સાતે અનશન લઇ એક મહિને મરણ પામીને બ ને સૌધર્મ દેવલોકે શક્રના સામાનિક દેવ થયા, તથા ધનના ભાઇ ધનદત્ત અને ધનદેવ પણ સૌધર્મ દેવલોકે દેવ થયા તેમજ ધનના પ્રતિબોધેલા બીજા રાજા વિગેરે પણ અખંડિત વ્રત પાળીને સૌધર્મ દેવલોકે દેવતા થયા.

## પ્રકરણ ૨ જું.

### શ્રી નેમનાથ પ્રભુનો ત્રીજો અને ચોથો ભવ.



વે આજ ભરતક્ષેત્રમા વૈતાઢ્ય પર્વતની ઉત્તરશ્રેણીમા સૂરતેજ નામે નગરમા સૂર નામે ખેચર ચક્રવર્ત્તી હતો. તેને વિદ્યુન્મતી નામે રાણી હતી તેની કુક્ષિને વિશે ધનનો જીવ પોતાનું આયુ પૂરણ કરીને ઉત્પન્ન થયો. સમય પૂરો થતા વિદ્યુન્મતી રાણીએ સ પૂર્ણ લક્ષણ વાળા એક પુત્રને જન્મ આપ્યો. પછી પવિત્ર દિવસે મોટા આડંબરપૂર્વક પિતાએ ચિત્રગાત એવું તેનું નામ રાખ્યુ. અનુક્રમે વૃદ્ધિ પામતાં તે સકલ કલાનો જાણ થયો.

હવે ધનવતીનો સંબધ કહે છે—તેજ વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિપર શિવમંદિર નામે નગરમાં અનતસિંહ નામે રાજા હતો. તેને શશિપ્રભા નામે રાણી હતી. તેના ઉદરને વિશે ધનવતીનો જીવ આવીને અવતર્યો. સમય થતાં તે

રાણીએ એક પુત્રીને જન્મ આપ્યો. બહુ પુત્રોની ઉપર કન્યા અવતરવાથી તે બહુજ વલ્લભ થઈ પડી. સારે દિવસે **રત્નવતી** એવું તેને નામ રાખવામાં આવ્યું. જળથી સિંચન પામેલ લતાની જેમ તે વૃદ્ધિ પામી અને અલ્પ સમયમાં સ્ત્રીઓને ઉચિત બધી કળાઓ તેણે ગ્રહણ કરી લીધી. ને અનુક્રમે તે યૌવન અવસ્થા પામી, એવામાં તેના વરની ચિંતામાં રાજાએ એક નિમિત્તિયાને પૂછ્યું. તે બોલ્યો કે-" હે રાજન્! જે તારૂ ખડ્ગ છીનવી લેશે અને સિદ્ધાયતન (સિદ્ધમંદિર) ને વંદન કરતા જેની ઉપર દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરશે, તે તમારી પુત્રીને પરણશે. આ સાભળી રાજાને વિચાર થયો-કે " જે મારા હાથમાંથી ખડ્ગ છીનવી લેશે, તે તો બળવાન્ જ હશે અહો ! મારી પુત્રીનું ભાગ્ય સારૂ છે. " એમ મનમા બહુજ આનંદ પામી તેણે તે નૈમિત્તિકને સંતોષીને વિદાય કર્યો.

હવે આજ ભારતક્ષેત્રને વિષે **ચક્રપુર** નામે નગરમાં **સુગ્રીવ** નામે રાજા હતો તેને **યશસ્વતી** અને **ભદ્રા** નામે બે સ્ત્રીઓ હતી. તે બંનેને **સુમિત્ર** અને પદ્મ નામે બે પુત્રો થયા તેમા સુમિત્ર ગુણવાન્ હતો અને પદ્મ ગુણરહિત હતો. એક વખતે ભદ્રાએ વિચાર કર્યો કે—' આ સુમિત્ર જીવતો હશે, તો મારા પુત્રને રાજ્ય મલશે નહિ, એમ ચિંતવીને દુષ્ટબુદ્ધિ ભદ્રાએ સુમિત્રને ઉત્કટ વિષ દીધુ, તેથી તે મૂર્ચ્છા પામીને જમીન ઉપર પડી ગયો. એવામાં સુગ્રીવ રાજા પ્રધાન સહિત ત્યાં આવ્યો, અને મંત્ર, તંત્રાદિક અનેક ઉપાયો કરવામાં આવ્યા, છતાં વિષનો વેગ શાંત ન થયો. ભદ્રાએ વિષ દીધું, એવી લોકોમાં જાહેરાત થઈ, એટલે ભદ્રા ભય પામીને ક્યાક ભાગી ગઇ રાજાએ પુત્રના જીવન માટે જિનપૂજા અને શાત્યાદિ કર્મ કરાવ્યા. પુત્રના ગુણ સંભારી સંભારીને રાજા વિલાપ કરવા લાગ્યો. સામંત અને મંત્રીઓ બધા નિરૂપાય થઇ ગયા. એવામા ક્રીડાનિમિત્તે આકાશમાં ફરતા ચિત્રગતિ ત્યાં આવ્યો, અને જોયું તો નગર બધું શોકાતુર જણાયું. ત્યાં વિષની વાત જાણી પોતાના વિમાનમાંથી નીચે ઉતરી વિદ્યાથી મંત્રેલા જળવતી કુમારને સિંચન કર્યું. એટલે તરતજ ' આ શું ? એમ પ્રશ્ન કરતો રાજકુમાર વિષના વેગથી રહિત થઈને ઉભો થયો. ત્યારે રાજા બોલ્યો—' હે કુમાર ! તને તારી ઓરમાન માતાએ વિષ દીધુ હતું, પરંતુ નિષ્કારણ બંધુ આ મહાપુરૂષે તને વિષરહિત કર્યો. આ પ્રમાણે સાભળતા હાથ જોડીને સુમિત્ર ચિત્રગતિને કહેવા લાગ્યો " હે મહાપુરૂષ ! આ પરોપકાર કરવાથી તારૂં કુળ મારા જાણવામા આવી ગયું, તથાપિ પોતાના કુળની બરાબર ઓળખાણ આપીને મારી ઉત્કંઠા પૂરણ કર. મોટા જનોનું કુળ જાણવાની કોને ઇચ્છા ન થાય ? " તે વખતે ચિત્રગતિના પ્રધાનનો પુત્ર પાસે બેઠો હતો, તેણે વંશાદિકની બધી ઓળખાણ આપી તે સાભળતાં સુમિત્ર હર્ષ પામીને કહેવા લાગ્યો-"હે નિષ્કારણ બંધો ! આજે ઓરમાન માતાએ

મનેવિષ આપતાં મારી ઉપર મોટો ઉપકાર કર્યો, કારણકે નહિ તો તારૂં દર્શન મને ક્યાથી થાય ? તેં કેવળ મને જીવિતદાન નથી દીધું, પરંતુ પ્રત્યાખ્યાન અને નમસ્કાર હીન એવા મને દુર્ગતિમા પડતો બચાવ્યો. જીવિતદાન આપી ઉપકાર કરનાર તારો હું શું પ્રત્યુપકાર કરૂં ? " એટલું બોલી શાંત થતા સુમિત્રને ચિત્રગતિએ કહ્યું—' હે સુમિત્ર ! હવે પોતાના નગર તરફ જવાની મારી ઇચ્છા છે. ' સુમિત્ર બોલ્યો—" હે ભ્રાત ! સુયશા નામે કેવલી અત્યારે નજીકના પ્રદેશમાં વિચરે છે, તે હવે અહીં આવવાના છે, તેમને વંદન કરીને પછી તારે જવું ઉચિત છે " ચિત્રગતિએ એ વાત માન્ય રાખી પછી તેની સાથે ક્રીડા કરતા કેટલાક દિવસ યુગલીયાની માફક વ્યતીત કર્યા. એવામાં કેવલી ભગવાનના આગમનનો સંદેશો સાભળીને તે બને તેમને વંદન કરવા ગયા, ત્યાં કેવળીને વાદ્યા, સુગ્રીવે પણ આવીને વંદન કર્યું, અને બધા ત્યા બેસીને દેશના સાભળવા લાગ્યા. દેશના પૂર્ણ થતાં ચિત્રગતિએ મુનીને પૂછયું " કૃપાળુ એવા આપે મને આર્હંત ધર્મનો બરાબર જ્ઞાતા બનાવ્યો છે. ભૂમિની અંદર રહેલ નિધાનની જેમ કુળપરંપરાથી આવેલ એવા શ્રાવક ધર્મને પણ હું જાણી શકયો નહિ. મારા ભાગ્યયોગે મને સુમિત્ર મલી ગયો, એણે મને આપનાં દર્શન કરાવ્યા. " એમ કહી તે કેવલી ભગવંત પાસે તેણે સમ્યકત્વ મૂલ શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો. પછી રાજાએ કેવલીને વંદન કરીને પૂછયુ—' મારા પુત્રને વિષ દઈને તે દુષ્ટ ભદ્રા કયા ગઈ ? ' મુનિ બોલ્યા—" તે અહીથી ભાગીને અટવીમાં ગઈ, તેવામા ભૂષણાદિક છીનવી લઈને ભીલોએ તેણીને પલ્લીપતિને સોપી, અને પલ્લિપતિએ એક વાણીયા પાસે તે વેચી. ત્યાંથી પણ ભાગીને આગળ ચાલતા મહા દાવાનળથી બળી રૌદ્રધ્યાનથી મરણ પામીને તે પ્રથમ નરકે ગઈ ત્યાથી ચવીને તે ચંડાલની સ્ત્રી થશે. ત્યા પણ સગર્ભા થતાં સપત્ની (શોકય)ની સાથે કંકાસ થશે. એટલે સપત્ની તેને છુરીથી મારી નાખશે, તે મરીને ત્રીજી નરકે જશે. ત્યાથી તિર્યંચગતિમાં જશે એમ અનંત ભવ સુધી તે જીવ દુઃખનો અનુભવ કરશે. તેનું કારણ માત્ર સમ્યગ્દૃષ્ટિ તારા પુત્રને વિષ દીધું તે " આ પ્રમાણે કેવલી ભગવંતનાં વચન સાંભળીને સુગ્રીવ રાજા સંસારથી વિરક્ત થયો અને તેને સંયમ લેવાની ભાવના થઇ. પછી સુમિત્ર રાજાને પ્રણામ કરીને કહેવા લાગ્યો—" મને ધિક્કાર થાઓ કે જે હુ માતાના આવા દુષ્ટ કર્મમાં કારણરૂપ થયો. માટે હે સદ્ગુરો ! કૃપા કરી ભવસાગરથી મારો ઉદ્ધાર કરો. " એમ બોલતા સુમિત્રને આજ્ઞાથી અટકાવી રાજ્યપર બેસારીને રાજાએ પોતે સંયમનો સ્વીકાર કર્યો. સુગ્રીવ ઋષિ કેવલી ભગવંતની સાથે વિચરવા લાગ્યા. અને સુમિત્ર જનકને નમીને ચિત્રગતિની સાથે પોતાના નગરમાં આવ્યો. ભદ્રાના પુત્ર પદ્મને સુમિત્રે કેટલાક ગામ આપ્યા. પરંતુ તેટલાથી અસંતુષ્ટ થઈ દુર્વિનીત તે રાજધાનીમાંથી નીકળીને કયાંક ચાલ્યો ગયો. ચિત્રગતિ સુમિત્રની

મહામહેનતે રજા મેળવીને પોતાના નગર તરફ ચાલ્યો, અને જઇને પોતાના માતપિતાને મળ્યો, તેથી સહુને અતિ આનંદ થયો. પછી ચિત્રગતિ દેવપૂજાદિક પુણ્યકર્મમાં તત્પર રહેતાં તે પોતાના માબાપને બહુજ પ્રિય થઇ પડ્યો.

હવે અહીં સુમિત્રની બ્હેન ને કલિંગદેશના રાજાની રાણીને અનંગસિંહરાજાનો પુત્રને રત્નવતીનો ભાઈ કમલ હરણ કરી ગયો. પોતાની ભગિનીનું હરણ થવાથી સુમિત્ર શોકાતુર થઇ ગયો. તે વાત કોઈ વિદ્યાધરના મુખથી તેના મિત્ર ચિત્રગતિના સાંભળવામાં આવી. તેથી પોતાના વિદ્યાધરો સુમિત્રની પાસે મોકલ્યા. ત્યાં જઈને તેમણે સુમિત્રને કહ્યું કે—'તમારી બેનને અમારો સ્વામી લાવી આપશે,' આથી તેને આશ્વાસન મળ્યું. પછી ચિત્રગતિ સુમિત્રની બ્હેનની શોધ કરવાને તરત ઉઠ્યો. એવામાં પરંપરાથી તેના સાંભળવામાં આવ્યું કે—'તેને કમલ હરણ કરી ગયો છે.' આથી તે પોતાના સર્વ લશ્કર સહિત શિવમંદિર નગરમાં આવ્યો. ત્યાં ગજેંદ્ર જેમ કમલખંડને ઉખેડી નાખે, તેમ કમલને તેણે હેરાન કર્યો. એવામાં પોતાના પુત્રનો પરાભવ થતો જાણીને અનંગસિંહરાજા સિંહનાદ કરતો પોતાની સેનારહિત દોડ્યો. પછી 'વિદ્યા, સૈન્ય અને ભુજબળથી તે બંનેનું મહાયુદ્ધ થયું. પણ અનંગસિંહે વૈરીને દુર્જય' સમજીને દેવતાએ આપેલ અને કુળક્રમથી આવેલ એવા ખડ્ગરત્નનું સ્મરણ કર્યું. એટલે તરતજ સેંકડો ગમે જવાળાઓથી વ્યાપ્ત અને શત્રુને દુષ્પ્રેક્ષ્ય એવું ખડ્ગરત્ન તેના હાથમાં આવીને પડ્યું. તેથી તે જોરમાં આવીને ચિત્રગતિને કહેવા લાગ્યો—અરે ! બાલક ! દૂર ભાગી જા, નહિ તો તારા મસ્તકને હું કમલના નાલની જેમ છેદી નાંખીશ, ત્યારે ચિત્રગતિ કહેવા લાગ્યો—'અરે મૂઢ ! એક લોહના કટકાથી ગર્વ શું કરે છે ? તને ધિક્કાર છે કે જે પોતાની ભુજાના બળથી રહિત છો.' એમ બોલીને ચિત્રગતિએ વિદ્યાના બળથી અંધકાર વિસ્તાર્યો, એટલે બધા વૈરીઓ ચિત્રમા જાણે આળેખ્યા હોય તેવા થઇ ગયા, અને કંઇ પણ જોઈ શકતા નહતા. એવામાં અનંગસિંહનું ખડ્ગ ચિત્રગતિએ તરત છીનવી લીધું અને સુમિત્રની બ્હેનને લઈને તે ચાલ્યો ગયો. ક્ષણવાર પછી અંધકાર દૂર થયો, ત્યારે અનંગસિંહે પોતાના હાથમાં ખડગ દીઠું નહિ. તેમજ શત્રુ પણ જોવામાં ન આવ્યો. તેથી ક્ષણભર તેને ખેદ થયો. પરંતુ પછી તે નૈમિત્તિકનું વચન યાદ કર્યું કે, 'ખડગને લઈ જનાર મારો જમાઇ થશે' એમ ધારીને હર્ષ પામી મનમા આ પ્રમાણે ચિંતવવા લાગ્યો—'તે હવે મારા જાણવામા શી રીતે આવશે ? એવામાં ફરી તેને યાદ આવ્યું કે—'સિદ્ધાયતનનું વંદન કરતાં તેના શિરપર પુષ્પવૃષ્ટિ થશે.' એમ ધારીને અનગસિંહ પોતાના ઘરે ગયો. અને ચિત્રગતિએ અખંડ શીલયુક્ત સુમિત્રની બ્હેનને લાવીને તેને સમર્પણ કરી, એટલે સુમિત્રને બહુ આનંદ થયો. ચિત્રગતિના ગુણોના તે વાર વાર વખાણ કરવા લાગ્યો. સુમિત્ર તો પ્રથમથીજ

સંસારથી વિરક્ત હતો, અને વળી બ્હેનના હરણથી કામદેવનું વિષમ સ્વરૂપ સમજીને તેને અતિશય વૈરાગ્ય થયો. પછી પોતાના પુત્રને રાજ્યપર બેસારીને પોતે સુયશ કેવલીની પાસે દીક્ષા લીધી. ચિત્રગતિ સુમિત્રને નમન કરીને પોતાના નગરમાં આવ્યો. પોતાના ગુરૂની પાસે બુદ્ધિશાળી સુમિત્ર કંઈક ન્યૂન નવ પૂર્વ ભણ્યો. પછી ગુરૂની આજ્ઞા લઈ એકાકી વિચારતાં તે મગધ દેશમા એક ગામની બહાર કાયોત્સર્ગે રહ્યા. ત્યા ઓરમાન માતા ભદ્રાનો પુત્ર પદ્મ ભમતા ભમતાં આવી ચડયો ધ્યાનમાં રહેલા તેને પર્વતની જેમ સ્થિર જોયો. પછી પાપી પદ્મે કાન સુધી ખેચેલ બાણથી તે મુનિને હૃદયમા ઘાયલ કર્યા, એટલે માતાને મળવાને માટે કુબુદ્ધિ પદ્મે નરકની સન્મુખ થઈને એ ભાતુ લીધું શું ? તે વખતે સાધુ ચિતવવા લાગ્યો કે-" આ બિચારો પોતાના આત્માને નરકમાં નાખીને મને સ્વર્ગે મોકલે છે, માટે એના કરતાં વધારે હિત કરનાર બીજો કોણ છે ? એને મે રાજ્ય ન આપ્યુ, તેથી મેં એનો અપકાર કર્યો, તે આ ક્ષમા કરો. " એ પ્રમાણે ધર્મધ્યાન કરતાં નમસ્કાર મંત્રના સ્મરણ પૂર્વક તે વેદનાથી મરણ પામીને બ્રહ્મદેવલોકમા સામાનિક દેવ થયો, અને પદ્મ ત્યાથી ભાગતો હતો, તેવામાં તેને કાળા સર્પે ડંખ માર્યો, તેથી મરણ પામીને સાતમી નરકે ગયો.

હવે સુમિત્રના મરણથી ચિત્રગતિને બહુ શોક થયો, તેથી મહામતિ તે સિદ્ધાયતનની યાત્રા કરવા ચાલ્યો. ત્યા બીજા ઘણા વિદ્યાધરો ભેગા થયા હતા. અનંગસિંહ પણ રત્નવતી સાથે આવ્યો હતો. ચિત્રગતિએ બહુજ ભક્તિથી શાશ્વત અરિહંતની વિવિધ પ્રકારે પૂજા કરી. હવે અવધિજ્ઞાનથી આ બધું જાણીને સુમિત્રદેવ ત્યા આવ્યો, અને આવતાજ ચિત્રગતિ ઉપર બીજા દેવતાઓ સાથે પુષ્પ વૃષ્ટિ કરી. તે વખતે બધા વિદ્યાધરો આ પ્રમાણે ચિત્રગતિનુ ચમત્કારી સ્વરૂપ જોઈને અત્યંત આશ્ચર્ય પામ્યા. આથી પોતાની પુત્રીનો વર અનંગસિંહના જાણવામાં આવી ગયો. તે વખતે સુમિત્રદેવ પ્રત્યક્ષ થઇને કહેવા લાગ્યો—' હે ચિત્રગતિ ! તુ મને ઓળખે છે કે નહિ ? ' ત્યારે ચિત્રગતિ બોલ્યો—' તું મહાન દેવ છે. ' એમ સાભળીને દેવે પોતાનું સ્વરૂપ બતાવવા માટે સુમિત્રનુ રૂપ કર્યું ચિત્રગતિ તેને પ્રીતિપૂર્વક ભેટીને આ પ્રમાણે બોલ્યો—' હે મિત્ર ! તારા પ્રસાદથી હું ધર્મ પામ્યો. ' સુમિત્ર પણ બોલ્યો—' હે ચિત્રગતિ ! તારા મહત્મ્યથી આ ઋદ્ધિ હું જીવિતદાનના બદલામા પામ્યો. નહિ તો પ્રત્યાખ્યાન ને નમસ્કાર રહિત હું મનુષ્ય પણ ન હોત. ' એ રીતે પરસ્પર પુણ્યની પ્રશસા કરતા શ્રી સૂરચક્રી પ્રમુખ વિદ્યાધર રાજાઓ તેમની પ્રશંસા કરવા લાગ્યા ત્યા રૂપ અને ગુણોથી અસાધારણ એવા ચિત્રગતિને જોતાં રત્નવતી કામદેવને આધીન થઇ ગઈ. પોતાની પુત્રીની એવી અવસ્થા જોઈને અનંગસિંહરાજા ચિતવવા લાગ્યો—" અહો ! નૈમિત્તકનું વચન બરાબર મળતું આવ્યું, કારણ કે એણે મારૂં ખડ્ગ છીનવી

લીધું, વળી એની ઉપર કુસુમવૃષ્ટિ થઈ, ને એનામાં મારી પુત્રીનો અનુરાગ પણ થયો માટે જ્ઞાનીએ બતાવેલ મારી પુત્રીનો એજ વર થાઓ. અહીં દેવસ્થાને સંબંધાદિક કહેવું ઉચિત નથી, ” એમ ચિંતવીને અનંગસિંહ પરિવાર સહિત પોતાના ઘરે ગયો, અને સુમિત્રદેવ તથા બીજા વિદ્યાધરોનો સત્કાર કરીને ચિત્રગતિ પણ પોતાના પિતાની સાથે ઘેર આવ્યો.

હવે અનંગસિંહે સૂરચક્રીને એક પોતાનો પ્રધાન મોકલ્યો. તે જઈ રાજાને નમન કરીને વિનતિ કરવા લાગ્યો કે—“ હે સ્વામિન્ ! તમારો પુત્ર ચિત્રગતિ અને મારા સ્વામીની પુત્રી રત્નવતી એ બંને રત્ન સદૃશ છે. માટે આપની આજ્ઞાથી પાણિગ્રહણપૂર્વક એમનો યોગ ભલે થાય ” સૂરચક્રીએ પણ હર્ષ પામીને એ સંદેશાનો સ્વીકાર કર્યો. પછી મહા મહોત્સવ સહિત તે બંનેનો વિવાહ થયો. અને ચિત્રગતિ રત્નવતીની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો.

હવે ધનદેવ અને ધનદત્તના જીવ ચવીને **મનોગતિ** ને **ચપલગતિ** નામે તેના લઘુ બંધુ થયા તે બંનેની સાથે રત્નવતી સહિત ચિત્રગતિ નંદીશ્વરાદિ મહાતીર્થોની યાત્રા કરવા લાગ્યો. એકદા સૂરચક્રીએ ચિત્રગતિને રાજ્યપર બેસારી પોતે દીક્ષા લઈને તે પરમપદને પામ્યો. ચિત્રગતિ પણ બહુ વિદ્યાનો ભંડાર હોવાથી અનેક ખેચર રાજાઓને વશ કરતાં પોતાનું રાજ્ય પાળવા લાગ્યો.

એક દિવસે **મણિચૂડ** નામે તેનો સામંત મરણ પામ્યો. તેના **શશી** અને **શૂર** બે પુત્રો રાજ્યને માટે યુદ્ધ કરવા લાગ્યા. તે રાજ્યના વિભાગ કરીને ચિત્રગતિએ તે બંનેને રાજ્ય આપ્યું, અને સારી સારી યુક્તિઓ સહિત ધર્મવચન સંભળાવી સન્માર્ગમા તેમને સ્થાપન કર્યા, તથાપિ એક વખત તેઓ બંને પરસ્પર યુદ્ધ કરીને મરણ પામ્યા. તે સાભળીને ચિત્રગતિને વૈરાગ્ય થયો, અને મનમાં ચિંતવવા લાગ્યો કે—‘ અહો ! સંસારરૂપ જંગલ બહુ વિષમ છે, જેમા પ્રાણીઓ દુઃખનો અનુભવ કેવી રીતે કરી રહ્યા છે, ’ એમ ચિંતવી રત્નવતીથી ઉત્પન્ન થયેલ પુરંદર નામે મોટા પુત્રને રાજ્યપર બેસારીને પોતાના બંને લઘુ બંધુ સાથે રત્નવતી સહિત ચિત્રગતિએ **દમધર** નામે આચાર્યની પાસે દીક્ષા લીધી, અને ચિરકાલ ચારિત્ર પાળી પાદોપગમન અનશન કરીને ચિત્રગતિ માહેંદ્ર દેવલોકમા મહાન્ દેવ થયો, તથા તે બંને લઘુ બાંધવ અને રત્નવતી પણ તેજ દેવલોકમાં પરસ્પર પ્રીતિવાળા દેવતા થયા.



# પાંચમો અને છઠ્ઠો ભવ.



હવે પશ્ચિમ મહાવિદેહમા પદ્મ નામે વિજયમા સિંહપુર નામે નગર છે, ત્યાં હરિનંદી નામે રાજા અને પ્રિયદર્શના નામે તેને રાણી હતી. મહા સ્વપ્નથી સૂચિત ચિત્રગતિનો જીવ તેના ઉદરે આવીને અવતર્યો. સમય થતાં તેણે એક પુત્રને જન્મ આપ્યો કે જેમ પાંડુકવનની ભૂમિ કલ્પવૃક્ષને પેદા કરે. રાજાએ તેનું અપરાજિત એવું નામ રાખ્યું. ધાવમાતાઓના લાલન પાલનથી તે ક્રમે ક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. અનુક્રમે તે બધી કળાઓ પણ શીખ્યો અને યૌવન વય પામ્યો તેને વિમલબોધ નામે પ્રધાનનો પુત્ર મિત્ર હતો તે બને કુમારો એક વખત ક્રીડા કરવાને અશ્વ ઉપર આરૂઢ થઈને બહાર ગયા, પરંતુ તે અશ્વો કુશિક્ષિત હોવાથી તેમને કોઈ મહા અરણ્યમાં ઉપાડી ગયા, ત્યાં અશ્વો થાકયા ત્યારે તે બંને એક વૃક્ષની નીચે ઉતર્યા. એટલે રાજપુત્ર વિમલબોધને કહેવા લાગ્યો—“હે મિત્ર ! આ અશ્વો જો આપણને અહીં ઉપાડી લાવ્યા ન હોત, તો આપણે આ આશ્ચર્યમય ભૂમિ ક્યાંથી જોઈ શકત ? વિનોદને માટે જતાં જો માબાપની રજા લેવા જઈએ, તો આપણો વિરહ સહન ન કરી શકવાથી તેઓ આપણને કદી પણ જવાની રજા ન આપે, માટે સારૂં થયું.' આ કુમારનું વચન પ્રધાન પુત્રે પણ માન્ય રાખ્યું.

એવામા ત્યાં કોઈક પુરૂષ ‘મને બચાવો, મને બચાવો’ એમ બોલતો અને ભયથી કંપતો કંપતો કુમાર પાસે આવ્યો એટલે એકદમ તેને શરણે આવેલ જોઈને—‘ભીતિ ન રાખ’ એમ કુમારે તેને આશ્વાસન આપ્યું. તે વખતે પ્રધાન પુત્ર બોલ્યો—‘હે મિત્ર ! જરા વિચારીને એની રક્ષા કરો, જો એ અન્યાય કરનાર હશે, તો એનુ રક્ષણ કરવું સારૂં નથી.' અપરાજિત બોલ્યો—એ અન્યાયી હોય કે ન્યાયી હોય. પણ શરણાગતનું રક્ષણ કરવું. એ ક્ષત્રિયોનો ધર્મ છે, આ પ્રમાણે હજી કુમાર બોલે છે, એવામા ‘મારો મારો’ એમ બોલતા રાજપુરૂષો હાથમા તીક્ષ્ણ તરવાર લઈને ત્યાં આવ્યા, અને કહેવા લાગ્યા કે—‘તમે બે મુસાફરો દૂર ખસી જાઓ, આ ચોરને અમારે મારવો છે, એણે અમારૂં સમસ્ત નગર લુંટયું છે,’ આ સાંભળી કુમાર હસીને બોલ્યો—આ મારા શરણે આવેલો છે. તો તેને ઇંદ્રપણ મારી ન શકે, તો બીજાની શી વાત ? આ સાંભળી આરક્ષકો ક્રોધી બની તેને હણવાને તૈયાર થયા, તેવામાં તરવાર લઈ સિંહ જેમ મૃગલાઓને મારે તેમ કુમાર તેમને મારવા દોડ્યો. તેથી તેમણે તરત નાશીને પોતાના સ્વામી કોસલરાજને તે બાબત કહી. એટલે રાજાએ પણ ચોરના

રક્ષકનો વધ કરવા બહુસૈન્ય મોકલ્યું. તે સર્વને અપરાજિતે હરાવ્યા. તે સાંભળીને રાજા પોતે સેનાસહિત ત્યા આવ્યો, તેને આવતો જોઈને તસ્કર પ્રધાનપુત્રને સોંપીને કુમાર યુદ્ધ કરવાને ચાલ્યો. પછી હાથીના દાંતપર સિંહની જેમ પગ દઈને કુંભસ્થલપર આવી સ્કંધપર બેઠેલ મહાવતને તેણે મારી નાંખ્યો, અને તેજ હાથી ઉપર બેસીને અપરાજિત યુદ્ધ કરવા લાગ્યો. તેવામા એક મંત્રીએ તેને ઓળખીને રાજાને કહ્યુ કે—હે સ્વામિન્! આ કુમાર તો હરિનંદીરાજાનો પુત્ર છે, બીજો નહિં. એમ જાણી રાજાએ પોતે હુકમ કરીને સૈનિકોને યુદ્ધ કરતા અટકાવીને તે કુમારને કહ્યુ કે—હે કુમાર! તું મારા મિત્ર હરિનંદીનો પુત્ર છે તારા બળથી હું સંતુષ્ટ થયો છું. સિંહના બચ્ચા વિના હાથીની સામે થવાને કોણ સમર્થ છે? માટે હે મહાભુજ! તું હવે મારા ઘરે ચાલ.' એમ કહી તેને ભેટીને પોતાના હાથી ઉપર બેસારી પિતા જેમ પુત્રને લઈ જાય, તેમ રાજા તેને પોતાને ઘેર તેડી ગયો. પ્રધાનપુત્ર પણ ચોરને છોડી દઈને અપરાજિતની સાથે ચાલ્યો. તે બંને કોસલરાજાના મહેલમાં આનંદથી રહ્યા. ત્યાર પછી કોસલરાજાએ બહુજ આનંદ સાથે કનકમાલા નામે પોતાની કન્યા અપરાજિતને પરણાવી. ત્યાં કેટલાક દિવસ રહી 'જતા વિઘ્ન ન થાય' એમ વિચારી રાજાને જણાવ્યા વિના પોતાના મિત્રસહિત કુમાર રાત્રે બહાર નીકળી ગયો. રસ્તે જતાં કુમારે કાલિકાદેવીના મંદિરમા 'અહા! આ પૃથ્વી શુ પુરૂષ વિનાની થઈ ગઇ?' એ પ્રમાણે નજીકમાં રાત્રે રૂદન સાભળ્યુ, એટલે મનમાં તે સમજી ગયો કે—'આ કોઇ સ્ત્રી રૂદન કરે છે.' એમ ધારી શબ્દાનુસારે તે આગળ ચાલ્યો. ત્યા બળતી જ્વાલાની પાસે બેઠેલી એક સ્ત્રી અને તીક્ષ્ણ શસ્ત્ર જેણે ખેંચી લીધુ છે એવા એક પુરૂષને જોયો. એવામાં ફરીને પણ 'આ અધમ વિદ્યાધર પાસેથી કોઈ પુરૂષ હોય તો મને બચાવો' એ પ્રમાણે શિકારીના હાથમાં આવેલ પક્ષીની જેમ તે સ્ત્રીનું રૂદન કુમારના સાંભળવામાં આવ્યું. એટલે કુમારે તે અધમ વિદ્યાધરને આક્ષેપથી કહ્યું કે—'રે પુરૂષાધમ! લડવાને માટે તૈયાર થા. આ બિચારી અબલા ઉપર તારૂં બળ કેમ અજમાવે છે?' આ સાભળી પેલો વિદ્યાધર 'આ સ્ત્રીની જેમ તારી ઉપર અજમાવતા પણ મારૂ બળ હઠે તેમ નથી.' એમ બોલતો તે કુમારની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે બંને યુદ્ધમાં કુશળ હોવાથી પરસ્પરના ઘાને ચૂકાવતા ઘણો વખત ખડ્ગ યુદ્ધ કર્યું અને પછી ભુજા યુદ્ધમાં પ્રવર્ત્યા. તે યુદ્ધમાં કુમારને ન જીતી શકાય તેવો માનીને વિદ્યાધરે અપરાજિતને નાગપાશથી બાંધી લીધો, પણ કુમારે તે નાગપાશને એક જીર્ણ દોરડીની જેમ તોડી નાંખ્યો. એટલે ફરીને પણ વિદ્યાધરે વિદ્યાના પ્રભાવથી અસુરકુમારની માફક વિવિધ શસ્ત્રોથી કુમારને પ્રહાર કર્યા, પરંતુ પૂર્વપુણ્યના પ્રભાવથી અને દેહના સામર્થ્યથી કુમારને તે લેશ પણ પ્રહાર લાગ્યા નહિ. એવામાં સૂર્યોદય થયો, ત્યારે રાજપુત્રે તે ખેચરને ખડ્ગવતી માથામાં

પ્રહાર કર્યો. તે પ્રહારથી તે મૂર્છા પામીને તે ખેચર જમીન પર પડી ગયો. તે વખતે કુમારની જાણે સ્પર્ધા કરતો હોય તેમ કામદેવે તે સ્ત્રીને પોતાના બાણથી ઘાયલ કરી. પછી કુમારે ઉપચાર કરીને તે વિદ્યાધરને સ્વસ્થ બનાવીને કહ્યું—'હજી પણ જો તારામાં બળ હોય, તો યુદ્ધ કર ' ત્યારે વિદ્યાધર બોલ્યો—" હે કુમાર ! તે મને બરાબર જીતી લીધો એટલુંજ નહિ પણ સ્ત્રીવધના પાપથી નરકમા પડતા મને બચાવ્યો. હવે સાભળ મારા વસ્ત્રના છેડાની ગાઠમા મણિ અને જડીબુટ્ટી છે, તે મણિના જળથી મૂળીયાને ઘસીને મારા વ્રણપર લગાડ " કુમારે તેમ કર્યું, એટલે વિદ્યાધર સજ્જ થયો, પછી કુમારે પૂછ્યું ત્યારે તે પોતાનો વૃત્તાત આ પ્રમાણે કહેવા લાગ્યો—' હું શ્રીષેણવિદ્યાધરનો સુરકાંત નામે પુત્ર છુ. અને આ સ્ત્રી રથનૂપુર નગરના સ્વામી અમૃતસેન રાજાની રત્નમાલા નામે પુત્રી છે, એક વખત જ્ઞાનીએ કહ્યુ હતુ કે—' હરિનદી રાજાનો પુત્ર અપરાજિત એનો વર થશે. ' તેથી એ તેની ઉપર અનુરક્ત થઈ બીજા કોઇમા તેનું મન ન થયુ. એક વખતે મે એને જોઈ અને વિવાહને માટે માગણી કરી, ત્યારે એ કહેવા લાગી કે—' અપરાજિત મારૂ પાણિગ્રહણ કરશે, અથવા તો અગ્નિ મારા દેહને બાળશે, તે શિવાય બીજી ગતી નથી ' એ પ્રકારના તેના વચનથી હું કોપાયમાન થયો અને નગરની બહાર આવીને દુઃસાધ્ય વિદ્યાને સાધવા લાગ્યો, વળી ફરીને પણ અનેક ઉપાયથી મે એની માંગણી કરી, પરંતુ એણે જ્યારે કોઇ રીતે માન્યુ નહિ, ત્યારે હું હરણ કરીને એને અહીં ઉપાડી આવ્યો. કારણ કે કામાધ પુરૂષો શુ નથી કરતા ? આજે હુ એને કાપી કાપીને અગ્નિમા નાંખવાને તૈયાર થયો હતો, પણ તે મારાથકી એને બચાવી, અને મને દુર્ગતિમાં પડતો બચાવ્યો. એમ બન્ને ઉપર તે ઉપકાર કર્યો, હવે હે મહાભુજ ! કહે, કે તુ કોણ છે ? " આ પ્રમાણે તે વિદ્યાધરે કુમારના કુલાદિક પૂછ્યા, એટલે પ્રધાન પુત્રે બધું કહી બતાવ્યું. તે વખતે રત્નમાલા પણ ઇષ્ટ સમાગમથી હર્ષ પામી. એવામાં પાછળથી રત્નમાલાના માતપિતા કીર્ત્તિમતી અને અમૃતસેન ત્યા આવ્યા અને વૃત્તાંત પૂછતા મત્રિપુત્રે વીતક વાત બધી કહી બતાવી પોતાની પુત્રીનું રક્ષણ કરનાર તેજ પરણનાર સમજીને તે બને આનદ પામ્યા. પછી તેમણે અપરાજિતને પોતાની કન્યા પરણાવી અને તેમના વચનથીજ અપરાજિતે સૂરકાંતને અભયદાન આપ્યુ પછી કુમાર નિસ્પૃહ હોવાથી સૂરકાંતે પ્રથમની બે મણિ અને જડીબુટ્ટી તથા વેષ પરાવર્તન કરવાની ગોળીઓ પ્રધાનપુત્રને આપી હવે અપરાજિતે પોતાના સસરાને કહ્યું કે—'હુ મારા સ્વસ્થાને ગયા પછી તમે તમારી પુત્રીને ત્યા તેડી આવજો ' એમ કહીને ચાલતો થયો. એટલે પુત્રી સાથે અમૃતસેન અને સૂરકાત વિદ્યાધર અપરાજિતને યાદ કરતા પોતપોતાને સ્થાને ગયા.

હવે કુમાર પ્રધાન પુત્રની સાથે આગળ ચાલતાં મહાઅટવીમા તૃષાતુર થયો.

ત્યા એક સહકાર વૃક્ષની નીચે બેઠો, અને પ્રધાનપુત્ર પાણી લાવવાને ગયો. ત્યાં દૂર જઈ પાણી લાવીને મંત્રિપુત્ર આવ્યો, એવામા સહકાર નીચે કુમારને તેણે જોયો નહિ. એટલે ચિંતવવા લાગ્યો કે–' શુ તે આ સ્થાન ન હશે? શું ભ્રાંતિથી હુ અહી આવી ચઢ્યો? અથવા તૃષાતુર થઈને કુમાર પોતે પાણી લેવાને ગયો હશે?' એમ ધારી કુમારની શોધ કરવાને દરેક વૃક્ષ આગળ તે ભમવા લાગ્યો, પરંતુ કુમારને ક્યા પણ ન જોવાથી તે મૂર્છા ખાઇને ધરણી પર ઢળી પડ્યો. પવનથી સાવધાન થતા પાછો ઉઠીને તે કરૂણ સ્વરથી રૂદન કરવા લાગ્યો—" હે કુમાર! તું તારા સ્વરૂપને દેખાડ વિરહથી મને શા માટે સતાવે છે. તારો અપકાર કે પ્રહાર કરવાને કોઈ પુરૂષ સમર્થ નથી. હે સખે! તુ અદૃશ્ય થતા અમંગલનુ કાઇ કારણ નથી, તુ જ્યા ગયો હઈશ, ત્યા સુખનું ભાજન થઇશ " આ પ્રમાણે બહુ પ્રકારે વિલાપ કરીને પાછો તેની શોધ કરવાને ગ્રામાદિકમાં ભમતા તે નંદિપુર નગરમા આવ્યો ત્યા બ્હાર ઉદ્યાનમા બેસે છે, તેવામા બે વિદ્યાધરો આવીને તેને કહેવા લાગ્યા—" હે મંત્રિપુત્ર! ભુવનભાનુ નામે વિદ્યાધર રાજા એક મહેલ વિકુર્વીને મહાવનમા રહે છે તેને **કમલિની** અને **કુમુદિની** નામે બે કન્યાઓ છે તેમનો વર તારો મિત્ર અપરાજિત થશે–એમ જ્ઞાનીએ કહ્યુ છે. તેને લાવવાને માટે અમારા સ્વામીએ અમને મોકલ્યા. તે વનની અંદર આવતાં તમે બે અમારા જોવામાં આવ્યા તે વખતે તું પાણી લાવવા ગયેલ હોવાથી કુમારને લઇને અમે અમારા સ્વામી પાસે મૂકયો. ઉદય પામેલા સૂર્ય સમાન તેને જોઈને ભુવનભાનુ એકદમ ઉભો થયો અને રત્નના ભદ્રાસનપર તેને બેસાર્યો. પછી તે વિદ્યાધરેન્દ્રે કુમારની ગુણ સ્તુતિ કરી પોતાની બંને કન્યાના વિવાહની કુમાર પાસે માગણી કરી, પરંતુ તે તારો વિયોગી હોવાથી કંઈ પણ જવાબ આપી શકયો નહિ. એક તારી ચિંતામાજ તે મુનિની જેમ મૌન બેસી રહ્યો. એટલે તને લાવવાને માટે અમારા સ્વામીએ અમને હુકમ કર્યો. પછી આમતેમ જોતા અત્યારે અમે અહીં આવ્યા છીએ, અને ભાગ્યયોગે તું હમણાજ જોવામા આવી ગયો. માટે હે મહાભાગ! ઉઠ અને તરત ચાલ, તારા વિરહને લીધે કુમારનો વિવાહ અટકી પડ્યો છે." એમ સાભળીને પ્રધાન પુત્ર બહુ હર્ષ પામ્યો અને તે બંનેની સાથે આવી જાણે સાક્ષાત્ હર્ષ હોય એમ તે કુમારને મળ્યો. પછી કુમારે તે બંને કન્યાનુ પાણિગ્રહણ કર્યું ત્યા અલ્પ સમય રહીને પ્રથમ પ્રમાણે મિત્ર સહિત કુમાર અન્ય સ્થાને જવા નીકળ્યો. જતા જતાં તે બંને **શ્રીમંદિર** નગરમાં આવ્યા અને ત્યાં સૂરકાંતે આપેલ મણિથી મનોવાછિત પૂર્ણ કરતા રહેવા લાગ્યા.

એક દિવસે તે નગરમાં મોટો હાહારવ થયો. શસ્ત્રથી સજ્જ થયેલા સુભટો જોવામા આવતા હતા. ત્યારે કુમારે પ્રધાનપુત્રને પૂછ્યુ કે–" આ શું છે?"

એટલે તે લોકોની પાસેથી જાણીને બોલ્યો-"હે મિત્ર! અહી સુગ્રામ નામે રાજા છે, તેને એક પુરૂષે છળ કરી છુરીથી મારી નાખ્યો છે તે રાજાના રાજ્યને ધારણ કરનાર પુત્રાદિક કોઇ નથી તેથી પોતાના રક્ષણને માટે વ્યાકુલ થયેલા લોક બધા નગરમા ભમી રહ્યા છે, અને તેથી આ તુમુલ હાહારવ થાય છે " આ સાભળીને કુમારને બહુ ખેદ થયો. તે વખતે સંરોહણૌષધિથી પણ રાજાનો પ્રહાર વધતો જોઇ એક કામલતા નામની પ્રધાન ગણિકાએ મુખ્ય મંત્રીને કહ્યુ-"હે મંત્રિ! આ નગરમા સાક્ષાત્ દેવ સમાન કોઈ પરદેશી પુરૂષ આવેલો છે, તે કંઈ પણ ઉદ્યમ કરતો નથી છતા સર્વ રીતે સુખી છે. તેથી મોટો પ્રભાવ-શાળી લાગે છે. માટે તેની પાસે કંઇ ઔષધ હશે " તે સાંભળી મંત્રીઓ કુમારને વીનવીને રાજાની પાસે લઇ ગયા દયાળુ કુમારે ઘાત જોઇને મિત્ર પાસેથી મણિ અને મૂળીયુ લઇ, મણિજળથી તે મૂળીયું ઘસીને રાજાના ઘાપર લગાડયું. એટલે રાજા તરત સજ્જ થયો, અને કુમારને કહેવા લાગ્યો-" હે અકારણ બાંધવ! તુ અહીં કયાથી આવેલ છે ? " આ સાભળી તેનો બધો વૃત્તાત પ્રધાનપુત્રે રાજાને કહી સંભળાવ્યો. તે સાભળીને રાજા કહેવા લાગ્યો-" હે મંત્રીઓ! આ મારા મિત્ર હરિનંદીનો પુત્ર છે. અહો! પ્રમાદથી હું જાણી ન શકયો. " એમ કહી તેના ગુણથી રંજિત થયેલ રાજાએ આગ્રહપૂર્વક પોતાની રંભા નામે કન્યા તેને પરણાવી તેની સાથે ભોગ ભોગવતા થોડો વખત ત્યા રહીને પ્રથમની જેમ મિત્રસહિત કુમાર દેશાતર ચાલી નીકળ્યો. અને અનુક્રમે તે કુંડપુર નગરમા આવી પહોંચ્યો ત્યાં ઉદ્યાનમા કેવલી ભગવંતને જોયા. તેમને વાદીને તેણે દેશના સાભળી દેશના પછી કુમારે કેવલીને પૂછયું કે -' હે ભગવન્! હુ ભવ્ય છું કે અભવ્ય ?' કેવલી બોલ્યા-' તુ ભવ્ય છે પાચમે ભવે તું બાવીશમો તીર્થંકર થઈશ, અને આ તારો મિત્ર ગણધર થશે. ' એમ સાભળી તે બંને આનંદ પામ્યા અને તે મુનિની સેવા કરતા કેટલાક દિવસ ત્યા રહ્યા. પછી મુનિ વિહાર કરી ગયા, ત્યારે તે બંને દરેક સ્થળે ચૈત્યવંદન કરતા ફરવા લાગ્યા.

હવે જનાનંદપુરમા જિતશત્રુ નામે રાજા હતો, તેની ધારિણી નામે રાણીના ઉદરમા રત્નવતીનો જીવ આવીને અવતર્યો સંપૂર્ણ કાલ થતા તે રાણીએ એક પુત્રીને જન્મ આપ્યો. શુભ દિવસે પિતાએ તેનું પ્રીતિમતી એવું નામ રાખ્યુ તે અનુક્રમે વૃદ્ધિ પામી અને બધી કળાઓ શીખી. પછી તેને યૌવ-નવતી જોઇને પિતા વિચારવા લાગ્યો—' જો એને જેવા તેવા વર સાથે પરણાવીશ, તો એ મરણ પામશે ' એમ ધારીને રાજાએ તેને એકાતમા બોલાવીને પૂછયુ— ' હે પુત્રી! તને કયો વર પસંદ છે? ' તે બોલી—' હે તાત! જે કળામા મને જીતે, તે વર મને પસંદ છે ' આ તેનું વચન રાજાએ કબુલ રાખ્યુ. આ તેની પ્રતિજ્ઞા

બધે ઠેકાણે ફેલાઈ ગઈ. ત્યાર પછી ઘણા રાજાઓ અને રાજપુત્રો વધારે વધારે કલાભ્યાસ કરવા લાગ્યા. એકદા જિતશત્રુ રાજાએ બ્હાર મંડપ બંધાવીને તેમાં માચડા રખાવ્યા, અને પછી રાજાઓ તથા રાજપુત્રોને બોલાવ્યા. તે વખતે મનુષ્ય રાજાઓ અને વિદ્યાધર રાજાઓ પોતપોતાના કુમારો સહિત ત્યાં આવ્યા. માત્ર એક હરિનંદી પુત્રવિયોગાર્ત્ત હોવાથી ન આવ્યો. એવામાં પર્યટન કરતા દૈવયોગે અપરાજિત ત્યા મિત્ર સહિત આવી પહોચ્યો અનુક્રમે ગોઠવેલા માચડા જોઈને તે વિમળબોધ મિત્રને કહેવા લાગ્યો—" હે મિત્ર! આપણે બરાબર સમયપર આવ્યા છીએ. અહીં કલાવંત પુરૂષોનુ કળાકૌશલ્ય અને તે કન્યાને આપણે જોઈ શકીશું." પછી પોતે ઓળખાય નહિ એટલા માટે પેલી ગુટિકાના પ્રભાવથી પોતાનું સામાન્ય રૂપ બનાવીને રાજકુમાર મિત્ર સહિત ત્યા સ્વયંવર મંડપમાં આવ્યો. અને બધાએ વિકૃત રૂપધારી તેમની તરફ દૃષ્ટિ કરી.

હવે દીવ્ય વસ્ત્રાલંકારને ધારણ કરી જેને ચામર ઢળી રહ્યા છે એવી પ્રીતિમતી પોતાની સખીઓ અને દાસીઓ સહિત ત્યાં સ્વયંવર મંડપમાં આવી. એટલે **માલતી** નામની સખી પોતાની આંગળીવતી નામ દર્શાવતી બોલી—" હે સખી! આ પોતાને ગુણી માનનાર એવા નર રાજાઓ અને ખેચર રાજાઓ અહીં આવ્યા છે. આ કદંબ દેશનો રાજા **ભુવનચંદ્ર** કે જે પૂર્વ દિશાના ભૂષણરૂપ છે. આ દક્ષિણ દિશાનો અલંકારરૂપ **સમરકેતુ** રાજા છે. ઉત્તર દિશામા કુબેર સમાન આ **કુબેરરાજ** છે. શત્રુઓની સ્ત્રીઓથી અશ્રાત (થાકરહિત) અને કીર્ત્તિરૂપ લતાવનને વધારનાર આ **સોમપ્રભ** રાજા છે. બીજા પણ **ધવલ, શૂર, ભીમ** વિગેરે રાજાઓ આવેલા છે. આ વિદ્યાધરોનો સ્વામી **મણિચૂડ** નામે રાજા છે, આ રત્ન સમાન કાંતિવાળો **રત્નચૂડ** રાજા છે, આ મહાભુજાવાળો **મણિપ્રભ** રાજા છે અને આ **સુમન, સૂર, સોમ,** વિગેરે ખેચર રાજાઓ છે. હે સખી! આ બધા કલાવંતને જોઈ લે અને પરીક્ષા પણ કરી લે." આ પ્રમાણે કહીને તેણે સ્વયંવર મંડપમાં બેઠેલા રાજાઓ બતાવ્યા. તે વખતે પ્રીતિમતી જે જે રાજા તરફ નજર કરતી હતી, તે તે રાજાઓ કામદેવના બાણથી ઘાયલ થતા હતા પછી વસંતઋતુમા મસ્ત થયેલ કોયલની જેવા સ્વરથી સાક્ષાત્ સરસ્વતીની જેમ પૂર્વપક્ષમા રહીને વાદ કરનાર એવી તેણીએ પૂર્વપક્ષ કર્યો એટલે સર્વે ભૂચર અને ખેચરો હતબુદ્ધિવાળા થઈ ગયા. જાણે ગળામાં પકડાયા હોય તેમ ઉત્તર આપી ન શક્યા 'સ્ત્રી સંબંધથી સરસ્વતીએ એનો પક્ષ કર્યો લાગે છે કે જે આપણે કોઈથી પણ ન જીતાયા, તેમને અત્યારે આ કન્યાએ જીતી લીધા.' એમ વિલક્ષ અને શ્યામમુખ કરતા વિવિધ કલ્પનાથી બોલવા લાગ્યા

હવે જિતશત્રુ રાજા વિચારવા લાગ્યો કે—"શુ વધારે પ્રયાસ કરી આને બનાવતા થાકી જવાથી વિધાતાએ એને યોગ્ય પતિ બતાવ્યો ન હશે? પૃથ્વીપર રાજાઓ

તો આટલાજ છે એમા તો મારી પુત્રીને લાયક વર દેખાતો નથી. અથવા તો કોઇ હીનવર થશે, તો એની શી ગતિ ? ” તે વખતે ભાવને જાણનાર પ્રધાન કહેવા લાગ્યો—“ હે રાજન્ ! ખેદ ન કરો. જગતમા બલવંત કરતાં પણ બલવંત હોય છે. કારણ કે ‘ बहुरत्ना वसुधरा ’ એટલે આ વસુધા ઘણા રત્નોને ધારણ કરે છે. માટે હવે એવી ઘોષણા કરાવો કે—“ રાજપુત્ર અથવા બીજો કોઇ જે આ મારી પુત્રીને જીતે, તે એનો વર થાય. ” આ સાભળી ‘ બહુ સારી સલાહ આપી ’ એમ કહીને રાજાએ તે પ્રમાણે ઘોષણા કરાવી તે ઘોષણા સાંભળીને અપરાજિત વિચારવા લાગ્યો—‘ સ્ત્રી સાથે વિવાદ કરતા પુરૂષનો વિજય થાય, તોપણ કાંઈ મોટાઇ મલતી નથી ’ ફરી આ પ્રમાણે તે ચિંતવવા લાગ્યો—‘ ઉત્કર્ષ થાય કે ન થાય, પણ એને મારે જીતવી તો ખરી. ’ એમ ધારીને કુમાર તરત પ્રીતિમતી આગળ આવ્યો તે વખતે જો કે તેણે સાદો વેષ પહેર્યો હતો, છતાં પૂર્વ જન્મના સ્નેહાનુભાવથી પ્રીતિમતીની તેનાપર પ્રીતિ થઇ પછી પ્રીતિમતીએ પૂર્વપક્ષ કર્યો એટલે તેજ વખતે તેને તુરત નિરૂત્તર બનાવીને અપરાજિતે જીતી લીધી તેથી તેણીએ કુમારના કંઠમા હર્ષપૂર્વક વરમાલા નાખી તે જોઇને ભૂચર અને ખેચરોને ક્રોધ ચડયો ‘ અમો હાજર છતા આ એક કાર્પટિક શુ પરણવાનો હતો ?’ એમ બોલતા ને બડબડતા બધા રાજાઓએ ઘોડા અને હાથીઓના સ્વારો સાથે શસ્ત્રસજ્જ થઇને લડાઈ શરૂ કરી એટલે કુમાર પણ છલંગ મારી કોઇક ગજ સવારને હણીને તેના હાથીપર બેસી હાથીના કવચમાં રહેલા તેના શસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યો ક્ષણવાર પછી એક રથ હાકનારને મારી તે રથમા બેસીને પ્રહાર કરવા લાગ્યો. ક્ષણવારમા જમીનપર અને ક્ષણવારમા પાછો હાથીપર બેસીને સંગ્રામ કરવા લાગ્યો એવી રીતે પોતે એક છતા જાણે અનેક હોય તેમ વીજળીની જેમ સ્ફુરાયમાન થઇ તેણે શત્રુસૈન્યને ભાગી નાખ્યુ આ વખતે તે રાજાઓ ચિંતવવા લાગ્યા—‘ પ્રથમ તો સ્ત્રીએ આપણને શાસ્ત્રવાદમાં જીતી લીધા અને અત્યારે એણે એકલાએજ શસ્ત્રથી જીતી લીધા ’ એમ લજ્જા પામતા તે ફરી પણ યુદ્ધ કરવાને તૈયાર થયા. એટલે કુમાર સોમપ્રભ રાજાના હાથી ઉપર ચડ્યો, એવામા તે રાજાએ કેટલાક લક્ષણો અને તિલકોથી તેને ઓળખી લીધો, અને અત્યંત સ્નેહપૂર્વક ભેટી પડ્યો. ‘ હે અપરિમિત બલવાળા ! તુ મારો ભાણેજ છે, બરાબર મારા જાણવામા આવ્યુ છે ’ એમ મોટે સાદે બોલતાં તે બધા રાજાઓને કહેવા લાગ્યો એટલે તે બધા યુદ્ધ કરતા બંધ થયા પછી તેજ બધા સ્વજનો થઇને વિવાહમંડપમા બેઠા, અને શુભ દિવસે જિતશત્રુ રાજાએ અપરાજિત અને પ્રીતિમતીનો વિવાહ કર્યો, તે વખતે કુમારે પોતાનુ અસલ રૂપ પ્રગટ કર્યું પછી જિતશત્રુ રાજાએ બધા રાજાઓનો સત્કાર કરીને તેમને વિસર્જન કર્યા અને અપરાજિત પ્રીતિમતીની સાથે ભોગવિલાસ કરતો ત્યા રહ્યો તે વખતે રાજાના મંત્રીએ પો-

તાની પુત્રી વિમલબોધને પરણાવી અને તે પણ તે સ્ત્રી સાથે સંસારસુખ ભોગવવા લાગ્યો.

એક દિવસે હરિનંદી રાજાનો દૂત આવ્યો, તેને જોઈને કુમાર હર્ષ પામ્યો, અને પોતાના માત-તાતનુ સ્નેહપૂર્વક કુશલ પૂછતાં, તે દૂત આખમા આસુ લાવીને બોલ્યો—"હે કુમાર! શરીરને હજી ધારણ કરે છે, એટલુંજ માત્ર તેમને કુશલ છે. તારા વિયોગથી તે ઘણા દુ:ખી છે. તારૂં નવું નવુ ચરિત્ર સાભળતાં માત્ર તેઓ પ્રમોદ પામે છે. તારા વિરહથી મૂર્ચ્છા તેમનો છેડો મૂકતી નથી. મને અત્યારે તને બોલાવવા મોકલેલ છે માટે હે સ્વામિન્! હવે માબાપને ખેદમા નાખવા તને યોગ્ય નથી." આ પ્રમાણે સાભળતા કુમાર ગદ્ગદિત થઈને બોલ્યો—'માબાપને દુ:ખ દેનાર એવા મારા જેવા પુત્રને ધિક્કાર છે.' પછી જિતશત્રુ રાજાની અનુજ્ઞા લઈને અપરાજિત પોતાના નગરભણી ચાલ્યો. તે વખતે પોતાની બે પુત્રીઓ સહિત ભુવનભાનુ વિદ્યાધર ત્યા આવ્યો, અને પૂર્વે કુમાર જેમને પરણ્યો હતો, તે બીજા રાજાઓ પણ પોતપોતાની પુત્રીઓને લઈને ત્યા આવ્યા. વળી અભય આપનાર કુમારની સાથે સૂરકાંત પણ ત્યાં આવ્યો. એ પ્રમાણે પ્રીતિમતી વિગેરે પત્નીઓ સહિત તથા ભૂચર અને ખેચર રાજાઓથી પરિવરેલો અપરાજિતકુમાર, મોટા સૈન્યથી આકાશને આચ્છાદન કરતો થોડા દિવસમા સિંહપુર નગરમાં આવી પહોંચ્યો, ત્યાં વિનયથી ભૂપીઠપર આળોટતા એવા કુમારની પાસે આવી હરિનંદીરાજા તેને પોતાના ખોળામા બેસારી તેના મસ્તકપર વારવાર ચુંબન કરવા લાગ્યો સ્નેહથી જેની આખમા આંસુ આવી ગયા છે, એવી માતાએ પણ પ્રણામ કરતા કુમારની પીઠ થાપી, અને શિરપર ચુબન કર્યું. પછી પ્રીતિમતી વિગેરે સ્ત્રીઓ પોતાના સાસુ સસરાને પગે લાગી, અને વિમલબોધે દરેક વધૂની નામ લઈને ઓળખાણ આપી પછી કુમારે બધા ભૂચર અને ખેચરોને માન આપીને વિદાય કર્યા, અને પોતે માબાપના નેત્રને આનંદ પમાડતો ત્યા સુખપૂર્વક રહેવા લાગ્યો.

હવે મનોગતિ અને ચપલગતિ બંને માહેંદ્ર દેવલોકથી ચવીને અપરાજિતના સૂર અને સોમ નામે લઘુ બધુ થયા. એકદા હરિનંદી રાજાએ અપરાજિતને રાજ્યપર સ્થાપીને પોતે દીક્ષા અંગીકાર કરી, અને તપ તપીને પરમપદ મેળવ્યુ. હવે અપરાજિત રાજાને પ્રીતિમતી પટરાણી, વિમલબોધ મંત્રી તથા બે બંધુ માંડલિક રાજા થયા, ત્યા અપરાજિત રાજા પોતાની પુત્રીની જેમ પ્રજાને પાળવા લાગ્યો. સંસાર સુખ ભોગવતા, તે અપરાજિતરાજાએ લાખો ગમે જિનચૈત્યો અને યાત્રાઓ પુરૂષાર્થોથી અવંચિત રહી તેણે બહુ કાલ વ્યતીત કર્યો.

એક દિવસે રાજા ઉદ્યાનમાં ગયો, ત્યાં પોતાના મિત્રોથી પરિવરેલો, પોતાની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતો, યાચકજનોને દાન આપતો, બંદીજનોથી ગવાતો એવો

એક મહર્દ્ધિક સાર્થપતિનો પુત્ર તેના જોવામા આવ્યો. તેને જોઈને રાજાએ પોતાના એક સેવકને પૂછયુ—' એ કોણુ છે?' તે બોલ્યો—' એ **સમુદ્રપાલ** સાર્થવાહનો **અનગદેવ** નામે પુત્ર છે ' તે સાભળીને ' અહો ! હુ ધન્ય છુ કે જેના રાજ્યમા આવા ઉદાર અને મહર્દ્ધિક વેપારીઓ વિદ્યમાન છે ' એમ પ્રશસા કરતો રાજા પોતાના ઘરે ગયો, પછી બીજે દિવસે બહાર જતા રાજાએ, ચાર પુરૂષોએ ઉપાડેલ, પોતાની છાતીને કુટતી, કેશ છુટા કરીને રોતી એવી સ્ત્રીઓ જેની પાછળ ચાલી રહી છે એવા એક મુડદાને જોયું ત્યારે ' આ કોણુ મરી ગયો છે ? ' એમ રાજાએ પુછયુ, એટલે સેવકો બોલ્યા—' હે સ્વામિન્ ! જેને તમે કાલે વનમા જોયો હતો, તેજ આ અનગદેવ વિસૂચિકાથી મરણુ પામ્યો. ' તે સાભળીને સસારથી વિરક્ત થઈ મહા વૈરાગ્યને ધારણુ કરતો રાજા ખેદ પામતો પોતાના ઘરે આવ્યો, અને કેટલાક દિવસ તે ઘરસંસારમા રહ્યો હવે જે તેણે કુંડપુરમા કેવલીને વાદ્યા હતા, તે ભગવત જ્ઞાનથી તેને યોગ્ય જાણીને ઉપકાર કરવાને ત્યા પધાર્યા તેમની પાસે ધર્મ સાંભળી, પ્રીતિમતીથી ઉત્પન્ન થયેલ **પદ્મ** નામના પુત્રને પોતાના રાજ્યપર સ્થાપીને રાજાએ દીક્ષા લીધી. તે વખતે પ્રીતિમતી, સૂર અને સોમ બાધવો, અને વિમલબોધ મત્રીએ પણુ તેની સાથે દીક્ષા લીધી અને તપ તપી, મરણુ પામીને આરણુ દેવલોકે પરસ્પર પ્રીતિવાળા ઈદ્ર સામાનિક દેવતા થયા.

# પ્રકરણુ ૪ થું.

## શ્રી નેમનાથ પ્રભુનો સાતમો અને આઠમો ભવ.



આ જબુદ્વીપના ભરત ક્ષેત્રમા કુરૂ નામના દેશમા હસ્તિનાપુર નગરમા **શ્રીષેણુ** નામે રાજા હતો તેને **શ્રીમતી** નામે રાણી હતી તેણે એક વખત રાત્રિ થોડી શેષ રહી તે વખતે પોતાના મુખમા પ્રવેશ કરતા પૂર્ણચદ્રને જોયો, અને પ્રભાતે તે સ્વપ્ન તેણે પોતાના પતિને કહી સભળાવ્યુ એટલે રાજાએ સ્વપ્ન પાઠકો પાસે તેનો નિર્ણય કરાવ્યો કે—' એ સ્વપ્નના પ્રભાવથી સમસ્ત શત્રુરૂપ અધકારને હણુનાર એવો રાણીને પુત્ર થશે ' હવે અપરાજિત દેવલોકથી ચવીને રાણીની કુખે આવીને ઉત્પન્ન થયો, અને સમય થતા રાણીએ સર્વ લક્ષણે પૂર્ણ એવા પુત્રને જન્મ આપ્યો, પિતાએ તેનુ શંખ એવું નામ રાખ્યુ. અનુક્રમે વૃદ્ધિ પામતા તે સર્વ કળાઓ શીખ્યો અને યૌવનવય પામ્યો

હવે-વિમલ બોધનો જીવ શ્રીષેણુ રાજાના પ્રધાનને **મતિપ્રભ** નામે પુત્ર

થયો, તે બાલ્યાવસ્થાથી શંખકુમારનો પ્રેમપાત્ર મિત્ર થયો. એક દિવસે તે દેશના લોકોએ આવી પોકાર કરીને શ્રીષેણ રાજાને વિનતી કરી કે—"હે સ્વામિન્! તમારા દેશના સીમાડામા અત્યંત વિષમ એવો વિશાલશૃંગનામે પર્વત છે, તે ચંદ્રસમાન શિશિરાનદીથી સંયુક્ત છે તે પર્વતના દુર્ગમા સમરકેતુ નામે પલ્લીપતિ રહે છે. તે નિઃશંકપણે અમને લુંટે છે, માટે તેના ત્રાસથી અમોને બચાવો" આ પ્રમાણે સાભળી તેનો વધ કરવાને રાજાએ પ્રયાણ કરવાની ભભા વગડાવી. તે વખતે શંખકુમારે પ્રણામ કરીને રાજાને કહ્યું—'હે તાત! આવા એક પલ્લીપતિ જેવા સામાન્ય જનપર તમે પોતે આટલો બધો આક્ષેપ શામાટે કરો છો? કારણ કે શીયાલપર સિંહનો પરાક્રમ શોભે નહિ. માટે જો આજ્ઞા આપો તો હું તેને બાંધીને અહીં લઇ આવું." તેના વચન સાભળતા રાજા બહુ હર્ષ પામ્યો અને સેના સહિત શંખકુમારને પલ્લીપતિનો નિગ્રહ કરવાને રાજાએ વિદાય કર્યો. પોતાના નગરથી કુમારને આવતો સાભળીને પલ્લીપતિ દુર્ગને શૂન્ય મૂકીને કપટ પ્રધાન એવો તે બીજી કોઈ ગુફામા પેસી ગયો, એટલે કુશાગ્રબુદ્ધિ કુમારે તે દુર્ગ નગરમા મજબુત સેના સહિત સામંતને મોકલ્યો, અને પોતે સેના સહિત એક ગુફામા રહ્યો હવે પલ્લીપતિએ છળ કરીને દુર્ગનો રોધ કર્યો અને 'હે કુમાર! હવે તું ક્યા જવાનો છે?' એમ જેટલામાં ગર્જના કરે છે, તેટલામા કુમારે અનેક સુભટો સહિત તે પલ્લીપતિને ઘેરી લીધો. એટલે એક બાજુ દુર્ગમાં રહેલ રાજસુભટો તેને પ્રહાર કરવા લાગ્યા અને બીજી બાજુ કુમારના સુભટોએ મધ્યમાં રહેલ તેને વ્યાકુલ બનાવી દીધો, તેથી તે દીન થઇ ગયો પછી પોતાના કંઠપર કુઠાર નાખીને તે કુમારને શરણે આવ્યો, અને બોલ્યો કે—"હે સ્વામિન્! મારા માયામંત્રોનુ હરણ કરનાર એક તુંજ છે, હવે હું તારો દાસ થઈશ. આ બધુ ગ્રહણ કર અને મારા પર મહેરબાની કર." પછી શંખકુમારે જેનુ જે તેણે લીધું હતું, તેને તે ચોરાયેલો માલ બધો સુપ્રત કર્યો, અને પોતે તેની પાસેથી દંડ લઈ તે પલ્લીપતિને સાથે તેડીને પાછો ફર્યો. એવામાં સાંજ થતાં રસ્તામા પડાવ નાખીને તેણે સેનાને સ્થાપન કરી. ત્યાં અર્ધરાત્રે તે શય્યામા સુતેલો છે, એવામાં કરૂણ સ્વર તેના કાને પડયો, એટલે ખડ્ગને હાથમા લઇને શંખકુમાર તે સ્વરના અનુસારે ચાલ્યો. આગળ જતા એક અર્ધ વૃદ્ધ સ્ત્રી તેના જોવામા આવી. કુમારે તેને પૂછયું કે—'હે ભદ્રે! તું તારા દુઃખનુ કારણ કહી સંભળાવ.' આ તેના વચનથી કંઈક આશ્વાસન પામીને તે બોલી—"અંગદેશમા ચંપા નામની નગરીમા જિતારિ નામે રાજા છે, તેની **પ્રીતિમતી** નામે રાણી છે, તેને બહુ પુત્રો ઉપર **યશોમતી** નામે પુત્રી છે પોતાને લાયક વર ન જોવાથી તેની દૃષ્ટિ કોઈપણ પુરૂષમાં રમતી નથી. હવે એક દિવસે ગુણપાત્ર એવો શ્રીષેણ રાજાનો પુત્ર તેના સાંભળવામાં આવ્યો ત્યારથી તેણે પ્રતિજ્ઞા કરી કે—'શંખકુમાર મને પરણશે.'

યોગ્ય પુરૂષપર તેને અનુરક્ત જાણીને તેનો પિતા આનંદ પામ્યો પછી તે કામને માટે રાજાએ જેટલામા પોતાના માણુસો શ્રીષેણ રાજા પાસે મોકલ્યા, તેટલામા મણિશેખર નામના વિદ્યાધરના રાજાએ તે કન્યાની માગણી કરી એટલે જિતારિ રાજાએ કહ્યું કે—' આ કન્યા શંખકુમાર વિના બીજા કોઇ પુરૂષને ઈચ્છતી નથી ' પછી એક દિવસે તે વિદ્યાધર રાજાએ તેનુ હરણ કર્યું હુ તેની ધાવમાતા સ્નેહથકી તેની સાથે આવી છુ, પરંતુ તે દુષ્ટ વિદ્યાધરે બલાત્કારથી મને અહીં મૂકી દીધી અને સંસારમા સારભૂત એવી તે કન્યાને ઉપાડીને પેલો વિદ્યાધર ક્યાંક ચાલ્યો ગયો તેથી હુ અહીં વિલાપ કરૂ છુ " આ બધો વ્યતિકર સાભળીને કુમાર બોલ્યો—' હે માત ! તુ ધીરજ રાખ હુ તે વિદ્યાધરને જીતીને કુમારીને લઇ આવુ છુ ' એમ કહી તેની શોધ કરવાને શંખકુમાર મહા અટવીમા ભમવા લાગ્યો એવામા સૂર્યોદય થયો, એટલે કુમાર વિશાલશૃંગ પર્વતપર ગયો તેની એક ગુફામા યશોમતીને પરણવાની પ્રાર્થના કરતો તે દુષ્ટ વિદ્યાધર તેના જોવામા આવ્યો ત્યા ખેચરને આ પ્રમાણે બોલતી તે કન્યાના બોલ તેણે સાભળ્યા—' અયોગ્ય માગણી કરનાર હે ખેચર ! તુ મને વૃથા શામાટે ખેદ પમાડે છે મારો પતિ તો શંખ સમાન ઉજ્વળ ગુણવાળો એવો શંખકુમારજ થશે, બીજો કોઇ થવાનો નથી ' આ તેના વચનથી કુમાર પ્રમોદ પામ્યો, એવામા કુમાર તે બંનેના જોવામા આવ્યો. ત્યારે ખેચર હૃષ્ટ થઇને બોલ્યો—" હે અજ્ઞ બાળા ! દૈવયોગે આકૃષ્ટ થયેલો જો, આ તારો પ્રિય શંખ મને વશ થયો છે હુ હવે તારી આશાની સાથે એને હણીને બલાત્કારથી તને પરણી પોતાના ઘરે લઈ જઇશ " આ પ્રમાણે બોલતા તે ખેચરને શંખકુમાર કહેવા લાગ્યો—' અરે ! પરસ્ત્રીનુ હરણ કરનાર નીચ ! હવે તૈયાર થઇ જા. આ ખડ્ગથી તારા શિરને હમણાજ જમીનદોસ્ત બનાવી દઉં છુ ' પછી હાથમા તરવાર લઇને બલવંત તે બંને પોતપોતાના બળથી જાણે પર્વતને પણ કંપાવતા હોય તેમ પરસ્પર લડવા લાગ્યા. પરંતુ વિદ્યાધર જ્યારે પોતાના ભુજબળથી કુમારને જીતી ન શક્યો, ત્યારે વિદ્યાથી વિકુર્વેલા તપેલા લોઢાના ગોળા વિગેરે અસ્ત્રોથી તે લડવા લાગ્યો, પણ કુમારના ભારે પુણ્યને લીધે તે કંઈપણ તેને લાગ્યા નહિ સામા આવતા કેટલાક અસ્ત્રોને તો કુમારે પોતાના ખડ્ગથીજ ભાગી નાખ્યા પછી અત્યંત ખેદ પામીને બેસી રહેલ તે વિદ્યાધર પાસેથી તેણે ધનુષ્ય છીનવી લીધુ, અને તેજ બાણુથી તેણે તેને છાતીમા વીંધી નાખ્યો, એટલે તે મૂર્છા ખાઈને જમીનપર પડી ગયો તે વખતે શંખકુમારે વાયુના ઉપચારથી તેને સજ્જ કરીને ફરી લડવાને માટે બોલાવ્યો એટલે ખેચર બોલ્યો—" હે કુમાર ! તુ વીરશિરોમણિ છે, મનુષ્ય છતા તે મને વિદ્યાધરને જીતી લીધો, તેથી હે બલિષ્ઠ ! તુ સામાન્ય માણુસ નથી. હે વીર ! આ યશોમતી જેમ તારા ગુણથી રંજિત થઇ, તેમ હુ પણ તારા પરાક્રમથી

રંજિત થયો છું. મારો જે કાંઈ અપરાધ થયો, તે ક્ષમા કર." ત્યારે કુમાર બોલ્યો—'હે ખેચર! તારા ભુજબળ અને વિનયથી હું રંજિત થયો છું. માટે હે મહાભાગ! બોલ, તારૂં શું કરૂં?' આ સાંભળી ખેચર બોલ્યો—'જો તું પ્રસન્ન થયો હોય, તો વૈતાઢ્ય પર્વત પર આવ. ત્યા તારી સિદ્ધાયતનની યાત્રા થશે અને મારા પર અનુગ્રહ થશે.' શંખકુમારે તેનું વચન માન્ય રાખ્યું, અને યશોમતી પ્રમોદ પામી. એવામાં ત્યાં **મણિશેખર** ખેચરના પદાતિઓ આવ્યા, વીતેલ વૃત્તાંત જાણીને તેમણે પરોપકારી કુમારને નમન કર્યું, પછી કુમારે ત્યાં સૈન્યમા બે વિદ્યાધર મોકલી પોતાની બધી હકીકત જણાવી, અને તે સૈન્યને તરત હસ્તિનાપુર તરફ રવાના કરી. પછી યશોમતીએ વિદ્યાધરો મોકલીને પેલી ધાવ-માતાને પોતાની પાસે અણાવી, એટલે ધાત્રી ને યશોમતી સહિત શંખકુમાર વૈતાઢ્ય પર્વતપર ગયો, ત્યાં યશોમતીની સાથે તેણે સિદ્ધાયતનની યાત્રા અને પ્રવર (શ્રેષ્ઠ) પૂજા કરી. પછી મણિશેખર તેને કનકપુરમાં લઈ ગયો, ત્યા દેવ સમાન માનીને પોતાના ઘરે તેણે કુમારનુ બહુ માન કર્યું. તે વખતે વૈતાઢ્યવાસી લોકો આશ્ચર્ય પામીને વારંવાર શંખકુમાર અને યશોમતીને જોવા લાગ્યા. વળી વૈરિજયાદિકથી પ્રસન્ન થયેલા બીજા પણ કેટલાક વિદ્યાધરો કુમારના પદાતિ થઈ રહ્યા, અને તેઓ પોતપોતાની પુત્રી કુમારને પરણાવવા લાગ્યા, પણ શંખકુમાર કહેવા લાગ્યો કે—'યશોમતીને પરણીને પછી એમને પરણીશ.' પછી એક દિવસે મણિશેખર પ્રમુખ વિદ્યાધરો પોતપોતાની કન્યાઓને લઈને યશોમતી સાથે શંખકુમારને ચંપા નગરીમા લઇ ગયા. એટલે જિતારિ રાજા બધો વૃત્તાંત જાણીને પોતાની પુત્રીની સાથે આવેલ અને વિદ્યાધરોથી પરવરેલ એવા વરની સામે તે પ્રમોદ પામીને આવ્યો, અને મોટા ઓચ્છવ સાથે તેને નગરીમા પ્રવેશ કરાવ્યો. ત્યારપછી શુભ દિવસે મહોત્સવપૂર્વક તેણે શંખકુમારને પોતાની પુત્રી પરણાવી, અને વિદ્યાધરોની પુત્રીઓને પણ તે પરણ્યો. ત્યાં શ્રી વાસુપૂજ્ય ભગવતના ચૈત્યોની તેણે ભક્તિપૂર્વક યાત્રા કરી. પછી કેટલાક દિવસ ત્યા રહી યશોમતી વિગેરે સ્ત્રીઓ સહિત તે હસ્તિનાપુરમાં આવ્યો. હવે આરણ દેવલોક થકી ચવીને પૂર્વ ભવના બાંધવ સૂર અને સોમ, તે શંખકુમારના યશોધર અને ગુણધર નામે બે લઘુ બંધુ થયા. એકદા શ્રીષેણ રાજાએ શંખકુમારને રાજ્ય આપીને ગુણધર ગણધરની પાસે દીક્ષા લીધી. ત્યારપછી શ્રીષેણ મુનિ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી દેવતાના પરિવાર સહિત વિધિએ વિહાર કરતા હસ્તિનાપુર આવ્યા. એટલે વનપાલના મુખથી કેવલીનું આગમન સાંભળીને શંખરાજાએ ભક્તિથી તેમને વાંદ્યા અને દેશના સાંભળી. પછી દેશનાને અંતે કુમાર બોલ્યો—"હે ભગવાન્! જિનધર્મના પ્રભાવથી હું સમજી શકું છું કે આ સંસારમા કોઈ કોઇનો

સંબંધી નથી, બધા માત્ર સ્વાર્થના સંબંધી છે, તેમ છતા આ યશોમતી ઉપર મને અધિક મમત્વ શાથી ? તે મને કહી સંભળાવો, ” કેવલી બોલ્યા કે–“ એ ધનભવમા તારી ધનવતી સ્રી હતી, પછી સૌધર્મે પરસ્પર પ્રીતિવાળા બંને દેવતા હતા. બાદ ચિત્રગતિના ભવમા એ રત્નવતી તારી પ્રિયા હતી, પછી માહેંદ્ર દેવલોકે બને મિત્ર દેવતા થયા. ત્યાંથી અપરાજિતના ભવમાં એ પ્રીતિમતી તારી સ્રી હતી, ત્યાથી આરણ દેવલોકે બંને મિત્ર દેવતા થયા. પછી આ સાતમે ભવે એ તારી યશોમતી પત્ની થઇ છે. તે કારણથી પૂર્વભવના રાગને લીધે તારો એની ઉપર અધિક સ્નેહ છે. હવે અહીંથી અપરાજિત નામના અનુત્તર વિમાનમા જઈ, ત્યાથી ચવીને આ ભરત ક્ષેત્રમાં તુ નેમિનાથ નામે બાવીશમો તીર્થંકર થઈશ અને આ રાજીમતી, તુ એને ન પરણ્યા છતાં અનુરાગ ધારણ કરી તારી પાસે દીક્ષા લઇ પરમપદને પામશે. ” એ પ્રમાણે સાભળી શંખરાજાએ વૈરાગ્ય ભાવથી પુંડરીક નામે પોતાના પુત્રને રાજ્ય આપી, તે કેવલીની પાસે બને બાધવ, મંત્રી અને યશોમતી સહિત દીક્ષા લીધી, અને અનુક્રમે તે ગીતાર્થ થયો. પછી અરિહંતની ભકિત વિગેરે વીશ સ્થાનકના આરાધનથી તેણે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું, અને પ્રાતે પાદોપગમ અનશન કરી પ્રતાપી શંખ મુનિ અપરાજિત વિમાનમા ગયા અને વિધિવશાત્ યશોમતી વિગેરે પણ તેની પાછળ તેજ વિમાને ગયા.

એ રીતે શ્રી ગુણવિજય ગણિ વિરચિત શ્રીમદરિષ્ટ નેમિના ચરિત્રમાં શ્રી નેમિનાથના પૂર્વભવ વર્ણનરૂપ પ્રથમ પરિચ્છેદ સમાપ્ત થયો.





# દ્વિતીય પરિચ્છેદ.



## પ્રકરણ ૫ મું.

### શ્રી નેમનાથ પ્રભુનો નવમો ભવ. હરિવંશ કુળનું વૃત્તાંત.



વે આ ભરત ક્ષેત્રમા આવેલા વત્સ નામે દેશમાં કૌશાંબી નગરીમા સુમુખ નામે રાજા હતો. તેણે વીર વણકરની સ્ત્રીને હરીને પોતાના અંતઃપુરમાં રાખી. તે વનિતાના વિયોગથી વીર ગાંડો થઈ ગયો, અને તે રાજા અને સ્ત્રીના જોવામાં આવ્યો. તેથી તે બંને સંવેગ પામ્યા. એવામાં અકસ્માત્‌થી વીજળી પડતાં તે બંને મરણ પામ્યા અને હરિવર્ષ ક્ષેત્રમાં યુગલીયા થયા. અહીં વીર પણ અજ્ઞાન કષ્ટ સહન કરીને સૌધર્મ દેવલોકમાં કિલ્બિષીયો દેવ થયો. પૂર્વભવના વૈરથી તે બંને યુગલીયાને હરણ કરી ચંપા નગરીમાં લઈ જઇ, ત્યાં અપુત્રીયા ચંદ્રકીર્તિ રાજાનુ રાજ્ય આપી, દેવશકિતથી આયુષ્ય ટુંકું કરી તથા શરીર પાચસો ધનુષ્ય પ્રમાણ બનાવી તેમના હરિ અને હરિણી એવાં નામ રાખી, તેમજ મધ, માસાદિનુ ભક્ષણ શીખવીને તે દેવ સ્વસ્થાને ગયો. અચ્છેરારૂપે હરિવંશની ઉત્પત્તિ થઈ.

હવે સૌવીર દેશમાં યમુના નદીથી શોભતી મથુરા નામે નગરી છે. ત્યાં હરિવ શના કુળમાથી ઉત્પન્ન થયેલ વસુરાજાના પુત્ર બૃહદ્ધ્વજથી ઘણા રાજાઓ વ્યતીત થયા પછી યદુ નામે રાજા થયો. તેને શૂર નામે પુત્ર થયો. શૂરના શૌરિ અને સુવીર નામે બે પુત્રો થયા. પછી શૌરિને રાજ્યપર અને સુવીરને યુવરાજ પદપર સ્થાપી શૂરરાજાએ વૈરાંગ્યથી દીક્ષા લીધી, પણ શૌરિએ મથુરાનુ રાજ્ય સુવીરને આપી પોતે કુશાર્ત્ત દેશમાં આવી ત્યા શૌર્યપુર નામે નગર વસાવ્યું. તે શૌરિ રાજાને અંધકવૃષ્ણિ વિગેરે પુત્રો થયા, અને સુવીરને ભોજવૃષ્ણિ વિગેરે મહાભાગ્યશાળી અને પૃથ્વીમાં પ્રખ્યાત પુત્રો થયા. પછી સુવીર મથુરાનું રાજ્ય ભોજવૃષ્ણિને આપી, પોતે સિંધુ દેશમાં સૌવીરપુર વસાવીને રહ્યો, તથા શૌરિરાજા અંધકવૃષ્ણિને પોતાના રાજ્યપર બેસારી સુપ્રતિષ્ઠ મુનિ પાસે દીક્ષા લઇ મોક્ષે

ગયો. હવે ભોજવૃષ્ણિને ઉગ્રસેન નામે પુત્ર થયો, અને અંધકવૃષ્ણિને સુભદ્રા દેવીથી દશ પુત્રો થયા, તે સમુદ્રવિજય, અક્ષોભ્ય, સ્તમિત, સાગર, હિમવાન્, અચલ, ધરણ, પૂરણ, આભચંદ્ર અને વસુદેવ, એવા નામથી ખ્યાત થયા, એ દશે દશાર્હ એવા એક નામથી લોકમા પ્રસિદ્ધ થયા. તેમને કુંતી ને માદ્રી નામે બે નાની બ્હેનો હતી. કુંતી પાંડુ રાજાને પરણી અને માદ્રી, દમઘોષ ને પરણી. એક દિવસે અંધકવૃષ્ણિ રાજાએ સુપ્રતિષ્ઠ નામના અવધિજ્ઞાની મુનિને પૂછ્યું—" હે સ્વામિન્ ! દશમો વસુદેવ મારો પુત્ર અત્યંત રૂપ, સૌભાગ્ય અને કળાઓનો ભંડાર શાથી છે ? " એટલે સુપ્રતિષ્ઠ મુનિ કહેવા લાગ્યા—

" મગધ દેશમાં નદી ગામને વિશે એક દરિદ્ર બ્રાહ્મણ હતો, તેને સોમિલા નામે સ્ત્રી હતી. તેમને નંદિષેણ નામે પુત્ર હતો. અત્યંત મંદ ભાગ્યને લીધે બાલ્યાવસ્થામાંજ તેના માબાપ મરણ પામ્યા. કુરૂપ, દંતુર ( મોટા દાંતવાળો ) અને અનિષ્ટ હોવાથી સ્વજનોએ પણ તેનો ત્યાગ કર્યો. પછી તે મજુરીથી જીવતાં એકદા મામાના જેવામા આવ્યો, એટલે તે નંદિષેણને પોતાના ઘરે તેડી આવ્યો. તેના મામાની સાત કન્યાઓ વિવાહયોગ્ય થઇ હતી. તેથી નંદિષેણને તેના મામાએ કહ્યું—' એક કન્યા હું તને આપીશ. ' તે કન્યાના લોભથી તે બધું ઘરનું કામ કરવા લાગ્યો. હવે પ્રથમ કન્યા તે વાત જાણીને કહેવા લાગી—' જો પિતા મને આ (નંદિષેણ) પરણાવશે, તો હું મરણ પામીશ. ' નંદિષેણ આ વાત સાંભળીને બહુ ખેદ પામ્યો, એટલે તેના મામાએ ફરી તેને કહ્યું—' હે વત્સ ! તું ખેદ ન કર, હું તને બીજી કન્યા આપીશ. ' તે સાભળીને બીજી કન્યાએ પણ તેવોજ અભિગ્રહ કર્યો, એટલુંજ નહિ પણ બાકીની બધી કન્યાઓએ પણ તેજ પ્રમાણે અનુક્રમે તેનો પ્રતિષેધ કર્યો. એટલે મામાએ તેને કહ્યું—" હે ભદ્ર ! તું વ્યાકુલ ન થા, હું તને બીજા કોઇની કન્યા માગીને પરણાવીશ. " પછી નંદિષેણ વિચારવા લાગ્યો કે—' મને કુરૂપાને આ મામાની કન્યાઓ નથી વાંછતી, તો બીજી કન્યાઓ શી રીતે ઇચ્છશે ? ' એમ વિચારી વૈરાગ્ય આવવાથી ત્યાથી નીકળીને રત્નપુરમાં તે આવ્યો, ત્યા ક્રીડા કરતા દંપતીઓને જોઇને તે પોતાને નિંદવા લાગ્યો, અને દુઃખથી મરવાનો તે ઉપવનમાં ગયો. ત્યાં સુસ્થિત નામના સાધુને જોઇને તેણે પ્રણામ કર્યા. એટલે સાધુ પણ જ્ઞાનથી તેનો ભાવ જાણી લઇને કહેવા લાગ્યા— " હે ભદ્ર ! તું મરણનું સાહસ કરીશ નહિ. દુઃખ થવાનું કારણ તો અધર્મ છે. માટે સુખના અર્થીએ ધર્મ આરાધવો જોઇએ. આત્મઘાત કરવાથી સુખ થવાનું નથી. " એ પ્રમાણે મુનિનાં વચન સાંભળીને પ્રતિબોધ પામી તેણે દીક્ષા અંગીકાર કરી અનુક્રમે તે ગીતાર્થ થયો, અને સાધુઓની વૈયાવચ્ચ કરવાનો તેણે અભિગ્રહ લીધો.

એક દિવસે બાલ ગ્લાનાદિ સાધુઓની વૈયાવચ્ચ કરતાં પણ પોતાના મનમાં જરાપણ ખેદ ન પામનાર એવા નંદિષેણની ઇંદ્રે પોતાની સભામાં પ્રશંસા કરી, પણ ઇંદ્રના વચનને ન માનતાં ગ્લાન સાધુના શરીરને ધારણ કરનાર કોઈ એક દેવતા રત્નપુરની નજીક આવ્યો, અને બીજો સાધુવેશ ધારણ કરીને નંદિષેણની વસતિમાં ગયો. તે વખતે પારણું કરવાને પ્રથમ કોળીયો તેણે ઉપાડયો હતો, તેવામાં તે દેવ નંદિષેણને કહેવા લાગ્યો—'અરે! વૈયાવચ્ચની પ્રતિજ્ઞા લઇને અત્યારે તું શી રીતે આહાર કરી શકીશ? કારણ કે બ્હાર ક્ષુધા અને તૃષાથી પીડિત ને અતિસાર રોગવાળા એક મુનિ બેઠા છે.' તે સાંભળતા તરત અન્ન મૂકી, પ્રાસુક જળ લેવાને તે નીકળ્યા. પણ દેવ પોતાની શકિતથી તે બધું અનેષણીય (સદોષ) કરવા લાગ્યો, પરંતુ લબ્ધિવંત તે મુનિના પ્રભાવથી તે દેવ વિઘ્ન કરવાને સમર્થ થઈ શકયો નહિ. એટલે કયાંક શુદ્ધ જળ મુનિને પ્રાપ્ત થયું, તે લઈને ગ્લાનઋષિની પાસે તે ગયા. ત્યાં તે માયા મુનિએ નંદિષેણને કઠણ વચનથી નિર્ભંછયા કે—'હું આવી અવસ્થામાં પડ્યો છું અને તું ભોજનમા લપટ થઇને તરત આવ્યો નહિ. માટે તારા વૈયાવચ્ચના અભિગ્રહને ધિક્કાર છે.' તે સાભળી નંદિષેણ બોલ્યો—'મારા એ અપરાધને ક્ષમા કરો, તમને હું સજ્જ (સાજા) કરીશ. આ જળ આપને ઉચિત છે.' એમ કહી પાણી પીવરાવીને 'ઉઠો' એમ તે બોલ્યા. એટલે ગ્લાનમુનિ બોલ્યા—'અરે! મુંડા! હું અશકત છું. તે શુ તું જોઈ શકતો નથી?' પછી તે માયા મુનિને પોતાના સ્કંધપર બેસારીને નંદિષેણ આગળ ચાલ્યા. તે વખતે તે માયામુનિએ નંદિષેણની પગલે પગલે નિર્ભંછના કરી કે—'અરે! ઉતાવળથી જતા બહુ આંદોલનથી મને શા માટે દુભવે છે? જો તારે વૈયાવચ્ચ કરવી હોય, તો હળવે હળવે ચાલ.' એમ તેને કહ્યું, એટલે નંદિષેણ અતિ હળવે ચાલવા લાગ્યા. ત્યારે તે માયામુનિએ તેના પર વિષ્ટા કરી અને ફરી કહ્યું કે—'આમ વેગનો ભંગ શા માટે કરે છે.? તેમ છતાં નંદિષેણ ઋષિએ તેના કટુ વચનપર ધ્યાન આપ્યું નહિ. પરંતુ 'આ સાજા કેમ થાય?' એમ તે ચિંતવવા લાગ્યા. ત્યારપછી જ્ઞાનથી મન, વચન ને કાયાની દૃઢતા જાણીને વિષ્ટા દૂર કરી તેની ઉપર સંતુષ્ટ થઈને તે દેવતાએ પુષ્પ વૃષ્ટિ કરી, અને ત્રણ પ્રદક્ષિણા આપીને નંદિષેણ ઋષિને તેણે વંદન કર્યું, અને ઇંદ્રે કરેલ પ્રશંસા તેને કહી સંભળાવી. પછી ખમાવીને દેવતાએ કહ્યું કે—"હું તને શું આપું?" ત્યારે ઋષિએ કહ્યું—'હે દેવ! પરમ દુર્લભ એવા ધર્મને હુ પામ્યો, તે ઉપરાંત કંઇ સાર નથી કે જે હું તારી પાસે માગું." એમ જ્યારે મુનિએ કહ્યું, ત્યારે દેવ પોતાના સ્થાને ગયો.

હવે નંદિષેણઋષિ બાર હજાર વરસ દુસ્તપ તપ તપ્યા, અને અંતે અનશન કરી તેણે પોતાના દૌર્ભાગ્યનું સ્મરણ કર્યું. પછી 'આ તપના [illegible]

વલ્લભ થાઉં ' એવું નિદાન ( નિયાણું ) કરીને તે મહાશુક્ર દેવલોકમા દેવતા થયો. ત્યાંથી ચવીને આ તારો વસુદેવ નામે પુત્ર થયો છે. વળી નિયાણુના પ્રભાવથી તે સ્ત્રીઓને વલ્લભ અને રૂપ તથા સૌભાગ્યશાળી થયો છે. " એ પ્રમાણે મુનિના વચન સાભળી અ ધકવૃષ્ણિ વૈરાગ્ય પામી, સમુદ્રવિજયને રાજ્યપર સ્થાપી, પોતે સુપ્રતિષ્ઠ સાધુ પાસે દીક્ષા લઈને મોક્ષે ગયા અને ભોજવૃષ્ણિએ પણ દીક્ષા લીધી પછી મથુરાનો રાજા ઉગ્રસેન થયો તેની ધારિણી નામે પટરાણી હતી.

## પ્રકરણ ૬ ઠું.

### કંસની ઉત્પત્તિ.



ક દિવસે ઉગ્રસેન બ્હાર જતો હતો, તેવામા તેણે એકાંત સ્થાને એક માસોપવાસી તાપસને દીઠો. તેનો એવો અભિગ્રહ હતો કે-'એક ઘરથી લીધેલ ભિક્ષાએ મારે પારણુ કરવું, અન્યથા નહિ.' તે મહિને મહિને એક ઘરની ભિક્ષાથી પારણુ કરીને એકાત સ્થાને રહેતો હતો, પણ બીજા ઘરે તે ભિક્ષા લેતો ન હતો, હવે તેને નિમ ત્રણુ કરીને ઉગ્રસેન ઘરે આવ્યો, અને તાપસ પણ તેની પાછળ આવ્યો, પરંતુ રાજાને તે વાત યાદ ન રહી. પછી ભોજન કર્યા વિનાજ તે તાપસ તરત પોતાના સ્થાને ચાલ્યો ગયો, અને તે પ્રમાણે બીજા મહિનાના ઉપવાસ તેણે ધારી લીધા એવામા એક વખતે ઉગ્રસેન ત્યા જઇ ચઢ્યો અને પાછા તે તાપસને તેણે જોયો. અને પછી તે નિમંત્રણુની થયેલ ગફલતની તેણે મીઠા વચનથી ક્ષમા માગી. તેજ વખતે ફરીને પણ નિમ ત્રણુ કર્યું અને તેજ રીતે પાછો પણ તે ભૂલી ગયો. એટલે ભોજન કર્યા વિના આવીને ફરી પાછો તે પોતાના સ્થાને ગયો. એટલામાં રાજાને યાદ આવવાથી પૂર્વની જેમ તેણે તાપસ પાસે ક્ષમા માગી, અને જ્યારે ફરી નિમ ત્રણુ કરવા લાગ્યો, ત્યારે તાપસને ક્રોધ ચઢ્યો કે-' હુ આ તપથી ભવાતરમા એનો વધ કરનાર થાઉં ' એ પ્રમાણે નિદાન કરી, અનશન આરાધી, મરણુ પામી, ઉગ્રસેનની ધારિણી નામે રાણીના ઉદરમા પુત્રપણે ઉત્પન્ન થયો પછી ગર્ભના પ્રભાવથી પતિનું માંસ ભક્ષણુ કરવાનો દોહલો તેને ઉત્પન્ન થયો એટલે લજ્જાને લીધે ન કહી શકવાથી તે દિવસે દિવસે ક્ષીણુ થવા લાગી. પછી મહા આગ્રહથી તેણે પતિને પોતાના દોહલાની વાત કહી સંભળાવી. એટલે પ્રધાનોએ રાજાને અ ધારામા બેસારી, તેના ઉદરે શશલાનુ માસ બાંધી, તે રાણીના દેખતા માસ કાપી કાપીને તેને આપવા લાગ્યા. આ તેનો દોહદ પૂર્ણ થતાં તે પાછી મૂલ સ્વભાવમા આવી ગઇ, અને બોલી કે—' પતિ વિના જીવતર અને આ ગર્ભથી પણ શું ? ' એમ ધારી તે વખતે મરવાને તૈયાર થયેલી રાણીને

પ્રધાનોએ કહ્યું કે—'સાત દિનમાં તને રાજાને જીવતો અમે બતાવીશું.' એ રીતે તેને સ્વસ્થ રાખી, સાતમે દિવસે તેમણે તેને રાજા બતાવ્યો. એટલે તેણે મોટો ઓચ્છવ કર્યો. હવે પોષ મહીનાના કૃષ્ણપક્ષની ચતુર્દશીના દિવસે ચંદ્રમા મૂલ નક્ષત્રમા ગયો, ત્યારે રાણીએ રાત્રે પુત્રને જન્મ આપ્યો. એટલે રાણી તો દોહદને લીધે તે ગર્ભથી ભીતિ પામી હતી, તેથી જન્મતાંજ તેને પૂર્વે કરાવી રાખેલ કાંસાની એક પેટીમાં તેણે નખાવ્યો અને પછી રાજાના અને પોતાના નામની બે વીંટી સહિત તથા પત્રિકાયુક્ત તે રત્નોથી ભરેલી પેટીને દાસી મારફતે તેણે યમુના નદીના જળમાં નખાવી અને રાજાને કહ્યુ કે—' પુત્ર જન્મતાંજ મરણ પામ્યો.' હવે નદી તે પેટીને શૌર્યપુરના દ્વાર આગળ લઇ ગઈ. ત્યાં પ્રભાતે શૌચકર્મ કરવા આવતા સુભદ્ર નામે એક રસના વેપારીએ તે પેટી દીઠી અને જળથકી તેને બ્હાર ખેંચી કહાડી. તેની અંદર પત્રિકા, રત્ન અને વીંટીસહિત બાળચંદ્રની માફક તે બાળકને તેણે જોયો. પછી તેને ઘેર લઇ જઇને મૃતવત્સા (જેના બાળક મરી જતા હોય તે) એવી પોતાની સ્ત્રીને તે હર્ષપૂર્વક તેણે સુપ્રત કર્યો. તે દંપતીએ કંસ એવું તેનુ નામ પાડયું. તે વૃદ્ધિ પામતા કલહ કરનાર હોવાથી બાળકોને કુટવા લાગ્યો, તેથી તે વણિકને લોકો ઉપાલંભ દેવા લાગ્યા એટલે તેને દશ વર્ષ થતા તેના પિતાએ વસુદેવકુમારને સેવક તરીકે સોપ્યો. તે તેને બહુજ પ્રિય થઇ પડયો. પછી વસુદેવની સાથે કંસ બધી કળાઓ શીખ્યો. તેની સાથેજ રમતો અને યૌવન પામ્યો. તે વસુદેવ અને કંસ એક રાશિમાં આવેલા સોમ અને મંગલ જેવા શોભતા હતા

હવે શુક્તિમતી નગરીમા વસુરાજાનો પુત્ર સુવસુરાજ કે જે કોઈક કારણથી ભાગીને નાગપુરમાં ચાલ્યો ગયો. ત્યા તેને બૃહદ્રથ નામે પુત્ર થયો. તે રાજગૃહમાં ગયો. ત્યા તેની સંતતિમા જયદ્રથ રાજા હતો તેને પ્રચંડ આજ્ઞાવાળો, અને ત્રણ ખંડનો સ્વામી જરાસંધ નામે પ્રતિવાસુદેવ પુત્ર થયો. એક દિવસે તેણે દૂતના મુખથી સમુદ્રવિજય રાજાને આ પ્રમાણે આદેશ કર્યો કે—"વૈતાઢય પર્વતની પાસે સિંહપુર નગરમાં દુઃસહ એવા સિંહરથને બાધીને અહીં લઈ આવો. સિંહરથને લઈ આવનારને મારી જીવયશા નામે પુત્રી અને મનવાછિત એક નગર આપીશ." એ પ્રમાણે દૂતનું વચન સાંભળીને સમુદ્રવિજયને નમસ્કાર કરી, જરાસંધની આજ્ઞા દુષ્કર છતા તેમ કરવાને વસુદેવે માગણી કરી. ત્યારે સમુદ્રવિજય બોલ્યો—' હે કુમાર ! હજી તું સુકુમાર છે, માટે યુદ્ધ કરવાનો તારો અવસર નથી. માટે એ માગણીથી સર્યું ' એટલે વસુદેવે ફરીવાર આગ્રહપૂર્વક રાજાને વિનંતી કરી. તેથી ન છુટકે તેને ઘણી સેનાની સાથે વિદાય કર્યો એટલે બહુજ હર્ષથી તરતજ પ્રયાણભંભા વગડાવીને વસુદેવ કંસની સાથે સિંહપુર તરફ ચાલ્યો, અને થોડાંજ દિવસોમાં તે સિંહપુર આવી પહોંચ્યો. પછી પરરાજ્યનું

સૈન્ય આવેલ જાણીને સિંહરથ પણ સિંહની જેમ સિંહપુરથી બહાર નીકળ્યો, અને બંને સેનાઓનું મોટું યુદ્ધ થયું એવામાં સિંહરથે વસુદેવની સેનાને ક્ષણવારમાં પરાસ્ત કરી દીધી. એટલે કંસને સારથિ બનાવીને વસુદેવ પોતે સંગ્રામ કરવાને તૈયાર થયો, અને વિજયને ઈચ્છતા તે બંને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. એવામાં કંસે સારથિપણાને તજીને મોટા એક મુદ્ગરથી સિંહરથનો રથ તરત ભાગી નાખ્યો, ત્યારે કંસને હણવાને ક્રોધથી જાજવલ્યમાન સિંહરથે તરવાર ખેંચી કહાડી. એટલે વસુદેવે ક્ષુરપ્ર (ભાલા) વતી તેને મુષ્ટિ પ્રદેશમાં ભાગી નાખી. પછી છલ અને બળથી ઉત્કટ થયેલ કંસે, બકરાને જેમ વરૂ ઉપાડે તેમ સિંહરથને ઉપાડી બાંધી લઈને વસુદેવના રથમાં નાખ્યો. હવે સિંહરથનું સૈન્ય ભંગાણ પામતાં વિજયી વસુદેવ સિંહરથને લઈને કંસસહિત પોતાના નગરમાં આવ્યો. પછી સમુદ્રવિજયે વસુદેવને એકાંતમાં કહ્યું કે—"ક્રોષ્ટુકિ નામના જ્ઞાનીએ મને આ હિતવચન કહ્યું છે—"આ જીવયશા જે જરાસંધની કન્યા છે, તે સારા લક્ષણ રહિત છે, માટે પતિ અને પિતાના કુળનો ક્ષય કરનારી થશે.' અને વળી જરાસંધ સિંહરથને લાવવામાં તને ઈનામ તરીકે તે કન્યા આપશે, માટે તેને તજવાનો કોઈ ઉપાય શોધી કહાડજે." તે સાભળીને વસુદેવ બોલ્યો—"રણમાં સિંહરથને કંસ બાંધી લાવ્યો છે, માટે જીવયશા તેને અપાવવી.'' એટલે રાજા કહેવા લાગ્યો–'તે વણિકપુત્ર છે, માટે તેને મેળવવાને તે ઈચ્છતો નથી. પરંતુ પરાક્રમ જોતા તો તે ક્ષત્રિય જેવો લાગે છે' પછી સોગંદ આપીને કંસના સાભળતા તેણે રસવણિકને પૂછયું, એટલે આદિથી માંડીને તેણે તેનો વૃત્તાંત બધો કહી બતાવ્યો. અને ઉગ્રસેન તથા ધારિણીના નામની બે વીંટી અને પત્રિકા તેણે રાજાને સોંપી. તે પત્રિકા વાચતા બધો વ્યતિકર રાજાના જાણવામાં આવી ગયો. ત્યારપછી 'આ ઉગ્રસેનનો પુત્ર મહા ભુજાવાળો યાદવ છે, નહિં તો આવું બળ ક્યાંથી હોય?' એમ બધાની આગળ કહી, કંસની સાથે જઈ, સમુદ્રવિજયે જરાસંધને સિંહરથ સોંપ્યો, અને કંસનો પરાક્રમ કહી સંભળાવ્યો. એટલે સંતુષ્ટ થઈને જરાસંધે પોતાની જીવયશા કન્યા અને પિતાના રોષથી તેણે માગેલ મથુરા તેને આપી. પછી જરાસંધ પાસેથી લશ્કર મેળવી, મથુરામાં આવી, અત્યંત ક્રૂર અને દુષ્ટ એવા કંસે પોતાના પિતાને બાંધીને પાંજરામાં નાખી દીધો. ઉગ્રસેનના અતિમુક્ત વિગેરે પુત્રો થયા, પરંતુ તે વખતે અતિમુક્તે પિતાના દુઃખથી વૈરાગ્ય પામીને દીક્ષા લઈ લીધી. પછી કંસે તે રસવણિક સુભદ્રને શૌર્યપુરથી બોલાવી કૃતજ્ઞમાની તેણે સુવર્ણાદિકનું દાન આપીને તેનો સત્કાર કર્યો.

એક દિવસે ધારિણી રાણીએ પોતાના પતિને મુક્ત કરવા કંસને કહ્યું, પરંતુ તેના વચનથી પણ કોઈ રીતે કંસે પિતાને છુટો ન કર્યો. એટલે તે ધારિણી

નિરંતર કંસના માનીતા લોકોના ઘરે જઇને કહેવા લાગી—" તેને મેં કાંસાની પેટીમા નાખીને નદીમા વહેતો કર્યો તે ઉગ્રસેન રાજાને ખબર પણ ન હતી, એતો સર્વરીતે નિરપરાધી છે એ તો મારોજ અપરાધ હતો, માટે આ મારા પતિને મુક્ત કરાવો. તેની ભલામણથી કંસને સમજાવતાં પણ તેણે પિતાને મુક્ત ન કર્યો પૂર્વભવનું નિદાન શું અન્યથા થાય?

હવે સમુદ્રવિજય, જરાસંધથી સત્કાર પામી પોતાના બંધુઓ સહિત તે પોતાના નગરમા ગયો એવામા વસુદેવને શૌર્યપુરમા ભમતો જોઇને જાણે મંત્રથી આકૃષ્ટ થઇ હોય તેમ રૂપ, સૌભાગ્યથી મોહિત થઇને સ્ત્રીઓ તેની પાછળ પાછળ ફરવા લાગી. એ પ્રમાણે ક્રીડાથી આમતેમ ભમતાં વસુદેવે કેટલોક કાલ વ્યતીત કર્યો એક દિવસે મહાજને આવીને રાજાને એકાંતમાં કહ્યુ –"હે સ્વામિન્! વસુદેવના રૂપથી સ્ત્રીઓએ પોતાની મર્યાદા મૂકી દીધી છે જે એકવાર પણ વસુદેવને જુએ છે, તે તેને વશજ થઇ જાય છે. તો જે સ્ત્રીઓ તેને વારંવાર ફરતો જુએ છે, તેઓનું તો કહેવુંજ શુ ? " મહાજનનું આ વચન સાભળી રાજાએ કહ્યું કે–'હે મહાજનો! તમારી ધારણા પ્રમાણે હું કરીશ.' એમ કહી તેમને વિસર્જન કર્યા. પછી પરિવારને રાજાએ કહ્યું કે–' આ વાત વસુદેવને કોઈએ કહેવી નહિ. ' હવે એક દિવસે નમસ્કાર કરવા આવેલ વસુદેવને પોતાના ખોળામાં બેસારીને સમુદ્રવિજયે કહ્યું કે—" હે ભ્રાત! રમતમાં રખડતા તું કૃશ થઈ ગયો છે, માટે હવે તમારે બ્હાર નીકળવું નહિ. મારા ઘરેજ રહેજે, અને ત્યા નવી નવી કળાઓ શીખ અને પ્રથમની શીખેલી છે, તેને યાદ કર કલાવંત પુરૂષોની ગોષ્ઠીથી તને આનંદ થશે. " વિનીત વસુદેવે તે કબુલ કર્યું અને ત્યા ગીત, નૃત્યાદિના વિનોદથી દિવસો ગાળવા લાગ્યો. એક દિવસે ત્યા આવતી ગંધવાહિની કુબ્જાને તેણે પૂછ્યું કે–' આ ગંધ કોને માટે છે ? ' તે બોલી કે–' હે કુમાર! આ ગંધ શિવાદેવીએ સમુદ્રવિજયને માટે મોકલેલ છે. ' ' ત્યારે તો મને પણ એ કામ આવશે ' એમ બોલતા વસુદેવે જરા મશ્કરી કરીને તે ગંધદ્રવ્ય છીનવી લીધું. તેથી તેણે રોષમાં આવીને તેને આ પ્રમાણે કહ્યું–' તારામાં આવા કુલક્ષણ છે, તેથીજ તું આ બંધનમા પડયો છે. ' તે બોલ્યો–' એ શી રીતે ? ' એટલે દાસીએ જરા ભયભીત થઈને નગરવાસીઓનો વૃત્તાંત મૂલથી કહી સંભળાવ્યો, કારણકે છાની વાત સ્ત્રીઓના હૃદયમા વધારે વખત રહી શકતી નથી. તે સર્વ વ્યતિકર સાભળતા વસુદેવ વિચારવા લાગ્યો—' સ્ત્રીઓની પોતાના તરફ રૂચિ વધારવાને આ મારો વસુદેવ ભ્રાતા નગરમા ભમે છે ' એમ રાજા મારે માટે વિચાર ધરાવે છે, ' તો મારે હવે અહીં રહેવાનું શું કામ છે ? ' એમ ચિંતવી, પેલી દાસીને વિસર્જન કરી, સંધ્યા વખતે ગુટિકાથી વેશ બદલાવીને તે નગરની બ્હાર નીકળી ગયો. બહાર જઇને શમશાનની

નજીક રહેલા કાષ્ઠથી તેણે એક ચિતા તૈયાર કરી, અને તેમાં એક અનાથ કોઈ મુડદાને સળગાવી દીધુ. પછી વડીલોને ખમાવવા પોતાના હાથે એક પત્રમા બે શ્લોક લખીને તેને એક થાંભલામાં લટકાવી દીધો. તે આ પ્રમાણે—

" दोषत्वेनाभ्यधीयन्त, गुरूणां यद्गुणा जनैः ।
इति जीवन् मृतंमन्यो, वसुदेवोऽनलेऽविशत् " ॥ १ ॥
ततः सन्तमसन्तं वा, दोषं मे स्ववितर्कितम् ।
सर्वे सहध्वं गुरवः, पौरलोकाश्च मूलतः " ॥ २ ॥

અર્થ—'જેના ગુણોને લોકોએ વડીલો આગળ દોષરૂપે કહી બતાવ્યા, તેથી જીવતાં છતા પોતાને મૃત સમાન માનનાર વસુદેવે અગ્નિમા પ્રવેશ કર્યો. માટે પોતાની કલ્પના પ્રમાણે મારો દોષ હોય કે ન હોય, છતા હે વડીલો ! તમે તે બધું સહન કરજો અને નગરવાસીઓ પણ મૂલથી સહન કરજો '

એ પ્રમાણે લખી, પોતે વિપ્રવેશને ધારણ કરી, આડે માર્ગે ભમતા સન્માર્ગ પામીને તે આગળ ચાલ્યો. તેને જોઈને પોતાને પીયર જતી રથમા બેઠેલી કોઈક સ્ત્રીએ પોતાના માણસોને કહ્યુ કે—' આ થાકી ગયેલા વિપ્ર મુસાફરને રથમાં બેસારો. ' એટલે તે લોકોએ તેમ કર્યું, તેથી વસુદેવ સુખપૂર્વક એક ગામે પહોંચ્યો. ત્યાં સ્નાન અને ભોજન કરી સાંજે એક યક્ષના મંદિરમાં ગયો.

હવે શૌર્યપુરમા ' વસુદેવે અગ્નિમાં પ્રવેશ કર્યો ' એમ જાણવામાં આવતાં પરિવાર સહિત બધા યાદવોએ આક્રંદ કરીને તેના મૃતકાર્ય કર્યા. આ વાત સાંભળીને વસુદેવ નિશ્ચિત થઈ વિજયખેટ નગરમાં ગયો. ત્યા સુગ્રીવ રાજાને શ્યામા અને વિજયસેના નામે કલાપાત્ર બે કન્યા છે. ત્યા કળાથી જીતવાની શરતથી વસુદેવ તે બંનેને પરણ્યો. તે બંનેની સાથે રમત કરતા વસુદેવ સુખપૂર્વક ત્યા રહ્યો. પછી વસુદેવની વિજયસેના પત્નીથી બીજા વસુદેવ જેવો અક્રૂર નામે પુત્ર થયો. પછી તે નગરથી પણ તેણે આગળ પ્રયાણ કર્યું, અને મહા અટવીમાં આવતા જળની અપેક્ષાથી તે જલાવર્ત્ત નામે સરોવર પર ગયો, ત્યાં જંગમ વિંધ્ય પર્વત સમાન એક હાથી તેની સામે દોડ્યો. મૃગેંદ્રની જેમ તેને ખેદ પમાડીને કુમાર તેની ઉપર ચડી બેઠો. તેને ગજારૂઢ જોઈને અર્ચિમાલિ અને પવનજય નામે વિદ્યાધરોએ કુંજરાવર્ત ઉદ્યાનમા લઈ જઈને કુમારને છોડી મૂક્યો. ત્યાં અશનિવેગ વિદ્યાધરપતિએ તેને પોતાની શ્યામા નામની કન્યા આપી. અને તેની સાથે તે સુખ ભોગવવા લાગ્યો. ત્યાર પછી તેની વીણા વગાડવાની કળાથી સંતુષ્ટ થયેલ કુમારે તેને વરદાન આપ્યું, એટલે તેણે ' તમારી સાથે મારે વિયોગ કદી ન થવો જોઈએ. ' એવું વરદાન માગ્યુ. આ પ્રમાણે વર માગવાનું તેણે કારણ પૂછ્યું, એટલે તે બોલી કે—

"વૈતાઢ્ય પર્વતપર કિન્નરગીત નગરમાં અર્ચિમાલી નામે રાજા હતો, તેના જ્વલનવેગ અને અશનિવેગ નામે બે પુત્ર થયા. જ્વલનવેગને રાજ્યપર બેસારીને અર્ચિમાલીએ દીક્ષા લીધી. હવે જ્વલનવેગની વિમલા રાણીને અંગારક નામે પુત્ર થયો અને હું અશનિવેગની સુપ્રભા રાણીથી જન્મેલી પુત્રી છું. પછી જ્વલનવેગ અશનિવેગને રાજ્ય આપીને સ્વર્ગે ગયો. એટલે પોતાની વિદ્યાના બળથી તેને બ્હાર કહાડીને અંગારકે રાજ્ય લઈ લીધું. પછી મારો પિતા અષ્ટાપદ પર્વતપર ગયો અને ત્યાં અંગિરસ નામના એક ચારણમુનિને તેણે પૂછયું–'હે ભગવન્! મને રાજ્ય મળશે કે નહિ ?' ત્યારે મુનિ બોલ્યા કે—'તારી શ્યામા પુત્રીના પતિના પ્રભાવથી તને રાજ્ય મળશે અને તે જલાવર્ત્તના હાથીને જીતવાથી ઓળખાશે.' પછી મુનિના વચનપર વિશ્વાસ રાખી, મારો પિતા અહીં નગર વસાવીને રહ્યો છે, અને ત્યા જલાવર્ત્તપર નિરંતર બે વિદ્યાધરને મોકલે છે. ત્યાં હાથીને જીતીને તમે તેનાપર બેઠા, એટલે તે વિદ્યાધરોએ તમને જોયા. એટલા માટે હે સ્વામિન્! તમોને અહીં લઇ આવ્યા છે અને અશનિવેગ મારા પિતાએ તમારી સાથે મને પરણાવી. અને વળી પહેલાં ધરણેંદ્ર અને વિદ્યાધરોએ મળીને એવો નિર્ણય કર્યો છે કે—" આર્હત ચૈત્યની નજીક અને સાધુની સમીપે રહેલ સ્ત્રી સહિત એને જે મારશે, તે વિદ્યારહિત થઇ જશે. એ કારણ માટે હે સ્વામિન્! મેં તમારો અવિયોગ માગ્યો, કે જેથી અંગારક એકલા તમને ન મારે."
એ સાંભળી કુમાર તેની સાથે કલાભ્યાસના વિનોદમાં વખત વીતાવવા લાગ્યો.

એક દિવસે પોતાની સ્ત્રી સાથે સુતેલ કુમારને રાત્રે અંગારક ઉપાડી ગયો. એવામાં વસુદેવ જાગ્રત થતાં 'મને કોણ ઉપાડી ચાલ્યો ?' એમ વિચાર કરે છે, તેવામાં યમ સમાન મુખવાળા અંગારકને 'ઉભો રહે' એમ બોલતી ને ખડગને ધારણ કરતી શ્યામાને તેણે દીઠી. એટલે અંગારકે તેણીના બે કટકા કરી નાખ્યા. આથી પીડા પામતા વસુદેવે બંને બાજુ અંગારકની સાથે યુદ્ધ કરતી બે શ્યામા જોઇ એટલે આ માયા છે, એમ ધારીને વસુદેવે તે અંગારકને માથામાં મુષ્ટિ પ્રહાર કર્યો. એ પ્રહારની પીડાથી તેણે કુમારને આકાશમાથી પડતો મૂકયો અને તે ચંપાનગરીની બ્હાર સરોવરમા પડયો. હંસની જેમ તે સરોવર તરીને તેના તટપર આવેલા ઉપવનમાં રહેલ શ્રી વાસુપૂજ્યભગવંતના ચૈત્યમાં તેણે પ્રવેશ કર્યો, ભગવંતને વંદન કરી, બાકીની રાત્રિ વીતાવીને તે ભેગા થયેલા એક વિપ્રની સાથે ચંપાનગરીમાં ગયો, ત્યાં સ્થાને સ્થાને વીણા વગાડતા યુવાનોને જોઈને તેનું કારણ તેણે પેલા બ્રાહ્મણને પૂછયું. એટલે બ્રાહ્મણ બોલ્યો કે–"અહીં ચારૂદત્ત નામે એક શેઠ છે, તેને ગંધર્વસેના નામે કન્યા કે જે અત્યંત રૂપવતી અને કલાવતી છે, તેને એવું પણ છે કે 'સંગીતમાં મને જે જીતશે, તે મારો ભર્તા થશે. તેથી આ બધા લોકો વીણા વગાડવામાં તત્પર થઇ ગયા છે મહિને મહિને સુગ્રીવ

અને યશોગ્રીવ નામે સંગીતાચાર્યોની પાસે અનુયોગ (પરીક્ષા) થાય છે.” આ પ્રમાણે વિપ્રવચન સાભળી ત્યા શ્રેષ્ઠી સુગ્રીવની પાસે તે વિપ્ર વેશે જઈને કહેવા લાગ્યો–‘ હું ગૌતમગોત્રનો સ્કંદિલ નામે બ્રાહ્મણ ગંધર્વસેનાના ઇચ્છાથી તમારી પાસે સંગીત શીખીશ. દૂર દેશથી આવેલા મને તમે શિષ્ય બનાવીને રાખો. ‘ આતો મૂર્ખ લાગે છે ’ એમ ધારીને સુગ્રીવે મંદ બુદ્ધિથી અનાદરપૂર્વક તેને પાસે રાખ્યો. હવે વસુદેવ ગ્રામ્ય ભાષાથી લોકોને હસાવતો અને પોતાના સ્વરૂપને ગોપવતો તે સંગીત–અધ્યયનના મિષથી સુગ્રીવ પાસે રહ્યો પછી વાદનો દિવસ આવ્યો, ત્યારે સુગ્રીવની સ્ત્રીએ પોતાના પુત્રના જેવા સ્નેહથી વસુદેવને બે વસ્ત્ર આપ્યાં તેની પહેલાં શ્યામાએ આપેલ વસ્ત્ર અને તે બે વસ્ત્રને કુમારે લોકોને કૌતુક ઉપજાવતાં પહેરી લીધાં. તે વખતે લોકોએ તેની મશ્કરી કરી કે—‘ આજે તું ચાલ, ગંધર્વસેનાને વિદ્યાથી જીતજે, તુ સંગીતનો જાણનાર છે.’ એટલે તે લોકોને હાસ્યલીલાથી પ્રેમ ઉપજાવતો તે સભામા ગયો. ત્યાં લોકોએ ઉપહાસપૂર્વક તેને ઉંચે આસને બેસાર્યો, એવામા ગંધર્વસેના ત્યાં આવી અને પોતાના દેશના અને પરદેશના ઘણા સગીત જાણનારાઓને તેણે જીતી લીધા. હવે જ્યારે પોતાના વાદનો વખત આવ્યો, ત્યારે કુમારે પોતાનું રૂપ પ્રગટ કર્યું. તે જોઈને કુમારી તરત ક્ષોભ પામી, અને લોકો પણ ‘ આ કોણ ? ’ એમ વિસ્મય પામ્યા. પછી લોકોને જે જે વીણા તેને આપી, તે તે વીણાએ ચતુર કુમારે દૂષિત કરી બતાવી. એટલે ગંધર્વસેનાએ તેને પોતાની વીણા આપી તેને સજ્જ કરીને તે બોલ્યો—‘ હે સુભ્રૂ! આ વીણાથી મારે શુ ગાયન ગાવું ? ’ તે બોલી–‘ હે સંગીતજ્ઞ! મહાપદ્મ ચક્રવર્તીના જ્યેષ્ઠ બધુ વિષ્ણુકુમારના ત્રિવિક્રમ સબંધી સંગીત કર.’ પછી વસુદેવે એવી રીતે વગાડયું કે જેથી સભા સહિત ગંધર્વસેનાને તેણે જીતી લીધી બધા લોકો જાણવા લાગ્યા કે—‘ આ કોઈક લોકોત્તર પુરૂષ છે ’ પછી તે ચારૂદત્ત શ્રેષ્ઠી બધા વાદી–વગાડનારાઓને વિસર્જન કરી વસુદેવકુમારને ગૌરવ પૂર્વક પોતાને ઘેર તેડી ગયો, અને વિવાહ સમયે શ્રેષ્ઠીએ તેને પૂછયું કે—‘ હે વત્સ ! કયા ગોત્રને ઉદ્દેશીને તને હુ મારી કન્યા આપુ ? ’ ત્યારે વસુદેવ જરા હસીને બોલ્યો—‘ જે તમને ઠીક લાગે, તે કુળ બોલો ’ શ્રેષ્ઠીએ કહ્યું —‘ આ વણિક પુત્રી છે, એટલા માટે તને આ એક હસવાનું કારણ મળ્યું; પરંતુ પુત્રીનો શરૂઆતથી વૃત્તાન્ત તો હું તને વખત આવે કહી બતાવીશ.’ એમ કહીને તેણે વર કન્યાનો વિવાહ કર્યો પછી ગુણથી રજિત થયેલા સુગ્રીવ અને યશોગ્રીવે પણ પોતાની શ્યામા અને વિજયા નામની બે કન્યા વસુદેવને પરણાવી. એક દિવસે ચારૂદત્તે વસુદેવને કહ્યું કે–ગંધર્વ સેનાના કુલાદિક સાભળો—

આજ નગરીમા ભાનુ નામે મહા ધનવાન્ વ્યવહારી હતો, તેને સુભદ્રા નામે સ્ત્રી હતી પુત્રના અભાવે તે બને ખેદ પામતા હતા એક વખતે તેમણે

ચારણ મુનિને પૂછયું—'શું અમને પુત્ર પ્રાપ્તિ થશે ?' એટલે તે 'થશે' એમ કહીને ચાલ્યા ગયા. અનુક્રમે હું તેમને પુત્ર થયો. એક દિવસે મિત્રોની સાથે ક્રીડા કરતા સિંધુ નદીના તટપર કોઇ આકાશગામી પુરૂષનાં મનોહર પગલાં મારા જોવામાં આવ્યાં. તેમાં સ્ત્રીના પગલા હોવાથી 'તે સપ્રિય છે' એમ મારા જાણવામા આવ્યું. આગળપર વળી કદલીગૃહ, પુષ્પશય્યા, ઢાલ અને તરવાર મારા જોવામા આવ્યા, ત્યાં નજીકમાં એક વૃક્ષની સાથે લોહના ખીલાઓથી સજ્જડ કરેલ એક વિદ્યાધરને મેં જોયો. અને તેની તરવારના મ્યાનમાં ઔષધિના ત્રણ વલય દીઠા. તેમાં એક ઔષધિનો પ્રયોગ કરીને મેં મારી બુદ્ધિથી તેને છુટો કર્યો, બીજી ઔષધિથી વ્રણરહિત કર્યો અને ત્રીજીથી તે સચેત થઇને મને કહેવા લાગ્યો—"વૈતાઢ્ય પર્વતપર શિવમંદિર નામે નગરમાં મહેંદ્રવિક્રમ રાજાનો હું અમિતગતિ નામે પુત્ર છું. એક દિવસે ધૂમશિખ અને ગૌરમુંડ નામે બે મિત્રો સહિત ક્રીડા કરતો હું હિમંતપર્વતપર ગયો. ત્યા મારા મામા હિરણ્યરોમ તપસ્વીની સુકુમાલિકા નામે એક રમણીય કુમારી મેં જોઇ. ત્યાંથી કામાર્ત્ત થઇને હું મારે સ્થાને ગયો. મિત્રના મુખથી મારી તેવી સ્થિતિ જાણીને મારા પિતાએ તરત તે કન્યાને તેડાવીને તેની સાથે મને પરણાવ્યો; એટલે તેની સાથે ભોગ વિલાસ કરતો હું ત્યાં રહ્યો. એક વખત ધૂમશિખ તેણીમાં આસક્ત છે એમ કેટલીક ઇંગિત ચેષ્ટાથી મારા જાણવામાં આવ્યું. તો પણ હું તેની સાથે ફરતો ફરતો અહીં આવ્યો. પછી વિશ્વાસઘાતિ તેણે પ્રમત્ત એવા મને ખીલાથી સજ્જડ કર્યો અને સુકુમાલિકાનું હરણ કર્યું. પણ આ વખતે તમે મને મુક્ત કર્યો, તો નિષ્કારણ મિત્ર એવા તારો હું શું પ્રત્યુપકાર કરૂ ? કે જેથી હું ઋણ મુક્ત થાઉં." એટલે મેં કહ્યું—'હે સુંદર ! હું તારા દર્શનથી કૃતકૃત્ય છુ.' પછી તે વિદ્યાધર ઉડીને ચાલ્યો ગયો અને હુ ઘરે ગયો. અનુક્રમે હું યૌવન પામ્યો, એટલે મારા પિતાએ સર્વાર્થ નામના મારા મામાની મિત્રવતી નામે પુત્રી, શુભ દિવસે મને પરણાવી. પરંતુ હુ કળામા આસક્ત હોવાથી લેશ પણ તેની સાથે ભોગ ભોગવવા તત્પર ન થયો, મારા માતપિતાએ એવુ જોઇને 'આ મુગ્ધ છે' એમ જાણ્યું. પછી હુશીયારી વધારવા માટે માત પિતાએ મને લલિત (મોહક) ગોષ્ઠીમાં જોડયો. એટલે હું મારી ઇચ્છા મુજબ ઉપવનાદિકમાં ફરવા લાગ્યો. કલિંગસેના વેશ્યાની વસંતસેના નામે પુત્રીના ઘરે બાર વરસ મેં વિલાસ કર્યો, ત્યાં અજ્ઞાનથી સોળ કોટી સુવર્ણનો મેં વ્યય કર્યો. ત્યાર પછી 'આ દરિદ્ર થઇ ગયો છે' એમ જાણીને કલિંગસેનાએ મને કહાડી મૂક્યો.' એટલે માબાપનું મરણ જાણીને દુઃખી થયેલ મે ધૈર્ય ધરીને વ્યાપાર કરવાને માટે પોતાની પત્નીનાં આભરણો લીધા અને એક દિવસે મામાની સાથે ઉશીરવર્તિ નગર તરફ હું ચાલ્યો. ત્યાં તે આભરણોના બદલામા મે કપાસ ખરીદ્યો. ત્યાંથી તામલિપ્તિ નગરી તરફ જતા

તે મારો કપાસ દાવાનળથી બળી ગયો. એટલે મને નિર્ભાગી સમજી મામાએ તજી દીધો. પછી અશ્વપર બેસીને હું એકલો પશ્ચિમ દિશા તરફ ચાલ્યો. એવામાં તે અશ્વ પણ મરી ગયો, એટલે હું પાદચારી (પગે ચાલનાર) થયો, લાંબા માર્ગથી હુ ક્ષુધા, તૃષાથી વ્યાકુલ અને કલાંત (થાકેલ) થયો, અને વણિકલોકોથી વ્યાપ્ત એવા પ્રિયંગુપુરમાં હું ગયો. ત્યાં મારા પિતાના મિત્ર સુરેંદ્રદત્તે દ્રવ્યને ભોજનાદિકથી મારો સત્કાર કર્યો અને હું સુખ પૂર્વક ત્યા રહ્યો. એક વખતે વેપારથી વધારેલ લક્ષ દ્રવ્ય લઈ તેણે વાર્યા છતાં કરીયાણાં લઈને હું સમુદ્ર પર ચડયો. પછી યમુના દ્વીપમાં આવી ત્યાં આવેલા નગરાદિકમાં ગમનાગમન કરતા મેં આઠ કોટિ સુવર્ણ ઉપાર્જન કર્યું. પછી હું મારા દેશભણી ચાલ્યો, પરંતુ દૈવયોગે સમુદ્રમાં વહાણ ભાંગી ગયું. પણ મને એક પાટીયું મળવાથી સાત દિવસ તરતાં તરતાં ઉદંબરાવતીવેલ નામે કીનારાપર હું પહોંચ્યો. ત્યાંથી મહાકષ્ટે રાજપુર નગરે આવ્યો. ત્યાં બ્હાર આશ્રમમા દિનકરપ્રભ નામે ત્રિદંડીને મેં જોયા. તેને પોતાના કુલાદિક મેં કહી સભળાવ્યા. એટલે પુત્રની માફક તેણે મારી બરદાસ કરી. પછી એક દિવસે તે ત્રિદંડીએ મને કહ્યું—"હે વત્સ! તું ધનાર્થી લાગે છે. માટે ચાલ આપણે પર્વતપર જઇએ. ત્યાં તને રસ આપીશ, કે જેનાથી તને કોટિ ગમે સુવર્ણ પ્રાપ્ત થશે." એમ સાંભળી ધનનો લોભી હું હર્ષપૂર્વક તેની સાથે ચાલ્યો. અને એક મહા અટવીમા આવી પહોંચ્યો. પછી તે પર્વતના મધ્ય ભાગમાં જતાં હું અને ત્રિદંડી, બહુ યંત્રશિલાથી વ્યાપ્ત અને યમના મુખ સમાન દુર્ગપાતાલ નામના મહાબિલ પાસે ગયા. તેના દ્વારને તે ત્રિદંડીએ મંત્રથી ઉઘાડયું અને અમે બંનેએ તેમા પ્રવેશ કર્યો, ત્યાં બહુ ભમતાં ચાર હાથ પ્રમાણ વિસ્તૃત અને નરકના દ્વાર સમાન બીભત્સ એવા રસના સ્થાનરૂપ કૂપને અમે જોયો એટલે ત્રિદંડીએ કહ્યું—'તું કુવામા ઉતર અને આ તુંબડામા રસ લઇ લે,' પછી તેણે દોરડી પકડી અને હુ માંચીપર બેસીને કુવામાં ઉતર્યો. ત્યા ચાર માથોડા નીચે ઉતારતા મેખલાથી બંધાયેલ રસ મારા જોવામા આવ્યો. પછી હુ રસ લેવાને તૈયાર થયો, તેવામા કોઈએ મને નિષેધ કર્યો, એટલે હુ બોલ્યો—'ત્રિદંડી ભગવતની પ્રેરણાથી ચારૂદત્ત નામે વણિકે મેં અહીં પ્રવેશ કર્યો છે, તો મને શા માટે નિષેધ કરવામાં આવે છે?' તે બોલ્યો—"હુ પણ ધનનો લોભી વાણીયો છું. તે ત્રિદંડીએ મને કુવામાં નાખ્યો છે અને પાપી તે પોતે ચાલ્યો ગયો. રસથી મારા શરીરનો નીચેનો ભાગ ખવાઇ ગયો છે, માટે તુ અહીં પ્રવેશ ન કર તારા તુંબડામા હું રસ નાખી આપીશ." પછી મેં તેને તુંબડું આપ્યું, એટલે તેણે રસથી ભરીને મારી માચીની નીચે બાંધી દીધુ. તે રસ જોઇને મેં દોરડી કંપાવી, તેથી તે ત્રિદંડીએ દોરડી ખેંચી અને લગભગ કુવાના કાઠા નજીક આવતા તેણે મારી પાસે રસ માગ્યો.

પણ મને તે બ્હાર કહાડતો ન હતો. એટલે તેને રસલુબ્ધ અને દ્રોહકારી જાણીને રસને મેં કુવામાં નાખી દીધો, આથી તેણે મને પણ માચી સહિત કુવામાં નાખી દીધો. હું કુવામા વેદી (બાધેલ બ્હાર પડતો એક ભાગ) ઉપર પડયો એટલે અકારણ બંધુ એવા તેણે ફરીને મને કહ્યું—“ તું ખેદ કરીશ નહિ. તું રસની અંદર પડયો નથી. વેદિકા ઉપર રહ્યો છે. માટે અહીં જ્યારે ગોધા (ઘો) આવે ત્યારે તેનું પૂછડું પકડીને તારે નીકળી જવું. તેની રાહ હવે જોયા કર.” આ તેના વચનથી કેટલોક કાલ હું તે કુવામા પડયો રહ્યો, અને વારવાર નમસ્કાર ગણતાં તેનાં આશ્વાસનાથી હુ સ્વસ્થ થયો. એવામા તે પુરૂષ મરણ પામ્યો. એક દિવસે મે ભયંકર શબ્દ સાંભળ્યો, અને મનમા ચકિત થયો, પણ તેનું વચન યાદ કરીને ‘ તે ઘો આવતી હશે ’ એમ મારા મનને નિશ્ચય થયો. એવામાં તે ઘો રસપાન કરવાને આવી, અને વળતા તેના પૂછડામા હુ ચોંટી પડયો. તે પૂછડાથી હું બ્હાર નીકળ્યો. પછી તેને મેં મૂકી દીધું. અને મૂચ્છિત થઈને હું ધરણીપર ઢળી પડયો. ક્ષણવાર પછી સાવધાન થઈ જ ગલમા ભમતા મને એક જ ગલી પાડાએ જોયો. એવામાં હુ એક શિલા ઉપર ચડી ગયો. તે શિલાને પોતાના ઉંચા શીંગડાથી મારતા તે પાડાને અજગરે પકડયો. તે બ નેનુ યુદ્ધ ચાલતા હું ઉતરીને ભાગ્યો અને વેગથી જ ગલના છેડે આવેલ એક ગામડામા પહોચ્યો. ત્યા મામાના મિત્ર રૂદ્રદત્તે મને દીઠો અને મારી બરદાસ કરી. પછી કઈક ન્યૂન એક લક્ષ દ્રવ્યના ભાડ લઈને તે સ્થાનથી રૂદ્રદત્તની સાથે સુવર્ણભૂમિ તરફ હું ચાલ્યો. પછી ઇષુવેગવતી નદી ઊતરીને અમે બંને ગિરિકુટ (પર્વતના શિખર) પર ગયા. ત્યાં વેત્રવનમા ટ કણપ્રદેશમાં પહોચ્યા. ત્યાં બે બકરા લઈ, તેની પર આરૂઢ થઈને તે અજપથ (બકરાથી જવાય તેવો માર્ગ)ને અમે ઓળંગ્યો. એટલે રૂદ્ર બોલ્યો—“ આ સ્થાનથી પગે ચાલનારાઓને માર્ગ મળે તેમ નથી. માટે આપણે આ બે બકરાંને મારીને તેનાં માસનો ભાગ બ્હાર કરી અને વાળનો ભાગ અ દર રાખી બે ધમણ બનાવીએ અને તેની અંદર આપણે પ્રવેશ કરીએ. પછી અહીં આવતાં ભારંડ પક્ષીઓ માંસના ભ્રમથી આપણને ઉપાડીને સુવર્ણભૂમિમા લઇ જશે.” ત્યારે મેં કહ્યું કે–‘ જેમણે આપણને વિષમભૂમિથી પાર ઊતાર્યા, તો પોતાના બંધુ સમાન એ બકરાંઓને આપણાથી કેમ હણાય ?’ એ રીતે મારૂં વચન સાંભળીને તે બોલ્યો —‘ આ બકરા કાંઇ તારા નથી ! એમ ક્રોધથી બોલીને તેણે પોતાનું બકરૂં મારી નાખ્યું. એટલે બીજુ બકરૂં દીન અને કાયર દૃષ્ટિથી મને જોવા લાગ્યું. તેને મેં કહ્યું કે–‘ તારૂં રક્ષણ કરવાને હુ સમર્થ નથી. શું કરૂં ? તો પણ જૈનધર્મ તારૂં શરણ થાઓ. સંકટ પડતા તે ધર્મજ બ ધુ, પિતા અને માતા સમાન છે.’ પછી મેં કહેલ ધર્મનો તેણે શિર ઝુકાવીને સ્વીકાર કર્યો. અને નવકાર મંત્રનું શ્રવણ કર્યું. એવામાં રૂદ્રદત્તે તેને માર્યો એટલે તે દેવલોકે ગયો. હવે અમે બંને છુરી લઇને

તે ધમણની અંદર પેઠા. પછી ત્યાં આવેલા બે ભારંડ પક્ષીઓએ અમને ઉપાડયા. એક માંસની ઇચ્છાથી તે બંને વચ્ચે યુદ્ધ ચાલ્યું, તેવામાં હું સરોવરમાં પડયો. એટલે છુરીવતી તે ધમણને ફાડી, સરોવર તરીને હું બ્હાર નીકળ્યો. આગળ ચાલતા એક અટવીમાં મહાપર્વતને મેં દીઠો તેની ઉપર ચડતા મેં કાયોત્સર્ગે રહેલા એક મુનિને જોયા અને વાંદ્યા. એટલે ધર્મલાભ આપીને તે મુનિ બોલ્યા —"હે ચારૂદત્ત! આ વિષમ ભૂમિમાં તું શી રીતે આવી ચડયો કારણ કે અહીં દેવતા અને વિદ્યાધરો શિવાય અન્ય કોઇ આવી શકતા નથી. જેને તમે પૂર્વે મૂકાવ્યો હતો, તે હું અમિતગતિ છું, તે વખતે આકાશમાં ઉડતા મેં તે વૈરીને અષ્ટાપદ પર્વત પાસે પકડયો એટલે મારી સ્ત્રીને તજીને તે અષ્ટાપદના કોઇ વિષમ સ્થાનમાં ભાગી ગયો પછી તે પડતી એવી મારી સ્ત્રીને લઇને હું પોતાના સ્થાને ગયો ત્યારબાદ મારા પિતાએ મને રાજ્યપર બેસારીને પોતે હિરણ્યકુંભ અને સુવર્ણકુંભ મુનિની પાસે દીક્ષા લીધી. હવે મારી મનોરમા સ્ત્રીએ સિંહયશા પુત્રને જન્મ આપ્યો. અને બીજો મારો વરાહગ્રીવ પુત્ર મારા સમાન પરાક્રમ વાળો થયો વળી બીજી વિજયસેના પત્નીથી સર્વ સંગીતમાં નિપુણ એવી ગંધર્વસેના પુત્રી થઇ. પછી રાજ્ય, યૌવરાજ્ય અને વિદ્યાઓ મારા બંને પુત્રોને આપીને મેં પણ પિતા-ગુરૂની પાસે સંયમ સ્વીકાર્યો, આ લવણસમુદ્રમાં આવેલ કુંભકંઠ નામે દ્વીપ અને કર્કોટક નામે પર્વત છે. હવે તું કહે, કે અહીં શી રીતે આવ્યો."

એ પ્રમાણે મુનિએ પૂછતા મેં બધું મારૂં સંકટ કહી સંભળાવ્યું. એવામાં તેના સમાન બે વિદ્યાધરો ત્યાં આવ્યા, અને તેમને નમ્યા. તેની સદૃશ હોવાથી 'તે બંને તેના પુત્ર હશે' એમ અનુમાનથી હું સમજી ગયો. પછી મુનિએ તેમને કહ્યું કે—'અરે! તમે ચારૂદત્તને પ્રણામ કરો' એટલે 'તાત તાત' એમ બોલતા તેઓ મને પ્રણામ કરીને બેઠા. એવામાં આકાશમાંથી એક વિમાન ઉતર્યું. તેમાંથી એક દેવે ઉતરીને પ્રથમ મને ત્રણ પ્રદક્ષિણા આપીને વંદન કર્યું, અને પછી સાધુને તેણે વંદન કર્યું એટલે આ વંદન-વિપર્યય (વિરોધ) જોઇને તે બે વિદ્યાધરોએ તેને પૂછતા તે કહેવા લાગ્યો—"આ ચારૂદત્ત મારો ધર્માચાર્ય છે. તે આ પ્રમાણે—

કાશી નગરીમાં વેદને જાણનારી સુભદ્રા અને સુલસા નામની પરિવ્રાજિકા બે ભગિની હતી. તેમણે ઘણા વાદીઓને જીતી લીધા હતા. એક દિવસે તેની વાદ વાર્તા સાંભળતા મહાવાદી યાજ્ઞવલ્કય નામે મહાન્ તાપસ પરદેશથી આવી ચડ્યો. તેણે તે બંનેને જીતી લીધી પ્રથમ કરેલ પણને લીધે તે તેની દાસી થઈ ગઈ. નવતરૂણી સુલસા;-તે નવતરૂણ યાજ્ઞવલ્કયની શુશ્રૂષા કરતી હતી, તેવામાં તે કામાભિલાષી થયો. કાશીની નજીકના સ્થાનમાં રહેતા તે તેણીની સાથે કામક્રીડામાં

પડ્યો. તેમ કરતા યાજ્ઞવલ્કયને તેનાથી પુત્ર થયો. એટલે લોકાપવાદના ભયથી તે બન્ને બાળકને પીપળાની નીચે મૂકી દઈને કયાંક ભાગી ગયા. તે જાણીને સુભદ્રાએ તે બાલકને પુત્ર તરીકે સ્વીકાર્યો. પોતાની મેળે મુખમા આવી પડેલ પિપ્પલફલને ખાતો જોઈને તેનું પિપ્પલાદ એવું યથાર્થ નામ તેણીએ પાડયુ. પછી તેને તે ઉછેરવા લાગી અને વેદાદિક ભણાવતી હતી. તે મહા બુદ્ધિશાળી અને વાદીના ગર્વનો ગંજનાર થયો. તેની સાથે વાદ કરવાને સુલસા અને યાજ્ઞવલ્કય ત્યા આવ્યા. તે બન્નેને તેણે વાદમા જીતી લીધા. પછી તે બન્નેને પોતાના માબાપ જાણી 'એમણે મને જન્મતાજ તજી દીધો' આથી ક્રોધમા આવીને તેણે માતા-પિતૃમેધ પ્રમુખ યજ્ઞોની સ્થાપના કરીને પોતાના માતપિતાનો વધ કર્યો. હુ પિપ્પલાદનો શિષ્ય વાગ્બલી નામે આમ તેમ પશુમેધાદિક યજ્ઞો કરાવતા ઘોર નરકમા ગયો. નરકમાથી નીકળીને હું પાંચ વાર પશુ થયો, અને ક્રૂર બ્રાહ્મણોએ વારંવાર યજ્ઞમા મને માર્યો. પછી ટંકણ દેશમાં હું બકરો થયો. ત્યા રૂદ્રના મારતાં આ ચારૂદત્તે મને ધર્મ સંભળાવવાથી હું સૌધર્મ દેવલોકે ગયો, તેથી ચારૂદત્ત મારો ધર્માચાર્ય છે, એટલે મેં તેને પ્રથમ નમસ્કાર કર્યો, અને ક્રમને ઓળંગ્યો નહિ." તે દેવે પેલા વિદ્યાધરોને એ પ્રમાણે કહ્યું, એટલે તે બંને કહેવા લાગ્યા—'આ ચારૂદત્ત જેમ તારો ઉપકારી છે, તેમ અમારા પિતાને તે જીવિતદાન આપનાર છે.' પછી તે દેવતાએ મને કહ્યું—'હે ચારૂદત્ત! આ લોક-સંબંધી તારો હું શુ પ્રત્યુપકાર કરૂં?' મેં કહ્યું કે—'સમયપર તારે આવવુ' પછી તે દેવ સ્વસ્થાને ચાલ્યો ગયો. ત્યાથી બંને વિદ્યાધરો મને શિવમંદિર નગરમાં લઇ ગયા. ત્યા તે બન્ને વિદ્યાધરોએ, તેમની માતાએ તેમના બંધુઓએ તથા બીજા વિદ્યાધરોએ મારો સત્કાર કર્યો અને અધિકાધિક માન પામતા હુ ત્યાં રહ્યો. આ ગંધર્વસેનાને દેખાડીને મને તે બંને આ પ્રમાણે કહેવા લાગ્યા—"અમારા પિતા દીક્ષા લેતા અમને આ પ્રમાણે આદેશ કરી ગયા છે—'અમને જ્ઞાનીએ કહ્યું છે કે—તમારી આ બ્હેનને કળામા જીતીને વસુદેવકુમાર પરણશે, માટે મારા બંધુ ચારૂદત્ત ભૂમિચરને આ કન્યા સોંપજો, કે જેથી વસુદેવ ભૂમિચર એને સુખે પરણી શકે' માટે તારી પુત્રી સમાન એવી આ કન્યાને તુ લઈ જા." એમ તેમના કહેવાથી તે કન્યાને લઇને જેટલામા હું મારા નગર તરફ જવાને તૈયાર થયો તેવામા તે દેવ આવ્યો. પછી તે દેવ, બન્ને વિદ્યાધરો, તેમના સેવકો અને બીજા વિદ્યાધરો વિમાનથી લીલા કરતા ક્ષણવારમા મને અહીં લઇ આવ્યા, અને સુવર્ણ માણિકય અને મુક્તાફળો કોટિ ગમે મને આપીને તે દેવ અને વિદ્યાધરો પોતપોતાના સ્થાને ગયા. પછી પ્રભાતે મે સર્વાર્થ મામાને, મિત્રવતી સ્રીને અને બાંધેલ વેણીવાળી

વસંતસેના વેશ્યાને જોઇ, હે વસુદેવ ! આ ગંધર્વસેના કન્યાની ઉત્પત્તિ મેં તને કહી બતાવી. માટે એને વણિકપુત્રી સમજીને કદીપણ તું તેની અવજ્ઞા કરીશ નહિ."

એ પ્રમાણે ચારૂદત્તના મુખથી વૃત્તાંત સાંભળીને વસુદેવ તે ગંધર્વ સેના સાથે અધિક રમવા લાગ્યો.

એક દિવસે ચૈત્ર મહિનો આવતા તેની સાથે રથમા બેસીને ઉદ્યાન તરફ જતા માતંગના વેષવાળી અને માતંગ લોકોથી ઘેરાયેલી એવી એક કન્યાને તેણે જોઈ. તે બંનેને પરસ્પર વિકારસહિત જોઈને ગંધર્વસેના રકત નેત્ર કરી સારથિને કહેવા લાગી—'હે સારથિ! રથને જલદી ચલાવ.' તેણે રથને ઉતાવળથી ચલાવ્યો, એટલે તરત ઉપવનમા જઈ, તેની સાથે ક્રીડા કરીને પાછો વસુદેવ ચંપાપુરીમા આવ્યો. એવામાં તે માતંગ સમૂહમાથી એક વૃદ્ધ માતંગી આવી, આશીષ દઇ, બેસીને આ પ્રમાણે વસુદેવને કહેવા લાગી—

"પૂર્વે શ્રીઋષભદેવે રાજ્ય, વિભાગ કરીને પોતાના પુત્રોને આપ્યું. તે વખતે દૈવયોગે ત્યા નમિ અને વિનમિ ન હતા. અટલે તે બંને રાજ્યને માટે સંયમી પ્રભુની સેવા કરવા લાગ્યા. તેમની સેવાથી સંતુષ્ટ થયેલ ધરણેંદ્રે વૈતાઢય પર્વતપરની બે શ્રેણિનું જુદું જુદું રાજ્ય તેમને આપ્યું. અવસરે પોતાના પુત્રોને રાજ્ય આપી, તે બંને પ્રભુ પાસે દીક્ષા લઈ, મુક્તિમાં બીરાજમાન એવા સ્વામીને જાણે જોવાનેજ મોક્ષે ગયા નમિસુત માતંગ દીક્ષા લઇને સ્વર્ગે ગયો. તેના વંશમા પ્રહસિત નામે વિદ્યાધરપતિ છે, અને હું તેની હિરણ્યવતી નામે ભાર્યા છુ. મારો પુત્ર સિંહદંષ્ટ્ર અને તેની પુત્રી નીલયશા કે જેને તેં જોઇ છે, હે વસુદેવ કુમાર ! તેને તું પરણ. તે તને જોઇને મદનાતુર બની ગઇ છે. આ સમય શુભ છે, તે વિલંબને સહન કરી શકતી નથી." આ સાંભળીને વસુદેવ બોલ્યો—'તું પ્રભાતે આવજે હું વિચારીને કહીશ.' તે બોલી—'તું ત્યા આવીશ કે હું અહીં આવીશ, એ કોણ જાણે છે ?' એમ કહીને તે ક્યાંક ચાલી ગઇ.

એક દિવસે ગ્રીષ્મૠતુમા વસુદેવ સરોવરમા ક્રીડા કરીને ગંધર્વસેનાની સાથે સુતો. એવામા તેને હાથમા મજબૂત પકડીને 'ઉઠ' એમ વારંવાર બોલતા એવા ભૂતને તેણે મુષ્ટિ માર્યા છતા તે વસુદેવને હરીને એક ચિતા પાસે લઇ ગયો. ત્યાં વસુદેવે જાજવલ્યમાન અગ્નિ અને ભયંકર રૂપવાળી હિરણ્યવતી વિદ્યાધરીને સમક્ષ જોઇ 'હે ભૂત ! તને સ્વાગત છે' એમ તેણીએ ભૂતને કહેતા તે તેણીને વસુદેવ સોપીને ક્ષણવારમાં અદૃશ્ય થઇ ગયો. એટલે તે પણ જરા હસીને વસુદેવને કહેવા લાગી—'હે કુમાર ! તે શું વિચાર્યું ? હે સુંદર ! અમારા ઉપરોધ (આગ્રહ) થી હજી પણ તુ વિચાર કરી લે.' એવામા ત્યા પૂર્વે જોયેલી, અપ્સરાઓના પરિવારસહિત લક્ષ્મીદેવીની જેમ પોતાની સખીઓ સહિત નીલયશા ત્યા આવી. પછી પિતામહી (પિતાની માતા) હિરણ્યવતી એ કહ્યુ કે—'તુ તારા વરને ગ્રહણ કર' એમ સાભળતા તે વસુદેવને લઈને આકાશમાર્ગે ચાલી ગઇ. પ્રભાતે હિરણ્ય-

વતીએ વસુદેવને કહ્યું—"હે કુમાર ! મેઘપ્રભ વનથી વ્યાપ્ત આ હ્રીમાન પર્વત છે. ચારણ મુનિઓના આશ્રયરૂપ આ પર્વતમાં જ્વલનનો પુત્ર અંગારક, વિદ્યાભ્રષ્ટ થવાથી ફરીને અહીં તે વિદ્યાઓને સાધે છે. તેને વિદ્યાઓ લાંબા કાળે સિદ્ધ થશે, પરંતુ તારા દર્શનથી તે તરત સિદ્ધ થશે. માટે તેનાપર ઉપકાર કરવાને તારે ત્યા જવાની જરૂર છે." વસુદેવ બોલ્યો—'એને જોવાથી સર્યું' એટલે હિરણ્યવતી વૈતાઢ્યપર શિવમંદિર નગરમા તેને લઇ ગઈ. પછી સિંહદંષ્ટ્ર રાજાએ પોતાના ઘરે તેડી જઇને તેને નીલયશા પોતાની કન્યા પરણાવી.

એવામાં તુમુલ શબ્દ સાભળતાં વસુદેવે તેનું કારણ પૂછ્યું. એટલે દ્વારપાલ બોલ્યો—"અહીં શકટમુખ નામે નગર છે. ત્યાં નીલવાન્ નામે રાજા અને તેની નીલવતી નામે રાણી છે. તેમને નીલાંજનાં કન્યા અને નીલ નામે પુત્ર છે. ભ્રાતા અને ભગિની વચ્ચે પ્રથમ એવો સંકેત થયો કે-' આપણા પુત્ર પુત્રીનું પરસ્પર પાણીગ્રહણ કરવું.' નીલાંજનાની પુત્રી આ તારી પ્રિયા નીલયશા થઇ, અને નીલકુમારને નીલકંઠ નામે પુત્ર થયો એટલે નીલે પોતાના સંકેત પ્રમાણે પુત્રને માટે તેની માગણી કરી, પરંતુ એ કન્યાના પિતાએ બૃહસ્પતિ નામના મુનિને પૂછતા મુનિએ કહ્યું હતું કે—"અર્ધ ભરતનો સ્વામી વિષ્ણુનો પિતા, યદુકુળમાં ઉત્પન્ન થયેલ અને મન્મથ સમાન રૂપવાન એવો વસુદેવ એનો વર થશે." તેથી વિદ્યાના બળે રાજાએ તને અહીં અણાવ્યો અને તું એ કન્યાને પરણ્યો તેને માટે નીલ આવેલો છે અને તે હારી ગયો તેથી આ તુમુલ શબ્દ થાય છે." એમ સાભળી તેણીની સાથે ક્રીડા કરતા કુમાર હર્ષ પામ્યો.

એક દિવસે શરદઋતુમા વિદ્યા અને ઔષધિઓને માટે હ્રીમાન પર્વત તરફ જતાં વિદ્યાધરોને કુમારે જોયા. એટલે તેણે નીલયશાને કહ્યું કે—' વિદ્યાદાનમા હુ તારો શિષ્ય છું ! આથી તેણી તેને લઇને હ્રીમાન પર્વતપર આવી. ત્યાં કુમારને ક્રીડાભિલાષિ જાણીને કદલીગૃહ વિકુર્વીને તે કુમારને રમાડવા લાગી. એવામા તેણીએ એક મયૂરને જોયો અને તે તેને વર્ણવવા લાગી-'અહો ! મયૂર પૂર્ણ કલાપ (પીંછી) વાળો લાગે છે.' પછી તે વિસ્મય પામીને પોતેજ તેને લાવવાને માટે દોડી, અને તે મયૂર પાસે ગઈ. એટલે તે બનાવટી મયૂર તેને પોતાના ખભા ઉપર બેસારીને ગરૂડની જેમ આકાશમાર્ગે ઉપાડી ચાલ્યો, આથી વસુદેવ પણ તેની પાછળ દોડતાં એક વ્રજ (ગાયો પૂરવાનું સ્થાન) માં આવી ચડયો. ત્યા ગોપીઓએ તેનો સત્કાર કર્યો. પછી રાતભર ત્યાં રહીને પ્રભાતે તે દક્ષિણ દિશા તરફ ચાલ્યો, અને ગિરિતટ ગામે આવ્યો. ત્યાં પ્રૌઢ વેદધ્વનિ સાંભળતા કોઇ બ્રાહ્મણને તેના પાઠનું તેણે કારણ પૂછ્યું. એટલે તે બ્રાહ્મણ બોલ્યો—"હે કુમાર! પૂર્વે રાવણના વખતમાં દિવાકર નામના વિદ્યાધરે પોતાની પુત્રી નારદઋષિને આપી. તેના વંશમાં સુરદેવ નામે બ્રાહ્મણ ગામનો મુખી છે. તેની ક્ષત્રિયા નામે પત્નીથી વેદને

જાણનાર એવી સોમશ્રી નામે પુત્રી ઉત્પન્ન થઇ છે. તેના વરને માટે પિતાએ કુરાલ નામના જ્ઞાનીને પૂછતાં તેણે કહ્યું કે—' વેદમા જે એને જીતશે, તે એને પરણશે.' માટે તેને જીતવાને આ લોકો વેદાભ્યાસમા તત્પર થયા છે અહી બ્રહ્મદત્ત નામે ઉપાધ્યાય વેદ ભણાવનાર છે " હવે કૌતુકી કુમાર પોતે બ્રાહ્મણ થઈને તે વેદાચાર્યને કહેવા લાગ્યો–' હુ ગૌતમ ગોત્રીય સ્કંદિલ નામે બ્રાહ્મણ, તમારી પાસે વેદ ભણવા આવ્યો છું.' એટલે તેની અનુજ્ઞા થતા તે વેદ ભણવા લાગ્યો. પછી અનુક્રમે વેદમા સોમશ્રીને જીતીને તે પરણ્યો તેની સાથે ભોગવિલાસ કરતા વસુદેવ ત્યા રહ્યો

એક દિવસે વસુદેવ ઉદ્યાનમા ગયો, ત્ય ઇંદ્રશર્મા નામના ઇંદ્રજાળીયાને તેણે જોયો. તેની ચમત્કારિક વિદ્યા જોઇને કુમારે તેની માગણી કરી એટલે તે બોલ્યો કે—" આ મનને મોહ પમાડનારી વિદ્યાને ગ્રહણ કર. સાંજે સાધવાનો આરંભ કરતા એ વિદ્યા રવિનો ઉદય થતા સુધી સિદ્ધ થાય છે. પરતુ એમા બહુ ઉપસર્ગ થાય છે કોઈક સહાયકારી જરૂર જોઇએ." કુમારે કહ્યુ કે—' હું પરદેશીને સહાયક ક્યાથી હોય ? ' એમ સાભળીને તે બોલ્યો—' હે ભ્રાત ! હું તારો સહાયક છું. આ તારા ભાઇની સ્ત્રી વનમાલા પણ તેવીજ જાણજે.' ઇંદ્ર-જાળીએ એમ કહ્યું. એટલે વસુદેવ તે વિદ્યાને સાધવા લાગ્યો. વિધિપૂર્વક જપ કરતા તે કપટી ઇંદ્રજાળીએ શિબિકાથી તેનું હરણ કર્યું. છતા કુમાર તે ઉપસર્ગને વિચારતાં તે વિદ્યાનો જાપ કરવા લાગ્યો પછી પ્રભાતે તે માયા જાણીને શિબિ-કાથી નિચે ઉતર્યો, કે તરતજ ઇંદ્રશર્માદિક પાછળ દોડતાં છતાં પણ વસુદેવ આગળ ચાલતા ચાલતાં દિનશેષ રહેતા તે તૃણશોષક સન્નિવેશ (ગામ) માં આવ્યો. ત્યાં દેવકુલમા સુતેલા વસુદેવને એક રાક્ષસે આવીને તરત ઉઠાડયો, કુમારે તેને મુષ્ટિ વતી કુટયો. પછી લાબો વખત પરસ્પર બાહુયુદ્ધ કરતા તે રાક્ષસને વસુ-દેવે બાંધી લીધો અને ધોબી જેમ શિલાપર વસ્ત્રને પછાડે, તેમ તેને જમીનપર પછાડીને મારી નાખ્યો. પછી પ્રભાતે લોકો પણ તે રાક્ષસને મરેલો જોઈ, સતુષ્ટ થઇ, વસુદેવને રથમા બેસારી વરરાજાની જેમ વાજીંત્રના નાદ સાથે તેને ગામમા લઈ ગયા. ત્યાં તેમણે પાંચસો કન્યા આપતા વસુદેવ તેઓનાં નિષેધ કરીને બોલ્યો —' અહી આ રાક્ષસ કોણ ? ' ત્યારે કોઈક બોલ્યો કે—

" કલિંગ દેશમા કાંચનપુર નામે નગરમા જિતશત્રુ નામે રાજા છે, તેનો સોદાસ નામે આ પુત્ર છે. તે સ્વભાવથીજ માસનો લોલુપી છે, અને રાજાએ તો જીવોને અભયદાન આપેલુ છે. પરતુ તે પુત્રે પોતાના પિતા પાસે દરરોજ એક મયૂરનું માસ માગ્યુ એટલે તે પોતાને અનિષ્ટ છતાં પુત્રના સ્નેહને લીધે તેણે તે વાત કબૂલ રાખી પછી રસોયા દરરોજ પકાવવાને માટે મંદગિરિમાંથી એક મયૂર લઈ આવતાં હતા. એક દિવસે મારેલ મયૂરને

બિલાડો લઈ ગયો. તેથી તેના રસોયાઓએ એક મૃત બાળકનું માસ પચાવીને તેને આપ્યુ. તે માસ ખાતા કુમાર બોલ્યો કે-' આજ વધારે સ્વાદિષ્ટ માંસ કેમ છે?' એમ કુમારે પૂછતાં તે લોકોએ સત્ય વાત કહી દીધી. તે સાભળી કુમારે તેમને હુકમ કર્યો કે-' હવે પછી મયૂરને સ્થાને માણસનું માંસ પચાવવું.' એમ કહીને કુમાર પોતે દરરોજ બાળકોનું હરણ કરતો હતો, તે રાજાના જાણવામાં આવ્યું. એટલે ક્રોધ આવતા તેને દેશમાથી કહાડી મૂકયો. પછી પિતાથી ભય પામી અહીં દુર્ગમા રહેતા તે દરરોજ પાચ છ માણસોને મારતો હતો, તેને મારી નાખતા તેં સારૂ કર્યું" એમ તેના કહેવાથી વસુદેવ કુમાર પ્રમોદ પામીને તે કન્યાઓને પરણ્યો, અને ત્યાં એક રાત રહીને તે અચલ ગામમાં ગયો. ત્યાં સાર્થવાહની પુત્રી મિત્રશ્રીને પરણ્યો, પૂર્વ જ્ઞાનીએ તેના વર તરીકે વસુદેવ કહી બતાવ્યો હતો. તે સ્થાનથી વેદસામ નગરે જતાં તે વનમાલા ' હે દેવર! આવ, આવ,' એમ કહીને પોતાના ઘરે તેડી ગઇ, અને ત્યાં તેણીએ ' આ વસુદેવ છે' એમ ઓળખાણ આપતાં તેના પિતાએ તેને સ્વાગત પૂછીને કહ્યું-" અહીં કપિલ નામે રાજા છે, તેને કપિલા નામે કન્યા છે. જ્ઞાનીએ તેના વર તરીકે ગિરિતટ ગામમાં રહેતાં હે મહાત્મન્! પ્રથમથી તને ઓળખાવ્યો છે. વળી ' સ્ફુલિંગ વદન નામના અશ્વને તે દમશે ' એમ તેજ જ્ઞાનીએ તને ઓળખવાનો ઉપાય કહી બતાવ્યો છે. પછી તને લાવવાને માટે મારા જમાઇ ઇંદ્રજાલિક ઇંદ્રશર્માને રાજાએ મોકલ્યો પરંતુ તું વચમાંથીજ ચાલ્યો ગયો, એમ તેણે આવીને કહ્યું. હવે તું ભાગ્ય યોગે અહીં આવી ગયો છે, માટે અશ્વને દમ." એમ તેણે કહ્યું, એટલે વસુદેવ તે અશ્વને દમાવીને કપિલાને પરણ્યો. પછી તે રાજાએ અને અંશુમાન શાળાએ આગ્રહ કરીને વસુદેવને કેટલાક દિવસ ત્યાં રાખ્યો, અને કપિલાથી ત્યા કપિલ નામે પુત્ર ઉત્પન્ન થયો.

એક દિવસે કુમાર ગજશાળામા ગયો ત્યા એક હાથીને બાધીને તે તેની ઉપર ચઢી બેઠો. એવામા કપટથી તેને આકાશમા ઉડતો જોઈને કુમારે તેને એક મુષ્ટિ મારી. એટલે સરોવરના તીરે પડતા તે નીલકંઠ નામે વિદ્યાધર થઇ ગયો, કે જે નીલયશાના વિવાહ વખતે સંગ્રામ કરવા આવ્યો હતો. પછી તે સ્થાનથી કુમાર સાલગુહ નગરમા ગયો. ત્યા ભાગ્યસેન રાજાને તેણે ધનુર્વેદ શીખવ્યો. એક દિવસે ભાગ્યસેનની સાથે તેનો મોટો ભાઇ મેઘસેન યુદ્ધ કરવાને આવ્યો, તેને કુમારે જીતી લીધો એટલે ભાગ્યસેને પોતાની પદ્માવતી પુત્રી વસુદેવને પરણાવી, અને મેઘસેને પણ પોતાની અશ્વસેના કન્યા કુમારને પરણાવી. ત્યાં તે બંનેની સાથે લાંબો વખત ભોગવિલાસ કરીને કુમાર ભદ્દિલપુરમાં ગયો. ત્યાં પુત્ર વિના મરણ પામેલ પુંઢ્રરાજ રાજાની પુંઢ્રા નામે કન્યા ઔષધિના પ્રયોગથી નરરૂપ

બનાવીને રાજ્ય કરતી તેણે જોઇ. એટલે પોતાની મતિથી તેને સ્ત્રી જાણીને સાનુરાગ થયેલી તેણીને તે પરણ્યો, તેનાથી પુંઢ્ર નામે પુત્ર તે રાજા થયો.

એક દિવસે રાત્રે અંગારક વિદ્યાધરે હંસ કપટથી વસુદેવને હરીને ગંગામાં નાખી દીધો. ત્યાથી તરીને પ્રભાતે ઇલાવર્ધન નામે નગરમા ગયો ત્યા સાર્થવાહના હાટપર તેની અનુજ્ઞાથી તે બેઠો કુમારના પ્રભાવથી તેને એક લાખ સોનામ્હોરનો લાભ થયો. એટલે એ તેનો પ્રભાવ જાણીને સાર્થવાહે તેને ગૌરવથી બોલાવ્યો, અને સુવર્ણ રથમાં બેસારીને તેને ઘરે લઇ ગયો. ત્યાં પોતાની રત્નવતી નામે કન્યા તેને પરણાવી. એક વખતે ઇંદ્રમહોત્સવ થતાં પોતાના સસરાની સાથે દીવ્ય રથપર ચડીને વસુદેવ મહાપુરમા ગયો, તે નગરની બહાર નવા મકાનો જોઇને તેણે સસરાને પૂછ્યું–'આ નગરમાં બધાં નવા મકાનો દેખાય છે, તેનું શું કારણ હશે ?' સાર્થવાહે કહ્યું કે–"અહીં સોમદત્ત નામે રાજા અને તેની સોમશ્રી નામે કન્યા છે. તેના સ્વયંવરને માટે આ મકાનો બનાવવામાં આવ્યા છે, અને ઘણા રાજાઓને બોલાવ્યા, પણ તેઓ વધારે ચાલાક ન હોવાથી તેમને વિસર્જન કરવામાં આવ્યા." એમ સાભળી વસુદેવે આવીને શક્રસ્તંભને નમસ્કાર કર્યા. ત્યા પૂર્વે આવેલ રાજાનું અંતઃપુર શક્રસ્તંભને નમીને ચાલ્યું, એવામાં મદોન્મત્ત રાજગજ પોતાના આલાનસ્તંભને ઉખેડીને ત્યા આવ્યો. તેણે અકસ્માત્ રાજકુમારીને રથપરથી પાડી દીધી. એટલે દીન અને શરણરહિત તે કુમારીને જોઇ, આગળ આવીને કુમાર તે હાથીની તર્જના કરવા લાગ્યો. એવામા ક્રોધાયમાન થયેલો તે હાથી કુમારીને તજીને વસુદેવ તરફ દોડયો. તે દુર્ધર અને મહાબલિષ્ઠ હાથીને તેણે ખેદ પમાડીને વશ કરી લીધો. પછી તે કુમારીને એક ઘરમા લઈને પવનાદિકથી તેનુ આશ્વાસન કર્યું; એટલે ધાવમાતાઓ તે કુમારીને ઘેર લઇ ગઇ પછી પોતાના સસરાસહિત વસુદેવને કુબેરસાર્થવાહ બહુજ ગૌરવથી પોતાના ઘરે તેડી ગયો ત્યાં સ્નાન અને ભોજન કરીને જેટલામા કુમાર બેઠો, તેવામા રાજપ્રતિહારી ત્યા આવી અને જયની આશિષપૂર્વક તે બોલી કે–"હે કુમાર ! સોમદત્ત રાજાની સોમશ્રી નામે કન્યા છે, તેનો સ્વયંવરમા વર વરવાનો પ્રથમ વિચાર હતો, પરંતુ સર્વાણ સાધુના કેવલજ્ઞાનના મહોત્સવમા આવેલા દેવતાઓને જોવાથી તેને જાતિસ્મરણજ્ઞાન ઉપન્ન થયુ, ત્યારથી તે કુમારી મૌન ધરી બેઠી, એક વખત મે તેને એકાંતમા પૂછ્યું, એટલે તે બોલી કે–'મહાશુક્ર દેવલોકમા દેવ હતો, તે જન્મમા તેણે મારી સાથે અત્યંત પ્રેમથી ભોગ ભોગવ્યા, એક દિવસે મારી સાથે જ અરિહંતનો જન્મમહોત્સવ અને નંદિશ્વરાદિકની યાત્રા કરી સ્વસ્થાન તરફ અમે પાછા ફર્યા, અને જેટલામા બ્રહ્મદેવલોકે આવ્યા, તેવામા તે દેવ ચવી ગયો, એટલે શોકની મારી હું તેને શોધતી શોધતી ભરતક્ષેત્રના કુરૂદેશમાં ગઇ ત્યા બે કેવલીને મે પૂછ્યું—'મારો પતિ

સ્વર્ગથી ચવીને ક્યા ઉત્પન્ન થયો છે ? ' તે બોલ્યા કે—" તારો પતિ હરિવંશમા રાજાના ઘરે અવતર્યો છે, તું પણ ચવીને રાજપુત્રી થઇશ. જ્યારે ઇંદ્રમહોત્સવમા હાથી થકી તે તને છોડાવશે, ત્યારે ફરીને પણ તેજ તારો પતિ થશે." એમ સાભળી, પ્રમોદ પામી, તેમને વાંદીને હુ સ્વસ્થાને ગઇ, ત્યારપછી સ્વર્ગથકી ચવીને હું સોમદત્ત રાજાની પુત્રી થઇ, સત્રાણ સાધુના કેવલમહોત્સવમા દેવતાઓને જોવાથી મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. તેથી કરીને આ બધુ મેં જાણી લીધું, અને તે કારણથી મૌનપણે રહી છું." કુમારીનુ આ બધુ કથન મેં રાજાને કહી સંભળાવ્યું. તેથી કરીને સ્વયંવરમા આવેલા બધા રાજાઓને વિસર્જન કર્યા. હવે તે હાથી થકી તેને મુકાવી, તેથી તેને વિશ્વાસ થયો છે, એટલા માટે તને બોલાવવા મને મોકલી છે. માટે હે વીર ! ત્યા આવીને તેને પરણ." પછી તેની સાથે વસુદેવ રાજાના ઘરે આવીને સોમશ્રીને પરણ્યો, અને તેની સાથે ઇચ્છા મુજબ ભોગવિલાસ કરવા લાગ્યો.

એક દિવસે નિદ્રામાથી જાગ્રત થતા કુમારે તે મૃગલોચનીને દીઠી નહિ. તેથી કરૂણ સ્વરે રૂદન કરતા તે ત્રણ દિવસ શૂન્ય ચિત્તવાળો થઇ ગયો. પછી ઉપવનમાં જતાં વસુદેવ તેને જોઇને બોલ્યો—હે સુદરી ! તું શા અપરાધથી આટલો વખત મને સતાવી રહી છે ? ' તે બોલી કે–' હે પ્રાણેશ ! તારા માટે મેં એક વિશિષ્ટ નિયમ કર્યો છે. તેથી ત્રણ દિવસ મૌન ધરીને હું રહી છુ. અહી એવા પ્રકારનો વિધિ છે કે આ દેવીને પૂજીને ફરીને તું મારી સાથે પાણીગ્રહણ કર.' એટલે વસુદેવે બધું તે પ્રમાણે કર્યું પછી 'આ દેવીની શેષા છે' એમ કહીને તેણે વસુદેવને મદિરા પીવરાવી. એટલે તે તેણીની સાથે કામદેવની જેમ અતિશય રતિસુખ ભોગવવા લાગ્યો. રાતે તેણીની સાથે સુતાં નિદ્રા દૂર થતાં તેને અન્યરૂપવાળી જોઇને વસુદેવ કહેવા લાગ્યો— હે સુભ્રુ ! તુ કોણ છે ? તે બોલી કે—"દક્ષિણ શ્રેણિમા સુવર્ણાભ નગરમા ચિત્રાંગ નામે રાજા હતો. તેને અંગારવતી નામે રાણી હતી. તેમનો **માનસવેગ** પુત્ર અને અને **વેગવતી** હુ કન્યા છુ. માનસવેગને રાજ્ય પર બેસારીને મારા પિતા ચિત્રાગ રાજાએ દીક્ષા લીધી. હે સ્વામીન્ ! તે નિર્લજ્જ મારા ભાઇએ તારી સ્ત્રીનું હરણ કર્યું, અને તેની સાથે રતિસુખ ભોગવવાને મારા મુખથી તેણે વિચિત્ર મીઠા વચન તેને કહેવરાવ્યા, પરંતુ મહાસતી તારી પત્નીએ તેનો સ્વીકાર ન કર્યો, અને મને સખી બનાવીને તને લાવવાને માટે આદેશ કર્યો. એટલે અહીં આવતા તને જોતા કામાર્ત્ત થઇને મે આવું કર્યું, હવે કુલીન કન્યા એવી મારો તુજ વિવાહિત પતિ છે." પછી પ્રભાત કાલે વેગવતીને જોઇને બધા લોકો વિસ્મય પામ્યા. પોતાના પતિની આજ્ઞાથી લોકોમા તેણીએ સોમશ્રીનું હરણ પ્રગટ કર્યું.

એક વખતે રાત્રે રતિ વિલાસ કરતા શ્રમિત થઇને કુમાર પોતાની સ્ત્રીની

સાથે સુતો, તેવામા પોતાને માનસવેગ ખેચર હરણ કરી જાય છે; એમ જાણીને કુમારે તેને એક મુષ્ટિવતી પ્રહાર કર્યો, તેથી વ્યાકુલ થઇને તેણે કુમારને ગંગા જળમાં નાખ્યો. પણ ત્યા રહીને વિદ્યાને સાધતા ચંડવેગ વિદ્યાધરના સ્કંધપર પડતા વસુદેવ તેની વિદ્યાસિદ્ધમા કારણરૂપ થયો એટલે તે વિદ્યાધર બોલ્યો— 'હે મહાત્મન્! તારા પ્રભાવથી મને વિદ્યા સિદ્ધ થઇ, માટે તને શું આપું ?' તે સાભળી કુમારે તેની પાસે આકાશગામિની વિદ્યા માગી, એટલે વિદ્યાધરે તે વિદ્યા તેને આપી પછી વસુદેવ કનખલપુરના દ્વાર આગળ તે વિદ્યા સાધવા લાગ્યો એવામા ચંડવેગના ગયા પછી વિદ્યુદ્વેગ રાજાની મદનવેગા નામે પુત્રીએ ત્યા આવતાં વસુદેવને દીઠો તેને જોતા મદન વશ થઇને તેને વૈતાઢ્ય પર લઇ જઇ પુષ્પશયન નામે ઉદ્યાનમા મૂકયો, અને પોતે અમૃતધારા નામે નગરમા ગઇ પછી પ્રભાતે તે કુમારીના ત્રણે ભાઈઓએ ત્યા આવીને કુમારને નમસ્કાર કર્યા. તેમનામા પ્રથમ દધિમુખ, બીજો દંડવેગ અને ત્રીજો ચંડવેગ કે જે કુમારને વિદ્યા આપનાર હતો તે ત્રણેએ વસુદેવને નગરમા લઇ જઇને તે મદનવેગાની સાથે તેનો વિવાહ કર્યો, અને તે તેની સાથે ભોગવિલાસ કરવા લાગ્યો ત્યાર પછી એક દિવસે કુમારને પ્રસન્ન કરીને મદનવેગાએ વર માગતા તેણે તે આપ્યો

એક વખતે દાધમુખ વસુદેવને નમસ્કાર કરીને નીચે પ્રમાણે બોલ્યો—" દિવસ્તિલક નામના નગરમા ત્રિશિખર નામે રાજા છે તેણે પોતાના પુત્ર સૂર્પકને માટે મારા પિતા પાસે મદનવેગાની યાચના કરી, પણ મારા વિદ્યુદ્વેગ પિતાએ તે આપી નહિ. એકદા મારા પિતાએ ચારણ ઋષિને પુત્રીના વરને માટે પૂછતા, તે બોલ્યા— " હરિવંશમા પેદા થયેલ વસુદેવ તારી પુત્રીનો વર થશે, અને તે ગંગામાં વિદ્યા સાધતા ચંડવેગના સ્કંધ ઉપર રાત્રે પડશે અને તેથી ચંડવેગની વિદ્યાઓ તરત સિદ્ધ થશે. " એમ સાભળીને મારા પિતાએ તેને કન્યા નજ આપી. આથી બલગર્વિષ્ઠ ત્રિશિખર રાજા રોષથી મારા પિતાને બાધીને પોતાના નગરમા લઈ ગયો. માટે હવે સ્વપત્ની મદનવેગાને પોતે આપેલ વરને યાદ કરીને તારા શ્વશુરને છોડાવ. અને હું સાળા ઉપર મહેરબાની કર. અમારા વંશનું મૂલ તો નમિ છે તેનો પુત્ર પુલસ્ત્ય, અને તેના વંશમા મેઘનાદ થયો તે સુરેશ્વર રાજાને જીતનાર, પોતાના સસરા મેઘનાદને સંતુષ્ટ થયેલ સુભૂમ ચક્રવર્તી જામાતાએ બે શ્રેણિ તથા બ્રાહ્મ, આગ્નેયાદિક અસ્ત્રો આપ્યા, તેના વંશમા રાવણ અને બિભીષણ થયા, વિદ્યુદ્વેગ મારો પિતા બિભીષણના વંશમા થયો માટે હે મહાભાગ! કુળપરંપરાથી આવેલા તે અસ્ત્રોનો તું સ્વીકાર કર, તને તે જરૂર ઉપયોગી થશે, અને નિર્ભાગી અમારે માટે તે વૃથા છે " એમ કહી તેણે આપેલ અસ્ત્રો લઇને વસુદેવ વિધિપૂર્વક તેને સાધવા લાગ્યો, પુણ્યથી શુ સિદ્ધ ન થાય ?

હવે મદનવેગા ભૂચર (મનુષ્ય)ને અપાયેલી સાભળીને ક્રોધાગ્નિથી ધમાએલ

ત્રિશિખર પોતે સંગ્રામ કરવાને આવ્યો. ત્યારે દધિમુખાદિકથી પરવરેલ કુમાર, ચુંડ વિદ્યાધરે આપેલ, માયામય સુવર્ણના રથપર બેસીને યુદ્ધ કરવા લાગ્યો, અને ઇંદ્ર સંબંધી અસ્ત્રથી ક્ષણવારમાં તેણે ત્રિશિખરનું શિર છેદી નાખ્યું. પછી દિવસ્તિક નગરમાં આવીને પોતાના સસરાને તેણે છોડાવ્યો, ત્યારબાદ શ્વસુરના નગરમાં આવીને વિલાસ કરતાં વસુદેવની મદનવેગા પત્નીથી અનાધૃષ્ટિ નામે પુત્ર થયો.

એકદા વિદ્યાધરો સહિત વિદ્યાધરીઓ રાગપૂર્વક વારંવાર જેને જોઈ રહી છે એવાવસુદેવે સિદ્ધાયતનની યાત્રા કરી અને યાત્રા થકી આવતા 'હે વેગવતી! આવ' એમ તેણે મદનવેગાને કહ્યુ, એટલે તે ક્રોધાયમાન થઇને શય્યામાં ચાલી ગઇ. તે વખતે ત્રિશખરની પત્ની સૂર્પણખા મદનવેગાના રૂપે આવી, તે ઘરને બાળીને કુમારનું હરણ કરી ગઈ. તેને મારવાની ઈચ્છાથી તેણે વસુદેવને આકાશમાંથી પડતો મુકયો, અને તે રાજગૃહની પાસે ઘાસની ગંજીપર પડ્યો. ત્યાં જરાસંધનું નામ સાંભળતાં તેને રાજગૃહ નગર જાણીને તે જુગારીઓના ક્રીડાસ્થાનમાં ગયો, અને દાવમા કોટિ સુવર્ણ જીતીને તેણે યાચકોને આપી દીધુ. તે જોઇ રાજપુરુષો તેને બાંધીને રાજદરબારમાં લઈ ગયા. તે વખતે કુમારે તે સુભટોને પૂછયું કે-'અપરાધ વિના મને કેમ બાંધ્યો છે?' એટલે તે કહેવા લાગ્યા કે—"એક જ્ઞાનીએ જરાસંધને કહ્યું છે કે—'પ્રભાતે સુવર્ણકોટિ જીતીને જે યાચકોને આપી દેશે, તેનો પુત્ર તારો વધ કરનાર થશે' તે તું પોતે છે. તેથી વિના અપરાધે રાજાની આજ્ઞાથી તને મારવામાં આવશે." એમ કહીને તેમણે વસુદેવને ધમણમા નાખ્યો અને અપવાદના ભયથી છાની રીતે તેને મારવાની ઈચ્છાથી તેમણે પર્વત થકી આળોટાવ્યો. ત્યારે વેગવતીની ધાવમાતાએ તેને પડતો ઝીલી લીધો. પછી તે લઈ જતી હતી, તેવામાં વસુદેવે મનમાં વિચાર કર્યો કે—'મને લાગે છે કે-ચારૂદત્તની જેમ આકાશમા ભારંડપક્ષીએ મને પકડ્યો છે.' એવામાં તેણે પર્વતપર મૂકતા વસુદેવે વેગવતીના બે પગ દીઠા, અને તે ઓળખીને ધમણથકી બ્હાર નીકળ્યો. તેવામાં 'નાથ! હે નાથ!' એમ રૂદન કરતી પ્રિયાને તેણે આલિંગન દીધું. પછી વસુદેવે પૂછયું કે—'તને હું કેમ પ્રાપ્ત થયો?' ત્યારે તે આંસુ લુંછીને બોલી કે—"હે સ્વામિન્! તે વખતે શયન થકી ઉઠતાં અભાગ્ય યોગે મેં તમને ત્યા જોયા નહિ. એટલે સર્વ અંતઃપુરની સ્ત્રીઓ સાથે કરૂણ સ્વરથી રુદન કરતી એવી મને પ્રજ્ઞપ્તિ વિદ્યાએ તમારું હરણ અને પતન કહી સંભળાવ્યું. પછી ન જાણતી એવી મેં વિચાર કર્યો કે—'મારો પતિ વખતસર કોઇ ઋષિની પાસે ગયો હશે. તેના પ્રભાવથી વિદ્યા કહેતી નથી.' ત્યારપછી તારા વિયોગથી પીડિત થઈ કેટલોક કાલ ત્યાં રહીને રાજાની આજ્ઞાથી તારી શોધ કરવાને હું જગતમાં ભમી. ભમતા

ભમતાં સિદ્ધાયતનમાં મદનવેગાની સાથે તને મેં જોયો તે ચૈત્યથી નગરમાં આવતાં હું તરત તારી પાછળ આવી. ત્યાં છાની રહીને મેં તેં જે મારૂં નામ લીધું, તે સાંભળી લીધું, અને તે વખતે તારા સ્નેહથકી લાંબા વખતનું તારા વિરહનું દુ:ખ હું ભૂલી ગઈ તે સમયે ક્રોધાયમાન થયેલી મદનવેગાએ ઘરની અંદર પ્રવેશ કર્યો. પછી સૂર્પણખાએ ઔષધિના બળથી આગ લગાવી અને મદનવેગાના રૂપથી તેણેજ તારૂં હરણ કર્યું. તેણીએ ઉપાડતાં તને પકડવાને હું બનાવટી માનસવેગનું રૂપ કરીને તેની પાછળ દોડી. પણ નીચે રહેલી અને વિદ્યા ઔષધિમાં સમર્થ એવી તેણીએ જોઈને તર્જના કરી. ત્યાંથી ભાગતાં અને ચૈત્ય ભણી જતાં એક સાધુને મેં ઓળંગ્યા, અને તેથી મારી વિદ્યા ભ્રષ્ટ થઈ ગઈ. એવામાં મને ધાવમાતા મળી, તેને તારી શોધ કરવાને મોકલી. તેણે ભમતાં ભમતા, પર્વતના શિખર પરથી પડતાં તને પકડી લીધો. પછી હે પ્રભો! પંચનદ હ્રીમંત તીર્થને વિશે તેણે તને મૂક્યો." એમ સાંભળીને તેની સાથે વસુદેવ ત્યાં તાપસના આશ્રમમાં રહ્યો.

એક વખત નદીમા નાગપાશથી બાંધાયેલી એક કન્યાને તેણે દીઠી. એટલે વેગવતીથી પ્રેરાયેલ અને પોતે દયાળુ એવા વસુદેવે કન્યાને નાગપાશના બંધનથી મૂકાવી. તે કન્યા મૂર્ચ્છા પામેલ હોવાથી જળસિંચન કરીને કુમારે તેને સાવચેત કરી.પછી ત્રણ પ્રદક્ષિણા દઈને તે કન્યા વસુદેવને કહેવા લાગી—" હે મહાપુરૂષ! તારા પ્રભાવથી મારી વિદ્યાઓ સિદ્ધ થઈ. હવે મારો સંબંધ સાંભળ—

વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં ગગનવલ્લભપુરને વિશે નમિવંશમાં વિદ્યુદ્દંષ્ટ્ર નામે રાજા હતો. તે એક વખત પશ્ચિમ મહાવિદેહમાં ગયો. ત્યાં પ્રતિમાધારી એક મુનિને તેણે જોયા, અને કહ્યું કે—' અરે! આતો કોઈ ઉત્પાત ( ઉપદ્રવ ) રૂપ છે, માટે એને વરૂણ પર્વતપર લઈ જઈને મારી નાખો ' એમ કહેતા વિદ્યાધરોએ તે મુનિને બહુજ માર્યો. પરંતુ શુક્લધ્યાનના યોગે તે મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારે કેવળ મહિમા કરવાને ધરણેંદ્ર ત્યાં આવ્યો, અને તે મુનિના વિરોધીઓને તેણે વિદ્યાભ્રષ્ટ બનાવી દીધા. એટલે તે દીન થઈને બોલ્યા કે—' હે સ્વામિન્ આ કોણ છે? તે અમે જાણતા નથી. આ મુનિની જે અમે અવજ્ઞા કરી તે તો માત્ર વિદ્યુદ્દંષ્ટ્રની પ્રેરણાથીજ. ' તે સાભળી ધરણેંદ્ર બોલ્યો—" આ મુનિને ઉત્પન્ન થયેલ કેવલજ્ઞાનનો મહોત્સવ કરવા હું આવ્યો છું. અરે! પાપીઓ! તમો અજ્ઞાનીઓને હું શું કરૂં? હવે બહુ ક્લેશથી ફરી તમને વિદ્યા સિદ્ધ થશે. પરંતુ જો તીર્થંકરો, સાધુઓ, અને શ્રાવકો ઉપર દ્વેષ કરશો, તો ક્ષણવારમાં તમે તે વિદ્યાઓથી ભ્રષ્ટ થશો વળી એ દુષ્ટ દુર્મતિ વિદ્યુદ્દંષ્ટ્રને તો રોહિણી વિગેરે મહા વિદ્યાઓ સિદ્ધ થશે નહિ. એટલુંજ નહિ પણ તેના સંતાનમાં સ્ત્રી કે પુરૂષને પણ તે વિદ્યાઓ સિદ્ધ થશે નહિ પરંતુ સાધુ કે મહાપુરૂષના દર્શનથી તે સિદ્ધ થશે."

એમ કહીને ધરણેંદ્ર પોતાના સ્થાને ગયો. તે ( વિદ્યુદ્દંષ્ટ્ર ) ના વંશમા ઉત્પન્ન થયેલી કેતુમતી નામે કન્યા, પ્રથમ અહીં વિદ્યાઓને સાધતી હતી, તેને પુંડરીક વાસુદેવ પરણ્યો હતો. તેના વંશમાં જન્મેલી, તારા પ્રભાવથી વિદ્યાઓને સિદ્ધ કરનારી અને તને વશ થયેલી એવી મને બાલચંદ્રાને તું પરણ અને હે મહાપુરૂષ ! વિદ્યા સિદ્ધિને માટે હું તને શું આપું ? " એટલે કુમાર બોલ્યો કે–' વેગવતી વિદ્યા મને આપ ' પછી તે વેગવતી વિદ્યા તેને આપીને તે ગગનવલ્લભ નગરમાં ગઈ, અને વસુદેવ તાપસાશ્રમમાં આવ્યો. તેવામાં તત્કાલ વ્રત લેનાર અને પોતાના પૌરૂષને નિંદતા એવા બે રાજા ત્યાં આવ્યા. તેમને જોઇને કુમારે ઉદ્વેગનું કારણ પૂછ્યું. એટલે તે બોલ્યા—

" શ્રાવસ્તી નગરીમાં પવિત્રાત્મા એણીપુત્ર રાજા છે. તેણે પોતાની પુત્રી પ્રિયંગુમંજરીના સ્વયંવર માટે ઘણા રાજાઓને બોલાવ્યા, પરંતુ તેની પુત્રી તેમાંના કોઈ રાજાને વરી નહિ, તેથી ક્રોધાયમાન થયેલા તે રાજાઓએ મળીને સંગ્રામ આરંભ્યો, પણ તેના એકજ પિતાએ તે બધાને જીતી લીધા. એટલે તેઓમાં કેટલાક ભય પામીને ભાગી ગયા, કેટલાક પર્વતોમાં છુપાયા, કેટલાક જંગલમાં નાઠા અને કેટલાક પાણીમાં પેસી ગયા. હે મહાપુરુષ ! અમે બે વૃથાભુજ તાપસ થયા. " એમ સાંભલીને વસુદેવે તેમને જૈનધર્મનો ઉપદેશ આપ્યો, એટલે તેમણે જૈનદીક્ષા અંગીકાર કરી, અને કુમાર શ્રાવસ્તિમાં આવ્યો. ત્યાં ઉદ્યાનમાં તેણે ત્રણ દ્વારવાળું એક દેવકુલ ( દેવમંદિર ) જોયું. તેમાં મુખ્ય દ્વારે બત્રીશ અર્ગલા દીધેલા હોવાથી ત્યાંથી પ્રવેશ ન થઈ શકવાથી વસુદેવ પાસેના દરવાજાથી તેમાં પેઠો. ત્યાં દેવગૃહમાં વસુદેવે એક ઋષિની, એક ગૃહસ્થની અને એક ત્રણ પગવાળા પાડાની, એમ ત્રણ મૂર્ત્તિ જોઈ. પછી તેણે એક બ્રાહ્મણને પૂછ્યું, એટલે તે કહેવા લાગ્યો કે—" અહીં જિતશત્રુ નામે રાજા હતો તેને મૃગધ્વજ નામે પુત્ર હતો. વળી અહીં કામદેવ નામે એક શેઠ હતો. તે એક વખતે પોતાના ગોષ્ઠ ( ઢોર બાંધવાના વાડા ) માં ગયો. ત્યાં દંડક નામના પોતાના ગોવાળે તેને કહ્યું કે—" આ ભેંસના પાંચ પુત્રોને મેં પૂર્વે મારી નાખ્યા છે. હવે આ છઠ્ઠો પુત્ર બહુજ મનોહર રૂપવાળો થયો છે, એ જન્મતાંજ ભયથી કંપવા લાગ્યો અને ચલિત નયને મારા પગે પડ્યો. તેથી દયાને લીધે મેં તેને બચાવ્યો. માટે તું પણ એને અભય આપ. આ કોઈ જાતિસ્મરણ જ્ઞાનવાળો લાગે છે." એમ સાંભળીને શેઠ દયાથી તે પાડાને શ્રાવસ્તીમાં લઈ ગયો. ત્યાં શ્રેષ્ઠીએ તેને અભય આપવા રાજાને વિનવ્યો, એટલે રાજાએ તેને અભય આપ્યું, ત્યારથી તે મહિષ ( પાડો ) નિર્ભય થઈને ફરવા લાગ્યો. એક વખતે મૃગધ્વજ કુમારે તેનો એક પગ છેદી નાખ્યો, તે જાણીને રાજાએ તેને નિર્ભંછયો, તેથી તેણે દીક્ષા લઈ લીધી. પછી તે પાડો અઢારમે દિવસે મરણ પામ્યો, અને મૃગધ્વજને બાવીશમે દિવસે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. એટલે સુર,

અસુર, નર, વિદ્યાધર તથા રાજાઓએ આવીને તેમને વંદન કર્યું. પછી દેશનાને પ્રાંતે જિતશત્રુ રાજાએ કહ્યું કે—'હે પ્રભો! મહિષની સાથે તમારે શું વૈર હતું?' કેવલી બોલ્યા કે—"પૂર્વે અશ્વગ્રીવ અર્ધચક્રી હતો તેને હરિશ્મશ્રુ નામે પ્રધાન હતો. તે પ્રધાન નાસ્તિક હોવાથી ધર્મને નિંદતો હતો, અને રાજા આસ્તિક હોવાથી ધર્મનું સદા સ્થાપન કરતો હતો એ રીતે રાજા અને પ્રધાનનો વિરોધ વધતો ગયો તેમને ત્રિપૃષ્ઠ અને અચલે માર્યા, એટલે તે સાતમી નરકે ગયા. ત્યાંથી નીકળીને તે બંને ઘણા ભવો ભમ્યા. પછી અશ્વગ્રીવનો જીવ તે હું તારો પુત્ર થયો અને હરિશ્મશ્રુનો જીવ પાડો થયો. પૂર્વના વૈરથી મેં તેનો પગ છેદ્યો. તે મહિષ મરણ પામીને આ લોહિતાક્ષ અસુર થયો, કે જે અત્યારે મને વંદન કરવાને આવેલો છે. આવો સંસારનો ખેલ છે." પછી ઋષિને નમીને લોહિતાક્ષે મૃગધ્વજ ઋષિની, કામદેવ શ્રેષ્ઠીની અને ત્રણ પગવાળા મહિષની અહીં રત્નમય ત્રણ મૂર્તિ કરાવી છે, તે કામદેવ શેઠના વંશમાં હમણાં કામદત્ત નામે શ્રેષ્ઠી છે, તેની બંધુમતી નામે પુત્રી છે, એક વખતે શ્રેષ્ઠીએ તેના વર ને માટે જ્ઞાનીને પૂછ્યું, ત્યારે તે બોલ્યા—'જે દેવકુલના મુખ્ય દ્વારને ઉઘાડશે, તે તારી પુત્રીનો વર થશે.' તે સાંભળીને વસુદેવે તે દ્વાર ઉઘાડ્યું. એટલે તરત ત્યાં આવીને શ્રેષ્ઠીએ તેને કન્યા પરણાવી. તે (વર) ને જોવાને રાજપુત્રી પ્રિયંગુમંજરી પોતાના પિતા સાથે ત્યાં આવી. અને તેને જોઈને કામવશ થઇ. પછી દ્વારપાલે તે રાજપુત્રીની અવસ્થા અને એણીપુત્ર રાજાનું ચરિત્ર અંજલી જોડીને વસુદેવને કહી સંભળાવ્યું અને કહ્યું કે—'પ્રભાતે તારે પ્રિયંગુમંજરીના ઘરે અવશ્ય આવવું' એમ કહીને દ્વારપાલ ચાલ્યો ગયો. પછી કુમારે ત્યાં નાટક જોતાં સાંભળ્યું કે—"નમિપુત્ર વાસવ વિદ્યાધર હતો. તેના વંશમા બીજા વાસવો થયા અને તેમાં પુરૂહુત થયો. તે એકદા હાથીપર આરૂઢ થઈ, ભ્રમણ કરતાં આશ્રમમાં ગૌતમની સ્ત્રી અહલ્યાને જોઇને તેની સાથે ક્રીડા કરવા લાગ્યો. એટલે વિદ્યાહીન થયેલ એવા તેનું પુરૂષચિન્હ ગૌતમે છેદી નાખ્યું' તે સાંભળી ભય પામીને વસુદેવ પ્રિયંગુમંજરીના ઘરે ન ગયો. પછી રાત્રે બંધુમતીની સાથે સુતાં કંઇક નિંદ્રા દૂર થતાં તેને એક દેવીને જોઈ 'આ કોણ?' એવો વિચાર કરતા વસુદેવને 'હે વત્સ! શું વિચાર કરે છે?' એમ કહેતા તેને હાથમાં પકડીને તે અશોક વાડીમાં લઇ ગઇ, અને બોલી કે—

"આ ભરતમા ચંદનપુરમાં અમોઘરેતસ નામે રાજા અને તેને ચારૂમતી નામે રાણી હતી તેને ચારૂચંદ્ર નામે પુત્ર હતો. ત્યાં અનંગસેના વેશ્યા અને તેની કામપતાકા નામે પુત્રી હતી એક વખતે તે રાજાના યજ્ઞમાં તાપસો આવ્યા, તેઓમાં કૌશિક અને તૃણબિંદુ બે ઉપાધ્યાય હતા. તે બંનેએ રાજાને ફળો આપ્યા. એટલે રાજાએ પૂછ્યું કે—'આવાં ફળો ક્યાંથી?' ત્યારે તે ઉપા-

ધ્યાયોએ હરિ વંશની ઉત્પત્તિ અને લઇ આવેલ કલ્પવૃક્ષથી માંડીને બધી કથા કહી સંભળાવી. તે વખતે ત્યાં છુરીપર નૃત્ય કરતી કામપતાકાએ ચારૂચંદ્ર કુમારનું અને કૌશિક મુનિનું મન હરણ કરી લીધું. પછી યજ્ઞ સમાપ્ત થતાં ચારૂચંદ્ર કુમારે તેને પોતાના સ્વાધીન કરી, અને કૌશિકે રાજાની પાસે તેની માગણી કરી. ત્યારે રાજાએ કહ્યું—'એને કુમારે સ્વીકારી છે, અને એ શ્રાવિકા છે. માટે એક પતિનો સ્વીકાર કર્યા પછી તે બીજો પતિ કરવાની નથી.' એમ રાજાએ નિષેધ કરતા ક્રોધ લાવીને કૌશિકે શ્રાપ દીધો કે—'હે ચારૂચંદ્ર! જો તું આ રમણીની સાથે રમીશ, તો તેજ વખતે જરૂર મરી જઇશ' પછી ચારૂચંદ્રને રાજ્ય આપીને રાજા તાપસ થઇને વનમાં રહ્યો. શુભ ગર્ભવાળી રાણી તેની સાથે વનમાં ગઈ. અવસરે પતિની શંકા દૂર કરવાને તેણે ગર્ભની વાત પ્રગટ કરી. પછી સમય થતાં તેણે પુત્રીને જન્મ આપ્યો. તેનું ઋષિદત્તા એવું નામ રાખ્યું. પછી વખત જતાં ચારણશ્રમણની પાસે તે શ્રાવિકા થઈ, અને યૌવન પામી, તેની માતા અને ધાવ માતાઓ મરણ પામી. એક દિવસે શિલાયુધ રાજા શિકાર કરવાને ત્યાં આવ્યો અને તેનું રૂપ જોવાથી તે કામવશ થયો. પછી તેનું આતિથ્ય સ્વીકારીને તેને એકાંતમાં લઈ જઇને રાજા તેની સાથે ક્રીડા કરવા લાગ્યો. તે વખતે ઋષિદત્તા બોલી કે—'હું ઋતુસ્નાતા (ઋતુ પછી સ્નાન કરી શુદ્ધ થયેલ) છું તેથી જો ગર્ભ રહી જાય, તો કુલીન કન્યા એવી મારી શી ગતિ થાય?' રાજાએ કહ્યું—'હું ઇક્ષ્વાકુ કુળનો શ્રાવસ્તિ નગરીના શતાયુધ રાજાનો પુત્ર શિલાયુધ નામે રાજા છું. જો તને થાય, તો તે મારી પાસે લઈ આવજે. હું તેનેજ રાજા બનાવીશ.' એમ કહે છે, તેવામાં તેનું લશકર આવી પહોચ્યું. પછી તેની રજા લઇને રાજા પોતાની નગરીમાં આવ્યો. હવે ઋષિદત્તાએ તે બધી વાત પોતાના પિતા ઋષિને કહી સંભળાવી અને સમય થતાં તેણે પુત્રને જન્મ આપ્યો, તે પ્રસૂતિના રોગથી ઋષિદત્તા મરણ પામીને જવલનપ્રભ નાગકુમારની તે પટરાણી થઈ. તેનો પિતા અમોઘરેતસ તે બાળકને હાથમા લઇને એક સામાન્ય માણસની જેમ શોકથી બહુ રોવા લાગ્યો. તે વખતે દેવીપણાને પ્રાપ્ત થયેલ જવલનપ્રભની ભાર્યા હું મોહથકી ત્યા આવી, મૃગલી થઈને તે બાળકને ઉછેરવા લાગી. અને તેને લીધે એ એણીપુત્ર એવા નામથી પ્રખ્યાત થયો.

હવે કૌશિક મરણ પામીને મારા પિતાના આશ્રમમાં દૃષ્ટિ વિષ સર્પ થયો તે એક વખતે મારા પિતાને ડસ્યો, એટલે તેનું વિષ મેં હરી લીધું. પછી પ્રતિબોધ પામેલ તે સર્પ મરણ પામીને બલ નામે દેવ થયો. એક વખતે ઋષિદત્તાનું રૂપ બનાવી, શ્રાવસ્તિમાં આવીને તે બાળક મેં રાજાને સોંપ્યો, પરંતુ તેણે યાદ ન રહેવાથી તેણે બાલકને લીધો નહિ. એટલે તે બાલકને તે રાજાની પાસે મૂકી અને આકાશમા રહીને હું કહેવા લાગી કે—"હે રાજન્!

જેને તેં પૂર્વે ભોગવી હતી, તે હું ઋષિદત્તા છું. આ પુત્ર તારાથી થયો છે. એના જન્મતાંજ હું મરણ પામીને દેવી થઇ. પણ મોહથકી મૃગલી બનીને મેં એ બાલકને ઉછેર્યો. માટે આ એણીપુત્ર તારો સુત છે." તે સાંભળી શિલાયુધ રાજાએ તે પુત્રને પોતાના રાજ્યપર બેસાર્યો અને પોતે દીક્ષા લઇને સ્વર્ગે ગયો. એક દિવસે સંતાનને માટે અઠ્ઠમતપ કરીને એણીપુત્રે મારી આરાધના કરી, એટલે મેં તેને પુત્રી આપી આ પ્રિયંગુમંજરી એના તે સ્વયંવરમાં એણીપુત્ર રાજાએ ઘણા રાજાઓને બોલાવ્યા; પરંતુ એકને પણ એ વરી નહિ તેથી રાજાઓએ યુદ્ધ આરંભ્યું, પણ મારી સહાયતાથી એકજ એણીપુત્રે તે બધા રાજાઓને જીતી લીધા. તે પ્રિયંગુમંજરી તને જોઇને વરવાને ઇચ્છે છે. તારે માટે અઠ્ઠમ તપ કરીને તેણે મને આરાધી, એટલે મેં આદેશેલ દ્વારપાલે તને કહી સંભળાવ્યું, પણ અજાણ પણે તેં અવજ્ઞા કરી. પરંતુ હવે મારી આજ્ઞાથી તે બોલાવે એટલે તે કન્યાને તું પરણજે અને કંઇક વર માગી લે." આ સાંભળી વસુદેવ બોલ્યો—'હું સંભારૂં, ત્યારે તારે આવવું.' એ વર તે દેવીએ કબુલ રાખ્યું. પછી વસુદેવને બંધુમતીના ઘરે મૂકી દઇને દેવી પોતાના સ્થાને ગઇ. પ્રભાતે દ્વારપાલ વસુદેવને બોલાવવા આવ્યો, એટલે તેની સાથે કુમાર આયતન (મંદિર) માં ગયો ત્યાં પ્રથમથીજ આવીને બેઠેલી પ્રિયંગુમંજરીને તે ગાંધર્વ વિવાહથી પરણ્યો. પછી અઠારમે દિવસે દ્વારપાલે રાજાને જણાવ્યું કે—'એ વર દેવીએ આપેલ છે.' તે સાંભળીને પરમ પ્રીતિથી રાજા તેને પોતાને ઘરે લઇ ગયો.

હવે વૈતાઢ્યપર ગંધસમૃદ્ધિ નગરમા ગંધારપિંગલ નામે રાજા અને તેને પ્રભાવતી નામે પુત્રી છે. તે ભમતી ભમતી સુવર્ણાભપુરમાં ગઈ. ત્યાં સોમશ્રીને જોતા તરત તેની સખી બની ગઈ. તેનું પતિવિરહનું દુઃખ જાણીને પ્રભાવતી બોલી—'હે સખી! તું ખેદ ન કર. હું તારા પતિને લઈ આવું છું.' સોમશ્રી નિસાસો નાખતાં બોલી કે—'જેમ વેગવતી લઇ આવી, તેમ તુ પણ અદ્ભુત સૌભાગ્યશાળી મારા પતિને લઇ આવીશ' પછી 'હું વેગવતી નથી' એમ બોલી, શ્રાવસ્તીમા આવી વસુદેવને લઇને તે ક્ષણવારમાં ત્યા આવી ગઈ. કુમાર પોતાનું રૂપ પલટાવીને સોમશ્રીની સાથે રહ્યો. એક દિવસે માનસ વેગના જાણવામા આવતાં તેણે આવીને તેને બાંધી લીધો. પછી કોલાહલ થતાં વૃદ્ધ વિદ્યાધરોએ વસુદેવને છોડાવ્યો એટલે દુષ્ટ માનસ વેગે વિવાદ માંડયો, અને તેથી તે વિવાદનુ નિરાકરણ કરવા તે બંને વૈજયંતી નગરીમાં બલસિંહ રાજા પાસે ગયા. તે વખતે કુમારના વૈરી સૂર્પકાદિક પણ ત્યા આવ્યા. પછી માનસવેગ બોલ્યો કે—'સોમશ્રી પ્રથમ મારી કલ્પેલી હતી, પણ આ છળથી પરણી ગયો, મેં આપેલી મારી ભગિનીને એ પરણ્યો છે' કુમાર બોલ્યો—'પિતાએ આપેલ સોમશ્રી-

ને હું પરણ્યો છું, તેને એણે હરણ કરી. અને વેગવતીનું તો બધું લોકો પણ જાણે છે' એ રીતે વસુદેવે સભા સમક્ષ માનસવેગને અસત્યવાદી ઠરાવ્યો એટલે નીલકંઠ, સૂર્પકાદિક ખેચરો સહિત માનસવેગ ગુસ્સો લાવીને યુદ્ધ કરવાને તૈયાર થયો. ત્યારે વેગવતીની માતા અંગારવતીએ વસુદેવને દિવ્ય ધનુષ્ય અને બે ભાથા આપ્યાં, તથા પ્રભાવતીએ તેને પ્રજ્ઞપ્તિ વિદ્યા આપી. એ રીતે વિદ્યા અને દિવ્ય અસ્ત્રોથી બલવાન્ થયેલ વસુદેવે તે બધા વિદ્યાધરોને લીલા માત્રમા જીતી લીધા. અને માનસવેગને બાંધીને સોમશ્રીની આગળ મૂક્યો. પરંતુ અંગારવતી સાસુના વચનથી તે મુક્ત થયો. પછી કિંકર સમાન થયેલા માનસવેગ વિગેરે ખેચરોની સાથે સોમશ્રીસહિત વિમાનમા બેસીને કુમાર મહાપુર નગરમા આવ્યો. અને ત્યાં તે સોમશ્રીની સાથે ભોગ વિલાસ કરવા લાગ્યો.

એક દિવસે કપટી સૂર્પક અશ્વ બનીને તે કુમારને હરી ગયો. તેને ઓળખીને કુમારે મુષ્ટિનો પ્રહાર કર્યો. એટલે તેણે મૂકી દેતા કુમાર ગંગાનદીના જળમા પડયો, અને ગંગા ઉતરીને તે તાપસના આશ્રમમા ગયો. ત્યા કંઠમા જેણે હાડકાની માળા નાખી છે એવી એક કન્યાને તેણે જોઈ, એટલે કુમારે તેનું કારણ પૂછતા તાપસો કહેવા લાગ્યા—" આ જિતશત્રુ રાજાની પ્રિયા અને જરાસંધની નંદિષેણા નામે પુત્રી છે. એને એક પરિવ્રાજકે વશ કરી. તેથી રાજાએ તેને મારી નાખ્યો. છતા પણ તેના દૃઢ કાર્મણને લીધે આ હજીપણ તેના હાડકા પોતાના કંઠમાં ધારણ કરે છે." પછી મંત્રના બળથી વસુદેવે તેને કાર્મણરહિત કરી, એટલે ઉપકાર કરનાર કુમારને જિતશત્રુ રાજાએ પોતાની કેતુમતી નામે બ્હેન પરણાવી. એવામાં ડિંભ નામના જરાસંધના દ્વારપાલે આવીને જિતશત્રુ રાજાને કહ્યું—' નંદિષેણાના કાર્મણને દૂર કરનાર એ ઉપકારીને મોકલો.' એટલે ' બહુ સારૂં' એમ રાજાના કહેવાથી વસુદેવ તેજ દ્વારપાલની સાથે રથમા બેસીને રાજગૃહ નગરમાં આવ્યો. ત્યાં રાજપુરૂષોએ તેને બાંધી લીધો, એટલે કુમારે બાંધવાનું કારણ પૂછ્યું. તે બોલ્યા કે—" અમારા સ્વામી જરાસંધને જ્ઞાનાએ એમ કહ્યું છે કે—તારી નંદિષેણા પુત્રીને જે કાર્મણરહિત કરશે, તેનો પુત્ર તને અવશ્ય મારશે જ ' તે તુજ છે, એમ અમારા જાણવામા આવતા તને વધસ્થાને લઈ જઈએ છીએ. " એમ કહીને એક પશુની જેમ બાંધી તેઓ કુમારને તરત વધસ્થાને લઇ ગયા, અને ત્યા કુમારને મારવાને ઘાતક લોકો સજ્જ થયા. એવામાં વૈતાઢયપર ગંધસમૃદ્ધપુરનો સ્વામી ગંધારપિંગલ નામે રાજા હતો, તેણે પોતાની પ્રભાવતીને માટે વર મેળવવા વિદ્યા પાસે પ્રશ્ન કર્યો. એટલે તેણે વસુદેવનું નામ બતાવ્યું, તે સાંભળી તેને લાવવાને માટે તેણે ભગીરથી નામે ધાત્રી ( ધાવમાતા ) ને મોકલી, તે રાજગૃહમા આવી, કુમારને તેમની પાસેથી

છીનવીને ગંધસમૃદ્ધપુરમાં લઇ ગઇ. પછી વસુદેવ-તે પ્રભાવતીને પરણ્યો અને તેની સાથે ભોગવિલાસ કરતા તે સુખપૂર્વક રહ્યો.

એ પ્રમાણે વિદ્યાધર રાજાઓની કન્યાઓ, સુકોશલા તથા બીજી માનુષી કન્યાઓને પરણીને સુકોશલાના ઘરે રહેતા વસુદેવ પોતાની ઇચ્છા મુજબ નિરંતર ભોગવિલાસ કરવા લાગ્યો.

એ પ્રમાણે શ્રી ગુણવિજય ગણિ વિરચિત ગદ્યબંધ શ્રી નેમિનાથના ચરિત્રમા બીજો પરિચ્છેદ સમાપ્ત થયો.





# तृतीय परिच्छेद.

## પ્રકરણ ૭ મું.

### કનકવતીની સાથે વસુદેવનો વિવાહ.



હવે આજ ભરતક્ષેત્રનેવિશે વિદ્યાધરોના નગર સમાન પેઢાલપુર નામે નગર છે. ત્યા હરિશ્ચંદ્ર નામે રાજા, મહાઋદ્ધિથી ઇંદ્ર સમાન શોભે છે. કૃષ્ણને જેમ લક્ષ્મી, તેમ તેને લક્ષ્મીવતી નામે પટરાણી છે. તે શીલ, લજ્જા, પ્રેમ, દાક્ષિણ્ય, વિનય વિગેરે ગુણોથી પતિના મન રૂપ કુમુદને આનંદ પમાડવામા ચંદ્રિકા સમાન છે. વળી તે સર્વ કળાઓથી પલ્લવિત, લજ્જા, વિવેકાદિ ગુણોથી પુષ્પિત (પુષ્પયુક્ત), અને પતિભક્તિથી ફલિત જંગમ લતા સમાન શોભે છે. ત્યાર પછી તે રાણીએ કેટલાક કાળે પુત્રીને જન્મ આપ્યો. સર્વ લક્ષણોએ પૂર્ણ એવી તેના જન્મતાંજ ઘરે જાણે સાક્ષાત્ લક્ષ્મી આવી હોય, તેમ તેના માબાપ બહુ હર્ષ પામ્યા. તેના પૂર્વ જન્મના પતિ કુબરે મોહથી તે વખતે કનકની વૃષ્ટિ કરી. તે સુવર્ણ વૃષ્ટિથી અત્યંત હર્ષિત થયેલ રાજાએ તેનું કનકવતી એવું નામ રાખ્યું. ધાત્રીઓના એક ખોળામાથી બીજા ખોળામાં જતાં રાજહંસીની જેમ તે પગે ચાલતા શીખી, અને હળવે હળવે બાળબુદ્ધિને તજતાં તે કળાઓ શીખવા યોગ્ય થઈ, એટલે રાજાએ શુભ દિવસે તેને કળાચાર્યની પાસે મોકલી, ત્યા ક્રમે ક્રમે અઢાર લિપિ, નામમાલા, વ્યાકરણ, ન્યાય, છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, અને કાવ્યાદિક શીખીને તે પારગત થઈ, વચનની ચતુરાઇના વખતે માનુષી વેષે તે સાક્ષાત્ સરસ્વતી જેવી લાગતી હતી. ગીત, વાજિંત્ર વિગેરેમાં તે એક આચાર્ય સમાન ભાસતી હતી. વધારે શુ કહીએ ? એવી કોઇપણ કળા ન હતી કે જે તેને આવડતી ન હોય. લાવણ્યરૂપ જળની નદી સમાન તે અનુક્રમે કળા સમૂહને સફલ કરનાર એવા યૌવનને પામી. તેને યૌવનવતી જોઇને તેના માબાપ, તેના ગુણ, રૂપ અને વયમા સમાન એવા વરની તપાસ કરવામા તત્પર થયા, પણ તેને યોગ્ય વર નજરમા ન આવતા તેમણે સ્વયંવર મંડપની રચના કરી.

હવે એક દિવસે તે કનકવતી પોતાના ઘરે સુખે બેઠેલી છે, એવામા અકસ્માત્ આવેલ, અત્યત પ્રેમ ઉપજાવનાર, અશોકવૃક્ષના પલ્લવ સમાન રક્ત ચંચુ, ચરણુ અને લોચનયુક્ત, કપૂર સમાન ધવલવર્ણથી સુશોભિત, સાર સાર શુક્લ પરમાણુઓને લઈને, વિધાતાએ જાણે બનાવેલ હોય એવા એક રાજહંસને તે કન્યાએ ત્યા દીઠો. જેના કંઠે સુવર્ણની ઘુઘરીઓ બાધેલ છે, જેનો સ્વર મીઠો છે અને ગમન કરતા જાણે આમતેમ નાચતો હોય એવા તે હસને જોઈને તે મનમા વિચારવા લાગી—" આ કોઈ અતુલ પુણ્યવંતનુ વિનોદ સ્થાન હશે કારણ કોઈ સ્વામીના હાથમા ગયા શિવાય પક્ષીઓને ભૂષણુ ક્યાંથી હોય? એ ભલે ગમે તેનો હોય, પણ મને તો વિનોદ કરવાને બસ થશે. વળી એને જોતા મારૂં મન અત્યંત ઉત્કંઠિત થાય છે. " પછી તે હસગામિની કન્યાએ ગવાક્ષમા બેઠેલ તે હંસને પોતે પકડી લીધો, અને સુખ સ્પર્શી પોતાના કમળ જેવા કોમળ હાથવતી તે ક્રીડા કમલ સમાન તેને હળવે હળવે રમાડવા લાગી, તથા શિરીષપુષ્પ સમાન સુકુમાળ પોતાના હાથવતી બાલકના કેશપાશ તુલ્ય તે રાજહંસના પીંછાઓને તે સાફ કરવા લાગી. પછી તેણે સખીને કહ્યું કે–' સુવર્ણનુ પાજરૂં લાવ કે જેથી આ પક્ષીને તેમા પુરૂ. કારણકે પક્ષીઓ એક ઠેકાણે સ્થિર રહી શકતા નથી.' હવે તે સખી કનકપજરને લાવવાને માટે જેટલામાં ઉઠી, તેવામા રાજહંસ મનુષ્યભાષામાં બોલ્યો–" હે રાજપુત્રી ! તુ વિવેકવાળી છે, માટે મને પાજરામા નાખીશ નહિ મારે કંઇક તને પ્રિય કહેવું છે. મને છુટો કર.' એમ મનુષ્ય વાચાથી બોલતા તે રાજહસને જોઈને વિસ્મય પામતી રાજકુમારી, આવેલ પરોણાની જેમ તેને ગૌરવથી આ પ્રમાણે કહેવા લાગી—" હે હંસ ! તુ તો ખરેખર ! પ્રસાદને લાયક છે, માટે પ્રિય કહે, કારણકે અધુરી વાત સાકર કરતા પણ વધારે મીઠી હોય છે ' હસ બોલ્યો કે—

" વૈતાઢ્ય પર્વતપર કોશલા નામે નગરીમા કોશલ નામે વિદ્યાધર રાજાની દેવી સમાન સુકોશલા નામની પુત્રી છે. તેનો યુવાન પતિ રૂપનો એક ભડાર છે. તેને જોતા બધા રૂપવંત પુરૂષોની રેખા ભાગી જાય છે તે યુવક રૂપસંપદાથી જેમ પુરૂષોમા મુગટ સમાન છે, તેમ હે સુંદર ! તું સ્ત્રીઓમા મુગટ સમાન છે. તમે બનેનુ રૂપ આદર્શમા છે, અન્ય સ્થાને નથી. માટે તમો બંનેનુ રૂપ જોઇને તમારા સગમની અભિલાષાથી તારૂ સ્વરૂપ તે કુમારને કહીને તેનુ સ્વરૂપ મેં તારી આગળ કહી બતાવ્યુ. મે તેની આગળ તારૂં એવું વર્ણન કર્યું છે કે તારો સ્વયવર સાંભળીને સ્વયંવરના દિવસે તે જરૂર અહીં આવશે નક્ષત્રોમા ચદ્રની જેમ સ્વયવર મડપમાં ઘણા રાજાઓ, રાજકુમારોની અદર અતિશય તેજથી તું તેને ઓળખી લેજે, માટે મને મૂકી દે, તારૂ કલ્યાણુ થાઓ " આ પ્રમાણે સાભળીને કનકવતી વિચારવા લાગી કે-' કોતુકને માટે હસના રૂપને ધારણ કરનાર

આ કોઈ સામાન્ય પુરૂષ લાગતો નથી.' એમ ધારીને તેણે પોતાના હાથમાંથી તેને છોડી મૂકયો. એટલે તરત આકાશમાં ઉડતાં તેણે કનકવતીના ખોળામા એક ચિત્રપટ નાખ્યો, અને કહ્યું કે-'હે ભદ્રે! તે યુવાનને જેવો મેં જોયો, તેવો અહીં આળેખ્યો છે. આ ચિત્રને જોઇ, અહીં આવેલ તેને તું ઓળખી લેજે.' આથી કનકવતી હર્ષ પામી, અંજલી જોડીને કહેવા લાગી કે—'હે ભદ્ર! તુ કોણ છે? તારૂં સ્વરૂપ કહેવાની મારી ઉપર મહેરબાની કર.' એટલે હંસરૂપે આવેલ વિદ્યાધર દિવ્ય રૂપે પ્રગટ થઇને બોલ્યો—"હું ચંદ્રાતપ નામે વિદ્યાધર છું. હે ચંદ્રાનને! તારા ભાવી પતિની સેવા કરવામાં હું તત્પર છું. વળી બીજું વિદ્યાના પ્રભાવથી તને કહું છું કે—'તારા સ્વયંવરના દિવસે તે બીજાનો દૂત થઈને આવશે.' એમ કહેનાર તે વિદ્યાધરને આશિષ આપીને કનકવતીએ વિદાય કર્યો, અને પોતે વિચાર કર્યો કે--'મારા ભાગ્યયોગે દેવતાનું વચન સત્ય થવાનું!' પછી તે પટમાં આલેખેલ પતિના દર્શનથી અતૃપ્ત અને વિરહના તાપથી પીડિત એવી તે કનકવતી પટને વારંવાર ક્ષણે કંઠમાં, ક્ષણે શિરપર અને ક્ષણવાર હૃદયપર ધારણ કરવા લાગી. હવે તે બંનેના સંગમનો કૌતુકી ચંદ્રાતપ વિદ્યાધર તરત કોશલા નગરીમા ગયો, અને વિદ્યાશક્તિથી પવનની જેમ ક્યાં પણ સ્ખલના ન પામતાં રાત્રે તે વસુદેવના વાસભવનમાં પેઠો, ત્યાં સ્ત્રી સહિત વસુદેવને તેણે સુતેલો જોયો: એટલે ચરણસેવાથી તેને સાવધાન કર્યો અને કુમાર પણ ક્ષણવારમાં જાગી ઉઠયો; કારણ કે ઉત્તમ પુરૂષોને અલ્પ નિદ્રા હોય છે. રાત્રે અકસ્માત્ આવેલ તે પુરૂષને જોતાં કુમાર ભય કે ક્રોધ ન પામ્યો, પણ વિચારવા લાગ્યો કે-–"આ પુરૂષ મારી ઉપાસના કરવાથી વિરૂદ્ધ તો નહિ, પણ શરણાર્થી હોવો જોઈએ, અથવા કોઈ મારા કાર્યની ચિંતા કરનાર હશે હવે જો એને બોલાવું, તો પ્રિયાની નિદ્રાનો ભંગ થશે અને સેવા કરનાર આ પુરૂષની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. માટે સાવચેતીથી ઉઠી, પ્રિયાને જગાડ્યા શિવાય પલંગથી નીચે ઉતરીને એને બોલાવું." એમ ધારી હળવે હળવે પલંગનો ત્યાગ કરીને વસુદેવ અન્ય સ્થળે બેઠો એટલે ચંદ્રાતપ પણ તેને સેવકની રીતે નમ્યો. એવામાં 'જેણે કનકવતીને ઓળખાવી તે આ ચંદ્રાતપ વિદ્યાધર છે' એમ કુમારે તેને બરાબર ઓળખી લીધો. પછી સ્વાગત પૂર્વક વસુદેવે તેને આવવાનું કારણ પૂછ્યું. એટલે ચંદ્રાતપ ચંદ્ર જેવી શીતલ વાણીથી કહેવા લાગ્યો—"હે વસુદેવ કુમાર! તેવી રૂપવતી કનકવતીની તને ઓળખાણ આપીને તેને પણ તારી ઓળખાણ આપી છે. વળી વિદ્યાના બળથી મેં તને પટપર આળેખ્યો, અને કનકવતીના મુખકમળને વિકસિત કરવામાં સૂર્ય સમાન એવો તે પટ મેં તેને સોપ્યો. હે સ્વામિન્ પટમાં રહેલ તને જોઈને હર્ષથી તેના લોચન ચંદ્રકાંતની જેમ પાણી ઝરવા લાગ્યા. તારા રૂપથી વિરાજિત પટને પોતાના વિરહસંતાપનો ભાગ આપવા ઇચ્છતી હોય તેમ તેણે ને પટને પોતાના હૃદયપર ધારણ કર્યો,

અને પછી અંજલી જોડી, ગૌરવથી વસ્ત્રાંચલને ઉંચો કરીને તેણે પ્રાર્થના પૂર્વક મને કહ્યુ કે—' હે ભદ્ર ! મારા સ્વયંવરમા તું એ મહાપુરૂષને જરૂર લાવજે. હું ગરીબની ઉપેક્ષા કરીશ નહિ. , માટે હે પ્રભો ! આજે કૃષ્ણ દશમીનો દિવસ છે. ત્યાર પછી શુક્લપંચમીએ દિવસના પૂર્વ ભાગમાં એનો સ્વયવર થવાનો છે તો હે સ્વામિન્ ! ત્યા તમારે જવુ જોઇએ કારણ કે તારો સંગમ એજ તેના જીવિત-વ્યનું ઔષધ છે. માટે તમારે તેનાપર અનુગ્રહ કરવાની જરૂર છે. " તે સાંભળીને વસુદેવ બોલ્યો—' હે ચંદ્રાતપ ! પ્રભાતે સ્વજનોની રજા મેળવીને હું તે પ્રમાણે કરીશ. તુ આનંદમાં રહે: મારી સાથે આવવાને તું પ્રમદવનમાં બેસજે. તારા પ્રયત્નનું ફળ તો તું તેના સ્વયંવરમાં જોઇશ. ' એમ સાંભળતાં તે વિદ્યાધર અદૃશ્ય થઈ ગયો, અને વસુદેવ અતિ હર્ષ પામીને પલંગમાં સુઇ ગયો. હવે પ્રભાતે સ્વજનોની અનુમતિ લઇ અને સ્રીજનને જણાવીને તે પેઢાલપુર નગરમા ગયો ત્યાં હરિશ્ચંદ્ર રાજાએ આવીને કુમારને લક્ષ્મીરમણ ઉદ્યાનમાં ઉતારો આપ્યો. બધી જાતના વૃક્ષોથી ભરપૂર તે ઉદ્યાનને જોઇને દૃષ્ટિને વિનોદ પમાડતો કુમાર ત્યાં રહ્યો. પછી કનકવતીના પિતા હરિશ્ચંદ્ર રાજાએ વસુદેવનો બહુજ આદર સત્કાર કર્યો હવે તે ઉદ્યાનમાં પૂર્વ તૈયાર કરાવેલા મોટા મહેલ અને મકાનોમા રહેતા આ પુરાતની વાર્તા વસુદેવના સાંભળવામાં આવી—' પૂર્વે શ્રી નમિનાથનું સમવસરણ આ ઉદ્યાનમાં થયું હતું. તે વખતે દેવાંગનાઓ સહિત લક્ષ્મી ભગવં-તની આગળ અહીં રાસ રમી હતી, ત્યારથી આ લક્ષ્મીરમણ નામે ઉદ્યાન કહેવાયું. ' પછી ત્યાં ચૈત્યમાં જિનપ્રતિમાઓની કુમારે દિવ્ય ઉપહારથી પૂજા કરી, અને વંદન કર્યું, એવામા લાખોગમે ધ્વજાઓથી સંયુક્ત, જાણે જંગમ મેરૂપર્વત હોય, મંગલ વાજિત્રના નાદથી ગાજતું, બંદિજનોના કોલાહલ સહિત એવું આકાશથી ઉતરતું એક વિમાન વસુદેવના જોવામાં આવ્યું. એટલે આકુલ થયા વિના ધૈર્ય ધરીને કુમારે આગળ રહેલા એક દેવને પૂછ્યુ —' ઇંદ્ર સમાન આ વિમાન કયા દેવનુ છે ? ' તે બોલ્યો કે—' હે મહાપુરૂષ ! આ ધનદ ( કુબેર ) નું વિમાન છે. એની ઉપર આરૂઢ થઇને તે અત્યારે કોઈ મોટા કારણને લીધે પૃથ્વી પર ઉતરે છે. હવે આ ચૈત્યમા જિનપ્રતિમાઓને પૂજીને તે તરત કનકવતીનો સ્વયવર જોવાને જશે. ' તે સાભળીને વસુદેવ વિચારવા લાગ્યા કે—' અહો ! કનકવતી ધન્ય છે, કે જેના સ્વયંવરના મંડપમાં દેવો પણ આવે છે ' પછી કુબેરે વિમાનથી ઉતરીને જિનપ્રતિમાઓની પૂજા કરી, વંદન અને સંગીત કર્યું. તે જોઇને કુમારને વિચાર થયો કે—' અહો ! આ દેવ મહાત્મા અને પરમ શ્રાવક છે, વળી પુણ્યના કામમાં તત્પર છે અહો ! શ્રી જિનશાસન પ્રભાવનાનું પાત્ર છે. વળી હું પણ ધન્ય છુ કે આ આશ્ચર્ય જેને દૃષ્ટિગોચર થયું. ' એ રીતે કુમાર વારંવાર વિચારવા લાગ્યો. પછી ત્યા ચૈત્યમા પૂજા કરી, આનંદ પામીને ધનદ આગળ ચાલ્યો, તેવામાં દિવ્ય રૂપધારી વસુદેવ કુમારને તેણે જોયો, અને ચિંત-

વ્યું કે—' અહો ! આ પુરૂષનું અદ્ભુત રૂપ છે, કે જે રૂપ સુર અસુર અને વિદ્યાધરોમાં પણ નથી. ' પછી લોકોત્તર રૂપને ધારણ કરનાર કુમારને જોઇને વિમાનમા બેઠેલા કુબેરે અંગુલીની નિશાનીથી સ્નેહ પૂર્વક તેને બોલાવ્યો એટલે કૌતુકી અને નિર્ભય વસુદેવ તેની પાસે ગયો, ત્યારે ધનદે પોતાના સ્વાર્થને લીધે મિત્રની માફક પ્રિય આલાપ અને સત્કારપૂર્વક તેની સાથે વાર્તાલાપ કર્યો. એટલે સ્વભાવે વિનયવાન્ અને સત્કાર પામેલ કુમાર અંજલિ જોડીને બોલ્યો—" હુકમ ફરમાવો, હું શું કરૂં ? " આ સાભળી કાનને સુખ ઉપજાવે તેવી વાણીથી ધનદે તેને કહ્યું —" હે સત્પુરૂષ ! તારાથી સધાય તેવું મારૂં એક દૂતનું કામ કર. આ નગરમાં હરિશ્ચંદ્ર રાજાની કનકવતી નામે કુમારી છે, તેને મારા વચનથી આ પ્રમાણે કહે કે–' ઇંદ્રનો ઉત્તર દિકપાલ કુબેર તને પરણવાને ઇચ્છે છે. તું માનુષી છતા દેવી બની જા. ' મારી અમોઘ ( નિષ્ફળ ન જાય તેવી ) વાણીથી વાયુની જેમ ક્યાં પણ સ્ખલના પામ્યા શિવાય તુ કનકવતીના સ્થાનને પામીશ. " પછી વસુદેવ પોતાના આવાસમા આવી, દિવ્યાલંકારાદિકને મૂકીને ચાકરને ઉચિત મલિન વેષને ધારણ કર્યો. એ મલિન વેષથી જતાં ધનદે તેને કહ્યું કે–' હે કુમાર ! ઉદાર વેષ કેમ તજી દીધો ? કારણ કે આડંબર સર્વત્ર પૂજ્ય છે. ' ત્યારે કુમાર બોલ્યો કે—' મલિન કે ઉજ્જવલ વેષથી શું કામ છે. ? કારણ કે વાણી એજ દૂતપણાનું ભૂષણ છે, અને તે મારી પાસે છે જ. ' તે સાંભળી ધનદ બોલ્યો—' જા, તારૂં કલ્યાણ થાઓ. ' એ રીતે ધનદથી પુનઃ પ્રેરાયલો કુમાર નિઃશંક હરિશ્ચંદ્ર રાજાના ગૃહાંગણે આવ્યો. ત્યા હાથી, ઘોડા, રથ અને સુભટાદિકથી સંકીર્ણ છતાં તે રાજદ્વારમા કુમાર પેસી ગયો, એટલે અંજન સિદ્ધ યોગીની જેમ સર્વને અદૃશ્ય અને ગતિની સ્ખલના રહિત તે આગળ ચાલ્યો, અને અનુક્રમે કટિબદ્ધ થયેલા છડીદારોથી વ્યાપ્ત રાજમંદિરના પહેલા ભાગમા કુમારે પ્રવેશ કર્યો. તે ઇંદ્રનીલમણિથી બાંધેલ ભૂમિવાળું, ફરતી કાંતિના તરંગથી વિરાજિત અને જળસહિત વાપી ( વાવ ) ની ભ્રાંતિ કરનાર એવુ સ્થાન કુમારના જોવામાં આવ્યું, અને વળી ત્યા દિવ્ય આભૂષણોથી વિભૂષિત અપ્સરાઓ સમાન સુંદર રૂપવાળી અને સમાન વયવાળી એવી સ્ત્રીઓના સમૂહને તેણે જોયો. ત્યાંથી બીજા ભાગની અંદર રત્નમય પૂતળીઓ તથા સ્ફુરાયમાન ધ્વજદંડયુક્ત એવો સુવર્ણનો સ્તંભ તેણે જોયો. ત્યારબાદ ચાંદની સમાન ક્ષીરતરંગવાળા સાગરમા જેમ સુરગજ ( ઐરાવણ ) તેમ કુમારે ત્રીજા ભાગમા પ્રવેશ કર્યો. ત્યાં દિવ્ય આભરણોથી વિભૂષિત અને સુરનગરમાં ન સમાવાથી જાણે અપ્સરાઓ આવી હોય તેવી સ્ત્રીઓને તેણે જોઈ, ત્યાથી ચોથે વિભાગે જતા ત્યાં તરંગોથી ચંચળ અને રાજહંસ, સારસાદિકથી સેવિત જળકુટ્ટિમ ( જળ સમાન ભાસતી ભૂમિ ) અને તેમાં આદર્શ વિના પોતાના શરીરને જોતી તથા શણગાર સજતી એવી અંગનાઓને વસુદેવે જોઈ, તથા શુક, મેનાઓથી બોલાતુ મંગલ અને

ગીત, નૃત્યમા તત્પર એવી દાસીઓ તેના જોવામાં આવી. પછી પાંચમાં ભાગમાં જતાં મરકતમણિમય ભૂમિ કે જ્યાં મુક્તાફલ અને પરવાળાની માળા સહિત ચામરો તથા સારા વેષ અને રૂપવાળી, રત્નાલંકારના ભાજનને ધારણુ કરતી એવી દાસીઓને તેણે જોઇ, ત્યાથી છઠ્ઠા ભાગમા પ્રવેશ કરતા ત્યાં દિવ્ય સરોવરની જેમ ચારે બાજુ પદ્મોથી વિભૂષિત એવી પદ્મભૂમિ તેણે જોઇ, અને ત્યાં કૃમિરંગના વસ્ત્રોને ધારણ કરનારી જાણે સાક્ષાત્ સંધ્યાઓ હોય તેવી રમણીઓને તેણે નિહાળી. પછી સાતમા ભાગમા જતા ત્યા લોહીતાક્ષ રત્નમય સ્તંભસહિત અને કર્કેતન મણિમય એવી ભૂમિકા તેણે જોઈ, કે જ્યાં કલ્પવૃક્ષો, કુસુમાભરણો, ગંગાજળથી ભરેલા કળશો, કળાકુશળ, બધા દેશની ભાષા જાણનારી, તથા જેમના ગાલપર કુંડલ લટકી રહ્યા છે એવી રમણીઓ અને છડીદારણો કુમારના જોવામાં આવી. તે બધું જોતાં કુમારને વિચાર થયો કે— ' છડીદારણોથી વ્યાપ્ત આ ભવનમા કોઈપણ પુરૂષનો પગ સંચાર ન થઈ શકે. ' એ રીતે કુમાર ચિંતવે છે, તેવામાં લીલાના સુવર્ણકમળોને ધારણ કરનારી એક દાસી બાજુના દ્વારમાર્ગે આવી. એટલે તે છડીદારણો ઉતાવળી થઈને તેને પૂછવા લાગી—' સ્વામીની કનકવતી ક્યાં છે ? અને શું કરે છે ? ' તે બોલી કે— ' પ્રમદવનને વિશે દિવ્ય વેષને સજીને, દેવતાએ જેને સહાય કરેલ છે એવી સ્વામિની મહેલમાં એકલી બેઠી છે તે સાંભળતાં કનકવતી ત્યાં બેઠેલી જાણીને વસુદેવ,' દાસીએ કહેલ બાજુના માર્ગે નીકળી ગયો. તે પ્રમદવનમાં પહોચ્યો અને ત્યાં સાત મજલાવાળા મહેલપર તે ચડ્યો. ત્યાં દિવ્ય વસ્ત્રાલંકારને ધારણ કરનારી, સર્વ ઋતુના પુષ્પાભરણવાળી જાણે સાક્ષાત્ વનલક્ષ્મી હોય, રૂપની શોભાથી તો જાણે વિધાતાની જન્મભરના અનુભવથી થયેલ એકજ બનાવટ હોય, ભદ્રાસનપર બેઠેલી, પટમાં આળેખેલ પુરૂષના રૂપને જોતી, એવી કનકવતી કુમારના જોવામાં આવી. એવામા જાણે પટનું બીજું રૂપ હોય તેમ તે કુમારને જોઈને ઈષ્ટના આગમનના જ્ઞાનથી પ્રભાતની કમલિનીની જેમ તે વિકસિત થઈ પછી ભદ્રાસનથી એકદમ ઉઠી, અંજલિ જોડીને તે કુમારને કહેવા લાગી— ' હે સુભગ ! હે રૂપમન્મથ ! ( રૂપમાં કામ સમાન ) ! મારા પુણ્યથીજ તું અહીં આવી ચડ્યો છે. હે સુંદર ! હું તારી દાસી છું. ' એમ કહીને તે કુમારને નમવા લાગી. એટલે નમન કરતી તેને અટકાવીને કુમાર બોલ્યો કે— ' હું તો દાસ છું. હે મહાશયે ! મને પ્રણામ ન કર જે તને યોગ્ય હોય, તે પુરૂષને તારે નમસ્કાર કરવો યોગ્ય છે. મારા કુળની ઓળખાણ વિના મુજ દાસ તરફ અનુચિત ના કર." એટલે તે બોલી કે— ' તારૂં બધું સારી રીતે જાણવામાં આવી ગયું છે. મારો પતિ તુંજ, કે જે દેવતાએ મને ઓળખાવ્યો હતો, અને ચિત્રમા આળેખેલ જેને મેં હર્ષ પૂર્વક ચિંતવ્યો, તે તુંજ છે ' ત્યારે વસુદેવ બોલ્યો—"હે ભદ્રે હું તારો પતિ નથી. દેવતાએ જે તને કહ્યો, તેનો હું દાસ છું. તારો પતિ તો ધનદ છે. હું

તેનો દૂત છું. તેની આજ્ઞાથી હું તારી પાસે યાચના કરૂં છું કે દેવીઓથી સેવાતી તું તેની પટરાણી થા.' એટલે તે ધનદનુ નામ લઈ નમસ્કાર કરીને બોલી કે—'હે સુંદર ! કયા એ ઈંદ્રનો દિક્પાલ, અને ક્યાં હુ માનુષી કીટિકા ? તેણે મને સ દેશો મોકલાવ્યો છે, તે ક્રીડામાત્ર અને અનુચિત છે, કારણ કે માનુષી સ્ત્રીઓનો સમાગમ દેવતાઓની સાથે પૂર્વે કદી પણ થયો નથી.' તે સાંભળીને વસુદેવ બોલ્યો—'હે સુંદરી ! દેવતાના હુકમનો અનાદર કરવાથી તું દવદતીની જેમ અનર્થ પામીશ.' કનકવતી બોલી—'ધનદ એવા અક્ષરો સાંભળતા કોઈ પૂર્વ જન્મના સંબંધથી મારૂ મન બહુ ઉત્કંઠા પામે છે, પરંતુ દુર્ગંધયુક્ત ઔદારિક શરીરની ગંધ સહન કરવાને સુધાહારી ( દેવ ) સમર્થ નથી, એવું જિનનુ વચન છે. તેથી દૂતપણાના બ્હાનાથી ગુપ્ત રહેલો તુ જ મારો પતિ છે. માટે ત્યા જઈને ઉત્તર દિગ્પતિને મારાં વચન સંભળાવ કે—' હુ તારૂ દર્શન કરવાને પણ લાયક નથી. કારણ કે હુ માનુષી માત્ર છુ, સાત ધાતુના શરીર યુક્ત એવી મને તું પ્રતિમા બનાવીને પૂજવા યોગ્ય છો.' એમ સાભળી હર્ષિત થયેલ કુમાર કોઇ ન દેખે તેમ અદૃશ્ય થઇને ધનદની પાસે ગયો. ત્યાં વૃત્તાંત કહેવાની શરૂઆત કરે છે, તેવામા ધનદ બોલ્યો—' બધુ મારા જાણવામા આવી ગયુ છે ' પછી સામાનિક દેવતાઓની આગળ કુબેરે વસુદેવની પ્રશંસા કરી—' આ મહા પુરૂષનું આચરણ નિર્વિકાર છે.' એમ પ્રશંસા કરતા પ્રસન્ન થઈ તેના ગુણમા લીન બનેલા ધનદે વસુદેવ કુમારને દિવ્યગંધથી વાસિત અને ઈંદ્રને પ્રિય એવા બે દેવદૂષ્ય વસ્ત્ર, સુરપ્રભ નામે મુગટ. દકગર્ભ નામના બે કુંડલ, શશિમયૂખ નામે હાર, લલિતપ્રભ નામના બે બાજુબંધ, અર્ધશારદા નામે નક્ષત્રમાળા, વિચિત્ર મણિથી શોભિત સુદર્શન નામના બે કંકણ, સ્મરદારૂણ નામે કટિસૂત્ર ( કણદોરો, ) દિવ્ય પુષ્પો અને દિવ્ય વિલેપન આપ્યાં, તે બધા પહેરીને કુમાર ધનદ જેવો બની ગયો. એ રીતે કુબેરથી સત્કાર પામેલ વસુદેવને જોઈને સાથે આવેલા તેના સાળા વિગેરે અધિક પ્રમોદ પામ્યા. પછી હરિશ્ચદ્રે કૌતુક સાથે ત્યા આવી, અંજલિ જોડીને ધનદને વિનંતી કરી કે—' આજ તમે ભરતક્ષેત્રને પાવન કર્યું. મારો સ્વયંવર મંડપ આજે દેવવિમાન સમાન લાગે છે.' એમ કહીને તેણે સ્વયંવર મંડપને અધિક તૈયાર કર્યો અને મનોહર માચડા કરાવ્યા, પછી દેવાગનાના પલ્લવ સમાન કોમળ હસ્તે ચાલતા ચામરોથી વીંજાતો, વિદ્યમાન ગુણકીર્ત્તન કરતા બંદિજનોથી ગવાતો એવો ધનદ સ્વયંવર મંડપ જોવાને ચાલ્યો, અને રત્નમય અષ્ટમંગલથી જેની દ્વારભૂમિ શોભિત છે, રત્નના લાખો આદર્શોથી અંકિત, અને અનેક તોરણોએ મંડિત એવા સ્વયંવર મંડપમાં ઉત્તર દિગ્પાલે પ્રવેશ કર્યો. ત્યા મનોજ્ઞ અને ગગન સ્પર્શી ઉંચા એક સિંહાસન ઉપર દેવાગનાઓથી પરિવરેલ અને હંસ વાહનવાળો એવો કુબેર બેઠો, અને વસુદેવ પણ યુવરાજની જેમ તેની નજીકમા પ્રસન્ન મુખ કરીને બેઠો, તથા બીજા રાજાઓ અને વિદ્યાધરો પણ અનુક્રમે બેઠા.

પછી ધનદે પોતાના નામથી અંકિત, અર્જુનસુવર્ણની બનાવેલી કુબેરકાંતા નામે મુદ્રિકા કુમારને આપી, તેને તેણે કનિષ્ઠ અંગુલિમા પહેરી લીધી તે વીંટીના પ્રભાવથી ત્યા રહેલા બધા લોકો વસુદેવને ધનદ જેવા જોવા લાગ્યા. અહો ! ધનદ એ રૂપ ધારીને અહીં આવેલો છે ' એવી રીતે સ્વયંવર મંડપમા મોટો ગડબડાટ થઇ પડ્યો. પછી સર્વ અલંકાર અને દેવદૂષ્ય વસ્ત્રને તથા મદનથી દોલા (હીંચકા) સમાન પુષ્પમાળાને ધારણ કરતી, સખીઓથી પરવરેલી કનકવતી રાજહંસીની જેમ મંદગતિથી તે સ્વયંવર મંડપમા આવી, પણ ત્યા ચિત્રમા જોયેલ, અને દૂતપણામાં ભાળેલ વસુદેવને ન જોવાથી સાયંકાળની મ્લાનમુખી કમલિનીની જેમ તે વિષાદમય બની ગઇ. જાણે સ્તંભપર લાગેલ પુતળી હોય તેમ તે કંઈ પણ બોલી નહિ જાણે સર્વસ્વ હરાઇ ગયુ હોય તેમ બીજા કોઇ પણ રાજા તરફ તેણે જોયું નહિ. એટલે તે કોઈ પણ રાજાને ન વરવાથી તે સ્વયંવર મંડપમા ' શું અમારામા રૂપ કે વેષાદિકનો દોષ જોવામા આવ્યો ? ' એવી શંકાથી રાજાઓ વારંવાર પોતાને જોવા લાગ્યા. ત્યારે સખીએ કનકવતીને કહ્યુ—' હે સુંદરી ! હજી પણ કેમ વિલંબ કરી રહી છે ? કોઇને પણ વરમાલા પહેરાવ ' કનકવતી બોલી કે—' વર તો પસંદ પડે તે વરાય. જે મને રૂચ્યો છે, અભાગણી હું તેને જોઇ શકતી નથી. ' પછી તે મનમા ચિંતવવા લાગી કે—' મારી શી ગતિ થશે ? કે ઇષ્ટ વરને હું જોતી નથી. હે હૃદય ! પ્રિયના વિરહથી તું દ્વિધા ( બે ભાગ ) થઈ જા ' એ પ્રમાણે ચિંતાતુર તેણે ધનદને જોઇ, પ્રણામ કરી, દીન થઇ રૂદન કરતા અંજલિ જોડીને વિનંતિ કરી કે—' હે દેવ ! પૂર્વ જન્મની પત્નિ સમજીને મારી આવી મશ્કરી ન કર હુ જે વરને વરી ચુકી છુ તેને તેં છુપાવી દીધો છે ' એમ સાભળતાં ધનદે હસીને વસુદેવને કહ્યું—' હે મહાભાગ ! મેં આપેલ કુબેરકાંતા વીંટીને હાથ થકી અલગ કરી દે ' એટલે ધનદની આજ્ઞાથી તે વીંટી હાથમાથી ઉતારતા તે પોતાના સ્વાભાવિક રૂપમા આવી ગયો. તેવામા પ્રમોદ પામીને કુમારીએ જાણે પોતાની ભુજલતા હોય તેમ સ્વયંવરમાળા તેના કંઠમાં નાખી. તે વખતે કુબેરની આજ્ઞાથી આકાશમા દુંદુભિનાદ થયા, અપ્સરાઓએ સરસ મંગલગાન કર્યું અને અહો ! હરિશ્ચંદ્ર રાજા ધન્ય છે કે જેની પુત્રી જગત્પ્રધાન વરને વરી ' એવી ચારે બાજુ ઉંચેથી વાણી થઈ સધવા સ્ત્રીઓ જેમ ચોખાને ઉછાળે તેમ ધનદના ફરમાનથી દેવતાઓએ સારી રીતે વસુધારાની વૃષ્ટિ કરી પછી અત્યંત હર્ષપૂર્વક વસુદેવના કનકવતી સાથે લગ્ન થયા. હવે કુમારે ધનદને નમીને વિનંતિ કરી કે—' તમે અહીં શા કારણથી આવ્યા ? તે જાણવાનુ મને કૌતુક છે. ' એટલે ધનદે, જેણે હજી કંકણ બાંધેલ છે એવા નવ પરિણીત વસુદેવને કહ્યું કે—" હે કુમાર ! મારે અહીં આવવાનુ કારણ સાભળી લે—

આજ ભરતક્ષેત્રમા અષ્ટાપદની પાસે સંગર નામે નગર છે ત્યા મમ્મણ

નામે રાજા અને તેની **વીરમતી** નામે રાણી છે. એક દિવસે તે પોતાની સ્ત્રી સહિત શિકાર કરવાને ચાલ્યો. તેવામાં તુચ્છ આશયવાળા તે રાજાએ સાર્થની સાથે આવતા અને મેલથી મલિન એવા એક સાધુને જોયા. એટલે આ મારા મૃગયા ઉત્સવમા વિઘ્ન કરનાર અપશુકન છે ' એમ માનીને ટોળા થકી હાથીની જેમ તે સાર્થથકી તેને અલગ રાખ્યો. અને વળી સ્ત્રીસહિત પોતાને ઘેર આવી બાર ઘડી સુધી રાજા તે સાધુને સતાવતો રહ્યો. ત્યારપછી અનુકંપા ઉત્પન્ન થતા તે દંપતીએ મુનિને પૂછયું કે—' તું કયાથી આવ્યો અને કયાં જાય છે ? તે કહે. ' મુનિ બોલ્યા-' હું રોહિતકપુરથી સાર્થની સાથે ચાલ્યો અને અષ્ટાપદપર જિન પ્રતિમાઓને વંદન કરવા જતો હતો. હે મહામાનવાળા ! તમે સાર્થ થકી મને છુટો કર્યો, તેથી ધર્મકર્મના બાંધેલ અંતરાયને લીધે હુ અષ્ટાપદપર જઈ શકયો નહિ ' એટલે તે દંપતી લઘુકર્મી હોવાથી તે મુનિની સાથે વાતચીત કરતાં દુ:સ્વપ્નની જેમ ક્રોધને ભૂલી ગયા. તેથી પરોપકારી મુનિએ પણ તેમને કોમળ હૃદયવાળા જાણીને જીવદયા પ્રધાન જિનધર્મ કહી સંભળાવ્યો. ત્યારથી તે બન્ને કંઇક ધર્મની સન્મુખ થયા, અને શુદ્ધ ભક્ત, પાનાદિકથી ભક્તિપૂર્વક તે મુનિને પડિલાભ્યા. પછી કર્મરોગથી પીડાતા તે બનેને ધર્મજ્ઞાનરૂપ મહા–ઓષધ આપીને તે સાધુ તેમની રજા લઇ અષ્ટાપદપર ગયા. હવે તે બંને સાધુના સંસર્ગથી શ્રાવકવ્રત સ્વિકારી કૃપણ માણસો જેમ ધનની રક્ષા કરે, તેમ યત્નથી વ્રત પાળવા લાગ્યા.

એક દિવસે ધર્મ સ્થિર કરવાને શાસન દેવી વીરમતીને અષ્ટાપદપર લઈ ગઇ. કારણ કે ધર્મીઓને શું પ્રાપ્ત થતું નથી ? ત્યાં સુરાસુરથી પૂજાતી જિન પ્રતિમાઓને જોઈને બહુજ આનંદ પામી. ચોવીશ જિન પ્રતિમાઓને ત્યા ભક્તિભાવથી વાંદીને પાછી દેવી શક્તિથી તે પોતાના નગરમા આવી. પછી તે તીર્થના અવલોકનથી ધર્મમા સ્થિર બુદ્ધિને ધારણ કરતી તે વીરમતીએ એક એક જિનને ઉદ્દેશીને વીશ વીશ આંબિલ કર્યા, અને ચોવીશ જિનના ભક્તિપૂર્વક રત્નયુક્ત સુવર્ણના તિલક કરાવ્યા. એકદા પરિવાર સહિત અષ્ટાપદપર જઈને સ્નાત્રપૂર્વક તેણે ચોવીશે જિનોની પૂજા કરી, અને જિન પ્રતિમાઓના લલાટપર તેણે તે તિલકોને સ્થાપન કર્યા. વળી તે તીર્થપર આવેલા ચારણ–શ્રમણાદિક મહાપાત્રોને યથાયોગ્ય દાન આપીને તેણે તપને ઉજવ્યું, અને તેથી જાણે પોતે કૃતાર્થ થઈ હોય; મનથી જાણે નૃત્ય કરતી હોય તેમ પુણ્યાત્મા વીરમતી પોતાના નગરમાં પાછી આવી. પછી શરીર ભિન્ન છતા એક મનવાળા તથા ધર્મકાર્યમાં સદા ઉદ્યમવંત એવા તે દંપતીએ કેટલોક કાલ વ્યતીત કર્યો, અને આયુ પૂરણ થતાં સમાધિથી મરણ પામીને તે બંને વિવેકી દેવલોકમા દેવ ને દેવીરૂપે દંપતી થયા. ત્યાંથી ચ્યવીને મમ્મણનો જીવ, બહલી દેશમાં પોતનપુરને વિષે ધમ્મિલ નામના ભરવા-

ડની રેણુકા સ્ત્રીની કુખથી ધન્ય નામે પુત્ર થયો. અને વીરમતીનો જીવ દેવલોકથી ચવીને તેજ ધન્યની ધુસરી નામે ભાર્યા થઇ. ધન્ય જંગલમાં ભેંસો ચારતો હતો. કારણ કે ભરવાડ લોકોનું એ પ્રથમ કુળકાર્ય છે. એક વખતે પ્રવાસીઓને મહાન્ વૈરી સમાન વર્ષાકાલ આવ્યો, વરસાદ વરસતાં છતા ધન્ય ભેંસો ચારવાને ગયો. શિરપર જળને વારનાર એક મોટા છત્રને ધારણ કરી ભેસોની પાછળ અરણ્યમા પર્યટન કરતાં ધન્યે, પ્રતિમાધારી, એક પગે ઉભા રહેલા, નિશ્ચલ મનવાળા, શીત પરીષહથી જેનું શરીર કંપમાન છે, તથા તપથી અત્યંત કૃશ એવા એક સાધુને જોયા. તેવા આકરા પરીષહને સહન કરતા તે મુનિને જોઇને જેને અનુકંપા ઉત્પન્ન થઇ છે એવા ધન્યે પોતે તેમના મસ્તક ઉપર પોતાનું છત્ર ધારણ કર્યું. એટલે ધન્યે છત્ર ધારણ કરવાથી તે મુનિ કષ્ટરહિત થયા. હવે દારૂડિયો જેમ મદ્યપાનથી ન અટકે, તેમ વરસાદ વરસતો બંધ ન પડ્યો, તથાપિ છત્ર ધારણ કરતાં ધન્યને કંટાળો ન થયો. કેટલાક વખત પછી વરસાદ બંધ પડ્યો, એટલે વરસાદ સુધી ધ્યાનનો અભિગ્રહ કરનાર મુનિ પણ ધ્યાનથી નિવૃત્ત થયા. પછી તરત ધન્યે મુનિને નમન કરી પગ દબાવવા પૂર્વક અંજલિ જોડીને કહ્યું કે—'હે મહારાજ! આ કાલ વિષમ છે. કાદવથી પૃથ્વી દુઃખદાયક થઈ પડી છે. આવા સમયમાં તમે ક્યાથી આવ્યા.' મુનિએ ધન્યને કહ્યું કે—"હું પાડુદેશથી અહીં આવ્યો છું. અને ગુરૂના ચરણથી પાવન થયેલ એવી લંકા નગરી તરફ જવાનો છું. પણ જતા જતા આ વર્ષાકાલે મને અંતરાય કર્યો.' કારણ કે વરસાદ વરસતાં સાધુઓને જવું યોગ્ય નથી. તેથી વૃષ્ટિનો અભિગ્રહ લઇને હું અહીંજ રહ્યો. હવે આજ સાતમે દિવસે વૃષ્ટિ બંધ પડતાં અભિગ્રહ સંપૂર્ણ થવાથી અત્યારે હું ક્યાં વસતિમા જઇશ." ધન્ય બોલ્યો—'હે પ્રભુ! મારા મહિષ (પાડા) ઉપર બેસો. કારણકે કાદવથી જમીન બહુ વસમી છે.' મુનિ બોલ્યા—'હે ગોવાળ! સાધુઓ જીવો ઉપર બેસતા નથી, જે કામથી પરને પીડા થાય, તેવું કામ કદી પણ કરતા નથી, સાધુઓ સદા પગે ચાલનારાજ હોય છે.' એમ કહેતા મુનિ તેની સાથે નગર સમીપ ગયા, એટલે મુનિને વંદન કરીને ધન્ય બોલ્યો—'જેટલો વખત હું ભેંસો દોહું, ત્યા સુધી તમારે અહી રહેવું, એમ કહી પોતાના ઘરે જઇ, ભેસોને તરત દોહી અને દુધનો એક ઘડો ભરીને તે મુનિ પાસે આવ્યો. પછી પોતાના આત્માને ધન્ય માનતા એવા ધન્યે તે મુનિને પારણું કરાવ્યું. બાદ સાધુએ પોતનપુરમા એક રાત્રિ ગાળી ત્યાથી ઇર્યાશુદ્ધિથી ઉચિત માર્ગે જતા તે ઇષ્ટ સ્થાને ચાલ્યા ગયા. સાધુના સંસર્ગથી ધન્યે પોતાની સ્ત્રી સહિત સ્થિર સમ્યક્ત્વને ધારણ કરતા ઘણો કાલ શ્રાવક ધર્મનું પાલન કર્યું, અને અવસરે દીક્ષા લઇ, સાત વરસ તે આરાધીને બને સમાધિથી મરણ પામ્યા, સાધુ દાનથી ઉપાર્જન કરેલ પુણ્યથી તે બંને હેમવત ક્ષેત્રમાં યુગલીયા થયા, અને ત્યાથી મરણ પામી ક્ષીરડિંડીરા નામે દેવ, દેવીરૂપે દંપતી થયા.

---

# પ્રકરણ ૮ મું.



## નળ, દમયંતીનું ચરિત્ર.



છી ત્યાંથી દેવ ચવીને આ ભરતને વિશે કોશલ દેશમાં અયોધ્યા નામે નગરીમાં ઈક્ષ્વાકુ વંશના નિષધરાજની સુંદરા રાણીથી ઉત્પન્ન થયેલ નલ નામે પુત્ર થયો. હવે અહીં વિદર્ભ દેશમાં કુંડિનપુર નગરને વિશે ભીમરથ નામેરાજા અને તેની પુષ્પદંતી નામે રાણી છે. તેના ઉદરમાં ક્ષીરડિંડીરા દેવી દેવલોકથી ચવીને અવતરી, તે વખતે શયનમાં સુખે સુતેલી રાણીએ લગભગ રાત્રિ : સમાપ્ત થતાં એક સુસ્વપ્ન જેઈને તેણે રાજાને નિવેદન કર્યું—'હે સ્વામિન્ ! આજે મને સ્વપ્ન આવ્યું કે દાવાગ્નિથી ભય પામીને શ્વેત હાથી તારા મહેલમાં પેઠો. તે તો જાણે સાક્ષાત્ તારો યશપુંજ હતો શું ?' તે સાંભળીને શાસ્ત્ર સમુદ્રનો પારગામી રાજા બોલ્યો કે—'હે સુંદરી ! કોઇ પુણ્યવાન્ જીવ આજે તારા ઉદરમાં આવ્યો છે.' એ પ્રમાણે તે રાજા રાણી વાત કરતા બેઠા છે, તેવામાં જાણે ઐરાવણનો ભાઈ હોય એવો તે હાથી સાક્ષાત્ ત્યાં આવ્યો, અને તેમના પુણ્યથી જાણે પ્રેરાયો હોય તેમ તરતજ રાણી સહિત રાજાને પોતાના સ્કંધપર તેણે બેસાર્યા. પછી પુષ્પમાળાના ક્ષેપ પૂર્વક લોકોથી પૂજાતો તે હાથી નગરમાં ભમી, પાછો રાજભવનમાં આવીને તેણે તે બંનેને નીચે ઉતાર્યા, અને પોતે આલાનસ્તંભ પાસે ઉભો રહ્યો. પછી દેવતાઓ સ્થાને સ્થાને પુષ્પો વરસાવવા લાગ્યા. હવે રાજાએ સુગંધિ લેપનથી તે હાથીને વિલેપન કરી, સારા કુસુમોથી પૂજીને પછી તેની આરતી ઉતારી. હવે સમય થતા ઉત્પાતાદિ દોષ રહિત દિવસે રાણીએ કન્યાને જન્મ આપ્યો. તેના લલાટપર સૂર્ય સમાન સ્વાભાવિક એક તિલક હતું, અને તેથી તે બહુજ શોભતી હતી. તેના જન્મના પ્રભાવથી ભીમરથ રાજા અતુલ પરાક્રમવાળો અને બીજા સર્વ રાજાઓ પાસે પોતાની ઉગ્ર આજ્ઞા મનાવનાર થયો. તે ઉદરમાં આવી તે વખતે રાણીએ સ્વપ્નમાં અગ્નિથી ભય પામેલ અને પોતાના ઘર તરફ આવતા હાથીને જેયો હતો, તેથી તે સ્વપ્નાનુસારે એક માસ પૂર્ણ થતાં રાજાએ તેનું દવદંતી એવું નામ રાખ્યું. પછી જેના સુગંધિ મુખકમળના શ્વાસમાં ભમરાઓની શ્રેણિ લુબ્ધ બની રહી છે એવી તે દવદંતી દિવસે દિવસે વૃદ્ધિ પામતા પગે ચાલતાં શીખી, અને સાક્ષાત્ લક્ષ્મી સમાન તે ઘરના, આંગણે રમવા લાગી. તેના પ્રભાવથી રાજાને નિધાનો પ્રાપ્ત થયાં. પછી આઠમે વરસે કળાઓ શીખવવા માટે રાજાએ પોતાની પુત્રી કલાચાર્યને સોંપી. પણ તે બુદ્ધિ-

વાળી હોવાથી ઉપાધ્યાય તેને સાક્ષી માત્ર થયો. આદર્શમાં પ્રતિબંબ પડે, તેમ કળાઓ તેમાં દાખલ થઈ ગઈ. તે ધીમતીએ કર્મ પ્રકૃતિ વિગેરેનો અભ્યાસ કર્યો. તેની આગળ કોઈ પણ સ્યાદ્વાદ મતનું ખંડન કરવા સમર્થ ન થયો. એક વખતે કળાસમુદ્રનો પાર પામેલી તે દવદંતી કન્યાને ઉપાધ્યાય તેના પિતાની પાસે લઈ આવ્યો. ત્યાં રાજાની આજ્ઞાથી ગુણરૂપ વનખંડમાં એક નીક સમાન એવી દવદંતીએ પોતાનું સર્વ કળાકૌશલ સારી રીતે દેખાડી આપ્યું. તે વખતે તેણે શાસ્ત્રાર્થની ચતુરાઈ એવી રીતે પ્રગટ કરી કે જેથી સમ્યક્ત્વધારી જનોમા પોતાનો પિતા પ્રથમ દૃષ્ટાંતરૂપ થયો. પછી એક લાખને એક હજાર સોનામહોરો આપીને રાજાએ કળાચાર્યને વિદાય કર્યો. હવે દવદંતીના પુણ્યાતિશયથી શાસનદેવીએ સાક્ષાત્ થઈને તેને સુવર્ણની જિન પ્રતિમા આપી અને કહ્યું કે—' હે વત્સે ! ભાવી શ્રી શાંતિનાથ જિનની આ પ્રતિમાની તારે દરરોજ પૂજા કરવી. ' પછી સખીઓની સાથે રમતી તે કામી જનોરૂપ હરણોને બાંધી લેવામાં પાશ સમાન એવા યૌવનને પામી. તેને યૌવનવતી જોઈને રાજા અને રાણી તેના વિવાહ-ઉત્સવને જોવાને ઉત્સુક થયા, પરંતુ તેના તે તે ગુણ સમૂહને લાયક એવા વરની ચિંતાથી રાજા, રાણી જાણે અંતરમાં શલ્યથી આતુર થયા હોય તેમ સંકટમાં આવી પડયા. એવામાં દવદંતી અઢાર વરસની થઇ, પણ તેને લાયક વર રાજાને કયાં પ્રાપ્ત ન થયો. પછી ' બહુ મોટી કન્યાઓને સ્વયંવર યુક્ત છે ' એમ ચિંતવીને તેણે રાજાઓને બોલાવવા પોતાના દૂતોને હુકમ કર્યો. તેના આમંત્રણ થકી લક્ષ્મી અને શોભામાં પરસ્પર સ્પર્ધા કરતા ઘણા રાજાઓ અને રાજકુમારો ઉતાવળથી કુંડિનપુરમા આવી પહોંચ્યા. તે વખતે રાજાઓના દેખાતા મોટા હાથીઓથી કુંડિનપુરની સમીપની ભૂમિ, વિંધ્યાચલની પાસેની ભૂમિ સમાન શોભતી હતી. તે સમયે પોતાના નલ અને કૂબેર બંને પુત્રોસહિત નિષધ રાજા પણ ત્યાં આવ્યો ત્યા ભીમરથ રાજાએ તે રાજાઓની સન્મુખ જવાપૂર્વક બધાનું સ્વાગત કર્યું, પછી ભીમરથ રાજાએ શુભ દિવસે જાણે પાલક વિમાનનો નાનો ભાઈ હોય તેવા સ્વયંવર મંડપને તૈયાર કરાવ્યો, તેની અંદર વિમાન સમાન માચડા કરાવ્યા અને તે ઉપર તેણે સુવર્ણના સિંહાસનો રચાવ્યા, એટલે પોતપોતાના કુમારો સહિત દિવ્ય અલંકારો અને વસ્ત્રોને ધારણ કરતા રાજાઓ ત્યાં આવ્યા, તે શક્રસામાનિક દેવો જેવા શોભતા હતા. તે બધા નાના પ્રકારની ચેષ્ટાઓથી સ્પષ્ટ પોતાની કુશળતાથી ખુબી દેખાડતા યથાયોગ્ય માંચડાઓપર બેઠા. તેમનામા કોઇક હસ્તલીલાથી કનકકમલને ફેરવતો હતો, કોઈક સુગંધિ ગજરાના પુષ્પોને ભ્રમરની જેમ સુંઘતો હતો, અને કોઈક તો આકાશમાં જાણે બીજો ચંદ્ર બનાવવો હોય તેમ હાથવતી પુષ્પના દડાને ઉછાળતો હતો. એમ ત્યાં નાના પ્રકારની ચેષ્ટા કરતા બધા રાજાઓ શોભી રહ્યા હતા. હવે દેવી જેમ

દેવમંદિર જાય, તેમ પિતાની આજ્ઞા થતાં સખીઓથી પરવરેલી જાણે બીજી રંભા હોય એવી દવદંતી તે મંડપને શોભાવતી ત્યાં આવી. તે નવયુવતિને જોઈને રાજાઓ વિશેષથી પોતાનું ચાતુર્ય પ્રગટ કરવા લાગ્યા, અને તેમણે પોતાના નેત્રોને તેમાંજ લગાડી દીધા. કેટલાક તેના પાણિગ્રહણને માટે પોતાની ઇષ્ટ કુળદેવીને સંભારવા લાગ્યા. પછી રાજાની આજ્ઞાથી અંતઃપુરનો પ્રતિહારી દવદંતી આગળ રાજાઓનાં નામ લઈને કહેવા લાગ્યો કે—"હે સ્વામિની! શિશુમારપુરનો સ્વામી તથા જિતશત્રુ રાજાનો પુત્ર. આ ઋતુપર્ણ રાજાને નજરથી નિહાલ. ઇક્ષ્વાકુ વંશમાં તિલક સમાન શ્રી ચંદ્ર રાજાનો પુત્ર આ ચંદ્રરાજ છે, એને વરવાની તારી ઇચ્છા છે? આ ચંપાનગરીનો સ્વામી, ભોગવંશમાં જન્મેલો ધરણેંદ્ર રાજાનો પુત્ર સુબાહુ રાજા છે, એને તું વર, કે જેથી ગંગાના સુગંધિ જળબિંદુયુક્ત પવન તારી સેવા કરશે આ રોહીતકપુરનો ધણી, પવનનો પુત્ર ચંદ્રશેખર રાજા છે, એ બત્રીશ લાખ ગામનો સ્વામી તને રૂચે છે? આ જયકેસરી રાજાનો પુત્ર, મન્મથ (કામ) રૂપ શશલક્ષ્મા તારા મનને ખેંચે છે? આ સૂર્યવંશમાં મુગટ સમાન, ભૃગુકચ્છનો સ્વામી જન્હુ રાજાનો પુત્ર યજ્ઞદેવ છે, હે સુંદરી! એને તું ચ્હાય છે? આ ભરતચક્રીના કુળમા તિલક સમાન માનવર્ધન રાજા છે, વિશ્વવિખ્યાત એ વરને તું વર. આ કુસુમાયુધનો પુત્ર મુકુટેશ્વર છે, માટે ચંદ્રને જેમ રોહિણી, તેમ તું એની પત્ની થવાને લાયક છે. આ કોશલાધિપતિ નિષધ નામે રાજા, કે જે ઋષભસ્વામીના વંશમા ઉત્પન્ન થયો છે અને ત્રણે ભુવનમાં પ્રખ્યાત છે. વળી એના નળ અને કૂબેર નામે બે મહા બલવંત પુત્રો છે, તેમાં તને જે પસંદ હોય, તેના ગળામા વરમાળા નાંખ." ત્યારે જન્માંતરના સ્નેહથી અને રૂપથી મોહિત થયેલ દવદંતીએ પણ તરતજ નલકુમારના ગળામાં કૃષ્ણને લક્ષ્મીની જેમ વરમાળા નાખી. તે નળને વરી, એટલે 'આ ઠીક વરી, ઠીક વરી' એમ આકાશમાં વિદ્યાધરોની વાણી થઈ. એવામાં કૃષ્ણરાજકુમારે ધુમકેતુ સમાન ખડગને ઉપાડી, સત્વર ઉઠીને નલને કહ્યું કે—"અરે! નલ! દવદંતીએ તારા ગળામાં સ્વયંવરમાળા વૃથાજ નાખી, હું હાજર છતાં એને બીજો કોઇ પરણવાને સમર્થ નથી. માટે ભીમપુત્રીને મૂકી દે, અથવા તો શસ્ત્ર લઈને યુદ્ધ કરવાને તૈયાર થા. હું કૃષ્ણરાજને જીત્યા વિના તું શી રીતે કૃતાર્થ થઈશ?" આ સાંભળતા નલકુમાર હસતા હસતા બોલ્યો કે—'અરે ક્ષત્રિયાધમ! દવદંતી તને ન વરી, તેથી વૃથા ખેદ શા માટે કરે છે? દવદંતી મને વરી છે, તો મહાપાપનો વિચાર ન કરતા તું આ પરસ્ત્રીને કેમ ઇચ્છે છે? તથાપિ તને એ મળવાની નથી.' એમ કહીને અગ્નિ સમાન અસહ્ય તેજવાળો ક્રોધથી અધરને ફરકાવનાર એવો નલકુમાર યમની જીભ જેવા ભયંકર ખડ્ગને હાથવતી નચાવવા લાગ્યો. તે વખતે નલ અને કૃષ્ણરાજ બનેનું સૈન્ય તરત સજજ

થઈ ગયું, એટલે દવદંતી વિચારવા લાગી કે—'અરે! આ મારા નિમિત્તે પ્રલય પાસે આવ્યો. અહા! હું શું પુણ્યહીન છું? 'હે શાસન દેવતા! જો હું શ્રાવિકા હોઉં, તો હે માત! નલનો વિજય થાઓ, અને બંને સૈન્યને કુશળ હો.' એમ કહી, જળકળશ લઈને દવદંતીએ શાંતિને માટે તેના જળથી ત્રણવાર છંટકાવ કર્યો. એટલે તે જળ છંટકાવથી જેનું મસ્તક દબાઈ ગયું છે, એવો કૃષ્ણરાજ ક્ષણવારમાં બુઝાઈ ગયેલ અંગારાની જેમ નિસ્તેજ થઇ ગયો, અને શાસન દેવતાના પ્રભાવથી કૃષ્ણરાજના કરથકી વૃક્ષથી પડતા પાકા પાંદડાની જેમ ખડ્ગ પડી ગયું. એટલે હત પ્રભાવવાળો થઈને કૃષ્ણરાજ ચિંતવવા લાગ્યો—'નલ સામાન્ય જન નથી, એના તરફ મેં વિચાર વિના કહ્યું અને પ્રયત્ન કર્યો, પણ એ પ્રણામ કરવા યોગ્ય છે.' એમ વિચારીને કૃષ્ણરાજ એક કિંકરની જેમ નલને પગે પડ્યો, અને બોલ્યો કે—'હે સ્વામિન્! મેં વિચાર્યા વિના જે કર્યું, તે મારો અપરાધ અને અવિનય દોષ ક્ષમા કરો.' એટલે પ્રણામ સુધી કોપ કરનાર મહા પુરૂષ નળ કુમારે પ્રણામ કરનાર કૃષ્ણરાજને રાજી કરીને વિદાય કર્યો. જમાઈના ગુણો જોતાં ભીમરથ રાજા પોતાની પુત્રીને પુણ્યવતી માની અને બીજા સર્વ રાજાઓને સત્કાર પૂર્વક વિસર્જન કરીને તેણે નળ-દવદંતીનો વિવાહ મહોત્સવ કર્યો, વળી કર મોચનમાં રાજાએ પોતાના વૈભવને ઉચિત હાથી, ઘોડા અને રથાદિક જમાઇને આપ્યા, ત્યારપછી જેમણે કંકણ બાંધેલ છે તથા પોતાના ગોત્રની વૃદ્ધ સ્ત્રીઓ જેમના મંગલગીત ગાઈ રહી છે એવા તે નવ પરિણીત દંપતીએ ગૃહચૈત્યને વિધિપૂર્વક વંદન કર્યું. પછી ભીમરથ તથા નિષધ રાજાએ મહા મહોત્સવ પૂર્વક તે બંનેનું કંકણમોચન કરાવ્યું. હવે ભીમરથ રાજાએ પુત્ર સહિત નિષધ રાજાને બહુજ માન આપીને વિસર્જન કર્યા, અને થોડી ભૂમી સુધી તે પાછળ ગયો. એવામાં પોતાના પતિને અનુસરતી દવદંતીને તેની માતા પુષ્પદંતી શિખામણ આપવા લાગી કે—'હે પુત્રી! સંકટ પડતાં પણ દેહ છાયાની જેમ પતિનો તું કદી ત્યાગ કરીશ નહિ.' પછી પોતાના માતપિતાની રજા લઇને આવતી દવદંતીને નળકુમારે રથમાં બેસારી અને પોતે પણ બેઠો. ત્યાર પછી ભીમરથ રાજા પોતાના પુત્રસહિત નગરભણી ચાલ્યો. રસ્તામાં હાથીઓના મદજલથી તેણે ભૂમિને ભીની કરી મુકી, અશ્વોના ખુરોથી દબાયેલી ભૂમિ કાસાના તાલની જેમ અવાજ કરવા લાગી, ગાડાઓની રેખા (ચીલા) થી રસ્તા ચિતરાઇ ગયા, ઉંટો અને ખચ્ચરો માર્ગના વૃક્ષોને પત્ર રહિત કરવા લાગ્યા, સૈન્યોએ જેનું પાણી પી લીધું છે એવા કુવા, તળાવ, વાવો, નદીઓ અને કુંડ વિગેરે જળાશયો પંકશેષ (જેમાં માત્ર કાદવ બાકી છે) થઈ ગયા, ઉડેલ સૈન્ય રજથી ગગનમાં પણ જાણે બીજી ભૂમિ બની ગઈ. તે વખતે પોતાની નગરીને જોવાની ઇચ્છાથી આગળ ચાલતા નિષધરાજા કોઈ રીતે વચમાં અટકયો નહિ, આગળ

જતાં અંધકાર પ્રસર્યો, અને તેથી જળ, સ્થળ, ખાડો કે વૃક્ષાદિક કંઇ જોવામા આવતા ન હતા. તે વખતે અંધકારને લીધે લોચનબળ અટકી જવાથી ચઉરિંદ્રિયપણાને પ્રાપ્ત થયેલ સૈન્યને જોઇને નળકુમારે પોતાના ખોળામા સુતેલ દવદંતીને કહ્યું કે—'હે સુંદરી! આપણું સૈન્ય અત્યારે અંધકારથી પીડિત છે, માટે તારા તિલકરૂપ ભાસ્કર (સૂર્ય) ને પ્રકાશિત કર.' તે સાંભળી દવદંતીએ ઉઠીને પોતાના ભાલનું માર્જન કર્યું, એટલે તે તિલક અંધકારમાં સૂર્ય સમાન દીપી નીકળ્યું, તેથી સૈન્ય નિર્વિઘ્ને ચાલવા લાગ્યું. એવામાં આગળ ચાલતાં પદ્મખંડની જેમ ભમરાઓ જેને વળગી રહ્યા છે એવા પ્રતિમાધારી એક સાધુ નળના જોવામાં આવ્યા, એટલે તેણે પોતાના પિતાને કહ્યું કે—"હે તાત! આ મહર્ષિને જુઓ અને તેને વંદન કરો, તથા માર્ગનું પ્રાસંગિક ફળ લ્યો. કાયોત્સર્ગે રહેલા આ મુનિને કોઇ મદોન્મત્ત હાથીએ ગંડસ્થળને ખંજવાળવાની ઈચ્છાથી વૃક્ષની માફક ઘર્ષિત કર્યા છે, બહુ ખંજવાળતાં તેના ગંડસ્થલથી લાગેલ મદજળના સુવાસથી ખેંચાઇ આવેલ ભમરાઓ એને વારંવાર દશ્યા છતા એ પરિષહને સહન કરે છે. મદોન્મત્ત હાથીએ પણ પર્વતની જેમ નિશ્ચલ પગે ઉભા રહેલ, ધ્યાનથી ન ચલેલ એવા આ મુનિ માર્ગમાં પુણ્યયોગેજ આપણા જોવામા આવ્યા." પછી શ્રદ્ધા જેને ઉત્પન્ન થયેલ છે એવા નિષધ રાજાએ પોતાના પુત્ર અને પરિવાર સહિત પ્રાપ્ત થયેલ તીર્થની જેમ ક્ષણભર તે મુનિની સેવા કરી, તથા વારવાર તેને સ્તવી અને નિરૂપદ્રવ બનાવીને પરિવાર સહિત રાજા આગલ ચાલ્યો. પછી અનુક્રમે કોશલા નગરીની સમીપ આવતાં નલકુમારે પોતાની પ્રિયાને કહ્યુ કે—"હે દેવી! જિન ચૈત્યોથી વિભૂષિત આ આપણી નગરીને નિહાલ.' એટલે દવદંતી પણ તેના ઉંચા ચૈત્ય જોવાથી બહુજ ઉત્કંઠિત થતી મેઘના દર્શનથી મયૂરીની જેમ તે ઉત્સાહયુક્ત બની ગઇ, અને વારંવાર તે પોતાના આત્માની અત્યંત પ્રશંસા કરવા લાગી—'હું ધન્ય છુ કે જેને નળ જેવો પતિ મળ્યો, દરરોજ હું આ ચૈત્યોને વંદન કરીશ.' હવે ચારે બાજુ તોરણો અને ધ્વજાદિકથી નાના પ્રકારનો મંગલાચાર જેમાં ચાલુ થઇ રહ્યો છે એવી પોતાની નગરીમા પુત્ર સહિત નિષધ રાજાએ શુભ દિવસે પ્રવેશ કર્યો. પછી ત્યાં નલ અને દવદંતી દંપતીએ નખમાંસની જેમ પ્રીતિભાજન થઇને મહાસુખથી કેટલોક કાલ વ્યતીત કર્યો. ત્યારપછી એક વખતે નિષધ રાજાએ નલને પોતાના રાજ્યપર અને કૂબેરને યૌવરાજ્યપર બેસાર્યો અને પોતે દીક્ષા લઇ લીધી. હવે નલરાજા પોતાની પ્રજાને સંતતિની જેમ પાળવા લાગ્યો. તેના સુખે સુખી અને તેના દુઃખે દુઃખી રહેવાથી તે સર્વદા પ્રજાપાલકજ બની ગયો. બુદ્ધિ, પરાક્રમ અને ભુજબળસંપન્ન તે નલ રાજાને જીતવાને બીજો કોઇ રાજા સમર્થ ન થયો.

હવે એક દિવસે નલરાજાએ કુલક્રમથી આવેલા સામંત અને પ્રધાન પુરૂષોને પૂછયું કે—'શું હુ પિતાએ સાધેલ ભૂમિને જ પાળુ છુ કે અધિકને પાળુ છુ.' તે બોલ્યા કે—"નિષધરાજાએ ત્રણ અંશ ન્યૂન ભરતનો અર્ધ ભાગ ભોગવ્યો અને તમે તો સમસ્ત ભરતાર્ધ ભોગવો છો, પિતાથી પુત્ર અધિક થાય—એ યુક્તજ છે. પરંતુ અહીંથી બસે યોજન દૂર તક્ષશિલા નગરીમા કદંબ નામે રાજા છે, તે તારી આજ્ઞાને સ્વીકારતો નથી. તારા ભરતાર્ધ સાધવાના જયથી ઉત્પન્ન થયેલ અદ્ભુત યશરૂપ ચંદ્રને વિષે તે એકજ કલંક સમાન ભાસે છે. લેશ વ્યાધિની જેમ તમે તેની ઉપેક્ષા કરી, તેથી આજે તે અત્યંત વૃદ્ધિ પામીને અસાધ્ય થઇ પડ્યો છે, પરંતુ તુ જો તેની ઉપર રોષથી કઠણ મન કરે, તો પર્વતથી પડતા ઘટની જેમ તે ભાગીજ જાય. માટે પ્રથમ દૂત મોકલીને તે ઉન્મત્ત કદંબરાજાને સમજાવો." એ રીતે પૂર્વથી આવતા સામંતાદિકનું હિતકારી વચન સાંભળીને નલરાજાએ મહાવાચાલ દૂતને શિખામણ આપીને મોટા સૈન્ય સહિત ત્યા જવાનો હુકમ કર્યો. ગરૂડની જેમ દુર્ધર એવો તે દૂત પણ તરત ત્યા જઇને પોતાના સ્વામીને ન લજાવતા કદંબરાજાને કહેવા લાગ્યો—"અરે કદંબ! મહાવૈરરૂપ વનને દાવાનલ સમાન મારા સ્વામી નલરાજાની તું સેવા કર, અને તારૂં અભિમાન તજી દે. હું તારી કુળદેવીથી અધિષ્ઠિત હોઉં, તેમ તને હિત કહું છું જો નલની આજ્ઞા માનીશ નહિ, તો તને ભવિષ્યમા સંતાપ થશે." એ પ્રમાણે દૂતનાં વચન સાંભળીને ક્રોધથી ઘેરાયેલો કદંબ, દાતના અગ્ર ભાગથી હોઠને કરડતો અને મૂખની જેમ પોતાને ન જાણતો તે કહેવા લાગ્યો—"હે દૂત! તારો સ્વામી શુ ગાંડો થયો છે? અથવા વાયુના સ્થાને સુતો છે કે જે વૈરિરૂપ મુસ્તા (નાગરમોથ) ને ઉખેડી નાખવામા વરાહ સમાન મને જાણતો નથી? શું તેને સામંત, પ્રધાન કે પુરોહિતાદિક નથી કે સુતેલા સિંહ સમાન મને જગાડતા નલને અટકાવતા નથી? માટે હે દૂત! તુ જા, અને જો તારો સ્વામી રાજ્યથી ઉદ્વેગ પામ્યો હોય, તો સંગ્રામ કરવાને ભલે તૈયાર થાય. આ હું પણ તેના સંગ્રામનો અતિથિ થઇ બેઠો છુ." આ સાભળી દૂત પણ તરત આવીને અહંકારથી દારૂણ તે કદંબના વચનો તેણે નલને કહી સંભળાવ્યા. એટલે સર્વ સેનાસહિત નલરાજાએ તક્ષશિલા નગરી ઉપર ચઢાઇ કરી, અને ઉતાવળથી ત્યાં જઇને બધી તક્ષશિલા નગરીને તેણે ઘેરી લીધી. હાથીઓને લીધે જાણે બીજો કિલ્લો બનાવ્યો હોય, તેવી તે દેખાતી હતી તે વખતે કદંબ પણ સૈન્ય સહિત સજ્જ થઇને બહાર આવ્યો. કારણ કે સિંહ ગુફાના દ્વાર પાસે આવેલ બીજા સિંહને સહન કરતો નથી પછી બંને સૈન્યના સુભટો લડયા અને ચિરકાલ બાણયુદ્ધ કરતાં આકાશમા બાણોના મંડપ બની ગયા. પછી નલે કદંબને કહ્યું કે—'હાથીઓ વિગેરેને શા માટે મારવા જોઇએ? આપણે બંને શત્રુ દ્વંદ્વયુદ્ધથી

લડીએ. ' એટલે નલ અને કદંબ આયુધાદિકવતી દ્વંદ્વયુદ્ધથી લડયા. અને ગર્વિષ્ઠ કદંબે નલ પાસે 'જે જે યુદ્ધની માગણી કરી, તે તે યુદ્ધમા વિજયી નલથી તે હારી ગયો ત્યારે કદંબ વિચારવા લાગ્યો કે—" મહા બલિષ્ઠ નલની સાથે મેં મારૂં ક્ષત્રિયપણું તોલી લીધું. એટલે હવે તો તેણે મને મરણની હદસુધી પહોંડયો છે તો પતંગની જેમ હુ ન મરૂં. માટે નલથી પલાયન કરીને હું દીક્ષા લઈ લઉં. જેનું ફળ સુંદર હોય, તેવુ પલાયન પણ સારૂં છે." એમ મનમા ચિંતવી, પલાયન કરી, ભવવિરકત થઈ વ્રત લઈને કદંબ ત્યાં પ્રતિમાએ રહ્યા. તેને વ્રતધારી જોઈને નલ બોલ્યો—' હે કદંબ ! તેં મને જીતી લીધો, પણ મનથી ક્ષમાને તજીશ નહિ, તું વિજયવાન્ છે. ' ત્યારે મહાવ્રતધારી ધીર કદબે નલને કંઈ પણ જવાબ ન આપ્યો. કારણ કે નિઃસ્પૃહને રાજાની શી પરવા ? પછી કદંબની સ્તુતિ કરી, તેના સત્વથી મસ્તકને ધુણાવતા નલરાજાએ તેના પુત્ર જયશક્તિને તેના રાજ્યપર બેસાર્યો. ત્યારપછી વાસુદેવની જેમ વિજયી નલરાજાનો બધા રાજાઓએ મળીને ભરતાર્ધના સ્વામીપણાનો અભિષેક કર્યો. પછી પોતાની કોશલા નગરી તરફ જતા નલરાજાને બીજા રાજાઓએ ભેટણું આપ્યાં. વિદ્યાધરીઓ જેના બલને ગાઇ રહી છે એવો નલરાજા દવદંતીની સાથે ભોગવિલાસ કરતાં ચિરકાલ પૃથ્વીનું પાલન કરવા લાગ્યો.

હવે પોતાના કુળમાં અંગાર સમાન રાજ્યલુબ્ધ કૂબેર શાકિનીની જેમ ઉત્પાત્ર નલનું છળ જોવા લાગ્યો. ન્યાયવંત છતા નલને જુગારનું વ્યસન હતું. ચંદ્રમાને પણ કલંક છે અને રત્ન કયાં ઉપદ્રવ રહિત છે ? ' હું પૃથ્વીને જીતી લઉં ' એવા ક્રૂર આશયથી કૂબેર નલને સોગઠાવતી સદા રમાડવા લાગ્યો. તે બંને લાંબો વખત જુગાર રમ્યા, પણ ડમરૂની ગાંઠની જેમ બંનેનો જય થતો હતો. એક વખતે સોગઠાંને બાંધી લેવામાં અને છુટા કરવામાં સમર્થ છતા દૈવયોગે નલ કૂબેરને જીતી શકયો નહિ. ઈચ્છતાં છતાં નલના અનુકૂલ પાશા ન પડ્યા. એટલે તેના સોગઠાને કૂબેર વારંવાર મારવા લાગ્યો. તેથી ગામ, નગર, કર્બટ, ખેટ, અને દ્રોણાદિક હારી જતાં નલ લક્ષ્મીથી હીન થતો ગયો, કે જેમ ઉનાળામા સરોવર જળરહિત થઈ જાય. નલ જુગારનું વ્યસન ન મૂકવાથી બધા લોકો ખેદ પામ્યા, પરંતુ કૂબેરના વાંછિત સિદ્ધ થતા તે બહુ પ્રમોદ પામ્યો, તે વખતે નલના અનુરાગી લોકો ત્યાં હાહાકાર કરવા લાગ્યા, તે સાભળીને દવદંતી ત્યાં આવી, અને કહેવા લાગી કે—" હે નાથ ! હું તમોને પ્રાર્થના કરૂં છું કે મારી ઉપર મહેરબાની કરીને જુગાર તજી દો. તારા એ પાશા શત્રુની જેમ દ્રોહ કરનારા છે. હે નાથ ! ગણિકા ગમનની જેમ સુજ્ઞ જનો જુગારને એક ક્રીડામાત્ર સમજીને સેવે છે, પણ આમ દરરોજ સેવતા નથી. એ આત્માને અંધ બનાવનાર અને સર્વ સંપદાનો

નાશ કરનાર છે. લઘુ બંધુ કૂબેરને તું રાજી થઇને ભલે રાજ્ય આપી દે, પણ 'બલાત્કારથી એની લક્ષ્મી ગઇ' એવો પોતાનો અપવાદ વ્હોરી ન લે. તેં સેંકડો યુદ્ધથી ઉપાર્જન કરેલી આ વસુધા જુગારમા ગઇ. હે દેવ! તે કારણથી એ બાબત પ્રવાહ વિના ઘસડાઈ ગયેલ સિકથુ (વેળુ) ની જેમ મને સતાવે છે. આ પ્રમાણે તે દેવદંતીનાં વચનો નળે સાંભળ્યા નહિ, એટલુંજ નહિં પણ તેણે તેની સામે પણ ન જોયું, દશમી મદાવસ્થાને પ્રાપ્ત થયેલ હાથી જેમ કાંઇ પણ જાણી શકતો નથી, એ રીતે પતિથી અત્યંત અવજ્ઞા પામેલ દવદંતીએ કુલીન અમાત્યોને કહ્યું કે—'નલને ઘુત રમતાં અટકાવો.' સન્નિપાતવાળાને જેમ ઔષધ ગુણ ન કરે, તેમ તેમનું વચન પણ નલને અસર કરી શક્યું નહિ. જુગારમા ભૂમિને હારી ગયા છતાં નલ પાછો ન હઠ્યો, અને તેથી દવદંતીની સાથે અંતઃપુરને પણ તે હારી ગયો. પછી સર્વસ્વ હારી જતા પોતાના શરીર થકી બધા આભરણાદિક, જાણે દીક્ષા લેવા ઇચ્છતો હોય તેમ દાવમા માડી દીધા. એટલે કૂબેરે નળને કહ્યું કે—'અરે નલ! હવે અહીં ન રહે, મારી ભૂમિનો ત્યાગ કરી જા, તને પિતાએ રાજ્ય આપ્યું અને મને તો આ પાશાએ રાજ્ય આપ્યુ.' પછી 'બલવંત પુરૂષોને લક્ષ્મી દૂર નથી, તું મદ ન કર.' એમ બોલતા નલ માત્ર ઉત્તરીય વસ્ત્ર પહેરીને ત્યાથી ચાલતો થયો, એટલે નલની પાછળ જતી દવદંતીને કૂબેરે અઘટિત વચન કહ્યું કે—'અરે સુંદરી! તું જુગારમાં જીતાઇ ગઇ છે, માટે જા નહિ અને મારા અંતઃપુરને પવિત્ર કર.' ત્યારે અમાત્યાદિક દુષ્ટમતિ કૂબેરને કહેવા લાગ્યા—"આ મહાસતી દવદંતી પરપુરૂષની છાયાને પણ સ્પર્શ કરતી નથી, માટે એને તું અંતઃપુરમાં રાખીશ નહિ. 'મોટાભાઇની પત્ની માતા જેવી અને મોટોભાઈ પિતા સમાન ગણાય' એમ બાલકો પણ કહે છે. હે કૂબેર! તો પણ જો તું બલાત્કારથી એમ કરીશ, તો આ મહાસતી દવદંતી તને ભસ્મીભૂત કરી નાખશે, કારણ કે બાળવા વિગેરેની ક્રિયા સતીઓને દુષ્કર નથી. હે રાજન્! એ સતીને સતાવીને તું અનર્થને ઉપાર્જન ન કર, પરંતુ પતિને અનુસરતાં એને ઉત્સાહિત બનાવ. નલને ગામ, નગર, કે પત્તનાદિક તો ભલે નહિ આપ, પરંતુ ભાતું અને સારથિ સહિત એક રથ તો એને આપ." આ સાંભળતા કૂબેરે દવદંતીને નલની સાથે વિસર્જન કરી અને શંબલ તથા સારથિ સાથે એક રથ આપ્યો. ત્યારે નલ બોલ્યો કે—'જે મેં ભરતાર્ધના જયથી લક્ષ્મી મેળવી, તેનો ક્રીડાથી ત્યાગ કર્યો, તો મને રથની શી જરૂર છે? એમ સાભળીને લાંબા વખતથી સેવા કરનાર પ્રધાનો બોલ્યા કે—"હે સ્વામિન્! અમે પણ તારી પાછળ આવીએ, પણ કૂબેર અટકાવે છે. તેં જેને રાજ્ય આપેલ છે એવો આ તારો લઘુ ભ્રાતા અમારે તજવા યોગ્ય નથી. કારણ કે આ વંશમાં જે રાજા હોય, તેની સેવા કરવી—એવો અમારો ક્રમ છે. માટે હે મહાભુજ! અમે તારી સાથે આવવાને લા-

ચક નથી. અત્યારે તારી દવદંતી બીજ તારા મંત્રી, મિત્ર અને પદાતિ છે, પરંતુ હે સ્વામિન્ ! સતીની મર્યાદાને ધારણ કરનાર અને શિરીષ પુષ્પ સમાન સુકુમાર અંગવાળી એ દવદંતીને તું રસ્તામાં પગે ચલાવતાં શી રીતે લઈ જઈશ ! સૂર્યથી તપ્ત થયેલ રેતીવાળા માર્ગને કમળના ગર્ભ સમાન કોમળ પગ તળીયાથી એ શી રીતે સ્પર્શ કરશે ? માટે હે નાથ ! પ્રસન્ન થઈને અમારા પર મહેરબાની કરો અને રાણીની સાથે આ રથમાં બેસો. માર્ગ ક્ષેમ બને અને તમારૂં કલ્યાણ થાઓ." એ રીતે વારંવાર પ્રધાનોએ પ્રાર્થના કરવાથી નલરાજા દવદંતીની સાથે રથમાં બેસીને ચાલી નીકળ્યો. તે વખતે જાણે સ્નાન કરવાને તૈયાર થઇ હોય તેમ માત્ર એકજ વસ્ત્રવાળી દવદંતીને જોઈને અશ્રુજળથી જેમની કાંચળી ભીંજાઈ ગઈ છે એવી નગરની સ્ત્રીઓ અત્યંત રોવા લાગી. હવે નગરમાંથી જતાં નલરાજાએ પાંચસો હાથ ઉંચો અને દિગ્હસ્તીના આલાન સમાન એવા એક સ્તંભને જોયો, એટલે રાજ્યભ્રંશના દુ:ખને જાણે જાણતોજ ન હોય તેમ કોતુકથી લીલામાત્રમાં હાથી જેમ કદલી ( કેળ ) ને ઉખેડી નાખે, તેમ નલરાજાએ તે સ્તંભને ઉખેડી નાખ્યો, અને પાછો ત્યાંજ ખોડી દીધો. તેનું આ બલ જોઈને નગરજનો કહેવા લાગ્યા— "અહો ! નલનું બલ. આવા બલવાનને પણ સંકટ નડે, તે તો દૈવનાજ ચાળા છે. વળી પૂર્વે પર્વતના ઉદ્યાનમાં કૂબેરની સાથે નલ ખેલતો હતો તેવામાં એક મહર્ષિ જ્ઞાની આવ્યા, અને તેમણે કહ્યું કે—' પૂર્વ જન્મમાં સાધુને આપેલ ક્ષીરદાનના પ્રભાવથી આ નલ ભરતાર્ધનો સ્વામી થશે, અને જે નગરના મધ્યમાં રહેલ પાંચસો હાથ ઉંચા સ્તંભને ચલાવશે, તે અવશ્ય ભરતાર્ધનો સ્વામી જાણવો.' આ બંને વાત સત્ય થઇ. ભરતાર્ધનો પતિ નલ અને એણે સ્તંભ ચલાવ્યો પણ 'નલના જીવતાં કોશલાનગરીમાં બીજો રાજા થવાનો નથી ' એમ જે તે મહર્ષિએ કહ્યું, તે તો અસત્ય જેવું લાગે છે. અથવા તો વિશ્વાસપૂર્ણ તેની વાણી અન્યથા થાય નહિ. કારણ કે જો કૂબેર પડી ભાંગે, તો શું થાય, તે કોને ખબર છે ? પછી કદાચિત્ અહીં નલજ ફરી રાજા થાય. પવિત્ર કીર્તિવાળા નલનું પુણ્ય વધતું રહો " એ પ્રમાણે નગરજનોનાં વચન સાંભળતો, અને અત્યંત રૂદન કરતી દવદંતીના અશ્રુપ્રવાહથી જેનો રથ ભીંજાઈ ગયો છે એવો નલ નગરીને તજીને દવદંતીને કહેવા લાગ્યો—' હે દેવી ! આપણે હવે ક્યાં જઈશું ? કારણકે સ્થાનના નિર્ણય વિના દક્ષ જનોને ચાલવાની ક્રિયા ન શોભે. ' એમ પૂછતાં તીક્ષ્ણ બુદ્ધિવાળી દવદંતીએ કહ્યું કે—' હે દેવ ! કુંડિનપુરમાં ચાલો અને ત્યાં અતિથિ થઈને તમે મારા પિતાપર અનુગ્રહ કરો. ' તે સાંભળીને નલ રાજાના આદેશથી ભક્તિના આધારરૂપ સારથિએ કુંડિનપુરની દિશા તરફ અશ્વોને ચલાવ્યા. એવામાં આગળ ચાલતાં વાઘોના બરાડાથી ભયંકર, કેસરિસિંહે મારેલાં હાથીઓના દાંતથી ભૂતલ જેમાં દંતુર ( દંતયુક્ત ) થયેલ છે તથા યમનું જાણે ક્રીડાસ્થાન હોય એવી મહા

ઘોર અટવીમાં નલરાજા આવી ચઢયો. ત્યાં આગળ જતાં જેમણે ધનુષ્યને કાનસુધી એંચી લીધેલ છે અને સામે આવતા યમદૂત સમાન એવા પ્રચંડ ભીલોને નલરાજાએ જોયા. તેમાં કેટલાક ભીલો જાણે સુરાપાનમાં તત્પર હોય તેમ નાચવા લાગ્યા, એકદાંતવાળા હાથી સમાન કેટલાક શીંગડું વગાડવા લાગ્યા, નાટકમાં નર્તકોની જેમ કેટલાક કલકલ શબ્દ કરવા લાગ્યા, કેટલાક મેઘધારાની જેમ બાણો વરસાવવા લાગ્યા, કેટલાક કસરતબાજ મલ્લોની જેમ હાથથી થાપ દેવા લાગ્યા. એ રીતે તે બધા ભીલોએ ભેગા થઇને હાથીને જેમ કૂતરા રોકે તેમ નલને ઘેરી લીધો, એટલે રથપરથી તરત ઉતરી, મ્યાનમાંથી તરવાર કહાડીને રંગભૂમિમાં નર્તકની જેમ પોતાની મુષ્ટિમાં તે તેને નચાવવા લાગ્યો, તે વખતે દવદંતી રથને તજી, નલની ભુજામાં લાગીને કહેવા લાગી—હે સ્વામિન્! આ લોકોપર તમે આક્ષેપ કેવો કરો છો? શશલા કે શીયાળવા વિગેરેપર શું સિંહ પોતાનો પરાક્રમ ચલાવે છે? હે નાથ! ભરતાર્ધની જય લક્ષ્મીના વાસરૂપ આ તરવાર આ ભીલોપર ચાલતાં લજ્જા પામશે.' એમ કહીને દવદંતીએ પોતાની ઈષ્ટસિદ્ધિને માટે વારંવાર હુંકારા મૂકયા, સતીના પ્રભાવથી છોડવામાં આવેલા તે હુંકારો ભીલલોકોના કાનમાં લોઢાની સોય સમાન થઇ પડયા, એટલે તે દરેક દિશામાં ભાગી ગયા, અને તે દંપતી તેમની પાછળ દોડતાં રથથી દૂર નીકળી ગયા, એવામાં બીજા ભીલોએ તેમનો રથ લઈ લીધો. દૈવ વાંકું થાય, ત્યાં ઉદ્યમ શું કામ આવે? પછી નલ દવદંતીનો હાથ પકડીને જાણે તેને પાણિગ્રહણના ઓચ્છવની યાદી આપતો હોય તેમ ભમવા લાગ્યો. તે સમયે દવદંતીએ દર્ભના કાંટાથી વીંધાયેલા પગમાંથી ઝરતા લોહીના ટીપાંથી જંગલની જમીનને જાણે ઇંદ્ર ગોપ (મેઘના મામા) જીવોથી વ્યાપ્ત બનાવી દીધી. પૂર્વે પટ્ટબંધ (પટરાણીની નિશાની) તેણીના મસ્તકપર હતો, અને તે વખતે પોતાનું વસ્ત્ર ફાડીને નલે તેના બંને પગપર પટ્ટબંધ (પાટાનો બંધ) કર્યો. જ્યારે દવદંતી થાકીને વૃક્ષ નીચે બેસતી, ત્યારે નલ પોતાના વસ્ત્રના છેડાનો પંખો બનાવીને તેને પવન નાખતો, હતો, અને પલાશના પત્ર (પડાંડા) માં પાણી લાવીને પાંજરામાં પૂરાયેલી મેનાની જેમ તેને તે પીવરાવતો હતો. પછી દવદંતીએ પૂછયું કે—'આ અટવી હજી કેટલી છે? અહીં રહેતાં મારૂં હૃદય જાણે બેભાગ થઈ જવાનું હોય તેમ કંપે છે.' એટલે નલ બોલ્યો—'હે પ્રિયા! આ અટવી સો યોજનની છે. આપણે તો હજી પાંચ યોજનજ ચાલ્યા છીએ, માટે મનમાં ધીરજ લાવ.' એ રીતે તે મહા-અરણ્યમાં વાતો કરતાં જતા તે દંપતીને સંપત્તિની અનિત્યતા જાણે જણાવતો હોય તેમ સૂર્ય અસ્ત થયો ત્યારે દવદંતી થાકી ગઈ હશે' એમ ધારી, અશોક વૃક્ષના પલ્લવ છેદીને નલરાજાએ તેને માટે પથારી તૈયાર કરીને કહ્યું— 'હે દેવી! અહીં શયન કરીને આ પથારીને પાવન કરો, દુઃખને વિસારવાને માટે

નિદ્રાનો સમય એક મિત્રરૂપ છે.' એવામાં દવદંતી બોલી કે—' હે દેવ! આથમણી બાજુ નજીકમાં કોઇકનો વાસ મને લાગે છે. કારણ કે તેની ખાત્રી કરવા ગાયોનો હુંભારવ ( બરાડા ) કાન દઇને સાંભળો. માટે થોડી ભૂમિને ઓળંગીને આપણે આગળ જઇએ, ત્યાં રાત્રિ સુખે નીકળી જશે. ' એટલે નલ બોલ્યો—' હે ભીરૂ! ( બીકણ ) ત્યાં તાપસોના આશ્રમો છે, તેઓ મિથ્યાદૃષ્ટિ છે, તેમની સંગતથી સમ્યક્ત્વ રત્ન નાશ પામે છે, જેમ કાંજીથી દૂધ સ્વાભાવિક રસ ને ગંધાદિ રહિત થઇ જાય છે, માટે અહીંજ સુખે સુઇ જા. તેમની તરફ મરજી ન કર, અંગરક્ષકની જેમ હું તારો પહેરો ભરીશ. ' પછી તે પલ્લવ શય્યાપર નલે પોતાનું અર્ધવસ્ત્ર પાથર્યું, એટલે અરિહંત દેવને વાંદી અને પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરીને દવદંતી ત્યાં સુતી. હવે તેને નિદ્રા આવી જતાં નલ ચિંતવવા લાગ્યો—" જેઓ સસરાને શરણે જાય છે, તેઓ જગતમાં અધમ પુરૂષો છે, તો હું દવદંતીના પિતાના ઘરે શી રીતે જાઉં ? માટે હૃદયને વજ્રમય બનાવી, દવદંતીને અહીં તજીને રંકની માફક પોતાની ઇચ્છા પ્રમાણે ક્યાંક ચાલ્યો જાઉં! વળી શીલના પ્રભાવરૂપ શાશ્વત મંત્રથી આ મારી પ્રિયાને કોઇ ઉપદ્રવ થનાર નથી. " એમ વિચારી, છુરીને ખેંચીને તેણે પોતાનું અર્ધવસ્ત્ર કાપી લીધું અને દવદંતીના વસ્ત્રપર પોતાના રૂધિરથી તેણે નીચેના આ બે શ્લોક લખ્યા—

" विदर्भेष्वेष यात्यध्वा, वटाऽलंकृतया दिशा ।
कोशलेषु च तद्वाम-स्तयोरेकेन केनचित् ॥ १ ॥
गच्छेः स्वच्छाशये ! वेश्म, पितुर्वा श्वसुरस्य वा ।
अहं तु क्वापि न स्थातु--मुत्सहे हे विवेकिनि ! " ॥ २ ॥

અર્થ—" વડવૃક્ષ જે દિશામાં છે ત્યાંથી વિદર્ભ દેશમાં જવાનો આ માર્ગ છે અને તેની ડાબી બાજુએ કોશલદેશનો રસ્તો જાય છે. હે પવિત્ર આશયવાળી! એ બેમાંથી ગમે તે એક રસ્તો લઇને તું પિતાના અગર સાસરાના ઘરે જજે, પણ હે વિવેકિની! ક્યાં પણ રહેવાને મારૂં મન થતું નથી. "

એ પ્રમાણે અક્ષરો લખીને અવાજ કર્યા શિવાય રૂદન કરતો નલ ચોરની માફક હળવે હળવે આગળ જવા લાગ્યો. સુતેલી સ્વપ્રિયાને તેણે સિંહાવલોકનથી જોઇ, તે આગળ એટલે સુધી ગયો કે જેટલે સુધી તે અદૃશ્ય થઇ. પછી તે મનમાં ચિંતવવા લાગ્યો—" મહા-અરણ્યમાં અનાથની જેમ સુતેલી તે બાળાને જો વાઘ કે સિંહાદિક ખાઇ જશે તો શી ગતિ થશે ? માટે રાતભર તેનાપર નજર રાખીને તેની રક્ષા કરૂં પછી પ્રભાતે મેં બતાવેલ ગમે તે રસ્તે એ ચાલી જાય. " એમ ધારીને તેજ પગલે પડી ગયેલ વસ્તુને લેવાને જેમ કોઇ ચિંતાતુર માણસ વળે તેમ તે પાછો વળ્યો, અને ત્યાં જમીન પર આળોટેલી પોતાની પ્રિયાને જોઇને

પાછો તેને વિચાર થયો —" અહો ! નલનું અંતઃપુર સૂર્યને પણ ન જોઇ શકે તેવું ગુપ્ત છતાં અહીં એક વસ્ત્રે અને એકાકીજ રસ્તામાં પડેલ છે. અહો ! મારા કર્મના દોષથી આ કુલીન સતી આવી દશા ભોગવે છે. અરે ! હતાશ હું શું કરૂં? હું પાસે છતાં ઉન્મત્ત કે અનાથની જેમ આ ગુણપાત્ર જમીનપર સુતી છે. તેથી મને વારંવાર ધિક્કાર છે. વળી એને એકલી મુકતાં જાગી તો જાણે સ્પર્ધા આવી હોય તેમ મારી સાથે જીવિત છોડવાને પણ તૈયાર થશે. માટે આ ભક્તને છેતરીને બીજે ક્યાં જવાની મરજી થતી નથી. તેથી મારૂં જીવિત કે મરણ ભલે એની સાથે થાય. અથવા તો નરક સમાન આ અરણ્યમાં નારક જીવ સમાન હું એકજ અનેક દુઃખોનું પાત્ર થાઉં, અને આ પ્રિયા, મેં વસ્ત્રમાં લખેલ આજ્ઞા સમજીને પોતે સ્વજનોના ઘરે જઈ સુખી થઈને રહેશે." એમ નિશ્ચય કરી, ત્યાં રાત્રિ વીતાવીને પોતાની પત્ની જાગે તે પહેલાં નલ ઉતાવળથી આગળ ચાલીને અદૃશ્ય થઇ ગયો. એવામાં રાત્રિ ખલાસ થતાં દવદંતીએ સ્વપ્ન દીઠું કે—'હું ફળ, પુષ્પ તથા પત્રયુક્ત આમ્રવૃક્ષપર બેસી, ભ્રમરના શબ્દ સાંભળતી તેના ફળો ખાતી હતી, તેવામાં અકસ્માત્ વન હાથીએ આવીને તે વૃક્ષને ઉખેડી નાખ્યો. એટલે હું પક્ષીના ઈંડાની જેમ જમીનપર પડી ગઇ.' આ સ્વપ્ન જોઇને દવદંતી તરત જાગ્રત થઇ, અને નલને ત્યાં ન જોવાથી સાથ ( ટોળા )થી છુટી પડેલ મૃગલીની જેમ તે ચારે બાજુ જોવા લાગી. તેને વિચાર આવ્યો કે—" અહો ! મને શરણ રહિતને પતીએ પણ તજી દીધી. અથવા તો મારો પ્રાણેશ પ્રભાતે મુખધાવન કરવાને ક્યાંક જળના સ્થાને પાણી લેવાને ગયો હશે, કે કોઇ વિદ્યાધરી તેના રૂપમાં મોહિત થઇને જબરજસ્તીથી તેને રમાડવા લઇ ગઈ, અને તેણીએ કોઇ કળામાં મારા વલ્લભને લોભ પમાડ્યો છે. કે હજી પણ જે આવ્યો નહિ. આ વૃક્ષો તેજ, પર્વતો પણ તેજ, અરણ્ય પણ તેજ અને પૃથ્વી પણ તેજ છે, પરંતુ કમલ સમાન લોચનવાળા એક નલનેજ હું જોતી નથી." એ રીતે ચિંતામાં પડેલી તેણે બધી દિશાઓને વારંવાર જોતાં પ્રાણેશને ન જોવાથી પોતાના સ્વપ્નને વિચારી જોયો—"સહકારને મેં જોયો તે નલરાજ, પુષ્પ ફલાદિક તે રાજ્ય, ફળનો આસ્વાદ તે રાજ્યસુખ અને ભમરાઓ તે મારો પરિજન, અને વળી વનગજે સહકારને ઉખેડી નાખ્યો તે દુષ્ટ દૈવે, મારા સ્વામીને રાજ્યથી ભ્રષ્ટ કરીને પ્રવાસ કરાવ્યો. હું વૃક્ષથી જે પડી, તે નલથી ભ્રષ્ટ થઇ. આ સ્વપ્નથી હવે નળના દર્શન મને દુર્લભ થશે." એ રીતે સ્વપ્નના અર્થનો નિર્ણય કરીને બુદ્ધિમતી તે દવદંતીએ વિચાર કર્યો કે—'રાજ્ય ને સ્વામી કોઇ ન રહ્યા. મારા કર્મના દોષથી આ બને આફત સાથે આવી પડી.' એમ ધારી તે મુક્ત કંઠે વિલાપ કરવા લાગી, કારણ કે દુર્દશામાં આવી પડેલ સ્ત્રીઓને ધીરજ ક્યાંથી હોય ? "હે સ્વામિન્ ! હે મારા મનરૂપ કમળના મધુકર ! તેં મને કેમ તજી દીધી ? શું તને હું ભારરૂપ થઇ

પડી ? પોતાની કાંચળી સર્પનેકદી ભારરૂપ થતી નથી. અથવા તો હાંસી કરીને કોઈ લતાવનમાં તું છાનો છુપાઇ ગયો છે, માટે પ્રગટ થા, બહુ હાંસી કાંઈ સુખકારી નથી. હે વનદેવતાઓ ! હું તમને વીનવું છુ કે તમે મારા પર મહેરબાની કરીને મને મારો પ્રાણેશ નલ દેખાડો, અથવા તે જે માર્ગે ગયો હોય, તે રસ્તો બતાવો. હે પૃથ્વી ! પાકેલા ચીભડાની જેમ તું દ્વિધા ( બે ભાગ ) થઈ જા, તેં આપેલ વિવર ( પોલાણ ) માં પ્રવેશ કરીને હું નિર્વૃત ( શાંતિ ) મેળવીશ. " એ રીતે વિવિધ વિલાપ કરતી અને રોતી દવદંતી નેત્રના અશ્રુજળથી નીકના જળની જેમ જંગલના વૃક્ષોને સિંચવા લાગી. જળ, સ્થળ. વૃક્ષછાયા, અરણ્ય કે પર્વત બધે ઠેકાણે નલ વિના જ્વર પીડિતની જેમ તેને લેશ પણ ચેન ન પડયું. એવામાં અરણ્યમા ભમતાં ભમતાં પોતાના વસ્ત્રના છેડે અક્ષરોને જોઈને નયન-કમલને વિકસાવતી તે હર્ષથી વાંચવા લાગી-અને તેણે ચિંતવ્યુ કે-" હું નિશ્ચય તેના મન રૂપ સંપૂર્ણ સરોવરની રાજહંસી સમાન છું. જો એવી ન હોઉં, તો પતિ મને આદેશરૂપ પ્રસાદ પણ શાનો આપે ? આ સ્વામીના આદેશને હું ગુરૂના વચન કરતાં અધિક માનું છુ. તેનો હુકમ બજાવતાં મને સુખ થશેજ, માટે પિતાને ઘરે જાઉં, પરંતુ પતિ વિના પીયર પણ સ્ત્રીઓને પરાભવ રૂપજ છે, છતાં પતિની સાથે પણ પીયર જવા માટે મે ઈચ્છા કરી હતી, તો આજે વિશેષથી પતિના આદેશને આધીન થઈને મારે પિતાના ઘરે જવું. " એમ ધારીને તે વટમાર્ગે જવા લાગી, ત્યાં માર્ગમા મુખ ફાડીને બેઠેલા વાઘો ભક્ષણ કરવા ઉઠયા. પણ અગ્નિની જેમ તે સતીની પાસે આવી ન શકયા, વળી ઉતાવળથી જતાં રાફડાને ધક્કો લાગવાથી પ્રગટ થએલા મોટા સર્પો જાણે સાક્ષાત્ જાંગુલી મંત્ર હોય તેમ તેની સામે ન આવ્યા, અન્ય હાથીની શંકાથી જેઓ પોતાની છાયાને ભેદવા જાય તેવા મદોન્મત્ત હાથીઓ પણ સિંહણની જેમ દવદંતીથી દૂર ભાગી ગયા. અને માર્ગમાં જતાં બીજા પણ ઉપદ્રવો તેને હરકત કરી શકયા નહિ. કારણ કે જે સ્ત્રીઓ પતિવ્રતા હોય, તેમને સર્વત્ર કુશલજ હોય છે. ભીલડીની જેમ અતિ મલિન અને છુટા કેશવાળી, તત્કાલ જાણે સ્નાન કરેલ હોય તેમ જળથી આર્દ્ર અને દાવાનલથી ભય પામેલ હાથણીની જેમ વેગથી જતી એવી દવદંતીને રસ્તામાં પડાવ નાખી પડેલ એક મહર્દ્ધિક સાર્થ મળી ગયો, તેને જોતાં તેણે વિચાર કર્યો કે-' જો પુણ્યયોગે કોઈ સાર્થ મળી જાય, તો અરણ્ય રૂપ સમુદ્રમાં તે વહાણ સમાન થઇ પડે છે, ' એમ વિચારતા તે સ્વસ્થ થઇને બેઠી. તેવામાં દેવસેનાને જેમ અસુરો ઘેરી લે, તેમ ચોરોએ આવીને ચારે બાજુથી સાર્થને ઘેરી લીધો. એટલે તે ચોરસેનાને તેની કુળદેવીની જેમ તે કહેવા લાગી—' હે લોકો ' તમે ભય ન પામો. પછી દવદંતી તે ચોરોને કહેવા લાગી—' અરે દુષ્ટ જનો ! તમે ચાલ્યા જાઓ. આ સાર્થની હું રક્ષણ કરનાર થઈ છુ, માટે તમે હેરાન થશો, '

એમ કહ્યા છતાં દવદંતીને ભૂતગ્રસ્ત અને વાતુલના જેવી સમજીને તે ચોરાએ કંઇ દરકાર ન કરી. ત્યારે સાર્થના હિતને ઇચ્છનાર દવદંતીએ ચોરાના મદને મોડનાર એવા હુંકારા મૂકયા, એટલે તરતજ જંગલને બધિર બનાવનાર તેના હુંકારાથી ચોરા, ધનુષ્યના નાદથી જેમ કાગડા નાસે, તેમ પલાયન કરી ગયા. ત્યારે સાર્થ-લોકો બોલ્યા કે—'આપણા સુકૃતથી આકર્ષાયેલ આં કોઇ દેવી છે, કે જેણે આ-પણુને ચોરાથી બચાવ્યા.' પછી સાર્થવાહે માતાની જેમ ભક્તિથી તેને પ્રણામ કરીને પૂછયું કે—'હે મહાનુભાવા! આ મહા અરણ્યમાં તું શા માટે ભમે છે? અને તું છે કોણુ?' એટલે લોચનમાં આંસુ લાવીને બંધુની જેમ તે સાર્થપતિને નલના દ્યૂતથી માંડીને તેણે પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો, તે સાંભળતા સાર્થવાહે કહ્યું કે—'હે મહાસતી! તું નલ મહારાજાની પત્ની હોવાથી મને પૂજનીય છે. આજ હું ભાગ્યશાળી થયો. તેં ચોરાથકી અમને બચાવ્યા, તેથી તારા ઉપકાર તળે અમે દબાયેલા છીએ, માટે મારા આવાસને પાવન કર. તારો જે સત્કાર કરીએ, તે સ્વલ્પજ છે.' એ રીતે કહીને સાર્થવાહે તેને પોતાના તંબુ-મા લાવી દેવીની જેમ ભક્તિ કરીને તેનો થાક ઉતાર્યો. એવામા મેઘ અખંડ ધા-રાએ વરસવા લાગ્યો. પગલે પગલે વહેતા જળ પ્રવાહથી તે અરણ્ય એક જળમય થઇ ગયું, અને સર્વ અરણ્યમા ભુંડણોની મનોવાછા પૂરનાર એવો કાદવ વધી પડયો. તે વખતે ત્રણ દિવસ નિરંતર ઉત્કટ (જોસ બંધ) વૃષ્ટિ ચાલુ રહી, પણ દવદતી જાણે પિતાના ઘરે ગઈ હોય તેમ ત્યા સુખપૂર્વક રહી. હવે મેઘ વરસતાં બંધ પડયો, ત્યારે દવદંતી તે સાર્થને તજીને ફરી પણ પ્રથમની જેમ એકલી તે સ્થાનથી ચાલી નીકળી. નલના પ્રવાસના દિવસથી માંડીને ઉપવાસાદિક તપ કરતી દવદંતી ધીમે ધીમે માર્ગ ઓળંગવા લાગી. આગળ ચાલતાં દવદંતીએ, જેનું જીભરૂપ જવાલાથી વિકરાલ મુખ છે, ભુજંગની જેમ ભયંકર, તાલવૃક્ષ જેટલા ઉંચા ચરણ (પગ)ને ધારણ કરનાર, અમાવાસ્યાના અંધકાર સમાન જાણે કાજળથી બનાવેલ હોય તેવા શ્યામ શરીરને ધારણ કરનાર. શાર્દૂલના ચર્મરૂપ વસ્ત્રને પહે-રનાર, ભીષણ પ્રાણીઓ કરતાં પણ વધારે ભયંકર એવા યમપુત્ર સમાન એક રાક્ષસને જોયો. એટલે તે રાક્ષસે તેને કહ્યુ કે—"અરે માનુષી! ભૂખથી જેની કુખ ઉંડી ઉતરી ગઈ છે એવા મને લાંબા વખતથી આજ ખોરાક મળ્યો. માટે હવે તરત તારૂં હું ભક્ષણ કરીશ." એમ સાભળતા દવદંતી ભય પામી, છતાં ધીરજ ધરીને કહેવા લાગી—"અરે રાક્ષસ! મારૂં વચન સાંભળીને પછી તને રૂચે તેમ કરજે. પરમ આર્હત ધર્મથી મારૂં મન વાસિત છે, તેથી મને મરણની બીક નથી, પરંતુ તુ પરસ્ત્રીનો સ્પર્શ કરીશ નહિ, જો સ્પર્શ કરીશ, તો તું સુખને ખોઇ બેસીશ. મનમાં જરા વિચાર કર." એમ તેનું ધીરજ ભરેલું વચન સાંભળી રાક્ષસ હર્ષિત થઈને બોલ્યો—'હે ભદ્રે! હું સંતુષ્ટ થયો છું, કહે તારો

શું ઉપકાર કરૂં ? ' એટલે તે બોલી કે—' હે ભદ્ર ! જો તું સંતુષ્ટ થયો છે, તો હું તને પૂછું છું કે મારો પતિ સાથે સમાગમ ક્યારે થશે ? ' તે અવધિજ્ઞાનથી જાણીને બોલ્યો કે—' હે યશસ્વિની ! પ્રવાસના દિવસથી માંડીને બાર વરસ પછી પતિની સાથે તારો સંયોગ થશે. પિતાના ઘરે રહેતાં તને તે મળશે, એ મારૂં વચન ખાત્રી પૂર્વક તું તારા મનમાં ધારી રાખજે. અત્યારે મનની અકળામણ તજી દે. જો તું કહેતી હોય તો તને એક આંખના પલકારામા પિતાના ઘરે લઇ જાઉં, રસ્તામાં શા માટે ખેદ પામે છે ? ' ત્યારે તે બોલી કે—'નલના આગમનની વાતથી હું કૃતકૃત્ય થઈ છું. પણ પર પુરૂષ સાથે હું જતી નથી. તારૂં કલ્યાણ થાય, તું સુખેથી જા. ' પછી તે પોતાનું જ્યોતિમય રૂપ બતાવીને વિજળીના પુંજની જેમ તરતજ આકાશમા ઉડી ગયો.

હવે પતિનો બાર વરસનો પ્રવાસ જાણીને દવદંતીએ પોતાના સતીત્વરૂપ વૃક્ષના પલ્લવ સમાન આવા અભિગ્રહ કર્યા—' જ્યાંસુધી નલ નહિ મલે, ત્યાંસુધી રંગેલ વસ્ત્ર, તાંબુલ, આભરણ વિલેપન અને છ વિગયને હું લઇશ નહિ. ' પછી વર્ષાકાલને વીતાવવા દવદંતીએ એક પર્વતની ગુફામાં નિવાસ કર્યો. ત્યાં શ્રી શાંતિનાથ પ્રભુનું માટીનું બિંબ પોતે બનાવીને ગુફાના એક ખુણામાં સ્થાપન કરી, તે બિંબની ભક્તિ પૂર્વક પોતે પુષ્પો લાવીને ત્રિકાલ પૂજા કરતી હતી. ઉપવાસાદિક તપના અંતે તે પરમ શ્રાવિકા, બીજરહિત પ્રાસુક ફળથી પારણું કરતી હતી. હવે સાર્થવાહ નલપ્રિયાને ન જોવાથી ' તેનું કલ્યાણ થાઓ ' એમ ચિંતવતો તેની પાછળ આવ્યો, અને તે ગુફામાં આવતાં દવદંતીને જિન બિંબની પૂજા કરતી જોઈ, તેને ક્ષેમકુશળ નિહાળી, સાર્થવાહ વિસ્મયથી વિકસિત નયને તેને નમીને પૃથ્વી ઉપર બેઠો. એટલે જિનપૂજા સંપૂર્ણ કરીને દવદંતીએ સ્વાગત પ્રશ્નપૂર્વક મધુર વાણીથી તેને બોલાવ્યો તે અવસરે તેમનો શબ્દ સાંભળીને નજીકમાં રહેલા કેટલાક તાપસો ઉતાવળા ત્યાં આવ્યા અને સાવધાન થઈ મૃગલાની જેમ બેસી ગયા. એવામાં મેઘ મુશળધારાએ વરસવા લાગ્યો, એટલે ભાલા સમાન જળધારાથી આઘાત પામતા તાપસો બોલ્યા કે—' અત્યારે અમે ક્યાં જઇએ અને આ જળથી કેમ બચીએ ?, ત્યારે જળના ભયથી તેમને ગભરાયેલા જોઈને તે સતી ' બીક ન રાખો ' એમ ઉત્કૃષ્ટ વચન બોલી, અને તેમની ચારે બાજુ કુંડાળું બનાવીને સતીશિરોમણિ તે ફરીને મનહર વાણીથી બોલી—' જો હું સતી, પરમ શ્રાવિકા અને સરલ ચિત્તવાળી હોઉં, તો આ કુંડાલાની બ્હાર મેઘ વરસે. ' એટલે તેના સતીત્વના માહાત્મ્યથી ઉપર જાણે છત્રધારણ કરેલ હોય તેમ તે કુંડાળામાં લેશમાત્ર પણ પાણી ન પડ્યું. તે ચમત્કાર જોઈને બધા તાપસો ચિંતવવા લાગ્યા કે—' શું આ કોઇ

દેવી હશે ? માનુષીમાં તો આવું રૂપ અને આવી શક્તિ ન હોય. ' પછી વસંત સાર્થવાહે તેને પૂછ્યું કે—' હે ભદ્રે ! કહે કે તું આ ક્યા દેવને પૂજે છે ? ' તેણે સાર્થવાહને કહ્યું—' આ અરિહંત દેવ ત્રણ લોકના નાથ, પરમેશ્વર અને વાંછિતાર્થને આપનાર છે. આ દેવની આરાધના કરતા હું અહીં નિર્ભય થઇને રહું છું. એના પ્રભાવથી વ્યાઘ્રાદિક મને હરકત કરતા નથી ' ઇત્યાદિક અરિહંતનું સ્વરૂપ બતાવીને તેણે અહિંસામૂલ જૈનધર્મ સાર્થવાહને કહી સંભળાવ્યો, વસંત સાર્થવાહે તે ધર્મનો સ્વીકાર કર્યો, અને કહ્યું કે—' ધર્મની કામધેનુ સમાન તને મેં ભાગ્ય યોગે જોઈ છે. ' તે વખતે તાપસોએ પણ તેના વચનથી સંદેહ રહિત જિનધર્મનો સ્વીકાર કર્યો, અને પોતાના તાપસધર્મની નિંદા કરી, પછી વસંત સાર્થવાહે ત્યાંજ એક નગર વસાવ્યું. અહીં પાંચસો તાપસો પ્રતિબોધ પામ્યા, તે કારણથી તે નગર તાપસપુર એવા નાંમથી સર્વત્ર પ્રસિદ્ધ થયું, વળી તે નગરમા સ્વાર્થને જાણનાર સાર્થવાહે પોતાના ધનને કૃતાર્થ કરવા શ્રી શાંતિનાથ ભગવાનનું એક ચૈત્ય કરાવ્યું. ત્યાર પછી તે સાર્થવાહ, બધા તાપસો, તથા તે નગરના બધા લોકોએ આર્હત ધર્મ સાધવાને તત્પર થઈને કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એક વખતે રાત્રે દવદંતીએ પર્વતના શિખરપર ઉદ્યોત જોયો, અને આકાશથી આવતા અને જતા સુર, અસુર અને વિદ્યાધરોને તેણે જોયા. તેમના જય જય શબ્દથી જાગ્રત થયેલા સાર્થજનો અને તાપસો વિસ્મયથી જોવાની ઇચ્છાથી તે સતીને આગળ કરીને પર્વતપર ચડયા. ત્યાં સિંહકેસરી સાધુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, તે કેવલનો મહિમા દેવતાઓ કરતા હતા. પછી દ્વાદશાવર્ત્ત વાંદણાથી તે મુનિને વંદન કરીને તેના ચરણ સમીપે સતી સહિત તે બધા બેઠા. તે વખતે તે સાધુના ગુરૂ યશોભદ્રસૂરિ ત્યા આવ્યા અને પોતાના શિષ્યને ઉત્પન્ન થયેલ કેવલજ્ઞાન જાણીને તેમને વાંદી અને આગળ બેઠા, એટલે કરૂણાસાગર સિંહકેસરીએ ધર્મ-દેશના આપી કે—" હે ભવ્ય જનો ! સંસારમાં ભમતાં જીવોને મનુષ્યભવ વધારે દુર્લભ છે, તે પામીને તેને સફળ કરવો. મનુષ્ય જન્મના ફલરૂપ જીવદયારૂપ જિનધર્મને અંગીકાર કરો. " કાનને અમૃતસમાન એ રીતે ધર્મ સમજાવીને તે મહર્ષિ તાપસકુલપતિના સંશયને દૂર કરવાને બોલ્યા કે— " હે તાપસકુલપતે ! આ દવદંતીએ જે તને ધર્મ કહી બતાવ્યો, તે બરાબર છે, એ મહાસતી જિનધર્મમાં રક્ત હોવાથી. અન્યથા કહેતી નથી, એણે પોતામા સતીત્વના માહાત્મ્યથી કુંડાળું કર્યું, તેથી તમને વરસાદના જળનો પરાભવ ન થયો. તે કારણથી એ પરચો દેખાડનારી મહા પ્રભાવવાળી છે. એના સતીપણા અને શ્રાવિકાપણાને લીધે જંગલમાં પણ દેવતાઓ સદા એને સહાય કરે છે. તેથી ઉપદ્રવો એનો પરાભવ કરી શકતા નથી. પૂર્વે આ સાર્થવાહના સાથને

એ મહા સતીએ હુંકાર માત્ર કરતાં ચોરો થકી બચાવ્યો હતો, એ કરતાં બીજો મોટો પ્રભાવ કેવો ? ” એ પ્રમાણે કેવલી તેનું વર્ણન કરતા હતા, તેવામાં ત્યાં કોઇક મહર્દ્ધિક દેવ આવ્યો, તે કેવલીને વાંદીને દવદંતીને કહેવા લાગ્યો—“ હે ભદ્રે ! આ તપોવનમાં કુલપતિનો કર્પૂર નામે શિષ્ય હું તપના તેજથી દુષ્પ્રેક્ષણીય હતો. પંચાગ્નિનો સાધક છતાં તપોવનના તાપસો મને પૂજતા ન હતા, અને વચનમાત્રથી પણ મને તેઓ રાજી કરતા ન હતા, તેથી હું અભિમાની તે તપોવનને તજીને ક્રોધરૂપ રાક્ષસને આધીન થઇને એકદમ બીજે સ્થાને ચાલ્યો ગયો. રાત્રે નિબિડ અંધકાર હોવાથી જતાં જતાં હું પર્વતની ગુફામાં પડી ગયો. અને મારા મુખને પર્વતના પત્થર લાગવાથી બધાએ દાંતના જીર્ણ છીંપની જેમ ભુક્કેભુકા થઈ ગયા. દાંત પડવાની પીડામાં આતુર એવો હું ત્યાં તેવી સ્થિતિમાં સાત દિવસ પડયો રહ્યો, પરંતુ તે તાપસોએ દુઃસ્વપ્નની જેમ મને બોલાવ્યો પણ નહિ, ઉલટો ઘરમાંથી જેમ સર્પ ચાલ્યો જાય, તેમ તે સ્થાનથી હું ચાલ્યો ગયો, તેથી તેમને બહુ સુખ થઇ પડયું, અને તેમની ઉપર લાયના અગ્નિ સમાન મને દુઃખાનુબંધી ક્રોધ ઉત્પન્ન થયો. તે ક્રોધથી બળતાં મરણ પામીને હુ આજ તાપસોના અરણ્યમા મહા સર્પ થયો. એક વખતે પતિવિયોગથી દુઃખિત થયેલ એવી તને રસ્તે જતાં હું દંશવાને દોડયો, એટલે તું મારી ગતિને અટકાવનાર નમસ્કારમંત્ર બોલી. મારા કાનમાં પડેલ નમસ્કારમંત્રના અક્ષરોને લીધે તત્કાલ જાણે કોઈએ મને સાંડસાથી પકડયો હોય તેમ હું તારી સન્મુખ આવવાને સમર્થ ન થયો. પછી હતશક્તિ એવો હું ફરી કોઈ રીતે પણ એક ગુફામાં પેઠો અને ત્યાં દેડકા વિગેરે જીવોનું ભક્ષણ કરતાં હું જીવતો હતો. હે પરમ શ્રાવિકા ! એક દિવસે વરસાદ વરસતાં તાપસોની આગળ તું આવો ધર્મ કહેતી હતી, તે મારા સાંભળવામા આવ્યો—‘ જે જીવોને મારે છે, તે સંસારમા સર્વ સ્થાને મારવાડમા જેમ મુસાફર સંકટ પામે, તેમ તે દુઃખો પામે છે. ’ તે સાંભળીને મેં વિચાર કર્યો કે—‘ હું સદાએ જીવહિંસામા તત્પર એવો સર્પ છું તેથી મારી શી ગતિ થશે? ’ એમ તર્ક વિતર્ક કરતાં મારા જાણવામાં આવ્યું કે—‘ આ તાપસોને મેં ક્યાક જોયા છે ? ’ એ રીતે વારંવાર વિચાર કરતાં મને નિર્મળ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. એટલે ગઇ કાલે કરેલ કાર્યની જેમ મને પૂર્વભવનું સ્મરણ અને મહા વૈરાગ્ય ઉત્પન્ન થયો, તે વૈરાગ્યને લીધે મેં અનશન કર્યું, ત્યાંથી મરણ પામીને હું સૌધર્મ દેવલોકમાં દેવ થયો, તે હું કુસુમસમૃદ્ધ વિમાનમાં કુસુમપ્રભ નામે દેવ છું. તારા પ્રસાદથી સ્વર્ગના સુખો ભોગવતાં હું વખત વીતાવુ છું. જો તારૂં ધર્મવચન મારા કાને ન પડયું હોત, તો પાપરૂપ પંકમાં મહાવરાહ ( મહાભુંડ ) સમાન એવી મારી શી ગતિ થાત ? અત્યારે અવધિજ્ઞાનથી તને ઉપકાર કરનારી જાણીને હું તારા દર્શન કરવાને આવ્યો

છું. હવેથી હું તારો ધર્મપુત્ર છું” એ રીતે દવદંતીને પોતાનું સ્વરૂપ જણાવીને તે દેવ ગામથી આવેલા જાણે બાંધવો હોય તેમ તે તાપસોને મીઠી વાણીથી કહેવા લાગ્યો—‘ હે તાપસો ! મારા પૂર્વભવ સંબંધી તે કોપના આચરણ રૂપ અપરાધને ક્ષમા કરો અને નિધાનની જેમ પ્રાપ્ત થયેલ શ્રાવકધર્મને બરાબર પાળો.’ એમ કહી પર્વતની ગુફામાંથી તે સર્પના શરીરને લાવી અને નંદિવૃક્ષપર તે લટકાવીને તે દેવ ફરીને તાપસોને કહેવા લાગ્યો—‘ જે કોઈ માણસ કોપ કરે, તે કોપના ફળથી આવો ભુજંગ થાય, જેમ પૂર્વે હું કર્પૂર નામે શિષ્ય હતો.’ એમ સાંભળીને કુલપતિ જોકે પ્રથમથીજ સમ્યક્ત્વ ધારી હતો, છતાં તે અવસરે ભાગ્ય-યોગે વિશેષથી અતિશય વૈરાગ્ય પામ્યો. પછી કેવલીને વાંદીને તે તાપસકુલપતિએ વ્રતની યાચના કરી, એટલે કેવલી બોલ્યા—‘ આ મારા ગુરૂ યશોભદ્રસૂરિ તને વ્રત આપશે. ’ તેથી વિસ્મય પામેલ કુલપતિએ તે કેવલિમુનીને પૂછ્યું—‘ હે ભગવાન્ ! તમે દીક્ષા કેવી રીતે લીધી ? ’ કેવલી બોલ્યા કે—

“ કોશલા નગરીમાં નલરાજાને લઘુ બંધુ કુબેર રાજાનો હું પુત્ર છું. સંગા-નગરીના સ્વામી કેસરી રાજાએ બંધુમતી નામે પોતાની પુત્રી મને આપી. પિતાની આજ્ઞાથી હું તેને પરણ્યો અને તે નવોઢાને લઈને હું મારી નગરી તરફ પાછો ફર્યો. રસ્તે જતાં મેં અનેક શિષ્યોથી પરવરેલ આ ગુરૂને જોયા, એટલે ભક્તિથી વાંદ્યા અને કાનને સુધાસમાન દેશના સાંભળી દેશનાને અંતે મેં પૂછ્યું કે—‘ હે સ્વામિન્ ! મારૂં આયુષ્ય કેટલું છે ? ’ ત્યારે તેણે ઉપયોગ દઈને પાંચ દિવસનું આયુષ્ય કહ્યું, મરણને નજીક જાણીને હું અત્યંત ભય પામ્યો. એટલે મને ગુરૂએ કહ્યું કે—‘ હે વત્સ ! ભય ન પામ, દીક્ષાને ગ્રહણ કરી લે. એક દિવસ આરાધેલ દીક્ષા પણ સ્વર્ગ અને મોક્ષનાં સુખને આપે છે. ’ પછી આ ગુરૂની પાસે મેં દીક્ષા લીધી, અને એની આજ્ઞાથી હું અહીં આવ્યો છું. શુક્લ ધ્યાનમાં રહેતાં ઘાતિકર્મનો ક્ષય થવાથી મોક્ષ સુખને આપનાર એવા કેવલજ્ઞાનને હું પામ્યો.’ એમ કહી યોગનિરોધ કરતા તે સિંહકેસરી કેવલી ભવોપગ્રાહી ચાર કર્મોને ખપાવીને પરમ પદને પામ્યા. તે કેવલીના શરીરને દેવતાઓએ પવિત્ર ક્ષેત્રમાં લઇ જઈને અગ્નિસંસ્કાર કર્યો. હવે યથાર્થ નામધારી તે વિમલમતિ કુલ-પતિએ શ્રીયશોભદ્રસૂરિની પાસે દીક્ષા લીધી, એટલે દવદંતીએ પણ તત્કાલ તે મહ-ર્ષિને કહ્યું કે—‘હે ભગવાન્ ! મને પણ મુક્તિની માતા સમાન દીક્ષા આપો.’ ત્યારે યશોભદ્રસૂરિએ તેને કહ્યું કે—‘ હે દવદંતી ! હજી તારે નલની સાથે ભોગ ભોગ-વવાના બાકી છે, તેથી તું અત્યારે વ્રતને યોગ્ય નથી. ’ પછી પ્રભાત થતાં ગુરૂએ પર્વત ઉપરથી ઉતરીને પોતાના ચરણ—કમલથી તે તાપસપુરને પાવન કર્યું, ત્યાં શ્રી શાંતિનાથના ચૈત્યને સ્થાપીને નગરજનોના હૃદયમાં તેમણે સમ્યક્ત્વરૂપ બીજ વાવ્યું.

હવે દવદંતી અંગે મલિન વસ્ત્ર ધારી, ધર્મધ્યાનમાં લીન થઈને સાધ્વીની

જેમ તે ગુફામાં સાત વરસ રહી. એક દિવસે કોઈ મુસાફરે તેને કહ્યું કે—' હે દવદંતી ! મેં અમુક સ્થાને આજે તારા પતિને જોયો. ' એમ સાંભળીને તે તરત રોમાંચિત થઈ ગઈ. ' આ કોણુ મને વધામણી આપે છે ? ' એ જાણવાને દવદંતી શબ્દવેધી બાણુની જેમ તે શબ્દની પાછળ દોડી, પરંતુ ગુફામાંથી જાણે આકર્ષણ કરવામાં સાક્ષીરૂપ હોય, તેમ ગુફાથકી આકર્ષીને તે ક્યાંક અંતર્ધાન થઇ ગયો. તેણે તે મુસાફરને ન જોયો અને તે ગુફાને પણુ તજી દીધી, એમ બંને બાજુથી ભ્રષ્ટ થયેલી દવદંતી દૈવયોગે મહા અરણ્યમાં પડીને ક્યાંક ઉભી રહેતી, ક્યાંક બેસી જતી, અને ક્યાંક દુ:ખથી ભૂમિપર આળોટતી હતી, તથા વારંવાર તે વિલાપ અને રૂદન કરવા લાગી. ' હું શું કરૂં ? અને ક્યાં જાઉં ? ' એમ વિચાર કરતી દવદંતી આદરપૂર્વક પાછી તેજ ગુફા તરફ ચાલી, તેવામાં એક રાક્ષસીએ તેને જોઇ, પોતાનું મુખ પસારીને રાક્ષસીએ તેને કહ્યું કે—' હું તને ખાઇ જઇશ. ' ત્યારે સતી દવદંતી બોલી કે—' હે રાક્ષસી ! જો મારા મનમાં નલ શિવાય બીજા પુરૂષને મેં ધાર્યો ન હોય, તો મારા સતીત્વના પ્રભાવથી તું હતાશ બની જા ' એ વચન સાભળતાં તે રાક્ષસીએ શીલના પ્રભાવથી તેને ખાવાની ઇચ્છા તજી દીધી; અને તેને નમન કરીને જાણે સ્વપ્નમાં આવી હોય તેમ તે રાક્ષસી ક્ષણુવારમાં અદૃશ્ય થઈ ગઈ. ત્યાર પછી આગળ જતાં તે સતી નલવલ્લભાએ, પાણીના આકારે જેમાં તરંગરૂપ વેણી થઈ ગઇ છે, એવી જળરહિત એક ગિરિનદી ( પર્વતથી નીકળતી નદી ) ને જોઈ એટલે તૃષાક્રાંત થયેલી તે બોલી કે—' જો સમ્યગ્દર્શનથી મારૂં મન વાસિત હોય, તો અહીં ગંગાના જેવું નિર્મળ પાણી થઇ જાય.' એમ કહીને તેણે પોતાની પાનીવતી ભૂપીઠને પ્રહાર કર્યો, ત્યારે તત્કાળ ઇંદ્રજાળની નદી સમાન તે પાણીથી પૂર્ણ થઈ ગઈ એટલે હાથણીની જેમ દવદંતીએ પોતાની ઇચ્છા મુજબ તે પાણી પીધું. ત્યાથી આગળ ચાલતા અધિક પરિશ્રમ પામવાથી એક વડની નીચે વટવાસી દેવીની જેમ તે બેઠી. એવામાં સાર્થ થકી આવેલા મુસાફરોએ તેને તેની સ્થિતિમાં જોઇ અને કહ્યું કે—' હે ભદ્રે ! તું કોણુ છે ? અમને તો તુ દેવી સમાન લાગે છે ' એટલે તે બોલી—' હું માનુષી છું, સાથથી ભ્રષ્ટ થઇને જંગલમાં રહું છું. મને તાપસપુરમાં જવું છે, માટે મને રસ્તે ચડાવો.' તે બોલ્યા—' જ્યાં સૂર્ય અસ્ત થાય છે, તે દિશાએ તું ચાલજે, અમે જવાને ઉતાવળા છીએ, તેથી તને રસ્તો બતાવવા આવી શકતા નથી. પાણી લઇને અમારે પોતાના સાથમા જવું છે, તે અહીંથી બહુજ નજીકમાં છે. જો તું ત્યાં આવતી હોય, તો તને અમે કોઈક નગરમાં લઇ જઇએ. ' એમ સાંભળીને હર્ષ પામતી દવદંતી તે લોકોની સાથે તે સાથમાં ગઈ. ત્યાં કરૂણા તત્પર ધનદેવ સાર્થવાહે દવદંતીને પૂછયું કે—' તું કોણુ છે ? અને અહીં ક્યાંથી આવી છે ? ' ત્યારે તે બોલી કે—' હું વણિકની પુત્રી છું, ભર્તારની સાથે પિતાના ઘરે જતી હતી, પણુ

રાત્રે નિદ્રા આવી જતાં મારો પતિ રસ્તામાં મને તજીને ચાલ્યો ગયો. અત્યારે સહોદર સમાન તારા પુરૂષો મને અહીં લઇ આવ્યા, માટે હે મહાભાગ! મને કોઈ વસ્તીના સ્થાને લઇજા.' સાર્થેશ બોલ્યો—'હું અચલપુરમાં જવાનો છું, માટે તું પણ ત્યાં ચાલ. હું તને પુષ્પની જેમ લઇ જઇશ.' એમ કહીને તે ધર્મી સાર્થવાહે પોતાની પુત્રીની જેમ તે દવદંતીને સુંદર વાહનપર બેસારીને તરત જવાને પ્રયાણ કર્યું. આગળ જતા નિઝરણાના જળયુક્ત એક ગિરિની કુંજમાં સાર્થવાહે પોતાના સાથને થોભાવ્યો. ત્યા રાત્રે સુખે સુતેલી દવદંતીએ સાથમાં રહેલ કોઈ પુરૂષ નમસ્કાર મહામંત્રનો પાઠ કરતો હતો, તે દવદંતીએ સાંભળ્યું, એટલે તે સાર્થવાહને કહ્યુ કે—'નવકાર મંત્રનો પાઠ કરનાર એ મારો સાધર્મિક છે, માટે તારી અનુજ્ઞાથી હું તેને જોવા ઇચ્છું છું' ત્યારે સાર્થેશ પણ પિતાની જેમ તેની વાછા પૂરવાને તેને લઇને તે સાધર્મિકની પાસે ગયો, અને બાંધવ સમાન ચૈત્યવંદન કરતા; અને તંબુમાં રહેલ જાણે શરીરધારી શમ હોય તેમ દવદંતીએ તેને જોયો, ત્યાં તેવા મોટા શ્રાવકની અનુમોદનાથી જેના લોચન અશ્રુથી પૂર્ણ છે એવી દવદંતી ચૈત્યવંદન સુધી તે સ્થાને બેસી રહી. વળી તે શ્રાવક જેને વંદન કરી રહ્યો છે, કૃષ્ણ રત્નના સમાન વર્ણ સહિત, અને પટમાં આળેખેલ એવા આર્હંત બિંબને તેણે જોયું, અને પોતે પણ તે બિબને વદન કર્યું. ચૈત્યવંદન સમાપ્ત થતાં દવદંતીએ તેને બહુમાનપૂર્વક પૂછ્યું કે—' ભ્રાત! કયા જીનેશ્વરનું આ બિંબ છે?' એટલે તે શ્રાવક બોલ્યો—"હે ધર્મશીલા આ બિંબ, ભવિષ્યમાં થનાર ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લિનાથનું છે હું ભાવી તીર્થંકરના બિબને શા માટે પૂજું છું? હે કલ્યાણી! તે આજ મારા કલ્યાણના કારણને સાભળ—

"કાચીનગરીનો હું વણિક છું. એક વખતે ત્યાં જ્ઞાનવાન્ ધર્મગુપ્ત નામે મુનિ આવ્યા, તે રતિવલ્લભ વનના એક ભાગમાં સમોસર્યા. તેમને વંદન કરીને મેં પૂછ્યું કે—'હે ભગવાન! ક્યા તીર્થંકરના તીર્થમાં મારી મુક્તિ થશે?' ત્યારે તે બોલ્યા કે—'મલ્લિનાથના તીર્થને વિશે દેવલોકથી ચવીને મિથિલાનગરીમા તું પ્રસન્નચંદ્ર નામે રાજા થઇશ ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લિનાથના દર્શન પામીને કેવળ જ્ઞાન પ્રાપ્ત થતાં તુ મોક્ષે જઇશ' હે ધર્મજ્ઞે! ત્યારથી શ્રીમલ્લિનાથ ભગવંત પર બહુ ભક્તિ લાવી, તેના બિંબને પટપર આળેખીને હું પૂજું છું" એ પ્રમાણે પોતાનો વૃતાંત કહીને તે શ્રાવકે તે દવદતીને પૂછ્યુ કે—'હે પુણ્યવતી! ધર્મ બંધુ એવા મને કહે; કે તું કોણ છે?' એટલે ધનદેવ સાર્થવાહે તેણે કહેલ પતિ વિયોગાદિક સર્વ વૃત્તાંત આંખમાં આસુ લાવીને કહી બતાવ્યો તે સાભળીને જેના લોચનમા અશ્રુ આવી ગયા છે એવા તે શ્રાવકે કહ્યું કે—'હે મહાનુભાવે! શોચ ન કર. આ દુઃખ તારા કર્મોદયથીજ થયું છે; પરંતુ આ સાર્થવાહ તારો પિતા અને હું તારો ભ્રાતા

છું. માટે હવે તુરત સુખજ થશે.' પછી પ્રભાતે સાર્થવાહ અચલપુર નગરમાં આવ્યો, ત્યાં તે સતીને મૂકીને તે પોતે બીજે સ્થળે ચાલ્યો ગયો. હવે તે તૃષિત થઈને નગરના દ્વાર પાસે રહેલ વાવમા પેઠી, ત્યા પનીહારીઓએ તેને સાક્ષાત્ જલ દેવતા સમાન જોઇ, જેવામાં તે વાવમા પેઠી, તેવામાં ગોધા (ઘો) એ તેનો ડાબો પગ જળમા પકડી લીધો. કારણ કે દુ:ખીઓને દુ:ખ જાણે તેના મિત્રભાવથીજ તરત આવી પડે છે. એ વખતે તેણે ત્રણ નવકારનો પાઠ કર્યો, તેના પ્રભાવથી દવદંતીના પગને ગોધાએ મૂકી દીધો. પછી મુખ, ચરણ, હસ્તાદિકને ધોઇને, તે જળપાન કરી હળવે હળવે રાજહંસીની જેમ તે વાવથી બ્હાર નીકળી ત્યા થાકી જવાથી તે વાવના તટપર એક વૃક્ષની નીચે અને શીલરૂપ રત્નના કરંડીયા સમાન એવી તેણીએ દૃષ્ટિથી અચલપુરનું અવલોકન કર્યું. ત્યાં ઋતુપર્ણ રાજા અને તેની ચંદ્રયશા નામે રાણી છે, તેની દાસીઓ પરસ્પર હાસ્ય કરતી મસ્તક પર સુવર્ણના ઘડા લઈને તેજ વાવપર પાણી ભરવા આવી. તેઓએ દુર્દશા પામેલ છતા તે દવદંતીને દેવી સમાન જોઇ, કારણ કે કાદવમાં મગ્ન છતાં કમલિની તે તો કમલિનીજ. તેણીનું રૂપ જોતા તેઓએ વિસ્મય સહિત વાવમા હળવે હળવે પ્રવેશ કર્યો, અને હળવે હળવે તે બ્હાર નીકળી, તથા ઘરે જઈને તેમણે દવદંતીના અદ્‌ભુત રૂપનું પોતાના સ્વામી પાસે વર્ણન કર્યું, એટલે ચંદ્રયશાએ તેમને કહ્યું કે—'તેને અહીં લઈ આવો. મારી ચંદ્રવતી પુત્રીની તેને બ્હેન બનાવીશું' પછી તે દાસીઓ તરત તે વાવના તટપર આવી, અને દવદંતીને નગરની સન્મુખ લક્ષ્મીની જેમ જોઇને બોલી કે—"હે સુભગે! આ નગરમા ઋતુપર્ણરાજાની ચંદ્રયશા રાણી તને બહુમાનથી બોલાવે છે, અને કહે છે કે—'તુ ચંદ્રવતી સમાન મારી પુત્રી છે.' માટે હે ભદ્રે! ત્યાં આવ અને દુ:ખોને જલાંજલી આપ. અહીં શૂન્ય ચિત્તથી રહેતા દુષ્ટ વ્યંતરો છળ મેળવી તારા અંગમા પ્રવેશ કરીને તને અનર્થ ઉપજાવશે." એ રીતે ચંદ્રયશાના વચનથી પુત્રીપણાના સ્નેહને જાણે તાબે થઈ હોય તેમ આર્દ્ર મનવાળી તે ત્યાંથી આગળ ચાલી. 'સ્વામિનીની તું ધર્મસુતા છે, તેથી અમારી પણ તું સ્વામિની છે' એમ વિનયથી બોલતી તે દાસીઓ તેને રાજાના ભુવનમા લઈ ગઇ. 'ચદ્રયશા મારી માસી થાય' એમ દવદંતીને ખબર ન હતી, અને ચંદ્રયશા તો 'દવદંતી મારી ભાણેજ થાય' એમ જાણતી હતી, પરંતુ નાનપણમાં જોયેલ હોવાથી ચંદ્રયશા તેને ઓળખી શકી નહિ, તથાપિ રાણીએ દૂરથીજ તેને પુત્રીના જેવા સ્નેહથી જોઈ, કારણકે ઇષ્ટ કે અનિષ્ટનો નિર્ણય કરવામા અંતઃકરણજ પ્રમાણ છે. પછી ચદ્રયશાએ દવદતીને ગાઢ આલિંગન કર્યું, એટલે આસુને વરસાવતી અને પ્રીતિતળે દબાયેલી દવદંતી રાણીના પગે પડી, ત્યારે ચંદ્રયશાએ પૂછ્યું કે—'તુ કોણ છે?' એટલે તેની આગળ પણ પૂર્વે જેમ

સાર્થવાહને કહ્યું હતું, તેમ તેણે બધું કહી બતાવ્યું. પછી ચંદ્રયશાએ દવદંતીને કહ્યું કે—' હે કલ્યાણી ! ચંદ્રવતીની જેમ તુ સુખે મારા ઘરે રહે.'

હવે એક દિવસે ચંદ્રયશા રાણીએ ચંદ્રવતીને કહ્યું કે—" મારી ભાણેજ દવદંતી જેવી આ તારી બ્હેન છે, પણ તે આ પ્રમાણે અહીં આવે, એ કોઈ રીતે સંભવતું નથી, તે આપણા સ્વામી નલ રાજાની રાણી છે અને તે નલ અહીથી એક સો ચુમ્માલીશ યોજન દૂર કોશલા નગરીમા રાજ્ય કરે છે. માટે તેણીનું અહીં આગમન શી રીતે સભવે ? અને તેની આવી દશા કયાથી ?" હવે તે ચંદ્રયશા નગરની બ્હાર દીન અને અનાથજનોને દાન દેતી હતી. તેને એક વખતે દવદંતીએ કહ્યું કે—હે માત ! હું અહીં દાન આપું, વખતસર મારો પતિ અહીં યાચકવેષે આવી જાય.' ત્યારે ચંદ્રયશાએ રજા આપી એટલે ત્યારથી દવદતી પતિની આશાથી દાન દેવા લાગી. દરરોજ તે દરેક યાચકને પૂછતી હતી કે—' આવા સ્વરૂપવાળો કોઇ પુરૂષ તમારા જોવામાં આવ્યો છે ?' એક વખત તે દાનશાળામાં બેઠી હતી, તેવામાં જેની આગળ કુવાદ્ય વાગી રહ્યા છે, અને રાજપુરૂષો જેને બાંધીને વધભૂમિ તરફ લઈ જાય છે એવા એક ચોરને તેણે જોયો. ત્યારે તે રાજપુરૂષોને તેણે પૂછયું કે—' એણે શો અપરાધ કર્યો છે કે જેથી તમે એને વધસ્થાને લઈ જાઓ છો ?' તે બોલ્યા કે—' આ ચોરે ચંદ્રવતી દેવીનો રત્નકરંડીયો ચોર્યો છે, તે કર્મથી આ વધ કરવા યોગ્ય છે.' તે વખતે ચોરે દવદંતીને નમીને કહ્યું કે—' હે દેવી ! મારાપર તારી નજર પડયા છતાં મને મરણાંત દંડ શામાટે મળે ? તું મારા શરણરૂપ થા.' ત્યારે તે રાજપુરૂરૂષોને પાછા બોલાવીને દવદતી ચોરને કહેવા લાગી—' અરે ! તું ભય ન પામ. તારા જીવતરને હરકત નહિ થાય.' એમ કહીને દવદંતી બોલવા લાગી કે—' જો હું સતી હોઉં, તો એના બંધનો ચારે બાજુથી તૂટી પડો.' એમ બોલી કળશાના જળથી તેણે ચોરને ત્રણ વાર છંટકાવ કર્યો, એટલે તરત બંધનો ચોતરફથી તૂટી પડયાં. એવામાં ત્યાં કોલાહલ જાગ્યો, ત્યારે ' આ શું ' એમ વિચાર કરતો ઋતુપર્ણરાજા પરિવાર સહિત ત્યા આવી ચડયો, અને વિસ્મયથી જેના લોચન વિકસ્વર છે એવા તેણે દવદંતીને કહ્યું કે—' હે પુત્રી ! સર્વત્ર એવો રાજાનો ધર્મ છે કે—દુષ્ટનો નિગ્રહ કરવો અને શિષ્ટનું રક્ષણ કરવું, પૃથ્વીનો કર લેનાર રાજાએ ચૌરાદિકના ઉપદ્રવથકી તેનું રક્ષણ કરવું, નહિ તો તે ચૌરાદિકના પાપથી પોતે લેપાય. માટે જો આ રત્નના તસ્કરનો હુ નિગ્રહ ન કરૂં, તો પરધનાદિકનું હરણ કરવાને બધા લોકો નિર્ભય થઈને યત્ન કરશે.' ત્યારે દવદંતી બોલી કે—' હે તાત ! મારા દેખતાં જો આ પ્રાણી મરાય, તો મુજ શ્રાવિકાની દયા કેવી ? તેટલા માટે એનો અપરાધ ક્ષમા કરો. આ મારા શરણે આવેલ છે, એની અરરાટી દુષ્ટ રોગની જેમ મારાંમા પણ દાખલ

થઇ છે.' એ રીતે તે મહાસતીના અત્યાગ્રહથી ઋતુપર્ણ રાજાએ તે ચોરને મૂકી દીધો. મુક્ત થતાંજ તે ચોર 'તું મારી માતા છે' એમ કહેતા ભૂતલની રજથી પોતાના લલાટને તિલકયુક્ત કરતો દવદંતીને તાબે થયો અને પ્રાણદાનથી ઉપકાર કરનારી તે દવદંતીને નિરંતર ન વિસરતા તે દિવસે દિવસે તેને પ્રણામ કરતો હતો. એક વખતે દવદંતીએ તેને પૂછયું કે—'તું કોણ છે ? અને કયાંથી આવ્યો છે ?' તે બધો પોતાનો વૃત્તાંત તું નિઃશંક થઇને મને કહે.' ત્યારે તે બોલ્યો કે—

"તાપસપુરમા મહર્દ્ધિક વસંત સાર્થવાહનો હું પિંગલ નામે દાસ હતો. વ્યસનથી પરાભવ પામતાં મેં તેનાજ ઘરે ખાતર દઇને ભંડારમાંથી કીંમતી માલ ઉપાડયો. ચોરીનો માલ હાથમાં હોવાથી પોતાની રક્ષા કરવામાં તત્પર એવો હું ભાગ્યો અને રસ્તામા લુંટારાઓએ મને લુંટી લીધો. કારણકે દુષ્ટોનું કલ્યાણ કયાંથી હોય ? પછી અહીં આવીને ઋતુપર્ણ રાજાની મેં સેવા સ્વીકારી, કારણકે મનસ્વી (પંડિત) કોણ સેવા કરે ? અને કરે તો તે રાજાની સેવા કરે. ત્યારથી રાજમંદિરમાં સંચરતા મેં દુષ્ટ બુદ્ધિએ ચંદ્રવતી દેવીનો રત્ન કરંડીયો જોયો. તે રત્નકરંડને જોતા મારૂં ચિત્ત ચલાયમાન થયું, એટલે ઉત્તરીય વસ્ત્રને પગસુધી લંબાવીને તેનું હરણ કરીને હું ત્યાથી નીકળી ગયો, એવામાં ઋતુપર્ણ રાજાએ કેટલીક ચોરની ચેષ્ટાથી મને ચોર સમજીને મારો વધ કરવાને તેણે સીપાઇઓને સોંપ્યો. તે લોકો મને વધભૂમિ તરફ લઇ જતા હતા, એવામાં હે મહાસતી ! તને મે જોઈ. દૂરથી તારૂ શરણ લેતાં પણ વધપણાને પ્રાપ્ત થયેલ બકરાની જેમ તેં મને છોડાવ્યો. વળી હે સ્વામિની ! તાપસપુર થકી તારા જવા પછી વિંધ્યાચલના વિયોગી હાથીની જેમ વસંત સાર્થવાહે ભોજન તજી દીધું અને સાત દિવસ ઉપવાસ કર્યા, અને યશોભદ્રસૂરિથી પ્રતિબોધ પામેલ તેણે આઠમે દિવસે ભોજન કર્યું. એક વખતે મહા કીંમતી ભેટણું લઇને વસંત કૂબેર રાજાને જોવા ગયો. તે ભેટણાથી સંતુષ્ટ થયેલ કૂબર રાજાએ છત્ર, ચામર સહિત તેને તાપસપુરનું રાજ્ય આપ્યું, અને તે સાર્થપતિને સામંત બનાવીને રાજાએ તેનું વસંત શ્રી શેખર એવુ બીજુ નામ પાડયું. પછી રાજાએ વિસર્જન કરેલ વસંત શ્રી શેખર ભંભાને વગાડતાં તાપસપુરમાં આવ્યો, અને રાજ્યનું પાલન કરવા લાગ્યો."

એ પ્રમાણે તેના મુખ થકી સાભળીને હર્ષ પામેલ દવદંતીએ ચોરને કહ્યું કે—'હે વત્સ! તેં પૂર્વે દુષ્કર્મ કરેલ છે, હવે દીક્ષા લઇને તે દુષ્કર્મને ખપાવ.' એટલે તેણે કહ્યું કે—'માતાનું વચન પ્રમાણ છે.' એવામાં ત્યાં બે સાધુ આવ્યા, દવદંતીએ તેમને દોષ રહિત આહારથી પડિલાભ્યા, પછી તે સતી સાધુઓને કહેવા લાગી કે—'ભગવંત ! આ પુરૂષ જો યોગ્ય હોય, તો એને વ્રત આપવાની મહેરબાની

કરો.' તેમણે કહ્યુ કે–' એ યોગ્ય છે.' એટલે પિંગલે દીક્ષાની યાચના કરી, ત્યારે સાધુઓએ દેવભવનમાં જઈને તેને તરત દીક્ષા આપી.

હવે એક દિવસે ભીમરથ રાજાના સાંભળવામા આવ્યું કે–' લઘુ બંધુ કૂબરની સાથે જુગાર રમતા નલ રાજ્ય લક્ષ્મીને હારી ગયો, અને તેથી કૂબરે તેને કહાડી મૂક્યો. દવદંતીને લઇને તે એક મોટી અટવીમાં પેઠો. હવે કોણ જાણે તે ક્યા ગયો ? જીવતો છે કે મરી ગયો ?' રાજાના મુખથી તે સમાચાર સાંભળીને પુષ્પદંતી રાણી પણ અત્યંત રૂદન કરવા લાગી. કારણકે દુઃખ આવતા સ્ત્રીઓને લોચનજળ ( આંસુ ) દૂર નથી, પણ તે પાસેજ છે.' પછી ભીમરથ રાજાએ સ્વામીનો હુકમ બજાવવામા ચાલાક એવા હરિમિત્ર નામના રાજબટુને નળ અને દવદંતીની તપાસ કરવાને મોકલ્યો, એટલે તે નલ અને પોતાના સ્વામીની પુત્રી દવદંતીની સર્વત્ર શોધ કરતો અચલપુરમા આવ્યો, અને રાજસભામા પેઠો. રાજાની આગળ બેઠેલ તે હરિમિત્રને ચંદ્રયશાએ પૂછ્યું–' હે ભદ્ર ! પુષ્પદંતી અને તેના પરિવારને કુશળ છે ?' તે બોલ્યો–' હે દેવા ! પુષ્પદંતી રાણીને તો સદા કુશળજ છે, પરંતુ નલ અને દવદંતીનું કુશળ ચિંતવવા યોગ્ય છે.'

ત્યારે ચંદ્રયશાએ પૂછ્યું કે–' હે રાજબટો ! શું બોલે છે ?' એટલે તેણે જુગારથી માંડીને નળ, દવદંતાની અત્યંત દુઃખદાયક બધી કથા કહી સંભળાવી. તેથી ચંદ્રયશા રૂદન કરતા દુ.ખવાર્ત્તાથી દુઃખી થયેલ બધા લોકો રોવા લાગ્યા. ત્યાં રાણી સહિત સકલ જનને દુઃખાતુર જોઈને ભૂખથી જેની કુખ ઉંડી ઉતરી ગઇ છે એવો રાજબટુ દાનશાલામા ગયો. ત્યા ભોજન કરવા બેઠો, તેવામાં દાનશાળાનો અધિકાર ચલાવનાર, પોતાના સ્વામીની સુતા દવદંતીને તેણે ઓળખી લીધી, એટલે રોમાંચને ધારણ કરતા તેણે દવદંતીને વંદન કર્યું, અને ભૂખને વિસારીને વિકસિત નયને તે દવદંતીને કહેવા લાગ્યો–' હે દેવી ! આ તારી શી અવસ્થા ? આજે ભાગ્ય યોગે જીવતી તને જોઈ, હવે બધાને શાંતિ થઈ,' એમ કહીને તેણે તરતજ ચંદ્રયશા રાણીને વધામણી આપી કે–' તારી દાનશાળામા દવદંતી છે.' તે સાંભળી ચંદ્રયશા અતિવેગથી દાનશાળામા આવીને રોમાંચિત થતી એવી તે દવદંતીને ભેટી પડી. જેમ રાજહંસી કમલિનીને આલિંગન કરે તેમ. અને તે બોલી કે–" હે વત્સે ! મને વારંવાર ધિક્કાર છે કે આવા અસાધારણ સામુદ્રિક લક્ષણોથી યુક્ત છતાં તને હું ઓળખી ન શકી. તેં ગુપ્ત રહીને મને કેમ છેતરી ? હે અનઘે ( નિર્દોષ ) ! દૈવયોગે કદાચ દુર્દશા આવી પડે, તો પણ માતાના કુળમાં લાજ શી ? હે પુત્રી ! શું નલને તેં મૂકી દીધો કે તેણે તને મૂકી દીધી ? ખરેખર ! તેણેજ તને મૂકી હશે, તું તો સતી છે, તેથી તેને કદિ મૂકે નહિ. જો તું પણ દુર્દશામા આવી પડેલ નલને તજી દે, તો નિશ્ચય સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે. હે નલ ! તે આ સતીને કેમ તજી દીધી ? મારી પાસે

મૂકી કેમ ન ગયો ? શું આમ કરવું તે તારા કુળને ઉચિત હતું કે મહાસતી ભાર્યાને તેં એકલી તજી દીધી ? હે વત્સે ! હું તારૂં દુઃખ લઈ લઉં, મારો અપરાધ ક્ષમા કરજે કે તને મેં ઓળખી નહિ. હે સતી ! અંધકારરૂપ સર્પને ગરૂડ સમાન તારા ભાલ ઉપર જે સ્વાભાવિક તિલક હતું તે ક્યાં છે ? " એમ કહીને પોતાની થુંક વતી તેના ભાલનું માર્જન કર્યું, એટલે તત્કાલ અગ્નિથી ઉતરેલ સુવર્ણ પિંડની જેમ અને મેઘથી મુક્ત સૂર્યની જેમ તેનું તિલક અત્યંત ચળકવા લાગ્યું. પછી ચંદ્રયશા રાણીએ દવદંતીને પોતાના હાથે સ્નાન કરાવ્યું. અને તે માસીએ આપેલ મનોહર શ્વેત વસ્ત્રો દવદંતીએ પહેર્યાં, એટલે પ્રસન્ન થયેલ અને હર્ષરૂપ જળની વાવડી સમાન એવી ચંદ્રયશા દેવી તેનો હાથ પકડીને રાજા પાસે લઈ આવી, તે વખતે સૂર્ય અસ્ત થઈ ગયો, અને સોયથી ન ભેદાય તેવા અંધકારથી સર્વ આકાશ વ્યાપ્ત થઇ ગયું, પરંતુ રાજસભામાં તે અંધકાર, જાણે છડીદારોએ અટકાવ્યો હોય તેમ દવદંતીના તિલકના તેજથી તે પ્રવેશ કરી શક્યો નહિ, ત્યારે રાજાએ ચંદ્રયશા દેવીને કહ્યું કે–'સૂર્ય અસ્ત થયો અને અહીં દીવો કે અગ્નિ પણ નથી, છતાં પણ દિવસના જેવો આ પ્રકાશ કેવો ?' તે બોલી કે– 'આ દવદંતીને જન્મની સાથે ઉત્પન્ન થયેલ, તેજના પુંજ સમાન તિલક છે, તે તિલકના માહાત્મ્યથી આ ઉદ્યોત સૂર્ય, દીપક, અને રત્ન વિના પણ દેખાય છે.' ત્યારે કૌતુકને લીધે રાજાએ પોતાના હાથવતી તે તિલક ઢાંકી દીધું, તેવામાં સભા તરતજ પર્વતની ગુફા સમાન બની ગઇ, પછી હાથ દૂર કરીને દવદંતીને રાજભ્રંશાદિકની વાત તેણે પૂછી, એટલે અધોમુખ કરીને રૂદન કરતી દવદંતીએ નલ-કૂબરના દ્યુતથી માંડીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. ત્યારે રાજાએ પોતાના ઉત્તરીય વસ્ત્રથી તેના લોચન લુંછીને બોલ્યો કે–'હે પુત્રી ! તું રૂદન ન કર, વિધાતા કરતાં કોઈપણ બલવાન્ નથી.' એવામાં આકાશમાંથી કોઈ દેવ ઉતરીને તે સભામાં આવ્યો, અને અંજલિ જોડીને દવદંતીને કહેવા લાગ્યો–"હે માત ! હું પિંગલક નામે ચોર છું. તારી આજ્ઞાથી તે વખતે દીક્ષા લઇને વિહાર કરતાં હું કોઈવાર તાપસપુરમાં આવ્યો, અને સ્મશાનમાં પ્રતિમાએ રહ્યો. એવામાં ચિતાથી ઉછળેલ દાવાનલ દૂર પ્રસર્યો, તે દાવાનળથી બળ્યા છતાં હું ધર્મધ્યાનમાં તત્પર રહી, મરણ પામીને પિંગલ નામે દેવ થયો. એટલે અવધિજ્ઞાનથી મારા જાણવામાં આવ્યું કે—'તેં વધથી બચાવ્યો અને પ્રવ્રજ્યા અપાવી, તેના પ્રભાવથી હું સુરસુખનો ભોક્તા થયો. હે સ્વામિની ! મહાપાપી એવા મારી તે વખતે જો ઉપેક્ષા કરી હોત તો ધર્મ પામ્યા વિના મરણ પામીને હું નરકમાં જાત. હે દવદંતી ! તારા પ્રસાદથી હું દેવસંપત્તિને પામ્યો, તે કારણથી હું તને જોવાને આવ્યો છું. તું ચિરકાલ વિજય પામ." એમ કહી સાત કોટિ સુવર્ણ વરસાવીને તે દેવ અંતર્ધાન થયો. એ પ્રમાણે સાક્ષાત્ જિનધર્મનું ફળ જોઇને ઋતુપર્ણ રાજાએ પણ આર્હત ધર્મનો સ્વીકાર કર્યો

હવે અવસર મેળવીને હરિમિત્રે રાજાને કહ્યું કે—' હે દેવ ! દવદંતીને પિતાના ઘરે જવાની રજા આપો. એનો વિરહ લાંબા વખતથી તેને સાલે છે ' ચંદ્રયશાએ પણ તે વાતને ટેકો આપ્યો, એટલે 'ભલે ખુશીથી જાય' એમ કહીને રાજાએ દવદંતીને કુંડિનપુર જવાને સેના સાથે આદેશ કર્યો. તેને આવતી સાંભળીને ભીમરથરાજા અત્યંત સ્નેહથી સામે આવ્યો. પિતાને જોતાંજ પગે ચાલતી દવદંતી વિકસિત નયને હર્ષ પૂર્વક સત્વર દોડીને પિતાના પગે પડી. લાંબા વર્ષતે મળેલા તે પિતા પુત્રીના લોચનથી પડતા અશ્રુજળથી જમીન કાદવવાળી બની ગઈ. એવામાં પોતાની પુત્રીને આવેલ જાણીને સ્નેહથી રોમાંચિત થયેલી પુષ્પવતી રાણી ગંગા જેમ યમુનાને મળે તેમ એકદમ તેને ભેટી પડી. તેને ગળે વળગીને દવદંતી મુક્તકંઠે રોવા લાગી કારણકે ઈષ્ટ જન જોવામાં આવતાં પ્રાણીઓને દુઃખ જાણે તાજું થાય છે. પછી તરતજ જળથી પોતાના મુખ કમળ ધોઇને તે બંને પરસ્પર દુઃખને પ્રગટાવવા પૂર્વક વાતો કરવા લાગી. દવદંતીને પોતાના ખોળામાં બેસારીને પુષ્પદંતી કહેવા લાગી કે—' હે આયુષ્મતી ! તું ભાગ્યયોગે અમારા જોવામાં આવી છે, તેથી હજી અમારૂં ભાગ્ય જાગતું છે. તું સુખે આપણા ઘરે કાલ નિર્ગમન કરતાં લાંબા વખતે પણ પતિને જોઇશ, કારણ કે જીવતો નર ભદ્રા પામે ' પછી સંતુષ્ટ થયેલ ભીમરથ રાજાએ હરિમિત્ર રાજબટુને પાંચસો ગામ બક્ષીશમાં આપ્યા, અને કહ્યું કે—' નલના આવતાં તને હું અર્ધ રાજ્ય આપીશ. ' પછી નગરમાં આવીને રાજાએ દવદંતીના આગમનનો મોટો ઓચ્છવ કર્યો. સાત દિવસ દેવપૂજા અને ગુરૂપૂજા વિશેષથી કરી. આઠમે દિવસે રાજાએ પુત્રીને કહ્યું કે—' હે વત્સે ! હું એવો ઉપાય કરીશ, કે જેથી નળ પોતાની મેળે અહીં આવશે, માટે ચિંતા કરીશ નહિ, સુખેથી રહે, હળવે હળવે બધું સારૂં થશે.' એટલે દવદંતી ત્યાં પિતાના ઘરે બહુજ આનંદથી રહેવા લાગી.

હવે નલનો સંબંધ કહે છે—તે વખતે દવદંતીને મૂકીને જંગલમા ભમતાં નલે વનના એક ભાગમાં ઉછળતા ધૂમને જોયો. અંજન સમાન શ્યામ તે ધૂમ, ગગન તલને પૂરવાને અથવા તો ચંદ્ર, સૂર્ય અને નક્ષત્રાદિકને જાણે શ્યામ બનાવવાને ઉંચે ચડતો હતો, અથવા તો જેની પાંખ છેદાયેલી નથી એવો કોઇ પર્વત આકાશમાં જાય છે. ! એવો ભ્રમ ઉપજાવતો હતો. એવામાં ક્ષણવારમા જ્વાળાની શ્રેણિ સમાન વિકરાલ તે ધૂમ ચારે બાજુ પ્રસરી ગયો. ત્યારે બળતા વાંસનો તડતડાટ શબ્દ અને જંગલી પ્રાણીઓનો આક્રંદ નલના સાંભળવામા આવ્યો. એવામાં બળતા દાવનલમાં તેણે મનુષ્યનો શબ્દ સાભળ્યો. 'કે—' હે ઈક્ષ્વાકુળના તિલક સમાન નલરાજા ! હે ક્ષત્રિયોત્તમ ! મને બચાવ. જો કે પુરૂષવ્રતથી તું નિષ્કારણ ઉપકારી છે, તોપણ હે રાજન્ ! તારાપર હું ઉપકાર કરીશ. ' ત્યારે શબ્દના અનુસારે આગળ જતાં લતાઓના ગુચ્છાનો મધ્ય ભાગમાં આવી ચયેલ

અને ‘ બચાવ બચાવ ’ એમ બોલતા એક મોટા સર્પને તેણે જોયો, અને તેને પૂછયું કે—‘ હે ભુજંગ તું મારા નામ અને વંશને કયાંથી જાણે છે? અને મનુષ્યની ભાષા તું કેમ બોલે છે ? ’ ત્યારે તે બોલ્યો કે—‘ હું પૂર્વ જન્મમાં મનુષ્ય હતો, કર્મને લીધે સર્પ થયો છું. તે જન્મના અભ્યાસથી મને માનુષી ભાષા આવડે છે. હે યશોનિધાન ! મહા–ઉજ્વલ એવું મને અવધિજ્ઞાન છે, તેથી તારૂં નામ, તારો વંશ અને તને હું જાણું છું. ’ તેથી અનુકંપા ઉત્પન્ન થતાં નલે કંપતા ભુજંગને ખેંચી કહાડવાને લતાના વન ઉપર પોતાનું વસ્ત્ર નાખ્યું એટલે રાજાના ઉત્તરીય વસ્ત્રના છેડાને મેળવીને તારના તંતુથી જેમ વીંટી વીંટાય તેમ સર્પે પોતાના શરીરથી તેને વીંટી લીધો. ત્યારે સર્પથી વીંટાઇ ગયેલ પોતાના ઉત્તરીય વસ્ત્રને નલે કુવામાંથી દોરડીની જેમ ખેંચી કહાડયું. પછી અગ્નિરહિત ખાલી જગામાં જઈને મૂકવાને ઇચ્છતા તે રાજાને ભુજંગે હાથમાં દશ્યો. એટલે પરસેવાના બિંદુની જેમ તે ભુજંગને જમીનપર ફેંકીને નલ કહેવા લાગ્યો—‘ અરે ! ઉપકાર કરનાર મારી ઉપર તેં ઠીક ઉપકાર કર્યો ! જે દુધ પાય, તેને પણ તમારી જાત દશે છે. ’ એમ વિવાદ કરતા નલના અંગે પેંસરતા વિષથી તેનું શરીર કુબડું થઈ ગયું. આશીવિષ સર્પના ઝેરથી ગ્રસ્ત થયેલ નલ પ્રેતની જેમ પીળા કેશવાળો થઇ ગયો, ઉંટની જેમ તેના હોઠ લાંબા, રંકની જેમ તેના હાથ, પગ સૂક્ષ્મ, અને ઉદર મોટું–એમ સર્વાંગે તે બીભત્સ અને વિકૃત આકારને ધારણ કરનાર નટડાની જેમ ક્ષણવારમાં વિરૂપ થઇ ગયો, એટલે તેણે વિચાર કર્યો કે—‘ આવા રૂપથી હવે મારે જીવવું વૃથા છે. માટે પરલોકને સાધવાવાળી દીક્ષાને હું અંગીકાર કરૂં. ’ એમ ચિંતાતુર થઈ નલ વિચાર કરે છે, તેવામાં તે સર્પ પોતાનું રૂપ ફેરવીને દિવ્ય આભરણ અને વસ્ત્ર-ધારી તથા મહાન તેજના પુંજરૂપ દેવ બની ગયો, અને કહેવા લાગ્યો કે—“ હે નલ ! તું ખેદ ન પામ, હું તારો પિતા નિષધ છું. તે વખતે તને રાજ્ય આપીને મેં દીક્ષા લીધી, તેના પ્રભાવથી હું બ્રહ્મલોકમાં દેવ થયો, અને અવધિજ્ઞાનથી દુર્દશાને પ્રાપ્ત થયેલ તને મેં જોયો. મેં માયા સર્પ થઇને તારા શરીરને વિરૂપ બનાવ્યું, તે કેવલ કડવા ઔષધના પાનની માફક તું હિતકારી સમજી લેજે. કારણકે જે રાજાઓને તેં પોતાના સેવક બનાવ્યા હતા, તે તારા શત્રુઓ વિરૂપ-તાથી ન ઓળખાય એવા તને હવે હરકત કરી શકશે નહિ. અત્યારે દીક્ષાનો મનોરથ કરીશ નહિ, કારણ કે તને ચિરકાલ હજી ભોગ ભોગવવાના બાકી છે. દીક્ષાનો અવસર હું તને જણાવીશ. માટે અત્યારે સ્વસ્થ થા ! પુત્ર આ બિલ્વફળ અને રત્નકરંડકને તું ગ્રહણ કર, અને યત્નથી એની રક્ષા કરજે. જ્યારે તને પોતાનું અસલ સુંદર રૂપ બનાવવું હોય, ત્યારે આ ફળને તું ફોડી નાખજે, તેની અંદર દેવદૂષ્ય વસ્ત્રો તારા જોવામાં આવશે, અને તેજ વખતે રત્નકરંડકને ઉઘાડજે, તો

તેમાંથી હારાદિક ભૂષણો નીકળશે. તે વસ્ત્રો અને ભૂષણોને ધારણ કરતાં તું તરતજ તેજ દેવના જેવા આકાર સમાન પોતાના રૂપને પામીશ.” એમ સાંભળીને હર્ષ પામતાં નલે તેને પૂછયું કે—‘ હે તાત ! તારી પુત્રવધૂ જ્યાં મૂકી હતી, ત્યાંજ છે કે બીજે ક્યાય ચાલી ગઈ છે ? ’ ત્યારે દેવે પણ તે સ્થાનના ગમનથી માંડીને કુંડિનપુરમા આવવા સુધીનો દવદતીનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો, અને નલને કહ્યું કે—‘ હે વત્સ ! જંગલમાં શા માટે ભમે છે ? જ્યાં તારે જવાની ઇચ્છા હોય, ત્યા હું તને લઈ જાઉં.’ એટલે નલ બોલ્યો કે—‘હે તાત ! મને સુસુમારપુરમાં લઈને મૂક.’ ત્યારે એક આંખના પલકારા માત્રમાં નલને ત્યાં મૂકીને દેવ પોતાના સ્થાને ચાલ્યો ગયો. પછી કુબ્જ નલે તે નગરની પાસેના નંદનવનમાં સિદ્ધાયતન સમાન એક પ્રાસાદ (ચૈત્ય) જોયો. તેની અંદર પ્રવેશ કરતા ત્યાં શ્રીનમિનાથની તેણે પ્રતિમા જોઈ, એટલે રોમાંચિત થઈ તેને વંદન કરીને તે નગરના દ્વારમાં ગયો. તે વખતે ત્યાં આલાનસ્તંભને ઉખેડીને એક મદોન્મત્ત હાથી છુટો થઇને ભમતો હતો, તે મહાવાયુની જેમ વૃક્ષોને ભાંગતો હતો, વળી મહાવતોને પણ તે ગણકારતો ન હતો. તે હાથીને વશ કરવાને અસમર્થ થતાં દધિપર્ણ રાજા કિલ્લાપર ચડીને ઉંચેથી કહેવા લાગ્યો—‘ જે કોઇ મારા હાથીને વશ કરે, તેને વાંછિત અવશ્ય આપું, અરે ! શું હાથીપર ચડવાને કોઇ સમર્થ છે ? ’ તે સાંભળીને પેલો કુબ્જ બોલ્યો—‘ ક્યાં છે તે હાથી ? તમારા દેખતાં હું તેને વશ કરી લઉં. ’ એમ તે કહેતો હતો, તેવામાં હાથી ગર્જના કરતો તેની પાછળ દોડયો, એટલે કુબ્જ પણ પગે જાણે પૃથ્વીનો સ્પર્શ ન કરતો હોય તેમ ગજની સામે દોડતા તે ભય ન પામ્યો. તે વખતે ‘ અરે ! માર્યો જઈશ, દૂર ખસી જા ’ એમ દયા લાવીને લોકો કહેવા લાગ્યા, પરંતુ તે કેસરીની જેમ દોડતો ગયો. પછી કુબ્જ દડાની જેમ લાબો થઈ ગયો પાછો દૂર સરી ગયો, પૃથ્વીપર પડયો અને આળોટયો—એ રીતે હાથીને છેતરતો વારંવાર પૂચ્છને જોરથી દબાવતો માન્ત્રિક જેમ સર્પને સતાવે તેમ તે હાથીને તેણે ખેદ પમાડયો, એટલે હાથીને થાકી ગયેલ જાણીને સિંહની જેમ તરત કુદકો મારી, કંઠમા રહેલ સાંકળપર પગ રાખીને તેના સ્કંધપર ચડી ગયો, અને ચપેટા ( લપડાક ) થી કુંભસ્થલને મારતાં તેણે તેની ગાંઠ મજબુત કરી દીધી. પછી અંકુશને નચાવતો, કુબ્જ ચીત્કાર કરનાર તે હાથીને હાકવા લાગ્યો, એટલે બધા લોકોએ તેનો જયજય નાદ જાહેર કર્યો. ત્યારે રાજાએ પોતે તે કુબ્જના ગળામાં સુવર્ણની સાકળી નાખી, અને કુબ્જ તે કુંજરને મદરહિત કરીને આલાનસ્તંભપર લઇ ગયો. પછી નિર્મળ યશવાળો કુબ્જ નલ પ્રણામ કરતા દધિપર્ણરાજાની પાસે બેઠો, એટલે રાજાએ તેને કહ્યું કે—‘ હે કુબ્જ ! શું બીજું પણ કાંઈ જાણે છે ? વખતસર જાણતો હશે. ’ તે બોલ્યો—‘ હે રાજન્ ! બીજુ તને શું બતાવું ?

હું સૂર્યપાક રસવતી (રસોઈ) જાણું છું, તે જોવાની શું તારી ઇચ્છા છે ?' એટલે રાજાએ 'હા' કહી, કૌતુકથી પોતાના ઘરે આવી ચોખા વિગેરેની બધી સામગ્રી તેને અર્પણ કરી, ત્યારે તેણે પણ તેને સૂર્યના આતપમા મૂકીને સૂર્ય-વિદ્યાને સંભારતાં તરત દિવ્ય રસવતી તૈયાર કરી આપી. જાણે કલ્પવૃક્ષે આપેલ હોય તેવી તે રસવતીથી આશ્ચર્ય પામતા દધિપર્ણરાજાએ પરિવાર સહિત ભોજન કર્યું. શ્રમને દૂર કરનાર તથા પરમ હર્ષને આપનાર એવી તે રસવતીનો આસ્વાદ લઇને રાજા બોલ્યો—“ આવી રસવતી તો નલ જાણે છે, બીજા કોઇને ખબર નથી. નલની સેવા કરતાં એ રસવતીનો મને લાભ પરિચય છે. હે કુબ્જ ! શું તું નલ છે ? પણ તે આવો વિકૃત રૂપધારી નથી. બસેં યોજન દૂર રહેલા તેનું અહીં આગમન ક્યાથી ? અને ભરતાર્ધનો સ્વામી તે એકલો ક્યાથી હોય ? દેવતા અને વિદ્યાધરો કરતા તેનું અધિક રૂપ મેં જોયું છે, માટે તું તો નલ નથી. ” પછી તે કુબ્જપર તુષ્ટ થયેલ રાજાએ તેને વસ્ત્રાભરણાદિક, એક લાખટકા અને પાચસો ગામ આપ્યા, એટલે પાચસો ગામ શિવાય બીજુ બધું તેણે લઈ લીધું. ત્યારે રાજાએ કહ્યું—‘ હે કુબ્જ ! શું બીજું કાંઈ તને આપુ ?' તે બોલ્યો—‘ ત્યારે મારૂં આટલુ વાછિત પૂરો, ' કે તારા રાજ્યમાથી શિકાર અને મદ્યપાન દૂર કરો. ' એટલે તેના વચનને માન્ય રાખી રાજાએ પણ પોતાના રાજ્યમાં શિકાર અને મદ્યપાનની વાતને પણ બંધ કરી દીધી.

હવે એક વખતે દધિપર્ણરાજાએ કુબ્જને એકાંતમાં પૂછ્યું કે—‘તું કોણ છે ? કયા સ્થાનથી આવ્યો છે ? કયાનો વસનાર છે ? તારો પોતાનો બધો વૃત્તાંત મને કહી દે. ' તે બોલ્યો—‘ હું કોશલેશ્વર નલરાજાનો હુંડિક નામે રસોયો છું, તેની પાસે હું કળાઓ શીખ્યો છું. નલના નાના ભાઈ કૂબરે જુગારમા તેને જીતી લીધો, એટલે બધી પૃથ્વીને તે હારી ગયો ત્યારે દવદંતીને લઈને તે જંગલમાં ચાલ્યો ગયો અને ત્યાં તે મરણ પામ્યો. તેથી હું તારા નગરમાં આવ્યો છું, પણ કપટી અને કુપાત્રને પોષનાર એવા કુનૃપ કૂબરનો મેં આશ્રય ન લીધો. ' એટલે નલની મરણવાર્તાથી દધિપર્ણરાજા પણ જાણે વજ્રથી હણાયો હોય તેમ પરિવાર સહિત અત્યંત આક્રંદ કરવા લાગ્યો, અને અશ્રુપૂર્ણ લોચને તેણે નલનું પ્રેતકાર્ય કર્યું. તે વખતે કુબ્જ મનમાં બહુજ હસવા લાગ્યો.

એક દિવસે દધિપર્ણરાજાએ દવદતીના પિતા પાસે કોઇક કારણસર દૂત મોકલ્યો. ભીમરથરાજાએ તેનો સત્કાર કર્યો. પછી તેની પાસે કેટલાક દિવસ સુખે વસતાં ચતુર શિરોમણિ તે દૂતે એક વખતે પ્રસંગ નીકળતાં કહ્યું કે—‘ હે સ્વામિન્ ! મારા સ્વામી પાસે નલરાજાનો રસોયો છે. તેને નલે શીખવેલ છે, તેથી તે સૂર્યપાક રસવતી કરી જાણે છે. ' તે સાભળી ચકિત થયેલી દવદતીએ પિતાને કહ્યું કે—‘ હે તાત ! ચરપુરૂષ મોકલીને તપાસ કરો કે તે રસોયો કેવો છે ?

કારણ કે સૂર્યપાક રસવતી નલ વિના બીજો કોઇ જાણતો નથી, માટે સ્વરૂપ ગોપવીને તે નલ જ રહ્યો હશે.' પછી સ્વામીના કામમા કુશલ એવા કુશલ નામના વિપ્રને બોલાવીને સત્કાર પૂર્વક ભીમરથરાજાએ આદેશ કર્યો કે—'તું સુસુમાર નગરમા જઈને રાજાના રસોયાને જોજે કે તે કેવી કેવી કળાને જાણે છે અને તેનુ સ્વરૂપ કેવું છે ? ' 'આપની આજ્ઞા પ્રમાણે છે' એમ કહીને તે ચાલ્યો અને સારા શકુનોથી પ્રેરાયેલો તે સુસુમારપુરમા ગયો, ત્યાં લોકોને પૂછતો પૂછતો તે કુબ્જની પાસે જઈને બેઠો, વળી તેને સર્વાંગે વિરૂપ જોઇને તે ખેદ પામ્યો, અને મનમા ચિંતવવા લાગ્યો કે—'ક્યા નલ અને ક્યા આ ? ક્યાં મેરૂ અને ક્યાં સરસવ ? દવદંતીને વૃથા નલનો ભ્રમ ઉત્પન્ન થયો છે, તો પણ બરાબર નિશ્ચય કરીશ' એમ ધારીને નલના અવગુણ ગર્ભિત તે નીચેના બે શ્લોક બોલ્યો—

" निर्घृणानां निस्त्रपाणां, निःसत्वानां दुरात्मनाम् ।
धुर्वेहो नल एवकः पत्नीं तत्याज यः सतीम् ॥ १ ॥
सुप्तामेकाकिनीं मुग्धां, विश्वस्तां त्यजतः प्रियाम् ।
उत्सेहाते कथं पादौ, नैषधेरल्पमेधसः " ॥ २ ॥

અર્થ—" નિર્દય જનો, નિર્લજ જનો, નિર્બળ જનો અને દુર્જનોમા એક નલજ અગ્રેસર છે, કે જેણે પોતાની સતી સ્ત્રીને તજી દીધી. સુતેલી, એકલી, મુગ્ધા અને વિશ્વાસુ એવી પ્રિયાનો ત્યાગ કરતા અલ્પબુદ્ધિ નલના પગ કેમ ચાલ્યા ? " તે વિપ્ર વારંવાર એ પ્રમાણે બોલતો હતો, તે સાંભળીને પોતાની પ્રિયા યાદ આવતા જેના લોચનથી અનહદ આસુ ગળી રહ્યા છે એવો નલ રોવા લાગ્યો. ત્યારે બ્રાહ્મણે પૂછ્યું કે—'તું શા માટે રૂદન કરે છે ?' એટલે તે હુંડિક બોલ્યો કે—'કરૂણારસમય તારૂ ગીત સાભળતા મને રડવુ આવે છે. પછી કુબ્જે શ્લોકનો અર્થ પૂછ્યો, ત્યારે બ્રાહ્મણે જુગારથી માંડીને કુંડિનપુરમા દવદંતી આવી ત્યા સુધીનો બધો વૃત્તાત કહી સભળાવ્યો, અને ફરીને તે બોલ્યો કે—"અહો કુબ્જ ! તું સૂર્યપાક રસવતીને બનાવી જાણે છે, એમ દધિપર્ણરાજાના દૂતે ભીમરથ રાજાને કહ્યુ. તેથી 'એવી કળાતો નલ શિવાય બીજામા ન હોય, એમ કહીને દવદંતીએ પોતાના પિતાને વીનવીને તને જોવા માટે મને મોકલ્યો છે, પણ તને જોતાં મને વિચાર થયો કે—'વિરૂપ આકારને ધારણ કરનાર તું કુબ્જ ક્યા ? અને દિવ્ય રૂપને ધારણ કરનાર તે નલ ક્યા ? ખજુઓ ક્યા અને સૂર્ય ક્યા ?' અહીં આવતાં મને જે શુભ શકુનો થયા, તે બધા ખોટા પડયા, કારણકે તુ નલ નથી. " પછી કુબ્જ દવદંતીને હૃદયમા સભારતો અને અધિકાધિક રોતો તે વિપ્રને આગ્રહથી પોતાના ઘરે તેડી ગયો અને બોલ્યો કે—'હે ભદ્ર ! મહાસતી દવદંતીની અને મહાપુરૂષ નલ રાજાની કથા કહેનાર તારૂ હુ શુ સ્વાગત કરૂં ?' એમ

કહીને સ્નાન, ભોજનાદિકથી તેનો સત્કાર કર્યો, અને દધિપર્ણ રાજાએ જે આભરણાદિક આપ્યાં હતા, તે તેણે વિપ્રને આપી દીધાં પછી કુશલ વિપ્ર કુશલે કુંડિનપુર પહોચ્યો અને ત્યા ભીમરથ રાજાને જોવામાં આવેલ કુબ્જનુ સ્વરૂપ કહી બતાવ્યું. કુબ્જે જેમ હાથીને વશ કર્યો હતો, અને નજરે જોયેલ સૂર્યપાક રસવતી તેણે કહી સંભળાવી, તથા સુવર્ણની માળા, લાખ ટકા અને વસ્ત્ર, આભરણાદિક જે કુબ્જે આપ્યા હતા તે દેખાડયાં, તથા પોતાના શ્લોકનું ગાન પણ કહી સંભળાવ્યું તે સાભળીને સતી દવદતી બોલી કે-' તે નલજ આવું વૈરૂપ્ય કોઇ આહારના અગર કર્મના દોષથી પામ્યો હશે. કારણકે-હાથીની શિક્ષાનુ આવું કૌશલ, આવુ અદ્દભુત દાન અને સૂર્યપાક રસવતી-એ નલ વિના કોઈને હોય જ નહિ. માટે હે તાત ! તે કુબ્જને ગમે તે રીતે અહી લાવો કે જેથી ઇંગિતાદિ ચેષ્ટાથી હું પોતે જોઇને પરીક્ષા કરૂં.' એટલે ભીમરથ રાજા બોલ્યો-" હે પુત્રી ! તારો મિથ્યા સ્વયવર માડીને દધિપર્ણ રાજાને બોલાવવાને દૂત મોકલીએ, તારો સ્વયંવર સાભળીને દધિપર્ણ આવશે, કારણકે તે પ્રથમ પણ તારામા લુબ્ધ હતો, પણ તુ તો નલને વરી. દધિપર્ણની સાથે તે કુબ્જ પણ આવશે. કારણકે જો તે નલ હશે, તો પોતાની પ્રિયા બીજાને અપાતી તે સહન કરી શકશે નહિ. નલ અશ્વની કળા ( પરીક્ષા ) ને જાણનાર છે, માટે જો તે કુબ્જ નલ હશે, તો પોતે રથને ચલાવતા રથના અશ્વોથીજ તે જાણવામા આવી જશે. કારણકે નલથી પ્રેરાયેલા અશ્વો વાયુના વેગે જાય છે, જાણે તે અશ્વરૂપે વાયુ હોય તેવા દેખાય છે. હે પુત્રી ! આપણે નજીકનો દિવસ જણાવીશુ ત્યારે જે આવશે તે નલજ હશે. કારણકે સ્ત્રીનો પરાભવ કોઈ સહન કરતો નથી, તો નલરાજાનું શુ કહેવુ ? " એવો નિર્ણય કરીને ભીમરથ રાજાએ દૂત મોકલી દધિપર્ણને પંચમીના દિવસે બોલાવ્યો. ત્યારે ત્યા જવાને ઉત્સુક એવો તે રાજા મનમા ચિંતવવા લાગ્યો—' દવદતીને મેળવવાની બહુ ઇચ્છા છે, પણ તે બહુ દૂર હોવાથી આવતી કાલે ત્યાં કેમ પહોંચાય ? ' હવે શુ કરવુ ? ' એમ ચિંતવતા અલ્પ જલમાં મત્સ્યની જેમ તે ખેદ પામ્યો. ત્યારે કુબ્જે વિચાર્યું કે-' સતી દવદંતી બીજા પુરૂષને વાંછે નહિ, અથવા ઇચ્છે તો હું હયાત છતા બીજો કોણ તેને લઇ શકે ? હું દધિપર્ણને છ પહોરમા કુંડનપુરમા પહોંચાડી દઉ કે જેથી એની સાથે મારે પણ પ્રાસંગિક જવાનું થઇ જશે ' એમ ધારીને તેણે રાજાને કહ્યું—' રાજન્ ! તુ ખેદ ન કર, કારણ કહી દે. કારણ કે રોગ જાણ્યા વિના રોગીની પણ ચિકિત્સા ન થાય ' રાજા બોલ્યો—' હે કુબ્જ ! નલરાજા મરણ પામ્યો, એટલે ફરીને પણ કાલે ચૈત્રી શુદી પાંચમના દિવસે તે દવંદતીનો સ્વયંવર થશે, પણ તે વખતને હવે છ પહોરજ બાકી છે. આ બહુજ ટુંકા વખતમાં હુ ત્યાં શી રીતે જઇ શકીશ. દૂત પણ જે રસ્તેથી ઘણા દિવસે પહોચ્યો, તે રસ્તે હું દોઢ દિવસમા કેમ પહોચું ? તેથી તેનાપર હુ વૃથા લુબ્ધ

છું' કુબ્જ બોલ્યો—'હે રાજન્! તું ખેદ ન કર તને અલ્પ વખતમા પણ હું કુંડિનપુરમાં લઈ જઇશ. અશ્વસહિત રથ મને સોપી દે' એટલે રાજાએ ખુશી થઈને કહ્યું કે—'તારી ઈચ્છા મુજબ લઈ લે' પછી કુબ્જે સુંદર રથ અને નામીચા બે ઘોડા લીધા તેને સર્વ રીતે દક્ષ જોઈને રાજા વિચારમા પડયો કે—'આ કોઈ સામાન્ય પુરૂષ નથી, દેવ કે વિદ્યાધર હશે.' હવે રથને તૈયાર કરીને કુબ્જે રાજાને કહ્યું કે—'હે રાજન્! રથપર બેસો. પ્રભાતે હુ તમને કુંડિનપુર પહોચાડી દઇશ.' ત્યારે રાજા, સ્થગીધર (પાન બીડું આપનાર) છત્રધર, બે ચામર ધરનારા, અને કુબ્જ–એમ છ માણુસ તે રથપર બેઠા. પછી દેવતાએ આપેલ બિલ્વ અને રત્નકરંડકને વસ્ત્રવતી કેડમા બાંધી, પંચ નમસ્કારને સંભારીને તે રથ ખેડવા લાગ્યો. નલ જેના અશ્વો ચલાવી રહ્યો છે એવો તે રથ આકાશમા દેવ વિમાનની જેમ ચાલ્યો, એવામાં રથના વેગને લીધે પવનથી ઉડેલ રાજાનું ઉત્તરીય વસ્ત્ર પડી ગયુ અને પડતા જાણે નલના ઓવારણા લેતુ હોય તેમ જોવામા આવ્યુ, ત્યારે રાજાએ કુબ્જને કહ્યું—'એક ક્ષણવાર રથને થોભો, કે જેથી પક્ષીની જેમ ઉડી ગયેલ વસ્ત્રને હું લઈ લઉં' એમ તેણે કુબ્જને જેટલામા કહ્યું, તેટલામા રથ પચીશ યોજન આગળ નીકળી ગયો. એટલે કુબ્જે હસતા હસતા કહ્યું કે—'રાજન્! તારૂં વસ્ત્ર કયા છે? વસ્ત્ર પડયા પછી આપણે પચીશ યોજન આગળ નીકળી આવ્યા. આ અશ્વો મધ્યમ છે, પણ જો ઉત્તમ હોય, તો એટલીવારમાં પચાસ યોજન કાપી જાય.' હવે દધિપર્ણ રાજાએ દૂરથી અનેક ફલથી વ્યાપ્ત એવું બિભીતક નામનું વૃક્ષ જોયુ. તેને જોતા રાજાએ સારથિને કહ્યુ કે—'આ વૃક્ષમા જેટલાં ફળો છે, તે ગણ્યા વિના પણ હું જાણું છુ, પાછા વળતા હુ તને એ કૌતુક દેખાડીશ.' કુબ્જ બોલ્યો—'હે રાજન્! કાલક્ષેપથી કેમ ડરે છે? અશ્વકળાને જાણનાર હુ સારથિ છતા તારે કંઈ ચિંતા ન કરવી. એક મુષ્ટિ પ્રહારથી તારી આગળ હુ બધા ફળ પાડી નાખીશ.' રાજા બોલ્યો—'હે કુબ્જ! તો તું ફલોને પાડ અને કૌતુક જોઇલે, તે અઢાર હજાર છે.' પછી કુબ્જે તે ફળો પાડયા અને ગણતાં તે તેટલાંજ થયા એક ઓછું કે અધિક ન થયુ, ત્યારબાદ દધિપર્ણે માગણી કરતા કુબ્જે અશ્વપરીક્ષાની વિદ્યા આપી અને રાજા પાસેથી તેણે યથાવિધિ સંખ્યા વિદ્યા લીધી પ્રભાતે જેનો કુબ્જ સારથિ છે એવો તે રથ કુંડિનપુરની પાસે આવ્યો, એટલે દધિપર્ણ રાજાનુ મુખ વિકસિત થયુ, તેજ વખતે પ્રભાતે દવદંતીએ સ્વપ્ન જોયું અને હર્ષ સાથે જોયું તેવુ તેણે પિતાની આગળ કહી બતાવ્યુ કે—"હે તાત! સુખે સુતેલી મેં આજ પ્રભાતે નિર્વૃતિદેવી જોઇ, અને તેણે અહીં લાવેલ કોશલાનગરીનું ઉદ્યાન મેં આકાશમા જોયું, તેમા પુષ્પ અને ફલયુક્ત સહકાર (આમ્ર) વૃક્ષ જોયું, તેની આજ્ઞાથી હું તે વૃક્ષપર ચડી અને તેણે મને હાથમાં વિકસ્વર કમલ આપ્યું. હુ ત્યાં ચડતાંજ એક કોઈ પક્ષી પૂર્વે ચડી બેઠું હતું તે તરતજ જમીનપર પડી ગયુ."

એમ સ્વપ્ન સાંભળીને ભીમરથ રાજાએ પણ કહ્યું કે—" હે પુત્રી ! એ સ્વપ્ન શુભ છે, તે આ પ્રમાણે—' જે નિર્વૃતિદેવી તે તારી પુણ્યરાશિ જાગી, વળી આકાશમા કોશલાનું ઉદ્યાન જોયુ તે તને કોશલાનું ઐશ્વર્ય આપનાર છે, સહકારપર ચડવાથી હવે તરત પતિસાથે તારે સમાગમ થશે, વિકસ્વર કમલ આપવાથી તારૂં સતીત્વના યશરૂપ કમલ તે નલ સંગમરૂપ સૂર્યથી વિકસ્વર થશે, ત્યા અગાઉથી ચડી બેઠેલ જે કોઈ પક્ષી પડ્યુ, તે તો કૂબર રાજ્ય થકી જરૂર પતિત થશે.' પ્રભાતકાલે સ્વપ્ન જોવાથી તને આજે નલ નિશ્ચય મલશે. કારણ કે આ સમયે જોવામા આવેલ સ્વપ્નાસત્વર ફળને આપનાર થાય છે, એમ સ્વપ્નપાઠકોના શાસ્ત્રમાં કહ્યું છે." એવામાં તેજ વખતે દધિપર્ણરાજા નગરના દરવાજા પાસે આવ્યો, અને મંગળ નામના કોઈ પુરૂષે તેનું આગમન ભીમરાજાને કહી સંભળાવ્યું એટલે ભીમરાજા પણ તેની સન્મુખ આવ્યો, અને મિત્રની જેમ મળ્યો, પછી સ્થાન આપવા વિગેરેનું આતિથ્ય કરીને ભીમ રાજાએ તેને કહ્યું કે–' તારો રસોયો કુબ્જ સૂર્યપાક રસવતીને જાણે છે, તે જોવાની મારી ઈચ્છા છે, માટે બતાવો. હમણા બીજી વાતનુ પ્રયોજન નથી.' એટલે દધીપર્ણે તે રસવતીને માટે કુબ્જને હુકમ કર્યો, ત્યારે કલ્પવૃક્ષની જેમ તેણે પણ તે ક્ષણવારમા તૈયાર કરી બતાવી. પછી દધિપર્ણના આગ્રહથી તેનો સ્વાદ ચાખવાને પરિવાર સહિત ભીમરથ રાજા તે રસવતી જમ્યો, અને તે વખતે તેના ભાતથી ભરેલો થાળ મગાવીને દવદંતી પણ જમી, તેના રસાસ્વાદથી તે કુબ્જને તેણે નલ જાણી લીધો, અને કહ્યું કે—' મારા જ્ઞાની આચાર્યે પૂર્વે કહ્યું છે કે—' સૂર્યપાક રસવતી આ ભરતક્ષેત્રમાં નલ શિવાય બીજો કોઇ બનાવી શકશે નહિં ' આ કુબ્જ કે કુંઢ ( વામન ) ગમે તેવો હોય, પણ તેમાં કંઈક કારણ લાગે છે, પરંતુ આ નલજ છે, તેમા મને સંશય નથી. વળી નલની એક પરીક્ષા સૂર્યપાક રસવતી છે, અને બીજી પણ પરીક્ષા છે—નલની અંગુલિનો સ્પર્શ થતાં હું અવશ્ય રોમાંચિત થાઉં છું. માટે આ કુબ્જ જાણે મને તિલક કરતો હોય તેમ સ્પર્શ કરે. આમાં કોઈ પણ નિશાનીથી જો આ સત્ય થશે, તો નલજ છે." ત્યાર પછી ભીમરથ રાજાએ નલને પૂછ્યું કે—' તુ નલ છે ? , તે બોલ્યો—' તમે ભૂલ કરો છો, અહો ! દેવતા સ્વરૂપ તે નલ ક્યા ? અને બીભત્સરૂપ હું ક્યાં ? ' ત્યારે અતિ આગ્રહ કરતા કુબ્જે પોતાની અંગુલિવતી તેની છાતીમાં સ્પર્શ કર્યો, એટલે તરતજ કદંબવૃક્ષના પુષ્પની જેમ રોમાંચિત થઇ ગઇ. અત્યાનંદથી તેનું શરીર કર્કોટક નાગની જેમ ઉત્કંટક થઇ ગયુ, તેથી તે બોલી કે—' હે પ્રિયતમ ! તે વખતે સુતેલી વિશ્વાસુ મને તમે ગહન વનમા તજી ગયા, પણ હવે ક્યાં જશો ? લાંબા વખતે જોવામાં આવ્યા છો. ' એમ વાર વાર કહી, તેને ઘરમાં લઇ જઇને દવદંતીએ વીનવ્યું કે—'હે સ્વામિન્ ! સ્વરૂપને પ્રકટ કરો.' એટલે કુબ્જ પણ તેના સ્નેહથી બિલ્વ અને કરંડક થકી વસ્ત્રાલંકાર બ્હાર કહાડી, તરત પહેરીને તે પોતાના

અસલરૂપમાં આવી ગયો. ત્યારે યથાર્થ રૂપવાળા પોતાના પતિને જોઈને દવદંતીએ અતિ પ્રેમથી આલિંગન કર્યું, જેમ લતા વૃક્ષને આલિંગન કરે. પછી દ્વાર આગળ આવેલ નલ રાજાને ભીમરથ રાજાએ આલિંગન દઈને પોતાના સિંહાસન પર બેસાર્યો અને કહ્યું કે—'તુ મારો સ્વામી છે, આ બધું તારૂ જ છે, તારા આદેશ પ્રમાણે હુ કરવા તૈયાર છુ.' એમ છડીદારની જેમ બોલી ભીમરથ નલની આગળ અંજલિ જોડીને બેઠો. એવામાં દધિપર્ણ પ્રણામ કરીને નલને કહેવા લાગ્યો—'હે નલભૂપાલ! તું સદા મારો નાથ છે. અજ્ઞાનથકી તારા તરફ મેં અયુક્ત આચર્યું અને અવિનય કર્યો, તે બધો મારો અપરાધ ક્ષમા કરજો.' તેવામાં તે ધનદેવ સાર્થપતિ મોટું ભેટણું લઈને ભીમરથ રાજાને જોવાને આવ્યો. ત્યારે દવદંતીએ ભીમરથ રાજાને કહીને પૂર્વોપકારી એવા તેનું પોતાના બંધુની જેમ ગૌરવ કરાવ્યું, પછી પૂર્વના ઉપકારને જાણનારી તથા અત્યંત ઉત્કંઠિત એવી દવદંતીએ ઋતુપર્ણ રાજા, તેની પ્રિયા ચંદ્રયશા, તેની પુત્રી ચંદ્રવતી, તાપસપુરનો સ્વામી વસંતશ્રીશેખર, સાર્થપતિ—એ બધાને ત્યાં પિતાના માણસો મોકલીને બોલાવ્યા, અને નવા નવા આતિથ્ય પામતા તથા ભીમના સત્કારથી મનમાં આનંદ ધરતા તે એક માસ રહ્યા. એક વખતે તે બધા ભીમની સભામાં બેઠા હતા, તેવામાં પ્રભાતે તેજના સમૂહરૂપ કોઈ દેવ આકાશથી ઉતરી આવીને તે સતીને કહેવા લાગ્યો—'હે મહાનુભાવા! હું પૂર્વે વિમલમતિ નામે તાપસપતિ હતો, કે જેને તે પ્રતિબોધ પમાડ્યો હતો. તે મરણ પામીને સૌધર્મ દેવલોકમાં કેસર નામના વિમાનમાં કેસર નામે દેવ થયો છુ; હું મિથ્યાદૃષ્ટિ હતો, છતાં તેં આર્હત ધર્મમા મને સ્થાપ્યો, તે ધર્મનું આ માહાત્મ્ય છે, તારા પ્રસાદથી હું આ સુરસંપત્તિનો ભોક્તા થયો છું' એમ કહી તે દેવ સાત કોટિ સુવર્ણ વરસાવી, પોતાની કૃતજ્ઞતા પ્રકાશીને ક્યાંક અંતર્ધાન થઈ ગયો. પછી ભીમરથ, દધિપર્ણ, ઋતુપર્ણ, વસંતશ્રીશેખર તથા બીજા પણ મહા બલવંત રાજાઓએ નલનો રાજ્યાભિષેક કર્યો, અને નલના આદેશથી તે રાજાઓએ વસુધાને સાંકડી બનાવતા એવા પોતપોતાના ઘણા સૈન્યોને એકઠાં કર્યાં, એટલે શુભ દિવસે તે રાજાઓની સાથે પોતાની રાજ્યલક્ષ્મી લેવા ઇચ્છતો એવો અતુલ બલિષ્ઠ નલ રાજા અયોધ્યા સન્મુખ ચાલ્યો અને સૈન્યોની રજથી સૂર્યને અદૃશ્ય કરતો નલ કેટલાક દિવસે અયોધ્યાના રતિવલ્લભ નામે ઉપવનમાં આવ્યો, નલને આવેલ જાણીને કૂબર જાણે કંઠે પ્રાણ આવ્યા હોય તેમ અત્યંત વ્યાકુલ બની ગયો. પછી નલે દૂત મોકલીને તેને કહેવરાવ્યું કે—'ફરી પાશા લઈને રમત કર, તારી લક્ષ્મી મને આવે અથવા મારી લક્ષ્મી તને મળી જાય.' તે સાંભળી કૂબર સંગ્રામની શંકા દૂર કરીને પૂર્વે વિજયી હોવાથી નલની સાથે ફરીને જુગાર રમવા લાગ્યો, પણ ભાગ્યવાન્ નલ બધી પૃથ્વીને જીતી ગયો, અને કૂબર હારી ગયો. કારણ કે ભાગ્ય સીધુ હોય તો વિજય માણસના કરકમલમાં રાજહંસ સમાન

આવી જાય છે. નલે રાજ્ય લક્ષ્મી જીતી લીધી; છતાં અત્યંત ક્રૂર પણ કૂબરપર ' આ મારો નાનો ભાઇ છે ' એમ જાણીને તેણે કદી મરજી ન કરી. નલે પોતાનું રાજ્ય બરાબર મેળવ્યું અને કૂબરને પ્રથમની જેમ તેણે યુવરાજ બનાવ્યો. પોતાનું રાજ્ય પામીને દવદંતી સહિત નલે અતિ ઉત્કંઠાથી કોશલાપુરીના બધા ચૈત્યોને વાંદ્યા. હવે રાજ્યાભિષેક થતાં ભરતાર્ધના વાસી સોળ હજાર રાજાઓ ભક્તિથી માંગલ્ય ભેટણાં લઇ આવ્યા. પછી સર્વ રાજાઓ જેની અખંડ આજ્ઞા પાળી રહ્યા છે એવા નલ રાજાએ હજારો વરસ ભરતાર્ધનું રાજ્ય કર્યું.

એક વખતે સ્વર્ગ થકી દિવ્ય રૂપધારી નિષધ દેવ ત્યાં આવ્યો, અને વિષય સમુદ્રમાં મગ્ન થયેલ નલને પ્રતિબોધ આપવા લાગ્યો—' હે વત્સ ! ભવારણ્યમાં આત્માનું વિવેકરૂપ ધન વિષયરૂપ ચોરો લુંટી રહ્યા છે, તેની રક્ષા ન કરવાથી તું શું પુરૂષ છે ? મેં પૂર્વે તારી દીક્ષાનો સમય જણાવાનું માથે લીધું, માટે હવે તું આયુરૂપ વૃક્ષના ફલરૂપ દીક્ષાને અંગીકાર કર ' એમ કહીને તે દેવ અંતર્ધાન થઇ ગયો. એવામાં ત્યાં જિનસેન નામે અવધિજ્ઞાની આચાર્ય આવ્યા, એટલે નલ અને દવદંતીએ આદરભાવથી તેમને વાંદ્યા અને તેમણે પોતાનો પૂર્વભવ આચાર્યને પૂછયો, તે બોલ્યો કે —' હે રાજન્ ! સાધુને ક્ષીરદાન આપવાથી તું રાજ્ય પામ્યો અને પૂર્વભવમાં ક્રોધથી મુનિને બાર ઘડી સુધી સાથથી છુટો કર્યો, તેકર્મથી તમને બાર વરસનો વિરહ પડયો. ' એમ સાંભળી વૈરાગ્ય આવતાં પોતાના પુષ્કલ નામના પુત્રને રાજ્ય આપી, તે દંપતીએ તે આચાર્યની પાસે દીક્ષા લીધી અને લાંબો વખત પાળી, એક વખતે ભોગને માટે દવદંતીમાં નલનું મન ગયું, ત્યારે આચાર્યે તેનો ત્યાગ કર્યો એટલે પિતાએ આવીને તેને પ્રતિબોધ આપ્યો. પછી વ્રત પાળવાને અસમર્થ હોવાથી નલે અનશન કર્યું, અને તેમાં અનુરાગ હોવાથી દવદંતીએ પણ તેજ રીતે અનશન કર્યું, પછી નલ મરણ પામીને હું કુબેર થયો અને દવદંતી મારી સ્ત્રી થઇ. હે વસુદેવ ! તે ચવીને કનકવતી થઇ છે. પૂર્વભવના પત્ની તરફના સ્નેહથી હું અતિશય મોહિત થઇને અહીં આવ્યો છું, કારણ કે સ્નેહ સો જન્મ સુધી પણ પાછળ જાય છે. હે યદુકુળ રૂપ વનમાં જલધર સમાન ! આ તારી પત્ની કનકવતી આજ ભવમાં કર્મ ખપાવીને મોક્ષે જશે. પૂર્વ મહા વિદેહમા ઇંદ્રની સાથે વંદન કરવા જતા મને વિમલસ્વામી તીર્થંકરે કહ્યું હતું "

એ પ્રમાણે કનકવતીના પૂર્વભવ સંબંધી કથા વસુદેવને કહીને ધનદ ક્ષણવારમા અદૃશ્ય થઇ ગયો.

એ રીતે ચિરકાલના રાગને વશ થઇ વસુદેવ કનકવતીને પરણ્યો અને વિદ્યાધરીઓ સાથે ગમ્મત કરતો તે દેવસમાન શોભવા લાગ્યો.

આ પ્રમાણે શ્રી ગુણવિજયગણિ વિરચિત શ્રી નેમનાથના ચરિત્રમા ત્રીજો પરિચ્છેદ સમાપ્ત થયો



# चतुर्थ परिच्छेद.



એક દિવસે સુતેલ વસુદેવને સૂર્પક વિદ્યાધર હરી ગયો વસુદેવે જાગ્રત થતા તેને મુષ્ટિવતી માર્યો. ત્યારે તેણે વસુદેવને મૂકી દીધો, એટલે તે ગોદાવરી નદીમા પડયો. નદી તરીને તે કોલ્લાપુર નગરમા ગયો. ત્યા પદ્મશ્રી રાજપુત્રીને પરણ્યો. તે સ્થાનથી પણ વસુદેવને નીલકંઠ વિદ્યાધર હરી ગયો, અને તાડન કરવાથી મૂકતાં તે ચંપાનગરીના સરોવરમાં પડયો, તેનાથી પાર ઉતરીને તે ચંપાપુરીમાં પ્રધાનની પુત્રીને પરણ્યો. ત્યાથી પાછો સૂર્પક હરી ગયો અને મૂકતાં તે ગંગાજળમાં પડયો ત્યાંથી પાર ઉતરીને મુસાફરોની સાથે પલ્લીમા ગયો, ત્યા પલ્લીપતિની જરા નામની પુત્રીને પરણ્યો અને તેનાથી જરાકુમાર પુત્ર થયો ત્યાર પછી વસુદેવ, અવંતિસુંદરી, નરદ્વેષિણી, સૂરસેના, જીવયશા અને બીજી પણ હજારો રાજપુત્રીઓને પરણ્યો.

એક વખતે અન્ય સ્થલે જતા વસુદેવને દેવતાએ કહ્યું કે—'મેં રૂધિર નૃપની રોહિણી નામે કન્યા સ્વયંવરમાં તને આપી તારે ત્યા પટહ વગાડવો' એમ દેવતાએ કહ્યું, એટલે વસુદેવ તરત અરિષ્ટપુરમા સ્વયંવરમાં ગયો ત્યાં જરાસંધ પ્રમુખ રાજાઓની સમક્ષ પૃથ્વીરપર ઉતરેલી સાક્ષાત્ રોહિણી (ચંદ્રની સ્ત્રી) સમાન રોહિણી કન્યા આવી. ત્યારે પોતપોતાના રૂપને રૂચાવવાને તે રાજાઓ વિવિધ ચેષ્ટા કરવા લાગ્યા, પણ પોતાને લાયક ન જોવાથી તેને કોઈ પસંદ ન પડયો. એવામાં વેષ બદલીને વસુદેવ વાજીંત્ર વગાડનારાઓની અંદર રહીને એ રીતે સ્ફુટાક્ષર પટહ વગાડવા લાગ્યો—'હે મૃગાક્ષી! મૃગલીની જેમ શું જુએ છે? આવ, આવ, તને લાયક હુ ભર્તાર તારા સંગમનો ઉત્સુક છું' તે સાભળી અને તેને જોઈને રોમાંચિત થતી રોહિણીએ વસુદેવના ગળામા તરત સ્વયંવરમાલા નાખી. ત્યારે 'એને મારો મારો' એમ બોલતા રાજાઓમાં કોલાહલ જાગ્યો. 'આ કન્યા વાદ્ય વગાડનારને વરી' એમ તે બહુ હાસીપાત્ર થઇ એવામાં કોશલા નગરીનો દંતવક્ર નામે રાજા અત્યંત ક્રૂર વચન બોલનાર હોવાથી રૂધિર રાજાને નટની જેમ હાસ્યપૂર્વક ઉંચેથી બોલ્યો—" આ કન્યા જો તારે પટહ વગાડનારને આપવી હતી, તો આ કુલીન રાજાઓને શામાટે તે બોલાવ્યા? ગુણને ન જાણનારી આ કન્યા કદાચ વાદ્યવાદકને વરે, પરંતુ તેના પિતાએ ઉપેક્ષા ન કરવી જોઇએ, કારણકે બાલ્યાવસ્થામાં સંતાનોને શિક્ષણ આપનાર પિતા છે " ત્યારે રૂધિરરાજ બોલ્યો—'હે કોશલેશ્વર! તું આ વિચારને માડી વાળ સ્વયંવરમા તો કન્યાઓ જે વરને

વરે, તે પ્રમાણ થાય. ' તે વખતે ન્યાયને જાણનાર વિદુર રાજા બોલ્યો–' હે રાજન્ ! એ ઠીક છે, પરંતુ એ વરને તેના કુલાદિક તો પૂછવા જોઈએ. ' ત્યારે વસુદેવે કહ્યું કે–' કુળ કહેવાનો શું આ પ્રસંગ છે ? કારણકે ગમે તેવા મને એ વરી. સહન ન કરનાર જે આ મારી સ્રીનુ હરણ કરશે, તેને ભુજાનુ બળ બતાવીને હું મારૂં કુળ કહીશ ' આ તેનુ ઉદ્ધત વચન સાંભળીને ક્રોધમા આવેલ જરાસંધે સમુદ્રવિજયાદિક રાજાઓને હુકમ કર્યો કે–“ પ્રથમ તો રાજાઓની સાથે વિરોધ કરનાર અધમ એવો આ રૂધિર રાજા છે, અને બીજો આ વાદક પટહ વગાડવાથી ઉન્મત્ત થયો છે, કારણકે એ રાજકન્યાને પામ્યો, છતા હે રાજાઓ ! જુઓ તો ખરા, એટલેથી પણ એ તૃપ્ત થતો નથી. વાયુના યોગે નીચે પડી ગયેલ ઉંચા વૃક્ષના ફલની પ્રાપ્તિથી વામન ( ઠીંગણા ) ની જેમ એ મદાંધ બની ગયો છે. માટે આ રૂધિર અને વાદકને તરત મારી નાખો. એમ જરાસંધના કહેવાથી તે સમુદ્રવિજયાદિક રાજાઓ સંગ્રામ કરવા સજજ થઈ ગયા એટલે દધિમુખ વિદ્યાધર પતિએ પોતે સારથિ થઇને સંગ્રામને માટે તૈયાર થયેલ વસુદેવને રથમા બેસાર્યો, અને ત્યારે વેગવતીની માતા અંગારવતીએ આપેલ ધનુષ્ય અને બે ભાથાને મહા બલવાન્ વસુદેવે લઇ લીધા. હવે જરાસંધ વિગેરે રાજાઓએ રૂધિર રાજાનું સૈન્ય ભાગી નાખ્યુ, એટલે વસુદેવે દધિમુખ સારથિના હાથે અશ્વો ચલાવ્યા અને પ્રથમ સામે આવેલ શત્રુંજય વૈરીને તેણે જીતી લીધો, દંતવક્ર રાજાને ભાગી નાખ્યો અને શલ્યરાજને પણ ભાગી નાખ્યો, ત્યારે જરાસંધે સમુદ્રવિજયને શંકાપૂર્વક કહ્યું–' આ વાદકમાત્ર નથી, પરંતુ અન્ય રાજાઓને એ મારવો મુશ્કેલ છે. માટે તુ પોતે ઉઠીને એને માર, એને મારતા રોહિણી તારીજ થશે, અને બધા રાજાઓને ભંગાણથી થયેલ વૈલક્ષ્યનું નિવારણ કર ' ત્યારે સમુદ્રવિજય બોલ્યો કે–' પરસ્રીથી મારે પ્રયોજન નથી, પણ તારી આજ્ઞાને લીધે આ બલવંતની સાથે હું યુદ્ધ કરીશ. ' એમ કહીને સમુદ્રવિજય પોતાના બંધુની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે બંનેનું જગતને આશ્ચર્ય પમાડનાર ચિરકાલ શસ્રયુદ્ધ થયું. આ કોઇ મારા કરતાં પણ સમર્થ છે.' એમ સમુદ્રવિજય વિચારતો હતો, તેવામા વસુદેવે તેની આગળ સાક્ષર બાણ છોડયુ, ત્યારે સમુદ્રવિજય તેને લઇને તે અક્ષરો વાંચવા લાગ્યો કે–' તે વખતે કપટથી બ્હાર નીકળી ગયેલ વસુદેવ તને નમન કરે છે. ' એટલે હર્ષ પામેલ સમુદ્રવિજય ' હે વત્સ ! હે વત્સ ! ' એમ બોલતો, સંધ્યાકાલે વાછરડાને મળવાને ઉત્કંઠિત થયેલ ગાયની જેમ રથનો ત્યાગ કરતો તે ઉતાવળથી દોડયો. તેવામા તરતજ રથ થકી ઉતરીને વસુદેવ પણ તેના પગે પડયો, અને સમુદ્રવિજય રાજાએ તેને ઉપાડીને પોતાની બંને ભુજાથી તરત આલિંગન આપ્યું. ' હે વત્સ ! સો વરસ તુ કયા હતો ? ' એમ સમુદ્રવિજયે પૂછતાં વસુદેવે બધો વૃત્તાંત આદિથી કહી સંભળાવ્યો. તેવા પ્રકારના પરાક્રમ-

શાળી બંધુથી જેમ સમુદ્રવિજય રાજા હર્ષ પામ્યો, તેમ તેવા જમાઇથી રૂધિર રાજા પણ અનહદ હર્ષ પામ્યો, અને જરાસંધ પણ પોતાના સામંતનો ભાઈ જાણીને કોપરહિત થઇ ગયો. કારણકે અધિક ગુણવાન્ પોતાનો સંબંધી કોને હર્ષ ન ઉપજાવે ? પછી પ્રસંગે મળેલા તે રાજાઓ અને સ્વજનોની સમક્ષ પવિત્ર દિવસે રોહિણી અને વસુદેવનો મોટા ઓચ્છવથી વિવાહ થયો, એટલે રૂધિરરાજાથી સત્કાર પામેલા જરાસંધાદિક રાજાઓ સ્વસ્થાને ગયા અને યાદવો કંસ સહિત ત્યાં એક વરસ રહ્યા.

એક વખતે વસુદેવે રોહિણીને એકાંતમાં પૂછયું કે—'હે સુંદરી ! રાજાઓને મૂકીને પટવાદક છતાં મને તું કેમ વરી ?' એટલે તે બોલી કે—"હું પ્રજ્ઞપ્તિ વિદ્યાની સદા પૂજા કરતી હતી, તેણે મને કહ્યું કે-' તારો વર દશમો દશાર્હ થશે, અને સ્વયંવરમાં તેને તું પટહવાદ્યથી ઓળખજે.' એવા તેના પ્રત્યય (પરચા) થીજ તે વખતે હું તમને વરી."

એક દિવસે સમુદ્રવિજયાદિક બધા સભામાં બેઠા છે, એવામાં કોઇ અર્ધ ઘરડી સ્ત્રી આશિષ આપતી આકાશ થકી ઉતરી, અને વસુદેવને કહેવા લાગી—'હું ધનવતી નામે બાલચંદ્રાની માતા છું, પુત્રીને માટે તને બોલાવવા આવી છું બાલચંદ્રા અને વેગવતી નામની મારી બે પુત્રી છે. તે રાત દિવસ તારા વિરહથી વ્યાકુલ થઈને રહે છે.' ત્યારે વસુદેવે સમુદ્રવિજયના મુખ તરફ જોયું. એટલે રાજા બોલ્યો—'હે ભ્રાત ! શુભ કાર્ય કરવાને ખુશીથી જા; પણ પ્રથમની જેમ લાંબો વખત રહીશ નહિ.' પછી સમુદ્રવિજય રાજાને ખમાવીને તે ધનવતીની સાથે વસુદેવ આકાશગામી વાહનથી ગગનવલ્લભ નગરમાં ગયો, અને કંસ સહિત સમુદ્રવિજય પણ પોતાના નગરમાં આવ્યો, ત્યાં વસુદેવનો આવવાનો માર્ગ દરરોજ ઉન્મુખ થઈને જોતો રહ્યો. હવે વિદ્યાધરોના સ્વામી કાંચનદંષ્ટ્ર પિતાએ આપેલ બાલચંદ્રા કન્યાને વસુદેવ પરણ્યો પછી પૂર્વે પાણીગ્રહણ કરેલ બધી સ્ત્રીઓને પોતપોતાના સ્થાનથી લઈને વિદ્યાધરોથી પરવરેલ ઇંદ્ર સમાન એવો તે અનુક્રમે લક્ષ્મીના નિવાસરૂપ શૌર્યપુરમાં આવ્યો, અને વિમલમણિ વિમાન થકી ઉતરીને જેટલામાં બંધુને તે ભેટે છે, તેવામાં નગર સમસ્ત અત્યંત હર્ષિત થઈ ગયું, અને સુભટો જેના ચરણ-કમલને નમ્યા છે, એવો શ્રી સમુદ્ર પોતાના અનુજ ભ્રાતાને અત્યંત ગાઢ આલિંગન દેતા ભેટી પડયો.

એ પ્રમાણે શ્રી ગુણવિજયગણિ વિરચિત શ્રી નેમિનાથના ચરિત્રમાં ચોથો પરિચ્છેદ સમાપ્ત થયો.



# पंचम परिच्छेद.

## પ્રકરણ ૯ મું.

### કૃષ્ણવાસુદેવ અને બલભદ્રજીનો જન્મ અને બાળક્રિડા.



હવે હસ્તિનાપુર નગરમાં કોઇ શ્રેષ્ઠી હતો. તેને લલિત નામે પુત્ર જે માતાને અત્યંત વલ્લભ હતો. એક વખતે શેઠાણીને અત્યંત સંતાપદાયક એવો ગર્ભ રહ્યો, એટલે તેણે વિવિધ પ્રકારના અનેક દ્રવ્યોના બળે પાડતા પણ તે ગર્ભ પડયો નહિ. શેઠાણીએ પુત્રને જન્મ આપ્યો. તેણે ક્યાંક તજી દેવાને તે દાસીને સોંપ્યો, તે શેઠના જોવામા આવ્યો, એટલે તેણે દાસીને પૂછતાં તે બોલી કે—'આ અનિષ્ટ બાળક હોવાથી શેઠાણીએ તેને તજાવ્યો છે.' એમ તેણે કહ્યું, એટલે શ્રેષ્ઠીએ તેને લઇને બીજે ઠેકાણે છાની રીતે ઉછેર્યો પિતાએ તે બાલકનુ ગંગદત્ત એવું નામ પાડયુ માતાથી છાની રીતે તેને લલિત પણ હમેશાં રમાડતો હતો. એક વખતે વસંતોત્સવમાં લલિતે પિતાને કહ્યું કે—'હે તાત! આજે ગંગદત્ત જો સાથે જમે, તો સારૂં.' શેઠ બોલ્યો—'જો તારી માતા તેને જુએ, તો સારૂં નહિ.' લલિતે કહ્યું—'હે તાત! માતા ન જોઈ શકે, તેમ હું પ્રયત્ન કરીશ.' ત્યારે શ્રેષ્ઠીએ રજા આપી. એટલે લલિતે ગંગદત્તને ભોજનને માટે હર્ષથી પડદાની અંદર બેસાર્યો, અને તે શ્રેષ્ઠી તથા લલિત પોતે બંને આગળ બેસી ભોજન કરતા ગંગદત્તને છાની રીતે ભોજન આપતા હતા. એવામા અચાનક વાયરાથી પડદો ઉપડયો, એટલે શેઠાણીએ ગંગદત્તને જોઇ લીધો. પછી તરતજ કેશ પકડી, કૂટીને તેણીએ ગંગદત્તને ઘરની ખાળમા નાખી દીધો. ત્યારે ખેદ પામેલા મહામતિ શેઠ અને લલિતે શેઠાણી ન જુએ તેમ ગગદત્તને ન્હવરાવીને શિખામણ આપી. એવામાં ત્ય સાધુઓ ભિક્ષાને માટે આવ્યા, એટલે તે બંનેએ શેઠાણીનું તેના પુત્રપર વેર થવાનું કારણ પૂછયું. ત્યારે એક સાધુ બોલ્યા કે—

એક સંનિવેશમા બે ભાઈ હતા. તે કાષ્ઠ લેવાને બહાર ગયા. લાકડાંની ગાડી ભરીને મોટો ભાઇ આગળ ચાલ્યો, ત્યાં રસ્તામા આળોટતી ચક્કલુંડા જાતની એક નાગણ જોઇ, તેને જોતા તેણે ગાડી હાંકનાર નાના ભાઈને કહ્યુ—'હે ભ્રાત ! આ બિચારી ચક્કલુંડાને ગાડીથી બચાવજે.' તે સાંભળીને તે નાગણ હર્ષ પામીને વિશ્વાસુ થઇ. પછી ત્યાં કનિષ્ઠ બંધુએ આવી તેને જોઈને કહ્યું કે—'મોટા ભાઇએ એને બચાવી છે, છતા હું એના હાડકા ભાગવાથી થતો સ્વર હર્ષથી સાભળવાને એની ઉપરથી ગાડી ચલાવીશ.' તે ક્રૂરે તેજ પ્રમાણે કર્યું. તે સાંભળીને 'આ કોઈ મારો વૈરી છે' એમ ચિંતવતી તે ચક્કલુંડા મરણ પામીને હે શ્રેષ્ઠિન્ ! આ તારી સ્ત્રી થઈ છે તે મોટોભાઈ, એનો પુત્ર લલિત થયો, પૂર્વે રક્ષણ કરેલ હોવાથી તે અત્યંત વલ્લભ થયો છે અને કનિષ્ઠ પણ એનોજ પુત્ર ગંગદત્ત પૂર્વના વૈરથી અનિષ્ટ થઇ પડયો. પ્રિય—અપ્રિયપણુ પૂર્વકર્મથી થયુ, તે અન્યથા થતું નથી." તે સાંભળીને પિતા અને બંને પુત્રોએ વિરક્ત થઇ દીક્ષા લઇ લીધી. શ્રેષ્ઠી અને લલિત એ બંને મહાશુક્ર દેવલોકમા ગયા અને ગંગદત્ત પણ માતાની અનિષ્ટતાને સંભારતો તથા વિશ્વ વલ્લભપણાનુ નિદાન કરી મરણ પામીને મહાશુક્ર દેવલોકમા ગયો. ત્યાંથી ચવીને લલિતનો જીવ વસુદેવની રોહિણીભાર્યાના ઉદરમા અવતર્યો. એટલે રાત્રિના પ્રાંતે રોહિણીએ ગજ, સિંહ, ચંદ્ર અને સમુદ્ર—બલદેવના જન્મને સૂચવનારા એ ચારને પોતાના મુખમાં પ્રવેશ કરતા સ્વપ્નમા દીઠા. પછી સમય થતા રોહિણીએ ચંદ્ર સમાન પુત્રને જન્મ આપ્યો. માગધ વિગેરેએ તેનો જન્મોત્સવ કર્યો. તે બધાને રમણીય લાગવાથી પિતાએ તેનું રામ એવુ નામ પાડયું. બધાના મનને રમાડતો તે અનુક્રમે વધવા લાગ્યો. ગુરૂજનની પાસે રામ બધી કળાઓ શીખી ગયો. વધારે શું કહેવું ? આદર્શમાં જેમ પ્રતિબિંબ પડે, તેમ તેનામાં બધી કળાઓ દાખલ થઈ ગઈ.

હવે એક દિવસે વસુદેવ તથા કંસાદિ પરિવારથી પરવરેલ સમુદ્રવિજયરાજા સભામા બેઠો હતો, તેવામા સ્વચ્છંદ નારદમુનિ આવ્યા. રાજા વિગેરે સર્વેએ સન્મુખ આવીને તેનો સત્કાર કર્યો, તેમની પૂજાથી હર્ષિત થયેલ નારદ બીજે સ્થળે જવાને માટે આકાશમાં ઊડી ગયા. કારણ કે તે હમેશા સ્વેચ્છાચારી હતા. ત્યારે કંસે પૂછયું કે—'એ કોણ હતો ?' સમુદ્રવિજયરાજાએ કહ્યું—'પૂર્વે આ નગરની બહાર એક યજ્ઞયશા નામે તાપસ હતો, તેની યજ્ઞદત્તા નામે ભાર્યા હતી અને સુમિત્ર નામે પુત્ર હતો. સુમિત્રની સોમયશા નામે પત્ની હતી, જૃંભક દેવતાઓમાથી કોઇ દેવ ચવીને સોમયશાની કુખે અવતર્યો, તે આ નારદ છે. તે તાપસો એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસે વનમા આવી કાંઈ ધાન મેળવીને હમેશા પારણુ કરે છે. એક વખતે નારદને અશોકવૃક્ષ નીચે બેસારીને તેઓ ધાન વીણવા ગયા, એવામાં જૃંભક દેવોએ તે બાલકને મહાકાંતિવાળો જોયો, એટલે અવધિજ્ઞાનથી તેને

પૂર્વનો મિત્ર સમજીને તેના પર રહેલી અશોકની છાયાને સ્તંભી દીધી, અને પોતે પોતાના કામને માટે ગયા. પછી કામ સિદ્ધ કરીને પાછા વળતાં તેમણે તે બાલકને લઇ લીધો, અને સ્નેહથી તેને વૈતાઢ્ય પર્વતપર લઈ ગયા. તે દેવોએ જેની છાયા સ્તંભિત કરી એવો તે અશોક ત્યારથી પૃથ્વીપર છાયાવૃક્ષ એવા નામથી પ્રખ્યાત થયો. તે બાલકને દેવોએ વૈતાઢ્યની ગુફામાં ઉછેર્યો અને આઠ વર્ષ થતાં તેને પ્રજ્ઞપ્તિ પ્રમુખ વિદ્યાઓ શીખવી. તે વિદ્યાઓને લીધે એ આકાશગામી છે. એ આ અવસર્પિણીમા નવમો નારદ અને ચરમ શરીરી છે. નારદની આ ઉત્પત્તિ ત્રિકાલજ્ઞાની એવા સુપ્રતિષ્ઠ મુનિએ મને કહી છે. એ સ્વભાવે કલહપ્રિય અને અવજ્ઞા પામતાં ક્રોધાયમાન થાય છે. એક સ્થાને સ્થિર ન રહેતાં તે સર્વત્ર પૂજા-સત્કારને પામે છે

એક વખતે મથુરા નગરીમાં આવેલ કંસે સ્નેહથી વસુદેવને બોલાવ્યો, ત્યારે વસુદેવ સમુદ્રવિજય રાજાની રજા લઇને મથુરા નગરીએ ગયો. ત્યાં એકવાર જીવયશા સહિત કંસે વસુદેવને કહ્યુ—"હે મિત્ર! મૃત્તિકાવતી નામે મોટી નગરી છે, ત્યાં મારો કાકો દેવક નામે રાજા છે, તેને દેવકન્યા સમાન દેવકી નામે પુત્રી છે, તેને તુ પરણ હું તારો આ અનુચર છું. માટે આ મારી સ્નેહ પ્રાર્થનાનું ખંડન ન કર." એમ કહેતાં દાક્ષિણ્ય નિધાન વસુદેવ કંસની સાથે મૃત્તિકાવતી નગરી તરફ ચાલ્યો, એવામાં રસ્તામાં નારદને તેમણે જોયો, એટલે વસુદેવ અને કંસે તેની પૂજા કરી અને તેથી પ્રસન્ન થયેલ નારદે પૂછ્યું કે—'તમે બને શા કારણે ક્યાં જાઓ છો?' વસુદેવ બોલ્યો—'હે દેવક રાજાની પુત્રી દેવકીને કંસ મિત્રની સાથે પરણવવા જાઉં છુ.' એટલે નારદે કહ્યું—'કંસે આ કામ ઠીક આરંભ્યું. આવુ કરીને પણ લાયકનો લાયકની સાથે યોગ કરવામા વિધાતા પણ મૂર્ખ છે. હે વસુદેવ! પુરૂષોમા જેમ રૂપથી તું ઉત્કૃષ્ટ છે, તેમ સ્ત્રીઓમાં તે દેવકી રૂપની એક રેખા છે. કારણ કે દેવકીને જોતાં તુ પરણીશ તો વિદ્યાધરીઓને પણ વધારે હીન માનીશ. આ યોગમા કંઇ વિઘ્ન ન થાય. માટે ત્યાં જઈને દેવકીને હુ તારા ગુણો કહું છું.' એમ કહી ગગનમાં ઉછળીને તે નારદ દેવકીના ઘેર ગયો. તેણે પૂજા કરતાં નારદે આશીર્વાદ આપ્યો કે—'હે કુમારી! તને વસુદેવ વર મળે.' ત્યારે તેણીએ કહ્યું—'વસુદેવ કોણ?' નારદ બોલ્યો—'મન્મથના રૂપને મથન કરનાર, યુવાન, તથા વિદ્યાધરીઓને પ્રિય એવો દશમો દશાર્હ વસુદેવ તારા સાંભળવામાં નથી આવ્યો શું? તે તો આબાલગોપાલ સિદ્ધ છે. બીજું તો શુ? જેના રૂપ અને સોભાગ્યની દેવતાઓ પણ બરોબરી કરી શકતા નથી તે વસુદેવ.' એમ કહીને નારદ અદૃશ્ય થઈ ગયા. તેના વચનથી વસુદેવે દેવકીના હૃદયમાં પ્રવેશ કર્યો. હવે વસુદેવ અને કંસ તરત મૃત્તિકાવતી નગરીમાં આવ્યા, દેવક રાજાએ તેમનો સત્કાર કર્યો અને યોગ્યાસને બેસારીને તેમને

આવવાનું કારણ પૂછ્યું. એટલે કંસ બોલ્યો—' યોગ્ય દેવકી વસુદેવને અપાવવા માટે હું અહીં આવ્યો છું, એ આવવાનું કારણ. ' ત્યારે દેવક બોલ્યો—' કન્યાને માટે વર પોતે આવે, એવો વિધિ નથી· માટે એને હુ દેવકી આપીશ નહિં. ' એમ સાભળીને તે બને વિલક્ષ થઈ પોતાના સૈન્યના પડાવમાં ચાલ્યા ગયા, અને દેવક અંતઃપુરમાં આવ્યો, એટલે દેવકીએ હર્ષથી તેને નમસ્કાર કર્યો, ત્યારે તેણે આશિષ આપી કે—' હે પુત્રી ! તું લાયક વરને પામ ' પછી દેવકે પોતાની રાણીને કહ્યું કે—' આજે કંસે વસુદેવને દેવકી અપાવવા માટે મારી પાસે માગણી કરી, પણ તેનો વિરહ સહન કરવાને અસમર્થ એવા મે તેને દેવકી આપી નહિ. ' તે સાંભળતાં રાણી ખેદ પામી, અને દેવકી પણ દુઃખાતુર થઇ રોવા લાગી, ત્યારે તેનો ભાવ જાણીને દેવક બોલ્યો—' ખેદ કરવાની જરૂર નથી, તમને પૂછવાને હું અહીં આવ્યો છું ' એટલે રાણી બોલી—' દેવકીને વસુદેવ વર લાયક છે, એને વરવાને માટે ભાગ્યયોગે એ પોતેજ અહીં આવી ચડયો. ' એમ સાંભળી દેવકે મંત્રીને મોકલીને પૂર્વે અપમાન પહોંચાડેલ કંસ અને વસુદેવને તરતજ બોલાવ્યા પછી પવિત્ર દિવસે ગવાતા ધવલમગલ અને મોટા ઓચ્છવ પૂર્વક તે વસુદેવ અને દેવકીનો વિવાહ થયો. કરમોચનમા દેવકે વસુદેવને બહુ સુવર્ણાદિક અને કોટિ ગાયો સહિત દશ ગોકુલનો સ્વામી નંદ આપ્યો પછી નંદ સહિત વસુદેવ અને કંસ મથુરા નગરીમા આવ્યા, અને ત્યાં કંસે મિત્રના વિવાહનો ઓચ્છવ માડ્યો.

હવે પૂર્વે જેણે દીક્ષા લીધી છે એવો કંસનો નાનો ભાઈ અતિમુક્તમુનિ તપથી દુર્બળ શરીરવાળા તે પારણાને માટે કંસના ઘરે આવ્યા. ત્યારે કંસની જીવયશા પત્ની મદ્યપાનથી ઉન્મત્ત થયેલી તે સાધુને જોઇને બોલી—' હે દેવર ! આ મહોત્સવમા તું ઠીક આવી પહોંચ્યો. મારી સાથે તુ નાચ અને ગાયન કર. ' એ રીતે તેના કંઠે વળગીને તેણીએ ગૃહસ્થની જેમ તે સાધુની અનેક પ્રકારે કદર્થના કરી, એટલે તે જ્ઞાની ખેદ પામતા બોલ્યા કે—' જેના નિમિત્તે આ ઓચ્છવ થાય છે, તેનો સાતમો ગર્ભ તારા પતિ અને પિતાને મારશે.' તેનું આ ભયંકર વચન સાંભળીને તત્કાળ ભયથી કંપતી અને મદ્યપાનના મદરહિત થયેલ જીવયશાએ તે મુનિને મૂકી દીધો, અને તરત જઈને તેણે કંસને તે વાત કહી. ત્યારે કંસ વિચાર કરવા લાગ્યો કે—' વજ્ર કદાચ નિષ્ફળ જાય, પણ મુનિએ કહેલ વચન અન્યથા તો નજ થાય. અથવા જ્યા સુધી કોઈને ખબર નથી, ત્યાં સુધી દેવકીના સાતે ગર્ભોની વસુદેવ પાસે માગણી કરી લઉ. પછી માગ્યાં છતાં જો એ વસુદેવ મિત્ર ગર્ભો મને આપશે નહિ, તો બીજો ઉપાય લઇશ કે જેથી પોતાને હરકત ન થાય.' એમ ધારીને પોતે મદરહિત છતાં મદાવસ્થાને બતાવતો તે કંસ વસુદેવ પાસે ગયો અને દૂરથી તેણે અંજલિ જોડી, એટલે વસુદેવ પણ એકદમ

ઉઠી, તેને યોગ્યાસને બેસારી, પોતાનો હાથ ફેરવતાં તે બોલ્યો—' હે મિત્ર ! તું મારા પ્રાણ કરતાં પણ મને વધારે વ્હાલો છે, તેથી કંઈક જાણે કહેવાની તારી મરજી હોય એમ દેખાય છે. માટે કહે, જે તું બોલે, તે હુ કરૂં.' ત્યારે કંસ અંજલિ જોડીને બોલ્યો—' હે મિત્ર ! આગળ પણ જરાસંધ રાજા પાસેથી જીવયશા અપાવતાં તેં મને કૃતાર્થ કર્યો, અને હુવે દેવકીના તરત જન્મેલા સાત ગર્ભ તુ મને સોંપી દેજે, અત્યારે તારી પાસે હું એટલુંજ માગું છુ.' તે સાંભળીને સરલ ચિત્તવાળા વસુદેવે કબુલ કરી લીધુ, પરમાર્થને જાણતી દેવકીએ પણ કહ્યું કે— ' હે કંસ ! ભલે એમ થાય. વસુદેવના અને તારા પુત્રોમાં જુદાઈ નથી. વિધાતાની જેમ તેંજ અમારો યોગ કરી આપ્યો છે. તેથી આજ શું તું અનધિકારી થઈ ગયો, કે આમ બોલે છે ? ' વસુદેવ બોલ્યો—' હે સુભ્રૂ ! બહુ બોલવાની જરૂર નથી. તારા તરંતના જન્મેલા સાત ગર્ભો કંસને સોંપી દેજે.' તે વખતે મદિરાપાનનો ડોળ રાખીને કંસે વસુદેવને કહ્યું કે—' તમે મારી ઉપર આ એક મેહેરબાની કરી. ' પછી તે ઉન્મત્ત, વસુદેવની સાથે મદિરાપાન કરીને પોતાના ઘરે ગયો. પાછળથી અતિમુક્ત મુનિનો વૃત્તાંત વસુદેવના સાંભળવામાં આવ્યો, ત્યારે ' અહા ! કંસ મને છેતરી ગયો.' એમ સત્યવાદી તે વસુદેવને પશ્ચાત્તાપ થઇ પડ્યો.

હવે ભદ્દિલપુર નગરમાં નાગ નામે એક મોટો શેઠ હતો. તેની સુલસા નામે સ્ત્રી હતી. તે બને પરમ શ્રાવક હતા. સુલસાને બાલ્યાવસ્થામાં અતિમુક્ત ચારણર્ષિએ કહ્યું હતુ કે—' આ બાલા મૃતવત્સા ( મૃત બાલ જેને અવતરે એવી ) જ થશે.' ત્યારે તપથી તેણે હરિણૈગમેષી દેવને આરાધ્યો, તે સંતુષ્ટ થયો, એટલે તેની પાસે પુત્રોની માગણી કરી, ત્યારે અવધિજ્ઞાનથી જાણીને તે સુલસાને કહેવા લાગ્યો કે—' હે સુલસે ! કંસે મારવાને માગેલા દેવકીના ગર્ભો ગર્ભસંચારથી હું તને આપીશ ' એમ કહીને તે દેવે પોતાની શક્તિથી દેવકી અને સુલસાને સાથે રજસ્વલા કરી, એટલે તે સાથે સગર્ભા થઈ અને સાથે પ્રસવ વાળી થઈ. તે દેવે સુલસાનો મૃત ગર્ભ દેવકીમા સંચાર્યો અને દેવકીનો ગર્ભ સુલસાને આપ્યો. એ રીતે તે દેવકી અને સુલસાના છ ગર્ભોનું તેણે પરાવર્ત્તન કર્યું. કંસ પણ તે મૃત ગર્ભોને શિલાપર ગાઢ રીતે પછાડતો હતો. દેવકીના તે છએ પુત્રો તે સુલસાના ઘરે પોતાના પુત્ર પ્રમાણે ધાવણ ધાઈને ઉછર્યા. તેમનાં નામ નીચે પ્રમાણે—અનીકયશા, અનંતસેન, અજિતસેન, નિહતારિ, દેવયશા, અને શત્રુસેન.

હવે એક વખતે ઋતુસ્નાતા દેવકીએ પ્રભાતે ગજ, સિંહ, સૂર્ય, ધ્વજ, વિમાન, પદ્મસરોવર અને અગ્નિ—આ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્નો જોયાં, અને મહાશુક્ર દેવલોકથી ગંગદત્તનો જીવ ચવીને તેની કુખે અવતર્યો. નિધાનભૂમિ જેમ રત્નને ધરે, તેમ દેવકીએ ગર્ભને ધારણ કર્યો, અને શ્રાવણ

મહિનાની અંધારી અષ્ટમીની રાત્રે શુભ વેળાએ દેવકી રાણીએ દેવોની સહાય સહિત અને વૈરીઓના કુળરૂપ વનને કુઠાર (કુહાડા) સમાન એવા પુત્ર રત્ન કૃષ્ણને જન્મ આપ્યો એટલે તેના અધિષ્ઠાયક દેવતાઓએ પોતાની શક્તિથી કંસે રાખેલા પહેરો ભરનારા પુરૂષોને જાણે ઝેર ખાઇ સુઇ ગયા હોય તેમ સુવાડી દીધા ત્યારે દેવકીએ પોતાના પતિને બોલાવીને કહ્યું કે—'હે પ્રિયતમ ! મિત્ર છતાં શત્રુ સમાન એવા પાપી કંસે તમને વચનથી બાંધી લીધા દરેક મારા પુત્રને જન્મતા જ એ મારી નાખે છે. માટે માયા રચીને પણ આ મહાપ્રભાવી પુત્રરત્નને બચાવો બાળરક્ષણ કરવા જતા માયા પણ પાપને પોષતી નથી. માટે આ બાલકને લઇને નંદના ગોકુલમા મૂકી આવો. ત્યા મોસાળમાં હોય તેમ એ વૃદ્ધિ પામશે' એમ સાભળી 'સારૂ સારૂ' એ પ્રમાણે બોલતો સ્નેહી વસુદેવ તે બાલકને લઈને જ્યાં પહેરાવાળા સુતેલા છે એવા ઘરમાંથી બ્હાર નીકળી ગયો. તે બાળકની ઉપર દેવતાઓએ છત્ર ધારણ કર્યું. પુષ્પોની વૃષ્ટિ કરી અને આઠ દીવાથી રસ્તામાં પ્રકાશ કર્યો. વળી તે દેવતાઓએ બાળકની આગળ થઇને ધવલ વૃષભના રૂપે બીજાઓ ન જાણી શકે તેમ નગરના દરવાજા ઉઘાડ્યા. વસુદેવ મુખ્ય દ્વાર પાસે આવ્યો, ત્યા લાકડાના પાંજરામા પૂરાયેલ ઉગ્રસેન રાજાએ વિસ્મયથી પૂછ્યું કે—'આ શું ?' ત્યારે 'આ કંસનો નાશ કરનાર' એમ કહી વસુદેવે તે બાળક ઉગ્રસેન રાજાને બતાવતાં હર્ષપૂર્વક કહ્યું કે—'હે રાજન્ ! આનાથી તારા વૈરીનો નિગ્રહ થશે અને એનાથી તારો ઉદય પણ થશે, પરંતુ તારે કોઇને કહેવું નહિ'' બહુ સારૂં' એમ તેણે કહ્યુ, એટલે વસુદેવ નંદના ઘરે ગયો. તેની ભાર્યા યશોદાએ પણ તેજ વખતે પુત્રીને જન્મ આપ્યો, પછી વસુદેવે પોતાનો પુત્ર યશોદાને આપી, તેની પુત્રી લઇને તરતજ દેવકીની પાસે પુત્રના સ્થાને મૂકી દીધી, અને વસુદેવ ત્યાથી બ્હાર નીકળી ગયો હવે તે કંસના પુરૂષો જાગ્યા અને 'શું જન્મ્યું ?' એમ બોલતા ત્યાં તે પુત્રીને તેમણે જોઇ, એટલે તેમણે તે બાળા કંસને સોંપી દીધી. ત્યારે તે પણ વિચારમા પડ્યો—'મને મારવાને જે સાતમો ગર્ભ થવાનો હતો, તે તો સ્ત્રી માત્ર છે ! તેથી મુનિના વચનને હું મિથ્યા માનુ છું. એને હણવાથી શું ?' એમ ધારીને તેની નાસિકા કાપી તે બાળા દેવકીને પાછી સોંપી.

હવે શરીરે શ્યામ હોવાથી તે બાળકનું કૃષ્ણ એવુ નામ રાખ્યું, અને દેવીઓથી રક્ષા કરાતો તે નંદના ઘરે વધવા લાગ્યો. એક માસ વીતતાં દેવકીએ વસુદેવને કહ્યુ—'પુત્રને જોવાની મને બહુ ઉત્કંઠા છે. માટે ત્યાં ગોકુલમાં હું જઇશ' ત્યારે વસુદેવ બોલ્યો—'અકસ્માત્ જતાં તું કંસના ખ્યાલમાં આવી જઇશ, માટે કંઇ કારણ કહાડીને હે સુભગે ! ત્યા જવું ઉચિત છે માટે બહુ સ્ત્રી સહિત ચોતરફ ગાયોના રસ્તે ગાયોને પૂજતી તું ગોકુલમા જા.' દેવકીએ પણ તેમજ કર્યું. ત્યાં દેવકીએ શ્રીવત્સથી જેનું હૃદય શોભિત છે, મરકત રત્ન

જેવી જેના શરીરની કાંતિ છે, જેના હાથ, પગમાં ચક્રાદિના લક્ષણ છે, વિકસ્વર પુંડરીક સમાન જેના લોચન છે, જે યશોદાના ખોળામાં બેઠેલ છે અને હૃદયને આનંદ આપનાર એવા પોતાના પુત્રને જોયો. પછી પુત્રના વિરહને સહન ન કરી શકવાથી તે ગૌ-પૂજનના બાનાથી દરરોજ ત્યાં જતી હતી ત્યારથી લોકોમાં ગૌ-પૂજનનું વ્રત પ્રવૃત્ત થયું.

હવે સૂર્પકની શકુનિ અને પુતના નામે બે પુત્રીઓ પોતાના પિતાના વૈરથી વસુદેવનો અપકાર કરવાને અસમર્થ બની શાકિનીની જેમ છળ જોઈને યશોદા અને નંદ રહિત એકલા કૃષ્ણને મારવાને ત્યાં ગોકુલમાં આવી. પછી શકુનિ ગાડાપર ચડી અને કૃષ્ણ તે ગાડાની નીચે આવી જતાં તે કટુ લાગે તેમ રોઈ અને પૂતનાએ કૃષ્ણના મુખમાં વિષલિપ્ત સ્તન નાખ્યું ત્યારે તરતજ કૃષ્ણને સહાય આપનાર દેવતાઓએ તેજ ગાડાવતી પ્રહાર કરીને તે બંનેને મારી નાખી. પાછળથી ત્યાં આવેલ નંદે એકાકી કૃષ્ણ, છુટું થયેલ તે ગાડુ, અને મારી નાખવામાં આવેલ તે બે વિદ્યાધરીઓને જોઇ. એટલે 'હું લુંટાયો' એમ બોલતો નંદ, કૃષ્ણને ખોળામાં લઈને ગોવાળોને દખાવીને કહેવા લાગ્યો—'અરે! આ ગાડું કેમ છુટી ગયું? આ બંને રાક્ષસીના જેવી રક્ત લોચનવાળી કોણ? આ મારો એકલો બાળક આજે ભાગ્યેજ જીવતો રહ્યો છે.' ત્યારે ગોવાળો કહેવા લાગ્યા કે–'હે સ્વામિન્! આ બળવાન્ તારા બાળકે ગાડું વિખેરી નાખ્યું અને એણે એકલાએજ આ બંનેને મારી' તે સાભળીને નંદે કૃષ્ણનું આખું શરીર તપાસી જોયું, અને તેને અક્ષતાંગ જોઇને યશોદાને તે કહેવા લાગ્યો કે–'બાળકને એકલો મૂકીને તું બીજા કામમાં કેમ લાગે છે? હવે પછી તારે ક્યાં પણ ન જવું. આજે સ્હેજ એને છુટો મૂકતાં વખતસર એ સંકટમાં આવી પડત. માટે ઘીના ઘડા વચમાં લોટાતા હોય છતાં કૃષ્ણને એકલો મૂકીને હવે પછી તારે ક્યાં પણ જવું નહિ. તારાં બીજાં કામો જોતા નથી.' એમ સાભળીને તે યશોદા પણ 'અહા! હું મરાણી' એમ બોલતી હાથથી હૃદયને કૂટતી તરતજ આવીને તેણે કૃષ્ણને ઉપાડી લીધો પછી બધાં અંગોને જોઈને 'હે પુત્ર! તને ક્યાંય વાગ્યું તો નથીને?' એમ તેને પૂછતી યશોદાએ તેને શિરમાં ચુંબન કર્યું અને આલિંગન કર્યું, પછી તે બાલકની આદરપૂર્વક તે પોતે દરરોજ સંભાળ રાખતી હતી, પણ કૃષ્ણ ઉત્સાહશીલ હોવાથી છળ જોઈને આમતેમ ચાલ્યો જતો હતો.

એક દિવસે કૃષ્ણને પેટે દોરડીવતી બાંધી અને તે દોરડીનો છેડો ઉખળે બાંધીને તેના જવા માટે ભય પામતી યશોદા પાડોસણના ઘરે ગઈ તે વખતે સૂર્પકનો પુત્ર દાદાના વૈરને સંભારતો ત્યાં આવીને કૃષ્ણની બંને બાજુ નજીકમાં તેણે બે અર્જુન વૃક્ષો વિકુર્વ્યાં, એટલે ઉખળ સહિત કૃષ્ણને પીસી નાખવાને તે વિદ્યાધર બંને વૃક્ષોની વચમાં તેને લઈ ગયો, ત્યારે કૃષ્ણને સહાય કરનાર દેવતાએ

તે બંને વૃક્ષોને ભાગીને વિદ્યાધરને માર્યો. એવામાં 'હાથીનાં બચ્ચાંની જેમ કૃષ્ણે બે અર્જુનવૃક્ષને ઉખેડી નાખ્યા' એમ ગોવાળના મુખથી સાંભળીને યશોદાની સાથે નંદ ત્યાં તરત આવ્યો, અને તે બંનેએ ધુળથી ખરડાયેલા કૃષ્ણને મોહથી મસ્તમાં ચુંબન કર્યું. તે બાલકને ઉદરમાં દામણુ (દોરડી) બાંધવાથી ગોવાળો તેને દામોદર એવા નામથી બોલાવવા લાગ્યા. ગોવાળો અને ગોવાલણોને તે અતિવલ્લભ હોવાથી તેઓ રાત દિવસ તેને હૃદય, ખોળા અને મસ્તકપર રાખતા હતા. તેના કૌતુકને જોતી અને સ્નેહાર્દ્ર એવી ગોપીઓના અટકાવ વિના ચપલ સ્વભાવથી તે તેમની દોણીઓમાંથી માખણુ લઈ લેતો હતો. કૃષ્ણ બોલતા, ચાલતા, મારતા અને ખાતાં પણુ યશોદા, નંદ અને બીજા ગોવાળોને મહા આનંદદાયક થઈ પડયો વિઘ્નથી ભય પામેલા તેઓ તે બાલકને જતા પકડી શકતા ન હતા. પણુ કેવલ સ્નેહપાશથી બંધાયેલા તે તેની પાછળ પાછળ જતા હતા એવામા 'તેણે શકુનિ ને પૂતના મારી, ગાડું ભાંગ્યું અને બે અર્જુનવૃક્ષ ભાંગ્યા' એમ વસુદેવના સાંભળવામા આવ્યું, એટલે તે ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે–'અહો! મેં પુત્રને ગોપવ્યો, છતાં પોતાના બળથી તે પ્રસિદ્ધ થતો જાય છે. તે આ દુષ્ટ કંસના જાણવામા ન આવે તો સારૂં. કંઇ જાણવામાં આવતા તે એનું અમંગલ કરશે. માટે કૃષ્ણને મદદ કરવા પુત્રોમાંથી કોને મોકલવો? જે અક્રૂરાદિક પુત્રો છે, તે તો ક્રૂરમતિ કંસના જાણવામાં છે. માટે રામને જવાનો આદેશ કરૂં.' એમ નિશ્ચય કરીને વસુદેવે કોશલા નગરીથી રામસહિત રોહિણીને તેડાવી ભલામણ આપીને તેને શૌર્યપુરમા મોકલી. પછી એક વખતે રામને બોલાવી. યથાર્થ વાત કહી. શિખામણ આપીને તેણે નંદ અને યશોદાને પુત્ર તરીકે સોપ્યો. તે બંને ભ્રાતા દશ ધનુષ્ય ઊંચા, સુંદર રૂપધારી, અને અન્ય કામને જેમણે તજી દીધેલ છે એવી ગોપીઓથી જોવાતા તે સ્વેચ્છાએ રમવા લાગ્યા. ગોવાળોએ જેને ઉપકરણ આણી આપેલ છે એવો કૃષ્ણ હંમેશાં રામની પાસે ધનુર્વેદ તથા બીજી પણ કળાઓ શીખતો હતો કોઇવાર તે બંને ભ્રાતા થતા, કોઈવાર મિત્ર થતા કોઈવાર શિષ્ય ને આચાર્ય બની ક્ષણવાર પણ વિયોગ પામ્યા વિના તે વિવિધ ચેષ્ટા અને ક્રીડા કરતા હતા. મદોન્મત્ત થઇ જતા વૃષભોને કૃષ્ણ પૂંછથી પકડી લેતો હતો ભ્રાતાનું બળ જાણતો રામ ઉદાસીન જેવો થઇને જોયા કરતો હતો, અને મનમાં ચમત્કાર પામતો. જેમ જેમ કૃષ્ણ ત્યાં વૃદ્ધિ પામ્યો, તેમ તેમ તેને જોવાથી ગોપીઓને મદનવિકાર જાગ્યો, તે કૃષ્ણને વચમાં બેસારીને ગોપીઓ રાસ રમતી અને વસંતક્રીડા કરતી હતી જેમ ભમરીઓ કમલને ક્ષણવાર પણ મૂકતી ન હતી, તેમ ગોપીઓ એક ક્ષણ પણ તેને મુકતી નહોતી તેને જોતા ગોપીઓ જેમ પોતાના લોચન મીચતી ન હતી, તેમ 'કૃષ્ણ કૃષ્ણ' એમ બોલતી તેઓ પોતાના ઓષ્ઠપુટને પણ બંધ કરતી ન

હતી કૃષ્ણમાં તેમનું મન ગયેલ હોવાથી આગળ પડેલા વાસણોને પણ ન જાણતી તે ગોપાંગનાઓ કોઈવાર જમીનપર ગાયો દોતી હતી. કોઈવાર વિમુખ જતા કૃષ્ણને સન્મુખ કરવાને તેઓ અસ્થાને પણ ત્રાસ પામવા જેવો દેખાવ કરતી હતી. કારણ કે તે કૃષ્ણ સદા સર્વત્ર ભયભીતનું રક્ષણ કરવામાં તત્પર હતો. નિર્ગુંડી વિગેરે પુષ્પોની માળા ગુંથીને ગોપીઓ પોતે સ્વયંવરમાલાની જેમ કૃષ્ણના કંઠમાં નાખતી હતી કૃષ્ણના મુખ થકી શિખામણના બાને પ્રસાદ વચનના આલાપ મેળવવાને ઈચ્છતી તે ગોપીઓ ગીત, નૃત્યાદિકમાં બુદ્ધિપૂર્વક સ્ખલન કરતી હતી ગમે તે પ્રકારે પોતાનો મન્મથવિકાર ગોપવી ન શકવાથી તે ગોપીઓ કૃષ્ણને ગોપેંદ્ર કહેતી અને સ્પર્શતી હતી. મયૂરના પીંછાને વિભૂષિત બનાવનાર કૃષ્ણ, ગોપીઓએ નિરંતર જેની શ્રુતિને પૂરી દીધી છે એવો તે સુંદર સ્વરનું વાજીંત્ર વગાડીને ગાયન કરતો હતો. કોઈવાર પ્રાર્થના કરાયેલ કૃષ્ણ અગાધ જળમાં રહેલા કમળોને હંસની જેમ લીલાથી તરતો લઈ આવીને તે ગોપીઓને આપતો હતો. 'જોતા આ કૃષ્ણ અમારા મનને હરે છે અને ન જોતા જીવિતને હરે છે. હે રામ ! તારો ભાઈ આવો છે' એમ કોઈવાર તે ગોપીઓ રામને ઓલંભા દેતી હતી. કોઈવાર પર્વતના શિખરપર રહી મધુર સ્વરે વેણુ વગાડતા અને નાચતાં તે રામને હસાવતો હતો. કૃષ્ણગોપેંદ્ર નૃત્ય કરતો અને ગોપીઓ ગાતી, ત્યારે રંગાચાર્યની જેમ રામ હસ્તતાલ દેતો હતો. એ પ્રમાણે વિવિધ ક્રીડા કરતા રામ અને કૃષ્ણના અગીયાર વરસ સુષમાકાલની જેમ સુખે ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૦ મું.

### શ્રી નેમિનાથ ભગવંતનો જન્મ.




વે અહીં શૌર્યપુર નગરમા સમુદ્રવિજય રાજાની શિવાદેવી રાણીએ પ્રભાતે આ પ્રમાણે ચૌદ મહા સ્વપ્નો જોયાં—ગજ, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પમાલા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, પદ્મસરોવર, સાગર, દેવવિમાન, રત્નપુંજ અને નિર્ધૂમ અગ્નિ. તે વખતે કાર્તિક માસના કૃષ્ણપક્ષની બારસના દિવસે ચિત્રાનક્ષત્ર સાથે ચંદ્રમાનો યોગ થતા અપરાજિત અનુત્તર વિમાનથી શંખનો જીવ ચવીને શિવાદેવીની કુખે અવતર્યો. ત્યારે અંતર્મુહૂર્ત્ત નારક જીવોને પણ સુખ થયુ, અને ત્રણે

લોકમા ઉદ્યોત થયો- તીર્થંકરોના કલ્યાણમા એટલું અવશ્ય થાય જ. પછી શિવાદેવીએ તરત જાગીને તે સ્વપ્નો પતિને કહી સંભળાવ્યાં રાજાએ સ્વપ્નાર્થ પૂછવાને ક્રોષ્ટુકિ સ્વપ્ન પાઠકને ત્યા બોલાવતા તે આવ્યો એવામાં ત્યા એક ચારણર્ષિ આવ્યા, રાજાએ ઉભા થઈને તેમને વંદન કર્યું અને મુનિ મોટા આસનપર બેઠા. પછી તે સ્વપ્ન પાઠક સહિત મુનિને રાજાએ સ્વપ્નનું ફળ પૂછયું. ત્યારે તેણે કહ્યુ કે—'હે રાજન્ ! તારો પુત્ર ત્રણ લોકનો સ્વામી તીર્થંકર થશે' એમ કહીને તે સાધુ ચાલ્યા ગયા. તે રાજા રાણી જાણે સુધારસથી ન્હાયા હોય તેમ અતિ આનંદ પામ્યા. શિવાદેવી સુખકારી ગૂઢ ગર્ભને ધારણ કરવા લાગી. ઉદરમા રહેલ ગર્ભ માતાના દરેક અંગને લાવણ્ય અને સૌભાગ્યનો ઉત્કર્ષ આપનાર થઈ પડ્યો. પછી શ્રાવણ મહિનાની શુકલ પંચમીએ રાતે ચિત્રાનક્ષત્ર સાથે ચંદ્રમાનો યોગ થતાં શિવાદેવીએ મરકત રત્ન સમાન જેના શરીરની કાંતિ છે અને શંખ લાછનથી જે સુશોભિત છે એવા પુત્ર રત્નને જન્મ આપ્યો. ત્યારે છપ્પન્ન દિશિકુમરીઓએ પોતપોતાના સ્થાનથી આવીને શિવાદેવી અને જિનેશ્વરનું સૂતિકર્મ કર્યું. અને સૌધર્મેંદ્ર આવી માતા પાસે પ્રભુનું પ્રતિબિંબ મૂકી, પંચરૂપે બની, એક રૂપથી પ્રભુને લીધા, બે રૂપથી બે ચામર, એક રૂપથી ઉજ્વળ છત્ર, અને એક રૂપથી ભગવંતની આગળ વજ્ર ઉલાળતો નર્તકની જેમ નાચતો પરમ ભક્તિથી મેરૂ પર્વતના શિખરપર અતિપાંડુકંબલા નામે શિલાપર ગયો. પોતાના ખોળામાં પ્રભુને સ્થાપીને શક્ર તે સિંહાસન ઉપર બેઠો. એટલે અચ્યુત વિગેરે ત્રેસઠ ઇંદ્રોએ ભક્તિથી ભગવંતને ન્હવરાવ્યા. પછી શક્રેંદ્રે પણ ભગવંતને ઈશાનેંદ્રના ખોળામા બેસારીને વિધિપૂર્વક સ્નાન કરાવ્યું, દિવ્ય પુષ્પાદિકથી પ્રભુની પૂજા કરી, અને આરતી રચી, નમન કરી, હાથ જોડીને બહુ ભક્તિથી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો—“હે મોક્ષગામિન્ ! હે શિવાદેવીની કુખરૂપ છીપમા મુક્તાફળ સમાન ! હે પ્રભો ! શિવાદેવીના રત્ન ! અમારા કલ્યાણ ભણી થાઓ. હે બાવીશમા તીર્થનાથ ! મોક્ષસુખ જેના કરતલમાં છે, સર્વ પદાર્થોને જેણે જાણ્યા છે, વિવિધ લક્ષ્મીના નિધાનરૂપ એવા તમને નમસ્કાર હો. હે જગદ્ગુરૂ ! આ હરિવંશ આજે પવિત્ર થયો, તથા આ ભરતભૂમિ પણ આજે પાવન થઇ, જ્યા ચરમશરીરી તીર્થાધિરાજ તમે અવતર્યા. હે ત્રિભુવનવલ્લભ ! લતા સમૂહને મેઘની જેમ કૃપાના તમે એકજ આધાર છો. બ્રહ્મચર્યના એક સ્થાન છો, ઐશ્વર્યના આશ્રય એક તમેજ છો. હે જગત્પતે ! આપના દર્શનથી પણ પ્રાણીઓનો મોહ નાશ પામતા દેશનાકર્મ અવશ્ય સિદ્ધ થાય છે, હે હરિવંશરૂપ વનમાં જલધર સમાન ! તમે નિષ્કારણ ત્રાતા છો, નિષ્કારણ વત્સલ છો, અને કારણ વિના સર્વ જીવોના ભરણ–પોષણ કરનાર છો, હે પ્રભો ! આજે અપરાજિત અનુત્તર વિમાન કરતાં પણ ભરતક્ષેત્ર ઉત્તમ બન્યુ કે જ્યા લોકોને સમ્યકત્વ

આપનારા તમે અવતર્યા, હે નાથ ! તમારાં ચરણો મારા મનરૂપ માનસરોવરમાં રાજહંસપણાને પામો, અને આપના ગુણગાન કરતાં મારી વાણી સફલ થાઓ." એ પ્રમાણે શ્રી જગત્પ્રભુને સ્તવી, ગ્રહણ કરી અને શિવાદેવી માતા પાસે લઈ જઇને યથાસ્થિતિએ મૂકયા, અને ભગવંતને માટે પાંચ અપ્સરાઓને ધાત્રી તરીકે આદેશ કરી પછી પોતે નંદીશ્વરની યાત્રા કરીને ઈંદ્ર પોતાના સ્થાને ગયો. પ્રભાત કાલે ઉગતા સૂર્યની જેમ મહા તેજસ્વી પુત્રને જોઇ, અત્યંત હર્ષ પામીને સમુદ્રવિજય રાજાએ તેનો જન્મ મહોત્સવ કર્યો આ બાલક ગર્ભમાં આવ્યો, ત્યારે એની માતાએ ચૌદ સ્વપ્ન જોયા પછી અરિષ્ટરત્નની ચક્રધારા જોઇ, તે સ્વપ્નના અનુસારે રાજાએ તે બાલકનું અરિષ્ટનેમિ એવુ નામ પાડયુ. અરિષ્ટનેમિનો જન્મ સાંભળતાં વસુદેવ વિગેરે રાજાઓએ અતિશય હર્ષથી મથુરા નગરીમા તેનો જન્મ મહોત્સવ કર્યો.

## પ્રકરણ ૧૧ મું.

### શ્રી કૃષ્ણ તથા રામનું પરાક્રમ અને કંસનો વધ.



એક દિવસે દેવકીને જોવાને કંસ વસુદેવના ઘરે આવ્યો, ત્યારે ત્યાં જેની નાસિકા છેદાયેલી છે એવી તે કન્યાને જોઇ. એટલે ભય પામી ઘરે આવીને એક સારા નિમિત્તિયાને પૂછયું—'મુનિએ કહ્યું હતું કે—'દેવકીનો સાતમો ગર્ભ તારો ભાણેજ તને હણનાર છે.' એ વાત ખોટી કે નહિ ?' તે બોલ્યો—"ઋષિનો બોલ ખોટો ન થાય. દેવકીનો સાતમો ગર્ભ, તારો અંત આણનાર કયા વિદ્યમાન છે, તેની ખાત્રી કરવાના હેતુ સાભળ—અરિષ્ટ નામે જે તારો વૃષભ, કેશી નામે અશ્વ, દુર્દાંત (દુ:ખે દમન થઈ શકે તેવો) ગધેડો અને ઘેટો—એ બધાને વૃંદાવનમાં મોકળા મૂક, ત્યાં ઇચ્છાનુસાર રમતા પર્વત સમાન બલવંત એવા એમને જે હણશે, તે દેવકીનો સાતમો પુત્ર તને હણશે. અને વળી તારા ઘરે પૂર્વથી આવેલ શારંગ ધનુષ્ય કે જેને તારી માતા પૂજે છે, તેને જે ચડાવશે, તેજ તને હણનાર છે અને જ્ઞાનીએ કહેલ છે કે અન્ય પુરૂષોને દુ:સ્પર્શ એવુ એ ધનુષ્ય, ભાવી થનાર વાસુદેવનું અવશ્ય થવાનું છે. વળી તે કાલીયનાગને દમશે. ચાણૂરમલ્લનો ઘાત કરશે અને તારા પદ્મોત્તર અને ચંપક નામના હાથીઓનો તે નાશ કરશે." એમ સાંભળી ભયભ્રાંત થયેલ કંસે પોતાના

શત્રુને જાણુવાને અરિષ્ટાદિકને વૃંદાવનમા છોડી દીધા, અને ચાણૂર તથા મુષ્ટિક મલ્લને કુસ્તી કરવાનો હુકમ આપ્યો. હવે શરદઋતુમા સાક્ષાત્ અશુભ સમાન તે અરિષ્ટ વૃંદાવનમા જતા ગોપ જનોને ઉપદ્રવ કરવા લાગ્યો તે વૃષભ શીંગડાના અગ્ર ભાગથી નદીના પંક ( કાદવ )ની જેમ ગાયોને ઉંચે ઉપાડતો અને ખુરના અગ્ર ભાગથી અનેક ઘૃતભાજનોને ઉંધા વાળી દેતો હતો ' ત્યારે હે કૃષ્ણ ! હે રામ ! અમોને બચાવ, બચાવ ' એ રીતે અતિદીન ગોપ, ગોપીઓનો કોલાહલ થઈ પડયો. એટલે રામની સાથે કૃષ્ણ ' આ શું ? ' એમ ચિંતવતો ભ્રમ સહિત તત્કાલ દોડી આવ્યો, અને આગળ પહેલો મહાબળવાન વૃષભ તેના જોવામા આવ્યો. તે વખતે વૃદ્ધ મનુષ્યોએ કૃષ્ણને અટકાવતાં કહ્યુ કે– 'અમારે ગાયોનું કંઇ કામ નથી, અને ઘીની પણ કંઇ પરવા નથી, માટે અહીંજ બેસી રહે. ' આ શિખામણને ન ગણકારતા તેણે વૃષભને જોરથી હાક મારી, એટલે પોતાના શીંગડાને ઉંચા કરી રોષથી મુખને સંકોચી અને પૂછડાને ઉંચે વાળતાં તે અરિષ્ટ વૃષભ કૃષ્ણની સામે દોડયો, ત્યારે કૃષ્ણે તેને શીંગડામા પકડી તેના ગળારૂપ નાલને વાળી, શ્વાસ રહિત બનાવીને તેને મારી નાખ્યો. અરિષ્ટને મારતા ગોપીઓ સહિત બધા ગોવાળો આનંદ પામીને કૃષ્ણને પૂજવા લાગ્યા, અને બહુજ ઉત્કંઠાથી નિમેષ રહિત લોચને તેને જોવા લાગ્યા.

એક દિવસે નંદકુમાર ક્રીડા કરતો હતો, તેવામાં યમની જેમ ન જોઈ શકાય તેવો, તથા જેણે મુખને પસારેલ છે એવો કંસનો કેશી અશ્વ આવ્યો. પોતાના દાંતવતી વાછરડાઓને પકડતા, ગર્ભવતી ગાયોને ખુરોથી મારતા અને હેષારવ કરતા એવા તે અશ્વની હરિએ બહુજ તર્જના કરી. ત્યારે હણવાને આવતા તે અશ્વના દાતરૂપ કરવતોથી ભયંકર અને પ્રસરેલા એવા મુખમાં કૃષ્ણે વજ્ર સમાન પોતાની ભુજાને વાળીને નાખી દીધી અને તેથી ડોક સુધી તેનું મુખ એવી રીતે ફાટી ગયું કે જેથી તે મરણ પામ્યો. કવિ કહે છે કે—અરિષ્ટના વિરહને સહન ન કરી શકવાથી તેને મળવાને ઉત્સુક બનીને તે અશ્વ યમપુરીમાં ગયો શું ? એક વખતે કંસના મહાબલિષ્ઠ તે ખર અને મેષને ભટકતા જોઇ મહાભુજ કૃષ્ણે તે બંનેને લીલા માત્રમા મારી નાખ્યા

હવે તે બધાને હણાયા સાભળીને પોતાના શત્રુની બરાબર પરીક્ષા કરવાને કંસે પૂજા–ઉત્સવના બાને શારંગ ધનુષ્યને પોતાની સભામા સ્થાપન કર્યું, તેની ઉપાસના કરનારી પોતાની બ્હેન સત્યભામા કુમારીને સદા તે ધનુષ્યની પાસે રાખી અને અનેક પ્રકારે ઓચ્છવ કર્યો પછી તેણે પટહની ઉદ્દ્ઘોષણા કરાવી કે–' જે શારંગ ધનુષ્યને ઉપાડશે, તેને હું દેવાગના સમાન સત્યભામા પરણાવીશ, તે સાભળીને દૂર દેશમાથી અનેક રાજાઓ ત્યાં આવ્યા, પણ તે ધનુષ્ય ઉપાડવાને

કોઈ સમર્થ ન થયો તે સાંભળતાં પોતાને વીર માનનાર વસુદેવનો પુત્ર, મદનવેગાથી ઉત્પન્ન થયેલ અનાધૃષ્ટિ વેગશાળી પ્રધાન રથપર બેઠો અને ગોકુળમાં આવતા સુંદર અને યુવાન એવા પોતાના બે બંધુ રામ અને કૃષ્ણને જોઈને તેમને રમાડતા તે એક રાત ત્યા રહ્યો, અને સ્નેહગોષ્ઠી કરી. પછી પ્રભાતે રથપર ચડી, લઘુ બંધુ રામને વિસર્જન કરી તથા મથુરાનો માર્ગ બતાવનાર કૃષ્ણને લઈને તે ચાલ્યો. મોટા વૃક્ષોથી સંકીર્ણ એવા રસ્તામા એક વટ વૃક્ષમાં તેનો રથ અટકી પડયો, તેને છોડાવવાને અનાધૃષ્ટિ સમર્થ ન થયો. ત્યારે પદાતિ થઈ ચાલતા નંદપુત્રે તે વૃક્ષને લીલામાત્રમા ઉખેડીને દૂર ફેંકી દીધું. ત્યારથી તે રથમાર્ગને સુગમ કરી દીધો. અનાધૃષ્ટિ તેનું આ બળ જોઈને ખુશી થયો, અને રથથી ઉતરીને તેને ભેટી પડયો વળી રથપર પોતે તેને બેસાર્યો, અનુક્રમે યમુના ઉતરી, મથુરામા આવીને ભેગા થયેલા અનેક રાજાઓથી સંકીર્ણ એવી તે ધનુઃસભામાં તે બંને ગયા, અને તે ધનુષ્યની પાસે જાણે અધિષ્ઠાયક દેવી હોય એવી કમલાક્ષી સત્યભામાને તેમણે જોઈ, અને સત્યભામા પણ ઈચ્છા પૂર્વક કૃષ્ણને જોતા મદન બાણથી પીડિત થઈને મનથી તે વરને વરી. એવામાં અનાધૃષ્ટિ તે ધનુષ્યને ઉપાડવા જતાં પણ કાદવમાં લપસી જતા પગે જેમ ઉંટ પડે, તેમ તે જમીનપર પડી ગયો. એટલે જેનો હાર તુટી ગયો છે, મુગટ ભાગી ગયો છે અને કુંડલ જેના નીકળી ગયા છે એવા તે અનાધૃષ્ટિને જોઈને સત્યભામા જરા લજ્જા પામી અને બીજા રાજાઓ વિકસિત લોચને હસ્યા તેમના હાસ્યને સહન ન કરનાર કેશવે તરત તે ધનુષ્યને પુષ્પમાલાની જેમ ઉપાડયું અને લીલામાત્રમા તેને દોરીપર ચઢાવી દીધું. તે વખતે ઇંદ્ર ધનુષ્યના દંડથી જેમ વરસાદ કાલનો મેઘ શોભે, તેમ કુંડલની જેમ વળેલ અને પ્રબળ તેજ યુક્ત એવા તે ધનુષ્યથી કૃષ્ણ બહુજ શોભવા લાગ્યો. પછી કૃષ્ણ સહિત અનાધૃષ્ટિ પિતાને ઘરે આવી, રથમાં રહેલ કેશવને દ્વારપર બેસારીને પોતે અંદર ગયો, અને પિતાને કહ્યુ કે—'હે તાત ! બીજા રાજાઓ જેનો સ્પર્શ કરવાને અશક્ત થયા, તે શારંગ ધનુષ્યને મે એકલાએ ચડાવ્યુ ' તે સાભળતાં વસુદેવ તેને જરા દબાવીને બોલ્યો—'હે અનાધૃષ્ટિ! તુ એકદમ ઉતાવળથી ચાલ્યો જા, જો તે ધનુષ્ય ચડાવ્યું—એમ કંસના જાણવામાં આવશે, તો તે તને મારી નાખશે ' તે સાંભળતા ભય પામેલ અનાધૃષ્ટિ પિતાના ઘરથી નીકળીને કૃષ્ણની સાથે તે એકદમ નંદના ગોકુલમા આવ્યો. ત્યા રામ–કૃષ્ણની રજા લઈને તે શૌર્યપુરમા ગયો. એવામા ' નંદપુત્રે ધનુષ્ય ચડાવ્યુ ' એમ ચારે બાજુ વાતો થવા લાગી.

હવે ધનુષ્ય ચડાવવાથી દૂભાયેલ કંસ ક્રોધથી ધમેલ અગ્નિ જેવો બની ગયો. તેણે ધનુષ્ય–ઉત્સવને અટકાવીને યુદ્ધને માટે સર્વ ભીલોને આદેશ કર્યો. ત્યાં તૈયાર કરેલા માંચડાઓ પર બેઠેલા અને જોવાની ઈચ્છાવાળા એવા રાજાઓએ

મોટા માચડા પર બેઠેલ કંસ ઉપર પોતાની દષ્ટિને ગાઢ રીતે સ્થાપી દીધી. ત્યારે કંસના દુર્ભાવને જાણનાર વસુદેવે પોતાના બધા જ્યેષ્ઠ બંધુઓને અને અક્રૂરાદિક પોતાના બધા પુત્રોને બોલાવ્યા એટલે કંસે સન્માન આપીને તેમને ઉંચામાં ઉંચા માચડાઓ પર બેસાર્યા, તે વખતે તે બધા તેજથી સુર્યના જેવા શોભતા હતા એવામા મલ્લયુદ્ધનો ઉત્સવ સાભળતા કૃષ્ણે રામને કહ્યુ–'હે ભ્રાત ! આપણે ત્યા જઇએ અને મલ્લયુદ્ધનુ કુતૂહલ જોઇએ, એટલે રામે તે કબુલ રાખીને યશોદાને કહ્યુ કે—'અમારે મથુરાનગરીએ જવાનું છે, માટે સ્નાનની સગવડ કરો, ત્યારે તેને કંઈક આલસુ જોઇને કૃષ્ણને બંધુવધનો પ્રસંગ બતાવવાને રામે આક્ષેપથીકહ્યુ—'હે યશોદા ! પૂર્વનો દાસીભાવ શુ તુ ભૂલી ગઇ છે ? કે અમારો હુકમ તું અત્યારે તરત બજાવતી નથી, આ વચનથી ઝાંખા મુખવાળા કૃષ્ણને લઈને વશ થયેલ બલભદ્ર સ્નાનને માટે તેનેયમુનામાં લઇ ગયો, અને બોલ્યો કે—'હે વત્સ ! આજે શોકાતુર કેમ દેખાયછે ? ત્યારે ગોવિંદે બલભદ્રને ગદ્ગદ સ્વરે કહ્યુ કે—'ભ્રાત ! મારી માતાને દાસીના આક્ષેપથી કેમ બોલાવી ?' એટલે રામે કોમળ વચનથી કૃષ્ણને કહ્યું–'હે ભ્રાત ! યશોદા તારી માતા નથી અને નંદ તારો પિતા નથી દેવકરાજાનીપુત્રી દેવકી તારી માતા છે, અને જગતમાં એક વીર શિરોમણિ અને સુંદરરૂપને ધરનાર એવો વસુદેવ તારો પિતા છે. તે દેવકી તને જોવાની ઈચ્છાથી ગોપૂજનના બાને સ્તનના દૂધથી ભૂતલને જેણે સિંચન કરેલ છે અને જેના લોચન આસુઓથી પૂર્ણ છે એવી તે મહિને મહિને અહીં આવે છે આપણો પિતા વસુદેવ કંસના આગ્રહથી મથુરામા રહ્યો છે, કારણકે તે દાક્ષિણ્યનો ભંડાર છે. હું તારો મોટો ઓરમાન ભાઇ છું, તારી ઉપર સંકટ આવવાની શંકા રાખીને પિતાએ તારી સંભાલ રાખવાને માટે મને અહીં મોકલેલછે," એ પ્રમાણે રામનું વચન સાભળીને કેશવ બોલ્યો–'પિતાએ મને અહીં શા માટે મોકલ્યો છે ?' ત્યારે રામે કંસના કરેલ બધા ભ્રાતૃવધાદિક કહી સંભળાવ્યા તે સાંભળીને કોપાયમાન થયેલ અને ક્રોધથી ભુજંગ સમાન ભયંકર મુખવાળા કૃષ્ણે કંસને મારવાની પ્રતિજ્ઞા લીધી પછી તેણે યમુના નદીમાં સ્નાન કરવાને પ્રવેશ કર્યો. ત્યારે કંસના પ્રિય મિત્રને જાણે જોવાને ઈચ્છતો હોય અને નદીના જળમા મગ્ન થયેલ, સાક્ષાત્ જાણે કાલ હોય એવો કાલિયનાગ કૃષ્ણની સામે દોડયો. તેની ફણામા રહેલ મણિના ઉદ્યોતથી 'આ શું !' એમ રામ બોલતો હતો, તેવામા કૃષ્ણે તરતજ ઉઠીને કમળની જેમ તેને પકડી લીધો. પછી કમલના નાલથી બળદની જેમ તેને નાકમા નથ્યો ( નથ નાંખી ) અને ઉપર ચડીને લાંબો વખત તેને જળમા ચલાવ્યો પછી નીર્જીવની જેમ અત્યંત ખેદ પામેલ એવા તે ભુજંગને છોડી દઈને હરિ નદીની બ્હાર નીકળ્યો, એટલે સ્નાન કરવા આવેલા બ્રાહ્મણોએ આવીને કૌતુકથી તેને ઘેરી લીધો ત્યારબાદ ગોવાળોથી

પરવરેલા મહા બલવંત તે બને રામ કૃષ્ણ મથુરા તરફ ચાલ્યા, અને મુખ્ય દ્વાર પાસે આવ્યા ત્યા કંસના હુકમથી મહાવતોએ છુટા મુકેલા પદ્મોત્તર અને ચંપક નામના બે મંદોન્મત હાથી તેમની સામે દોડયા, એટલે દાંત ઉખેડતા અને મુષ્ટિ-પ્રહાર કરતા સિંહની જેમ હરિએ પદ્મોત્તર હાથીને મારી નાખ્યો, અને ચંપકને બલદેવે ખલાસ કર્યો, આ નંદના બને પુત્રો અરિષ્ટાદિકના મારનાર છે' એમ અન્યોન્ય બોલતા નાગરો અતિ વિસ્મયથી જેમને જોઈ રહ્યા છે, નીલ અને પીત વસ્ત્રને ધારણ કરનારા વનમાલા અને આભરણાદિકથી અલંકૃત તથા ગોવાળોથી પરવરેલ એવા રામ-કૃષ્ણ તે મલ્લોના અખાડામાં ગયા ત્યા એક મનોહર માચડા ઉપર બેઠેલા લોકને દૂર હડસેલીને નિઃશંક અને પરિવાર સહિત તે બને બેઠા એટલે રામે તેને વૈરી કંસ દેખાડયો. વડીલોની પાછળ પોતાનો પિતા અને સમુદ્રવિજયાદિ કાકાઓ બતાવ્યા પછી 'આ દેવ સમાન બંને કોણ!' એમ પરસ્પર વિચાર કરતા દરેક માચડાપર રહેલ રાજાઓ અને નગરજનો તેમને જોઇ રહ્યા. હવે ત્યા કંસના હુકમથી ઘણા મલ્લો કુસ્તી કરતા હતા. પછી રાજાની પ્રેરણાથી ચાણૂર મલ્લ ઉઠયો અને અશાડ માસના મેઘની જેમ ગાજતો હાથ વતી અંગપર અવાજ કરાવતો અને બધા રાજાઓપર આક્ષેપ કરતો તે ઉંચેથી બોલ્યો-'જે કોઇ વીરથી જન્મ્યો હોય, અને જે કોઇ પોતાને વીર માનતો હોય, તે આવીને મારી સાથે યુદ્ધ કરે, અને મારી યુદ્ધ શ્રદ્ધાને પૂર્ણ કરે, ત્યારે મહાભુજ કેશવે ચાણૂરનુ અતિમદનું વચન તથા ગર્વને સહન ન કરતા માંચડાપરથી ઉતરીને ભુજાનો અવાજ કરાવ્યો એટલે કેસરીસિંહના પુચ્છના અવાજની જેમ જબરજસ્ત ધ્વનિયુક્ત તેની ભુજાનો આસ્ફોટ જાણે આકાશ-પૃથ્વી ફોડતો હોય તેવો લાગ્યો. એવામા ત્યા બેઠેલા લોકો ચિંતવવા લાગ્યા કે—'આ ચાણૂર વય અને શરીરે મોટો છે. કસરતથી જેનું શરીર કર્કશ છે, મલ્લકુસ્તીપર આજીવિકા ચલાવનાર તથા સદાક્રૂર છે, અને આ નંદપુત્ર હજી દુધ પીનાર, કમળના ગર્ભ કરતાં પણ કોમળ, મુગ્ધ તથા વનમા વસવાથી અભ્યાસરહિત છે, માટે એ બનેનુ યુદ્ધ ઉચિત નથી. અરે ! એ કામને ધિક્કાર છે, એ અઘટિત છે, અહો ! એ વિશ્વ નિંદિત છે એમ મોટેથી બોલતા લોકોનો મોટો કોલાહલ થઇ પડયો. પછી કંસ ક્રોધાયમાન થઈને બોલ્યો—'ગાયના દુધપાનથી ઉન્મત્ત થયેલા આ બે ગોવાળોને અહીં કોણે બોલાવ્યા છે ? કદાચ પોતાની મેળેજ આવ્યા લાગે છે પોતે યુદ્ધ કરવા તૈયાર થયા છે, તો એમને કોણ અટકાવે ? આ બનેની પીડા હોય તે અલગ આવીને બોલે, એ રીતે કંસનુ ક્રૂર વચન સાંભળીને બધા લોકો ચુપ થઇ રહ્યા. એટલે જેના લોચનરૂપ કમળ વિકસિત છે એવો ગોવિંદ બોલ્યો કે—આ ચાણૂર રાજપિંડથી પુષ્ટ થયો છે, નિરંતર કરેલ અભ્યાસથી શરીરે સમર્થ છે, અને સર્વ મલ્લોમા વૃદ્ધ છે, પરંતુ ગાયના દુગ્ધપાન પર જીવનાર, ગોપાલનો બાલક એવો હું, મદોન્મત્ત હાથીને સિંહ બચ્ચાની

જેમ આજે કેમ મારૂં છું. તે જુઓ, તેના આ ઉત્કટ વચનથી ભય પામેલ કંસે એકી સાથે યુદ્ધ કરવાને બીજા મુષ્ટિક નામના મહામલ્લને એકદમ હુકમ કર્યો, એટલે તેને ઉઠેલ જોઈને રણુકર્મમા કુશલ એવા રામે માચડાથી ઉતરીને તેને યુદ્ધ કરવાને બોલાવ્યો. પછી કેશવ અને ચાણુર તથા રામ અને મુષ્ટિક એમ ચારે જણા નાગપાશ સમાન પોતાની ભુજાઓથી યુદ્ધ કરવા લાગ્યા. તેમના અત્યત દૃઢ ચરણના ન્યાસ (સ્થાપન) થી પૃથ્વી જાતે કંપતી હોય, અને હાથના આસ્ફોટ (થાપ) ના શબ્દોથી બ્રહ્માંડ મંડપ જાણે ફૂટતો હોય—એમ ભાસતું હતું તે ચાણૂર અને મુષ્ટિકને રામ—કૃષ્ણે ઉંચે ઉપાડીને ઘાસના પુળાની માફક આકાશમા ઉછાળેલા એવા તેમને જોતા લોકો હર્ષ પામ્યા, અને ચાણૂર–મુષ્ટિકે લેશ પણ ઉંચે ઉછાળેલા તે બન્ને સુભટોને જોઈને રાતના કમળની જેમ લોકોના મુખ મ્લાન થઈ જતા હતા. હાથી જેમ વેગથી પોતાના દંતરૂપ મુશલવડે પર્વતને મારે, તેમ કેશવે ચાણૂરને મુષ્ટિ મારી. એટલે માનવડે દુર્ધર અને જયમાની એવા ચાણૂરે ,વજ્રના ગોળા સમાન સખ્ત મુષ્ટિ હરિની છાતીમા મારી અને તેના પ્રહારથી પીડાયેલ કૃષ્ણ, મદ્યથી જેમ ડોળા ફરી જાય અને આંખ મીંચાઈ જાય તેવી સ્થિતિમાં આવતા તે જમીનપર પડી ગયો ત્યારે છળને જાણનાર કંસથી પ્રેરાયેલ પાપી ચાણૂર બેભાન ગોવિંદ તરફ પાછો દોડયો, એટલે મારવાને તત્પર એવા તેને જાણીને તરતજ મુષ્ટિકને એક બાજુ મૂકી બલભદ્રે ચાણૂરને વજ્ર સમાન મજબુત મુષ્ટિ મારી, તેના ઘાતથી તે સાત ધનુષ્ય દૂર હઠી ગયો પછી ક્ષણવાર આશ્વાસન લઇને કૃષ્ણે પણ પાછો તેને યુદ્ધમા બોલાવ્યો, અને મહાન્ પરાક્રમી ગોવિંદે ઢીચણથી તેને મધ્યભાગે દબાવી અને બાહુથી મસ્તક નમાવીને ચાણૂરને સખ્ત મુષ્ટિ મારી, તેથી રૂધિરની ધારાને વમતા અને વિધુર (નિસ્તેજ) લોચનવાળા એવા તેને કૃષ્ણે છોડી મૂકયો, ત્યારે તરતજ જાણે ભય પામ્યા હોય એવા પ્રાણોએ તેને તજી દીધો. એવામા ભય અને કોપથી કંપતા કંસે કહ્યુ કે—' અરે ! આ બે ગોવાળના બાલકોને સત્વર મારી નાખો અને અને આ બે સર્પોને જેણે ઉછેરી મોટા કર્યા, તે દુષ્ટ નંદને પણ મારી નાખો, તે દુર્મતિનુ સર્વસ્વ લુટી લઈને તેને અહી લઈ આવો બીજો કોઇ તેને બચાવવાનો પક્ષ કરે અને વચમાં પડે, તો મારી આજ્ઞાથી તેને પણ સમાન ગુન્હેગાર સમજીને મારી નાખો ' એટલે કોપાક્રાંત અને રક્ત લોચનવાળો ગોવિંદ બોલ્યો કે—' અરે પાપિષ્ઠ ! ચાણૂર મરાવા છતા તુ હજી પોતાને મૃત તુલ્ય માનતો નથી શુ ? અરે ! પ્રથમ મારા ઘાતથી પોતાનું તો રક્ષણ કર, પછી પોતાની ક્રૂરતાના વિચારને નંદાદિક તરફ દોરવજે. ' એમ કરી કુદકો મારી, માચડાપર ચડીને કેશવે તત્કાલ કંસના કેશ પકડીને તેને જમીનપર પાડી નાખ્યો. અને જેના મુગટના ભૂકા થઈ ગયા છે, ઉત્તરીય વસ્ત્ર જેનું નીચે પડી ગયું છે, તથા

જેના લોચન ચપલ થઈ ગયા છે એવા વધસ્થાને બાંધેલા પશુ સમાન તે કંસને ગોવિંદે કહ્યું—‘ અરે ! દુષ્ટ ! તેં પોતાના રક્ષણની ખાતર બાલહત્યા ફોગટજ કરી, અત્યારે હવે તુજ નથી, અરે ! દુષ્ટ ! ધૃષ્ટ ! નૃપાધમ ! હવે તું તારા કર્મનું ફળ ભોગવ ! ’ ત્યારે કંસને જેણે પકડેલ છે, તથા જેણે વ્યાલ (વિકરાલ) નું રૂપ ધારણ કરેલ છે એવા કેશવને જોતાં બધા લોકો આશ્ચર્ય પામ્યા. પછી જોતરના જેવા બંધથી મુષ્ટિકમલ્લને શ્વાસ રહિત કરીને યજ્ઞમાં લાવેલ બકરાની જેમ મહાવીર રામે તેને મારી નાખ્યો. એવામા કંસની રક્ષા કરનારા સુભટો હાથમા વિવિધ પ્રકારના શસ્ત્રો લઇને કૃષ્ણને મારવાને દોડયા, ત્યારે માચડાના સ્તંભ ઉપાડીને બલભદ્રે તેમને સખત માર્યા એટલે મધપર રહેલ મક્ષિકાઓની જેમ તેઓ તરત વીખરાઈ ગયા. તે વખતે કૃષ્ણે મસ્તકપર પગ દઇને કંસને પાડી નાખ્યો, અને કેશ પકડીને તેને મંડપમાથી બહાર કહાડયો. જેમ સમુદ્ર જલચર જીવના કલેવરને બ્હાર ફેંકી દે છે. એવામા કંસે પ્રથમ લાવેલ જરાસંધના સૈનીકો રામ–કૃષ્ણને મારવાને સજ્જ થયા. એટલે સમુદ્રવિજય રાજા સમુદ્રની જેમ આગળ આવ્યો અને તેમને સજ્જ થયેલા જોઈને તે યુદ્ધ કરવાને તૈયાર થયો. કારણ કે તે એટલા માટેજ ત્યા આવ્યો હતો. તેને સજ્જ થયેલ જાણીને જરાસંધના સુભટો એકદમ ભાગીને ચોતરફ ચાલ્યા ગયા. પછી સમુદ્રવિજયના આદેશથી અનાધૃષ્ટિ રામ–કૃષ્ણને પોતાના રથમાં બેસારીને વસુદેવના ભવનમાં લઈ ગયો ત્યાં સમુદ્રવિજયાદિક બધા યાદવો સભા ભરીને બેઠા, અને પોતાના અર્ધ આસનપર જેણે બલભદ્રને બેસારેલ છે એવા વસુદેવે અશ્રુપૂર્ણ નયને કેશવને ખોળામાં બેસારીને વારંવાર શિરપર ચુંબન આપ્યું. પછી ‘ આ શું ? ’ એમ ભાઈઓએ વસુદેવને પુછયું, ત્યારે અતિમુક્તક મુનિના વૃત્તાંતથી માંડીને તેણે કૃષ્ણનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે સમુદ્રવિજય રાજાએ કૃષ્ણને પોતાના ખોળામા લીધો અને તેની સંભાલ રાખવામાં તત્પર એવા બલભદ્રની તેણે વારંવાર પ્રશંસા કરી. એવામાં નાસિકા જેની છેદાએલ છે એવી તે પુત્રીની સાથે આવીને દેવકીએ એક ઉત્સંગથી બીજા ઉત્સંગમા સંચરતા એવા કૃષ્ણને લઇને આલિંગન કર્યું.

હવે સુભટ યાદવોએ આંખમાં આસુ આણીને વસુદેવને કહ્યું કે— ‘ હે મહાભુજ ! તું એકલો સમસ્ત જગતને જીતવાને પણ સમર્થ છે, છતાં હે વીર ! અત્યંત નિર્દય કંસ પોતાના પુત્રોને જન્મતાંજ મારતો હતો, તે કેમ સહન કરી શકયો ? ત્યારે વસુદેવ બોલ્યો—“ જન્મથી પાળેલ સત્યવ્રતની રક્ષા કરવાને એ દુષ્કર્મને મે સહન કરી લીધું. દેવકીના આગ્રહથી આ કેશવને ગોકુલમાં રાખી અને આ નંદસુતા લાવીને તેને મે બચાવ્યો છે,

એટલે 'દેવકીનો સાતમો ગર્ભ સ્રી માત્ર છે' એમ અવજ્ઞાથી તે પાપ બુદ્ધિએ એક નાસાપુટ છેદીને એને મૂકી દીધી" પછી ભાઇ અને ભાયાતોની સંમતિથી સમુદ્રવિજય રાજાએ ઉગ્રસેનને કેદખાનામાથી છોડાવ્યો, તેની સાથે સમુદ્રવિજયાદિક રાજાઓએ યમુના નદીના તટપર કંસનું પ્રેત કાર્ય કર્યું. કંસની માતા અને પત્નીઓએ તે નદીમા જલાંજલિ આપી, પણ એક જીવયશાએ ન આપી, અને કહ્યુ કે—'આ રામ-કૃષ્ણ એ ગોવાળ અને સંતતિ સહિત દશે દશાર્હોને મરાવીને મારા પતિનુ હું પ્રેત કાર્ય કરીશ, નહિ તો જીવતી અગ્નિમા બળી મરીશ ?, એમ ઉંચેથી પ્રતિજ્ઞા લઈ ત્યાથી નીકળીને તરતજ પોતાના પિતાના ઘરે રાજગૃહનગરમા ગઇ. પછી રામ કૃષ્ણની અનુજ્ઞાથી સમુદ્રવિજય રાજાએ ઉગ્રસેનને મથુરાનો રાજા બનાવ્યો. તેણે આપેલ પોતાની પુત્રી સત્યભામાને નિમિત્તિયાએ બતાવેલ શુભ દિવસે કૃષ્ણ યથા વિધિએ પરણ્યો.

હવે અહીં પોતાના કેશને જેણે છુટા મૂકેલ છે, અત્યંત રૂદન કરતી અને જાણે સાક્ષાત્ દરિદ્રતા હોય એવી તે જીવયશાએ જરાસંધની સભામા પ્રવેશ કર્યો, ત્યારે જરાસંધે પૂછતા તે મહાકષ્ટે અતિમુક્તક મુનિનો વૃત્તાંત અને કંસના મરણની કથા તેણે કહી સંભળાવી. તે સાંભળીને જરાસંધ બોલ્યો—'હે પુત્રી ! કંસે સારૂં ન કર્યું, કે દેવકીનેજ ન મારી. કારણ કે ક્ષેત્રના અભાવે કૃષિ કયાથી થાય ? હે વત્સે હવે તું રૂદન ન કર. કંસનો ઘાત કરનારા તેમને મૂલથી સારી રીતે હણીને તેમની સ્રીઓને રોવરાવીશ !, એમ તેને કહી જરાસંધે સોમ નામના એક રાજાને સમજાવીને સમુદ્રવિજય રાજાની પાસે મોકલ્યો. તે મથુરાનગરીમા આવીને સમુદ્રવિજયને કહેવા લાગ્યો કે—" હે રાજન ! તમારો તે જરાસંધ સ્વામી આદેશ કરે છે કે—જીવયશા પુત્રી અમને જીવતર કરતા પણ વ્હાલી છે, તેના સ્નેહથી તેનો પતિ પણ તેટલોજ વલ્લભ હતો. તે કોણ નથી જાણતું ? તમે અમારા સેવકો સુખે રહો પણ કંસને મારનારા આ ક્ષુદ્ર રામ અને કૃષ્ણ અમને સોંપી દો. અને વળી આ દેવકીનો સાતમો ગર્ભ પૂર્વે પણ માગેલોજ છે, તે હજી પણ આપી દો' અને તેની રક્ષા કરતાં રામ પણ અપરાધી હોવાથી તે પણ સોંપી દો." આ સાભળીને સમુદ્રવિજય બોલ્યો—'મારા અજાણતાં સરલ ચિત્તવાળા વસુદેવે કદાચ છ ગર્ભ સોંપ્યા, તે ખરેખર ! સારૂં તો નજ કર્યું. હવે પોતાના ભાઇઓના વધના વૈરથી રામ-કૃષ્ણે કંસને માર્યો તેથી તે અપરાધી શી રીતે ગણાય ? અહીં અમારો એક દોષ કે વસુદેવ બાલ્યાવસ્થાથી સ્વેચ્છાચારી હતો, તેની બુદ્ધિથી કંસે મારા છ પુત્રોને મારી નાખ્યા. હવે અત્યારે મારા પ્રાણ સમાન આ રામ-કૃષ્ણને મારવાની મરજીથી માગતા તારા સ્વામીમા વિચારનો લેશ પણ નથી.' ત્યારે સોમ ક્રોધ સહિત બોલ્યો—'સ્વામીનો હુકમ બજાવવામા સેવકોને યુક્તાયુક્તનો વિચાર કરવો તે કદાપિ યોગ્યજ

ન કહેવાય. હે રાજન્ ! જ્યાં તારા છ પુત્રો ગયા, ત્યાં આ બે દુર્મતિ પણ ભલે જાય. હે નૃપ ! તક્ષક સર્પના મુખને ખંજવાળ નહિ. કારણ કે બલવાનની સાથે કરેલ વિરોધ તે નાશ કરનાર નીવડે છે. તું એક ઘેટા સમાન, મગધેશ્વર રૂપ મહા મદોન્મત્ત હાથીની આગળ શું માત્ર છે ? ' એટલે કેશવ ક્રોધથી બોલ્યો—' અરે સોમ ! મારા પિતાએ સરલતાથી સ્નેહ સંબંધ પાળ્યો, તેથી શું તારો સ્વામી અમારો ધણી થઈ પડ્યો ? જરાસંધ અમારો કોઇ રીતે સ્વામી નથી, પરંતુ આવી રીતે બોલતાં તારો સ્વામી બીજો કંસ થવાને ઈચ્છે છે. માટે ત્યાં તરત જા અને ઇચ્છા મુજબ તારા ધણીને કહી સંભળાવ ' એ રીતે સાંભળતાં ક્રોધથી ધમધમીને સોમ, સમુદ્રવિજય રાજાને કહેવા લાગ્યો—' હે દશાર્હ ! તારો આ પુત્ર કુલાગાર સમાન છે, એની શામાટે ઉપેક્ષા કરે છે ? આ તેના વચનથી ક્રોધે ધગધગતો અનાધૃષ્ટિ કુમાર બોલ્યો—' અરે સોમ ! પિતા પાસેથી વારંવાર બંને પુત્રોની માગણી કરતાં તું શરમાતો નથી ? તે જરાસંધ જમાઇના વધથી દૂભાયો છે, તો અમે છ ભાઈઓના વધથી શું નથી દૂભાયા ? મહાભુજ રામ, કૃષ્ણ અને બીજા અક્રૂરાદિક અમે આવું બોલનાર તને કદિ સહન કરનાર નથી. ' એ રીતે અનાધૃષ્ટિએ ક્રોધથી તેને નિર્ભંછયો, એટલે સમુદ્રવિજય રાજાથી ઉપેક્ષા કરાયેલ સોમરાજા ક્રોધથી ધમધમતો રાજગૃહમાં ગયો. પછી બીજે દિવસે સમુદ્રવિજય રાજાએ પોતાના બાંધવોને ભેગા કરીને નૈમિત્તિકોમાં ઉત્તમ અને હિતકારી એવા ક્રોષ્ટુકિ નામના નિમિત્તિયાને પૂછયું—' હે ભદ્ર ત્રણ ખંડના સ્વામી એવા જરાસંધ રાજાની સાથે અમારો વિગ્રહ ઉપસ્થિત થયો છે. તો હવે શું થશે, તે કહે. ' તે બોલ્યો કે —' અલ્પ સમયમાંજ આ મહાબલવંત રામ-કેશવ, તે જરાસંધને મારીને ત્રણ ખંડના સ્વામી થશે, પરંતુ તમે અત્યારે સમુદ્ર કિનારે થઈને પશ્ચિમ દિશાતરફ જાઓ. તમારે ત્યાં જતાંજ શત્રુના ક્ષયની શરૂઆત થશે. વળી આ સત્યભામા જ્યાં બે પુત્રને જન્મ આપે, ત્યાંજ નગરીની સ્થાપના કરીને તમારે નિ.શંક થઇને રહેવું. ' એમ સાંભળીને રાજા હર્ષ પામ્યો. પછી પ્રટહની ઉદ્ઘોષણાથી પોતાનું પ્રયાણ તેણે પોતાના સંબંધીઓને જણાવ્યું. અગ્યાર કુલકોટિસહિત સમુદ્રવિજય રાજાએ મથુરાનગરીનો ત્યાગ કર્યો. ત્યાંથી શૌર્યપુરમાં જઇ સાત કુલકોટિલઈને પોતાની જ્ઞાતિસહિત ચાલ્યો, ઉગ્રસેન રાજા પણ તેની પાછળ ગયો, અને બધા વિંધ્યાચલના મધ્ય રસ્તામાં સુખે જવા લાગ્યા.

હવે સોમરાજાએ આવીને તે બધું જરાસંધને કહી સંભળાવ્યું એટલે તે ક્રોધાયમાન થઇ ગયો. તેને ક્રોધીષ્ઠ જોઈને તેના પુત્ર કાલકુમારે કહ્યું કે—'હે તાત ! તમારી આગળ એ બીકણુ યાદવો શું માત્ર છે ? માટે મને હુકમ કરો કે તેમને સમુદ્ર કે અગ્નિના મધ્યમાંથી અને દિશાઓના અંતથી ખેંચીને મારીશ, નહિ તો હું અગ્નિમાં પ્રવેશ કરીશ, પણ કોઈરીતે પાછો હઠીશ નહિ. ' ત્યાર પછી પાંચસે

રાજાઓ સહિત તથા મહાસૈન્યથી પરવરેલ એવા કાલકુમારને તેણે યાદવોને હ-ણવાને માટે આદેશ કર્યો. એટલે કાલ પોતાના ભાઈ યવન સહદેવ સહિત અપશુકન તથા દુષ્ટ નિમિત્તોએ વાર્યા છતાં તે પાછો ન હઠ્યો, અને યાદવોની પાછળ પાછળ જતા અલ્પ સમયમાજ નજીકમા જ્યા યાદવો વાસ કરી રહ્યા છે એવી વિંધ્યાચલની અધોભૂમિમાં તે આવી પહોચ્યો. એવામાં કાલકુમારને નજીક આવેલો જોઇને રામ-કૃષ્ણની અધિષ્ઠાયક દેવતાએ એક દ્વારવાળો, વિસ્તીર્ણ અને ઉન્નત એવો એક પર્વત વિકુર્વ્યો, અને 'અહી રહેલ યાદવોનું સૈન્ય અગ્નિથી ભસ્મ થઇ ગયું' એમ રોતી એક સ્રી ને ચિતા સમીપે વિકુર્વી. તેને જોઈને કાલકુમાર બોલ્યો-'હે ભદ્રે ! તું કોણ છે ? અને આમ રૂદન શા માટે કરે છે ?' ત્યારે તે બોલી કે—'જરાસંધથી ભય પામીને બધાએ યાદવો નાશી ગયા 'અને તેમની પાછળ કાલની સમાન વીર કાલકુમાર દોડયો તે પાસે આવેલ સાંભળતાંબધા યાદવો ચકિત થઈને અગ્નિમા પેઠાં, દર્શાર્હો, તથા રામ-કૃષ્ણ અહીં ચિતામાં પેઠા. તે બંધુઓના વિયોગથી હું પણ અગ્નિમાં પ્રવેશ કરૂં છું.' એમ કહીને તે અગ્નિમા પેઠી ત્યારે દેવતાથી મોહિત થઈ કાલે યવન સહદેવ તથા બીજા રાજાઓને કહ્યું કે—'મેં પિતા અને બેન પાસે આવી પ્રતિજ્ઞા કરી છે કે—'અગ્નિ વિગેરેમાંથી ખેંચી કહાડીને પણ યાદવોને હું અવશ્ય મારીશ.' મારા ભયથી અગ્નિમાં પેઠેલા તેમને હણવાને સત્ય પ્રતિજ્ઞાવાળો હું પણ આ બળતા અગ્નિમાં પ્રવેશ કરીશ' એમ કહી તે કાલ ઢાલ, તલવાર લઈને પતંગની જેમ અગ્નિમાં પેઠો, અને દેવતાઓથી મોહિત થયેલા પોતાના સંબં-ધિઓના દેખતાં તે મરણ પામ્યો. એવામાં સૂર્ય અસ્ત થયો. તેથી તે યવન સહ-દેવાદિક ત્યાંજ રાત રહ્યા. પ્રભાત થતાં તે પર્વત અને ચિતા તેમના જોવામા ન આવી. તે વખતે દૂતોએ આવીને તેમને કહ્યું કે—' યાદવો દૂર નીકળી ગયા.' પછી વૃદ્ધોના વિચારથી તે દેવતાએ કરેલ સંમોહ જાણીને યવનાદિક પાછા ફરી તે બધું જરાસંધને કહી સંભળાવ્યું. તે સાભળતા જરાસંધ અત્યંત મુર્ચ્છા પામીને પૃથ્વી ઉપર પડી ગયો, અને સાવધાન થતા સમકાલે—હા કાલ ! હા કાલ ! હા કંસ ! હા કંસ ! એમ બોલતો તે કરૂણ સ્વરે રોવા લાગ્યો હવે યાદવોએ જતા જતાં કાલનું મરણ જાણીને જેમને વિશ્વાસ આવેલ છે એવા તેમણે પરમ આનંદથી ક્રોષ્ટુકિનું પૂજન કર્યું. રસ્તામા એક વનમાં રહેતા તેમની પાસે અતિમુક્તક તે ચારણર્ષિ આવ્યા, સમુદ્રવિજયે તેની પૂજા કરી. પછી તે મહામુનિને નમીને તેણે પૂછયુ કે—' હે સ્વામીન્ ! આ સંકટમાં અમારૂં શું થશે ?' એટલે તે મુનિ બોલ્યા કે—' હે રાજન્ ! ભય ન પામ.આ તારો અરિષ્ટનેમિકુમાર બાવીશમો તીર્થંકર અને અ-દ્વિતીય બલવાન થશે, અને આ રામ-કૃષ્ણ બલદેવ અને વાસુદેવ દ્વારકામા રહેતાં જરાસંધનો વધ કરીને અર્ધ ભરતના સ્વામી થશે.' તે સાંભળી હર્ષિત થયેલ

સમુદ્રવિજય રાજાએ તે મુનિને પૂજીને વિસર્જન કર્યા. પછી સુખે પ્રયાણ કરતા યાદવો સૌરાષ્ટ્રદેશમાં ગયા, અને ત્યાં ગિરનારની ઉત્તરને પશ્ચિમે અઢાર કુલકોટિ સહિત તેમણે પડાવ નાખ્યો ત્યા કૃષ્ણની પત્ની સત્યભામાએ જાત્ય સુવર્ણ સમાન કાંતિવાળા ભાનુ અને ભામર નામના બે પુત્રોને જન્મ આપ્યો. પછી ક્રોષ્ટુકીએ બતાવેલ દિવસે સ્નાન અને બલિકર્મ કરી હરિએ અષ્ટમ તપ કરીને સમુદ્રની પૂજા કરી એટલે ત્રીજી રાત્રે લવણસમુદ્રનો અધિષ્ઠાયક સુસ્થિત નામે દેવ આકાશમાં રહી અંજલિ જોડીને આવ્યો. તેણે કૃષ્ણને પાંચજન્ય શંખ તથા રામને સુઘોષ શંખ તેમજ દિવ્ય રત્ન, માળા અને વસ્ત્રો આપ્યાં અને કહ્યું કે—'હે કેશવ! હું સુસ્થિત નામે દેવ છું. તેં મને શા માટે યાદ કર્યો છે? બોલ, તારૂં શું કામ કરૂં?' ત્યારે કૃષ્ણે તે દેવને કહ્યું—'પૂર્વે વાસુદેવોની જે અહીં દ્વારકા નગરી હતી, તેને જળથી ઢાંકી દીધી છે, મારે વસવાને માટે તેનું સ્થાન પ્રગટ કર.' એટલે તે દેવતાએ કબુલ રાખી તે પ્રમાણે કરીને ઈંદ્રને વિનંતિ કરી, ત્યારે સૌધર્મેંદ્રની આજ્ઞાથી ધનદે બાર યોજન લાંબી અને નવ યોજન વિસ્તૃત એવી રત્નમય દ્વારકા નગરી બનાવી તેની ચારે બાજુ અઢાર હાથ ઉંચો, નવ હાથ પૃથ્વીમાં ગયેલ, બાર હાથ પહોળો તથા ખાઈ સહિત કિલ્લો બનાવ્યો. વળી ત્યાં વૃત્ત, ચતુરસ્ર, વ્યાયત, ગિરિકૂટ, સ્વસ્તિક, સર્વતોભદ્ર, મંદર, અવતંસ, અને વર્ધમાન એવા નામે લાખો ગમે એક ભોંયના, બે ભોયના, ત્રણ ભોંયના, એમ સાત ભોંય સુધીના મ્હેલો બનાવ્યા, વળી વિચિત્ર રત્ન, માણિક્ય, સુવર્ણ અને રૂપાનાં ચત્વરો (જ્યાં ચાર રસ્તા સાથે મળે તેવા સ્થાનો)માં, ત્રિકો (ત્રણ રસ્તા ભેગા થાય તેવા સ્થાનો) મા હજારો દિવ્ય જિનચૈત્ય કરાવ્યાં. તેમાં પ્રથમ અગ્નિ ખુણે કિલ્લા સહિત સુવર્ણનો સ્વસ્તિક નામે મ્હેલ સમુદ્રવિજય રાજાને માટે તૈયાર થયો. તેના સમીપે અક્ષોભ્ય અને સ્તિમિતના અનુક્રમે દુર્ગ (કોટ) સહિત નંદાવર્ત્ત તથા ગિરિકૂટ નામે પ્રાસાદ થયા. નૈર્ઋત ખુણે સાગરને માટે ઉચો અષ્ટાંશ નામે પ્રાસાદ થયો પછી હિમવાન્ અને અચલને માટે વર્ધમાન નામના બે પ્રાસાદ થયા. વાયવ્ય ખુણામાં ધરણને માટે પુષ્પપત્ર નામે પ્રાસાદ, પૂરણને માટે આલોકદર્શન નામે પ્રાસાદ, અને તેની પાસે અભિચંદ્રને માટે વિમુક્ત નામે પ્રાસાદ થયો. પછી ઈશાન ખુણે વસુદેવને માટે કુબેરચ્છંદ નામે પ્રાસાદ થયો, ઉગ્રસેનનો રાજમાર્ગની પાસે શ્રીવિહારક્ષમ નામે પ્રૌઢ પ્રાસાદ થયો, બધા પ્રાસાદો કલ્પવૃક્ષો સહિત, ગજશાળા અને અશ્વશાળાથી મંડિત, ગઢયુક્ત મોટાદ્વાર અને ધ્વજ સમૂહને ધારણ કરનારા હતા તે બધાની મધ્યભાગમાં વસુદેવનો ચોરસ અને મોટા દ્વારવાળો પૃથ્વીજય નામે મહાન પ્રાસાદ કરવામાં આવ્યો. તે પછી અઢાર ભૂમિ (ભોંય) વાળો, નાના પ્રકારના અનેક ઘરો યુક્ત એવો સર્વતોભદ્ર નામે પ્રાસાદ વાસુદેવનો થયો રામ કૃષ્ણના પ્રાસાદની સમક્ષ

વિશદ રત્ન અને માણિક્ય મય તથા સુધર્મા સમાન એવી સર્વપ્રભાસા નામે સભા હતી. ત્યારપછી વિશ્વકર્માએ એકસો આઠ હાથ ઉંચો, જિન પ્રતિમાથી વિભુષિત, મેરૂ શિખર સમાન ઉંચો. મણિ. રત્ન, માણિક્ય અને કનકમય, અનેક ભોંય તથા ગવાક્ષ વિગેરેથી વિરાજિત, વિચિત્ર કનકની વેદિકા સહિત. અને મનોજ્ઞ એવો જિન પ્રાસાદ બનાવ્યો. વળી સરોવરો. દીર્ઘિકા, વાવો, ચૈત્યો, ઉદ્યાનમાર્ગ અને બીજું બધું ત્યાં ધનદે એક અહોરાત્રમાં બનાવી દીધું. એ પ્રમાણે ઇંદ્રપુરી સમાન વાસુદેવની મનોહર દ્વારકાનગરી ધનદે તૈયાર કરી ને નગરીની પૂર્વ દિશાએ ગિરનાર પર્વત, દક્ષિણ દિશાએ માલ્યવાન્ પર્વત. પશ્ચિમ દિશાએ સૌમનસ, અને ઉત્તર દિશાએ ગંધ માદન–એમ ચાર મોટા પર્વતો હતા. હવે પ્રભાત થતાં પૂર્વના વણુ પુણ્યને લીધે કુબેરે કૃષ્ણને બે પીળા વસ્ત્ર, નક્ષત્ર માલા, મુગટ, કૌસ્તુભ નામે મહારત્ન. શાંર્ગ ધનુષ્ય, અક્ષય બાણવાળા બે ભાથા નંદક નામે ખડગ. કોમોદકી ગદા, અને ગરૂડધ્વજ નામે રથ એ બધા આપ્યાં. અને રામને વનમાલા નામે આભરણ વિશેષ, હલ, મુશલ. બે આયુધ, બે વસ્ત્ર. તાલધ્વજ રથ, અક્ષય બાણવાળા બે ભાથા અને ધનુષ્ય–એ બધાં ધનદે આપ્યાં. પછી ધનદે દશે દશાર્હોને રત્નો અને ભૂષણો આપ્યાં. કારણ કે તેઓ રામ–કૃષ્ણને પૂજનીય હતા. હવે બધા યાદવોએ કેશવને શત્રુઓનો ક્ષય કરનાર જાણીને હર્ષ પૂર્વક પશ્ચિમ સમુદ્રના કિનારાપર તેનો રાજ્યાભિષેક કર્યો. પછી સિદ્ધાર્થ સારથિ સહિત બલદેવ અને દારૂક સારથિ સહિત કેશવ એ બને વીરો દ્વારકામાં પ્રવેશ. કરવાને રથપર બેઠા. નક્ષત્રો વડે ચંદ્ર–સૂર્યની જેમ રથમાં બેઠેલા યાદવોથી પર વરેલા તે બંને વીરોએ જય જય નાદની સાથે દ્વારકામાં પ્રવેશ કર્યો. તે વખતે તે નગરીમા ધનદે સાડાત્રણ દિવસ રત્ન, મણિ. માણિકય, કાંચન, રજત, ધન, ધાન્ય અને વિચિત્ર વસ્ત્રોને વૃષ્ટિ કરી પછી કુબેરે બતાવેલ ઘરમા સર્વ લોકોએ સુખે વાસ કર્યો, હવે વિષ્ણુ વિગેરે બધા યાદવોએ તે નગરીમાં નિવાસ કર્યો કુબેર તેમની અતુલ વાંછાને પૂરતો હતો. વળી શ્રેષ્ઠ ઘરોવાળી દ્વારકાને સુવર્ણ, ધાન્ય અને વિવિધ વસ્ત્રોથી સંપૂર્ણ રીતે પૂરિત થતાં તેમા સંપદાઓ નિરંતર ચોતરફથી તરત આવવા લાગી

એ પ્રમાણે શ્રી ગુણ વિજય ગણિ વિરચિત શ્રીમાન્ અરિષ્ટ નેમિના ચરિત્રમાં પાંચમો પરિચ્છેદ સમાપ્ત થયો.





## षष्ठ परिच्छेद.

## પ્રકરણ ૧૨ મું.

### શ્રી નેમનાથ પ્રભુનું બાલ્ય જીવન, શ્રીકૃષ્ણે કરેલુ રૂકિમણીનું હરણ અને પ્રધુમ્ન જન્મ.



હવે રામ સહિત કેશવ હર્ષે દશાર્હોને અનુસરતો, યાદવોના પરિવારથી પરવરેલ ક્રીડા કરતો તે દ્વારકામા સુખે રહેવા લાગ્યો. વળી ત્યા દશાર્હોને પ્રમોદ પમાડતા તથા રામ–કૃષ્ણના મનને આનદ પમાડતા શ્રીનેમિનાથ વૃદ્ધિ પામવા લાગ્યા. પોતે વૃદ્ધ છતા લઘુ બનીને સર્વ ભ્રાતાઓ સ્વામીની સાથે ક્રીડા પર્વતપર અને ઉદ્યાનાદિકમાં ક્રીડા કરવા લાગ્યા. દશ ધનુષ્ય ઉચા પ્રભુ અનુક્રમે યૌવનવય પામ્યા, પરંતુ જન્મથી કામને જીતનાર હોવાથી તે વિકાર રહિત છે. માત પિતા, તથા રામ–કૃષ્ણાદિક બાધવો દિવસે દિવસે પરણવાની પ્રાર્થના કરે છે, તથાપિ ભગવંત કોઇ કન્યાનુ પાણિગ્રહણ કબુલ કરતા નથી. હવે જાણે શક્ર અને ઇશાન સાથે મળ્યા હોય તેવા રામ અને કૃષ્ણ બને પોતાના બળથી ઘણા માંડલિક રાજાઓને તાબે કરીને રાજ્ય કરવા લાગ્યા.

એક દિવસે નારદ ઋષિ ફરતો ફરતો કૃષ્ણના ઘરે આવી ચઢ્યો. રામ સહિત કૃષ્ણે પોતે તેને વિધિ પૂર્વક પૂજ્યો, પછી તે કૃષ્ણના અંતઃપુરમાં ગયો, ત્યા દર્પણમા પોતાનું સ્વરૂપ જોતિ સત્યભામાએ વ્યગ્ર હોવાથી આસનાદિકવડે તેનો આદર સત્કાર ન કર્યો. એટલે તે ક્રોધાયમાન થઇને ત્યાથી નીકળી ગયો અને વિરૂદ્ધ ચિંતવવા લાગ્યો કે–'વાસુદેવમાં અંતઃપુરમાં નારદો બધા નિરતર આદર પામ્યા છે, અને આ પતિને વલ્લભ હોવાથી ગર્વિષ્ઠ થયેલી સત્યભામાએ મારી સામે અભ્યુત્થાન કરવાનું તો દૂર રહ્યું, પરતુ મારી સામે પણ ન જોયું. માટે એને અત્યત રૂપવતી એવી સપત્નીની પ્રાપ્તિના મહા સકટમા નાખું.' એમ વિચારતો નારદ કુંડિન પુરમા ગયો. ત્યાં ભીષ્મક નામે રાજા હતો. તેની યશોમતી નામે સ્ત્રી હતી તેમનો રૂકિમ નામે પુત્ર અને દિવ્ય રૂપને ધારણ કરનાર રૂકિમણી નામે પુત્રા હતા. ત્યાં નારદ ગયો, એટલે રૂકિમણીએ ઉઠીને નમસ્કાર કર્યા, ત્યારે નારદે આશિષ આપી કે—'અર્ધ ભરતનો ધણી કૃષ્ણ તને વર મળે.' ત્યારે તેણીએ પૂછયું કે—'એ કૃષ્ણ કોણ?' એટલે નારદે તેના અદ્દભૂત અને અસાધારણ

એવા શૌર્યાદિક ગુણો કહી બતાવ્યા. તે સાભળીને રૂકિમણી તત્કાલ કેશવ ઉપર અનુરક્ત થઈ, અને કૃષ્ણનેજ ચ્હાતી તે મદનાતુર બની ગઈ. પછી નારદે તેનું રૂપ પટપર આલેખી, દ્વારકામા આવીને કૃષ્ણને બતાવ્યુ. લોચનને અમૃત સમાન તે રૂપ જોઈને કૃષ્ણે નારદને પૂછ્યું કે—'હે ભગવન્! આ કઈ દેવીને તમે પટપર આલેખી છે? તે કહો.' ત્યારે નારદ હસીને બોલ્યો કે—'હે કેશવ! આ દેવી નથી, પણ કુડિનપુરના સ્વામી રૂકિમ રાજાની બેન એ કુમારી છે' તે સાભળીને તેના રૂપથી વિસ્મય પામેલ અને મોહિત થયેલ ગોવિંદે તરત રૂકિમરાજા પાસે માણસ મોકલીને મીઠી વાણીથી રૂકિમણીની માગણી કરી. ત્યારે રૂકિમરાજા હસીને બોલ્યો કે—'અહો! આ ગોવાળ હીન કુળવાળો છતા મૂઢ મારી બેનની માગણી કરે છે. આ તેનો મનોરથ કેવો છે? એના રૂપને લાયક શિશુપાલ રાજાને હું મારી બેન આપીશ. એમનો યોગ રોહિણી અને ચંદ્રમા જેવો ઉચિત થશે.' એમ તેના કઠોર બોલ સાભળી દૂતે આવીને કૃષ્ણને કહી સંભળાવ્યા, હવે તે વૃત્તાંત જાણી પિતાની બેન એવી ધાત્રીએ રૂકિમણીને સ્નેહથી એકાનમા બોલાવીને કહ્યું કે—"હે પુત્રી! બાલ્યાવસ્થામાં તને મારા ખોળામા બેઠેલી જોઇને અતિમુક્તક મુનિએ કહ્યુ હતુ કે—'આ કૃષ્ણની પટરાણી થશે' ત્યારે મે પૂછ્યું કે—'કૃષ્ણ શી રીતે ઓળખાશે?' તે બોલ્યા કે—'પશ્ચિમ સમુદ્રપર દ્વારકા નગરીને સ્થાપવાથી કૃષ્ણ જણાશે.' તેણે માગ્યા છતા રૂકિમએ તને કૃષ્ણ સાથે ન વરાવી, પરંતુ દમઘોષના પુત્ર શિશુપાલને તે આપવા ઇચ્છે છે." તે સાભળીને રૂકિમણી બોલી કે—'માત! ઋષિઓનુ વચન શું અન્યથા થાય? પ્રાતઃકાલનો ગર્જારવ શું નિષ્ફલ જાય?' એ રીતે કૃષ્ણ ઉપર રૂકિમણીનો ભાવ જાણીને તે ધાત્રીએ ગુપ્ત દૂતથી કૃષ્ણને જણાવ્યું કે—'માઘ માસની અજવાળી અષ્ટમીએ નાગપૂજાના બાને રૂકિમણીની સાથે બ્હાર નીકળીને હુ ઉદ્યાનના માર્ગે જઇશ. જો તમારે રૂકિમણીને પરણવી હોય, તો ત્યાં તમો આવજો, નહિ તો તેને શિશુપાલ પરણી જશે.'

હવે અહીં રૂકિમ રાજાએ બોલાવેલ શિશુપાલ રૂકિમણીને પરણવાને સૈન્ય સહિત કુંડિનપુરમા આવ્યો. ત્યા રૂકિમણીના પાણિગ્રહણને માટે તૈયાર થઈ આવેલ શિશુપાલના સમાચાર [1]કલિકુતૂહલી નારદે કૃષ્ણને જણાવ્યા ત્યારે કૃષ્ણ પણ પોતાના સબંધી જનો ન જાણી શકે તેમ રામની સાથે [2]વિભિન્ન રથમાં બેસીને કુડિનપુરમા ગયો, એટલે તે ધાત્રી તથા અન્ય સખીઓ સહિત રૂકિમણી નાગપૂજાના બાને ઉદ્યાનમા આવી. ત્યારે કૃષ્ણે પણ રથથી ઉતરી, પોતાનુ મૂલથી સ્વરૂપ જણાવી, તે ધાત્રીને નમીને રૂકિમણીને કહ્યુ કે—'હે સુંદરી! માલતી તરફ મધુકર–ભ્રમરની જેમ તારા ગુણોથી ખેચાયેલો હું કેશવ બહુ દૂરથી તારી પાસે આવ્યો છું. માટે મારા રથમા બેસી જા.' એટલે તેના ભાવને જાણનારી ધાત્રીની

૧. કજીઆ કરાવીને કુતૂહલ–આશ્ચર્ય પામનાર ૨ અલગ નહિ તે

પ્રેરણાથી રોમાંચિત થયેલ રૂક્મિણી તરતજ કૃષ્ણના હૃદયની જેમ સ્નેહ પૂર્વક રથપર ચડી. પછી ગોવિંદ કંઈક દૂર ગયા, ત્યારે પોતાનો દોષ ટાળવાની ખાતર તે ધાત્રી તથા બીજી દાસીઓએ ઉંચેથી પોકાર કર્યો કે—' હે રૂક્મિન્! હે રૂક્મિન્! આ તારી રૂક્મિણી બ્હેનને ચોરની જેમ રામ સહિત કૃષ્ણ બલાત્કારથી હરી જાય છે. એવામાં રામ–કૃષ્ણે પોતાના પાંચજન્ય અને સુઘોષ શંખ વગાડ્યા, ત્યારે સમુદ્રની જેમ રૂક્મિનું સમસ્ત નગર અત્યંત ક્ષોભ પામ્યું. પછી મહાભુજ-વાળા, મહાબલવાળા અને મહા સૈન્યવાળા એવા રૂક્મિ અને શિશુપાલ બંને રામ–કૃષ્ણની પાછળ દોડ્યા. તે જોઇને ખોળામા બેઠેલ રૂક્મિણીએ ચકિત થઈને હરિને કહ્યુ કે—' હે નાથ! મારો ભાઈ ક્રૂર અને મહા બલવાન્ છે, તથા શિશુ-પાલ પણ તેના જેવોજ છે. વળી બીજા પણ તેમના ઘણા સુભટો અહિં આવતા દેખાય છે. અને અહીં તમે બે એકલા છો. તેથી હું ભય પામું છું કે શી ગતિ થશે?' ત્યારે હરિ હસીને બોલ્યા—' હે સુંદરી! તુ ભય ન પામ, તું ક્ષત્રિય સુતા છે. મારી આગળ આ રૂક્મિ વિગેરે બિચારા શુ માત્ર છે? આ મારૂ બળ જો.' એમ કહીને તેને વિશ્વાસ પમાડવા કૃષ્ણે અર્ધચંદ્ર બાણના એક ઘાથી કમલનાલની એક પંક્તિની જેમ તાલ વૃક્ષોની શ્રેણિને છેદી ( વીંધી ) નાખી, અને વળી વીંટીની હીરાકણીને અંગુષ્ઠ અને અંગુલિથી દબાવતાં રંધાયેલ મસુર ધાન્યના કણની જેમ લીલાથી તેને દળી નાખી. ત્યારે પોતાના પતિના તે બલથી રૂકમણીને બહુ આનંદ થયો. પછી ગોવિંદે રામને કહ્યુ કે—' તમે આ રૂક્મિણીને લઈને જાઓ, હું પાછળ આવતા રૂક્મિ વિગેરેને મારતો આવીશ.' ત્યારે રામ બોલ્યા કે—' હે ભ્રાત! તુ જા, હું એ બધાએને મારીશ.' તે સાંભળીને રૂક્મિણી ભયભીત થતી બોલી કે—' મારા ભાઇને બચાવજો.' ત્યારે ગોવિંદની અનુમતિ-થી રામે તેનું વચન કબુલ રાખ્યું, અને યુદ્ધ કરવાને ત્યાંજ ઊભો રહ્યો, તથા જનાર્દન ( કૃષ્ણ ) રૂક્મિણીને લઈને ચાલ્યા ગયા.

હવે સંગ્રામમાં સાવધાન અને મુશલાયુધને જેણે ફેંકેલ છે એવા બલભદ્રે, મંથનાચલ જેમ સમુદ્રને મંથે તેમ આવેલ સૈન્યને વલોવી નાખ્યું. તેના મુશલ વડે વજ્રથી જેમ પર્વતો પડે તેમ હાથીઓ પૃથ્વી ઉપર પડવા લાગ્યા, અને રથો ઘડાના ઠીકરાની જેમ ભાગીને ભુકેભુકા થઈ ગયા. તે રામે શિશુપાલની સાથે રૂક્મિની સેનાનો પરાભવ કર્યો, ત્યારે વીરમાની રૂક્મિ બલભદ્રને કહેવા લાગ્યો કે—' અરે ગોવાળ! મેં તને જોયો. મારી આગળ આવી જા આ હું તારા ગો-દુધના પીવાથી ચડેલ મદને ઉતારીશ.' ત્યારે રામે લીધેલ વચનને યાદ કરતાં મુશલ મૂકીને બાણોથી તેના રથને ભાંગી નાંખ્યો, તથા બખ્તરને ભેદી નાખ્યુ; અને વેગથી અશ્વોને મારી નાખ્યા. પછી લગભગ મરવાની અણી સુધી પહોચેલ રૂક્મિના

ક્ષુરપ્ર–બાણુથી માથાના વાળ મુંડીને હસતા હસતા રામ તેને કહેવા લાગ્યો—' તું મારા ભ્રાતાની વધૂનો ભાઈ છે, માટે મારવા લાયક નથી. અરે ! હવે ચાલ્યો જા. તું ભલે મુંડ મુંડાવેલ છતાં અમારા પ્રસાદથી તારી સ્ત્રીઓ સાથે ભોગ વિલાસ કર ' એમ કહીને બલદેવે તેને છોડી મૂક્યો. તે શરમનો માર્યો કુંડિનપુરમા ન ગયો, પરંતુ ત્યાજ ભોજકટ નામે નગર વસાવીને રહ્યો.

હવે કૃષ્ણે દ્વારકામાં પ્રવેશ કરતાં રૂકિમણીને કહ્યું કે—' હે દેવી ! દેવતાએ રચેલી આ મારી રત્નમય નગરી નિહાલ હે સુભ્રૂ ! અહીં કલ્પવૃક્ષોથી વિરાજીત બગીચામા મારી સાથે તું સુર સુંદરીની જેમ નિરંતર ઇચ્છા મુજબ સુખે ક્રીડા કરજે. ' ત્યારે રૂકિમણીએ કેશવને કહ્યું કે—' હે પ્રિયતમ ! તમારી સ્ત્રીઓ મોટી ઋદ્ધિ સહિત અને મોટા પરિવાર યુક્ત તેમના પિતા વિગેરે વડીલોએ તમોને આપી છે, અને મને તો એક કેદીની જેમ તમે એકલા લઈ આવ્યા છો, માટે તેઓ મારી મશ્કરી ન કરે, તેમ કરજો. ' તે સાભળીને કૃષ્ણે કહ્યુ કે—' તને તેમના કરતા અધિક કરીશ ' એમ રૂકિમણીને કહીને તેને સત્યભામાના ઘર પાસે પ્રાસાદમાં રાખી, અને ગંધર્વ વિવાહથી તેને પરણીને વિષ્ણુએ પોતાની ઈચ્છા મુજબ રાત ભર તેની સાથે ક્રીડા કરી. તે વખતે કૃષ્ણે રૂકિમણીના ઘરમા અન્ય જનને આવવાનો પ્રતિબંધ કર્યો. એવામા સત્યભામાએ બહુજ આગ્રહથી કૃષ્ણને કહ્યું કે—' હે પ્રિય ! નવી પરણી લાવેલ પત્ની મને દેખાડો. ' ત્યારે ગોવિંદે લીલા–ઉદ્યાનમા લક્ષ્મી પ્રાસાદમા લક્ષ્મીની પ્રતિમાને સજ્જ કરવાના બ્હાને મહાનિપુણ ચિત્રકારોના હાથે દૂર કરાવી, અને તેને ઠેકાણે રૂકિમણીને સ્થાપન કરી. વળી તેને ભલામણ કરી કે—' રાણીઓ આવે, ત્યારે તું દેવીની જેમ નિશ્ચલ બેસજે. ' એમ કહીને કૃષ્ણ પોતાના સ્થાને ગયો. એટલે સત્યભામાએ તેને ફરીને પૂછયુ કે—' નવીન પ્રિયતમાને તમે કયે ઠેકાણે રાખી છે ? ' ત્યારે કૃષ્ણે કહ્યું કે—' તેને શ્રી ( લક્ષ્મી ) પ્રાસાદમાં રાખી છે. ' તે સાંભળીને સપત્નીઓ સહિત સત્યભામા શ્રી પ્રાસાદમા ગઇ. ત્યાં શ્રીના સ્થાને બેઠેલી અને નિશ્ચલ એવી રૂકિમણીને તેણે કહ્યુ કે—' અહો ! લક્ષ્મીદેવીનું રૂપ ! અહો ! કારીગરોની કુશળતા ! ' એમ કહી પ્રણામ કરીને સત્યભામાએ વિનંતિ કરી કે —' હે દેવી ! હું હરિની નવીન પત્નીને રૂપમા જીતી-જાઉં, તેમ કર. આ મારો મનોરથ જો સફળ થશે, તો તારી પૂજા કરીશ. ' એમ કહીને તે કૃષ્ણ પાસે ગઈ, અને બોલી કે—'તમારી પ્રિયતમા ક્યાં છે ?' એટલે હરિ સત્યભામા તથા બીજી સ્ત્રીઓ સાથે શ્રી પ્રાસાદમાં આવ્યા ત્યારે ત્યાં રૂકિમણીએ ઉઠીને કહ્યુ કે—' હું કોને નમું ? ત્યારે કૃષ્ણે તેને સત્યભામા દેખાડી. એટલે સત્યભામા બોલી કે—' એ મને શી રીતે નમશે ? ' કારણ કે અજ્ઞાનથી હુંજ તેને નમી પડી. ' ત્યારે હરિએ હસીને કહ્યું કે—' ભગિનીને નમતા શો દોષ ? ' એટલે સત્યભામા વલખી

થઈને પોતાના સ્થાને ચાલી ગઈ. પછી કૃષ્ણે રૂક્મિણીને મોટી સંપત્તિ આપી અને તેની સાથે તે સ્નેહ સુધારસમા નિમગ્ન થઇને વિલાસ કરવા લાગ્યા.

એક દિવસે નારદ ત્યા આવ્યા, ત્યારે કેશવે તેને પૂછીને કહ્યુ કે—' હે ભગવન્! કંઇ આશ્ચર્ય દીઠું? કારણ કે તમે તેની ખાતર સર્વત્ર ભમ્યા કરો છો.' નારદ બોલ્યા—' સાભળ—વૈતાઢ્ય પર્વતપર જાંબવાન્ નામે વિદ્યાધર રાજા છે, તેની શિવચંદ્રા પત્ની છે, તેમનો વિષ્વક્સેન નામે પુત્ર અને જાંબવતી નામે કુમારી પુત્રી છે. રૂપમાં તો તેની સમાન ત્રણે જગતમાં કોઈ જોઇ પણ નથી અને સાંભળી પણ નથી. તે રાજહંસીની જેમ ક્રીડા કરવાને સદા ગંગામા જાય છે. આશ્ચર્યરૂપ તેને જોઈને હું તને કહેવાને આવ્યો છું.' તે સાંભળીને વિષ્ણુ લશ્કર તથા વાહનો સહિત સત્વર ત્યાં ગયો, અને સખીઓથી પરવરીને રમતી તે જાંબવતીને તેણે જોઈ. ' નારદે જેવી એને વર્ણવી, તેવીજ છે ' એમ બોલતાં હરિ જાંબવતીનું હરણ કરી ગયો ત્યારે મહાન્ કોલાહલ થઇ પડયો. તરતજ ઢાલ-તરવારને ધારણ કરીને ક્રોધી બનતો જાંબવાન્ તેની પાછળ ચાલ્યો, તેને અનાધૃષ્ટિ જીતીને કૃષ્ણની પાસે લઇ ગયો. એ રીતે વશ થયેલ જાંબવાને જાંબવતી વિષ્ણુને આપી, અને પોતે અપમાનને લીધે વિરક્ત થઇને દીક્ષા લીધી. તેના વિષ્વક્સેન પુત્ર સહિત હરિ જાંબવતીને લઈને દ્વારકામાં ગયા. ત્યાં ગોવિંદે તેને રૂક્મિણીના મકાન પાસે ઘર આપ્યું, અને બીજું જે કાંઈ તેને જોતું હતું તે બધું આપ્યું. તેણે રૂક્મિણીની સાથે મિત્રાઇ (સંગત) કરી.

એક વખતે સિંહલદ્વીપના સ્વામી શ્લક્ષ્ણરોમ રાજાની પાસે ગયેલ દૂતે પાછા આવીને ગોવિંદને કહ્યું કે—' હે સ્વામિન્! શ્લક્ષ્ણરોમ તમારી આજ્ઞા માનતો નથી. વળી તેની લક્ષ્મણા નામે કન્યા છે, તે લક્ષણોથી તમોનેજ લાયક છે. તે અત્યારે દ્રુમસેન સેનાપતિના રક્ષણ નીચે સ્નાન કરવાને સાગરપર આવેલી છે અને ત્યાં સાત રાત્રિદિવસ સ્નાન કરશે.' એમ સાંભળીને રામ સહિત કૃષ્ણ ત્યાં ગયો, અને તે સેનાપતિને મારીને તથા લક્ષ્મણાને લઈને તે ચાલતો થયો, પછી તેને પરણીને તેણે જાંબવતીના ઘર પાસે રત્નગૃહમાં રાખી, અને પરિવાર આપ્યો.

હવે સુરાષ્ટ્ર દેશમાં આયુસ્ખરી નામે નગરીમાં રાષ્ટ્રવર્ધન નામે રાજા હતો, તેની વિજયા નામે રાણી હતી. તેમને નમુચિ નામે મહા બલવાન્ યુવરાજ પુત્ર, અને રૂપ-સંપદાથી અસાધારણ એવી સુસીમા નામે પુત્રી હતી. દિવ્ય આયુધને જેણે સાધેલ છે એવો નમુચિ કૃષ્ણની આજ્ઞાને માનતો ન હતો. એક વખતે તે સુસીમાની સાથે પ્રભાસ તીર્થપર સ્નાન કરવાને ગયો. ત્યાં છાવણી નાખીને પડેલ તેને જાણી, સૈન્ય સહિત આવીને કૃષ્ણે તેને મારી નાખ્યો, અને સુસીમાને લઇ લીધી. તેને પરણીને લક્ષ્મણાના ઘર પાસે હવેલીમાં રાખી. કેશવે તેને

પણ મોટી ઋદ્ધિ આપી. તે વખતે રાષ્ટ્રવર્ધન રાજાએ પણ સુસીમાને પરિવાર તથા હરિના વિવાહને યોગ્ય હાથી, ઘોડા વિગેરે મોકલ્યા. પછી મરૂદેશમા વીતભય નગરમા મેરૂ નામે રાજાની ગૌરી નામે કન્યાને કૃષ્ણ પરણ્યો અને તેને સુસીમાના ઘર પાસેના મકાનમા રાખી. હવે અરિષ્ટપુર નગરમાં રામ સહિત હરિ, હિરણ્યનાભ રાજાની પદ્માવતી પુત્રીના સ્વયંવર–મંડપમા ગયા. ત્યાં રોહિણીના ભાઈ હિરણ્યનાભ રાજાએ તે બંને વીરને પોતાના ભાણેજ સમજીને હર્ષપૂર્વક વિધિથી તેમનો સત્કાર કર્યો. હિરણ્યનાભ રાજાના રૈવત નામે જ્યેષ્ઠ ભ્રાતાએ પિતાની સાથે નમિનાથના તીર્થમાં દીક્ષા લીધી, તેની રેવતી, રામા, સીતા અને બંધુમતી એવા નામની ચારે પુત્રીઓ પૂર્વે રોહિણી પુત્ર રામને આપેલ હતી, તેથી બધા રાજાઓના દેખતાં હરિએ પદ્માવતીનું હરણ કર્યું, અને સ્વયંવરમાં આવેલ તથા યુદ્ધ કરતા બધા રાજાઓને તે જીતી ગયો, પછી પોત પોતાની પત્ની સહિત રામ–કૃષ્ણ દ્વારકામાં આવ્યા. ગોવિંદે ગૌરીના ઘરની પાસેના મહેલમા પદ્માવતીને રાખી

હવે ગાંધાર નામના દેશમા આવેલી પુષ્કલાવતી નગરીમા નગ્નજીત રાજાનો પુત્ર ચારૂદત્ત નામે રાજા હતો. તેની મનને મોહ પમાડે તેવા રૂપને ધરનારી ગાંધારી નામે બ્હેન હતી. પિતા મરણ પામતાં ચારૂદત્તને તેના ભાયાતોએ જીતી લીધો. ત્યારે દૂત મારફતે તેણે કૃષ્ણ પાસે શરણ માગ્યું. એટલે હરિએ તરતજ ગાંધારમાં જઇને તેના ભાયાતોને સંગ્રામમા મારી નાખ્યા, અને ચારૂદત્તે આપેલ ગાધારીને તે પરણ્યો. તેને પદ્માવતીના ઘરની પાસેના મકાનમા રાખી, એ પ્રમાણે ક્રમે કરીને ઘરે આવેલી કૃષ્ણની આઠ પટરાણીઓ થઈ

એક દિવસે રૂક્મિણીના ઘરે અતિમુક્ત ઋષિ આવ્યા. તેને જોઇને સત્યભામા પણ તરત ત્યા આવી. રૂક્મિણીએ નમન કરીને તે મુનિને પૂછયું કે—'હે ભગવાન્! મને પુત્ર થશે કે નહિ? ત્યારે તને કૃષ્ણ સમાન પુત્ર થશે' એમ કહીને મુનિ ચાલ્યા ગયા. હવે સત્યભામા તે મુનિ વચનને પોતાને લાગુ પડેલ માનતી, રૂક્મિણીને કહેવા લાગી—'મને કૃષ્ણ સમાન પુત્ર થશે' રૂક્મિણી બોલી—'છલ કરવાથી ઋષિનું વચન ફલતું નથી.' એ પ્રમાણે વાદ કરતી તે સત્યભામા અને રૂક્મિણી બંને કૃષ્ણ પાસે ગઈ, ને વખતે ત્યા આવેલ પોતાના ભાઈ દુર્યોધનને સત્યભામાએ કહ્યું—'મારો પુત્ર તારો જમાઈ થશે.' વળી રૂક્મિણીએ પણ તેને તેજ રીતે કહ્યું ત્યારે દુર્યોધન બોલ્યો—'તમારા બંનેમા એક જે પુત્રને જન્મ આપશે, તેને હું મારી પુત્રી આપીશ.' એટલે સત્યભામા બોલી કે—'જેણીનો પુત્ર પ્રથમ પરણશે, તેના વિવાહમા બીજીએ પોતાના કેશ આપવા આ બાબતમાં સાક્ષી અને જામીન બલદેવ, વિષ્ણુ અને દુર્યોધન' એમ કહીને તે બંને પોત પોતાના ઘરે ગઇ,

હવે એક વખતે પ્રભાતે રૂક્મિણીએ સ્વપ્નમાં ધવલ વૃષભપર રહેલ વિમાનમાં પોતાને બેઠેલી જોઈ અને તે જાગ્રત થઇ તેજ વખતે મહાશુક્ર વિમાનથી ચવેલ મહર્દ્ધિક દેવ રૂક્મિણી રાણીના ઉદરમા અવતર્યો. તેણીએ તે સ્વપ્ન હરિને કહી સંભળાવ્યું ત્યારે કૃષ્ણે કહ્યું કે—' તને જગતમાં એક વીર એવો પુત્ર થશે. એવામાં સત્યભામાની દાસીએ, વિષ્ણુએ કહેલ સ્વપ્નનો તેવા પ્રકારનો અર્થ સાભળી સત્યભામા પાસે આવીને કર્ણને દુઃખ ઉપજાનાર તે અર્થ કહી સંભળાવ્યો. ત્યારે તેણીએ ખોટા સ્વપ્ન કલ્પના કરીને કૃષ્ણની પાસે આવીને સ્વપ્ન કહી સંભળાવ્યું—' આજે મેં ઐરાવણ જેવો હાથી સ્વપ્નમા જોયો. ' તેની બાહ્ય ચેષ્ટાથી કૃષ્ણે તે સ્વપ્નને બનાવટી જાણ્યા છતા આ ' ગુસ્સે ન થાય ' એમ ધારીને કહ્યું કે—'તને સારો પુત્ર થશે' તે વખતે દૈવયાગે તેને પણ ગર્ભ રહ્યો, અને ઉદર વધવા લાગ્યું, પણ રૂક્મિણીનો ઉત્તમ ગર્ભ હોવાથી તેનું ઉદર જેવું હતું તેવુંજ રહ્યું. એક વખતે સત્યભામાએ કેશવને કહ્યું—' આ તારી રૂક્મિણી પ્રિયતમાએ તને કપટથી ગર્ભ કહ્યો છે. બંનેનુ ઉદર જુઓ ' એવામાં તેજ વખતે કૃષ્ણને વધાવતી એક દાસી દોડી આવીને બોલી—' અત્યારે રૂક્મિણી રાણીએ સુવર્ણ જેવી કાતિવાળા મહાત્મા પુત્રને જન્મ આપ્યો તે સાંભળતા વલખી થયેલ અને ક્રોધમા આવી ગયેલ સત્યભામાએ પોતાના ઘરે જતાંજ ભાનુક નામના પુત્રને જન્મ આપ્યો. હવે કૃષ્ણ હર્ષ પામતો રૂક્મિણીના ઘરે ગયો, અને ત્યા પ્રથમ સિંહાસનપર બેસી પુત્રને મંગાવીને તેણે જોયો. પોતાના શરીરની કાતિથી એ સર્વ દિશાઓને પ્રદ્યોતિત કરવાથી કૃષ્ણે તેને પ્રદ્યુમ્ન એવા નામથી બોલાવ્યો અને કેશવ ક્ષણવાર ત્યાં રહ્યો. તે વખતે પૂર્વભવના વૈરથી ધૂમકેતુ નામે દેવ રૂક્મિણીના વેપે આવી, બાલકને લઇને વૈતાઢ્ય પર્વતપર આવ્યો અને ભૂતરમણ ઉદ્યાનમાં ટંકશિલા ઉપર જઈને વિચારવા લાગ્યો—' શુ આને પછાડીને મારી નાખું ? પરંતુ એમ કરવાથી આ દુઃખી નહિ થાય. માટે શિલા પરજ મૂકી દઉ કે જેથી આહારરહિત એ ક્ષુધાથી આક્રંદ કરતો મરી જાય ' એમ નિશ્ચય કરી તે બાલકને ત્યાં મૂકીને તે પોતાના સ્થાને ગયો. હવે તે બાલક ચરમ શરીરી હોવાથી તથા નિરૂપક્રમ આયુષ્યવાળો હોવાથી બહુ પાંદડાંથી વ્યાપ્ત પ્રદેશમાં તે કંઇ પણ બાધા પામ્યા વિના શિલાપરથી નીચે પડયો. એવામા પ્રભાતે અગ્નિજવાલ નગરથી પોતાના નગર તરફ જતાં કાલસંવર વિદ્યાધરનું વિમાન ત્યાં સ્ખલના પામ્યું. તે સ્ખલના કારણને વિચારતો નીચે ઉતર્યો, અને મહા તેજસ્વી તે બાલકને તેણે દીઠો. ' મારા વિમાનના સ્ખલનમા આ કોઇ મહાત્માજ કારણ ભૂત લાગે છે, ' એમ જાણી તેને લઈને પોતાની કનકમાલા પત્નીને પુત્ર તરીકે આપ્યો. અને તે વિદ્યાધર પોતાના મેઘકૂટ નામના નગરમાં જઈને કહેવા લાગ્યો કે—' મારી સ્રીને ગુઢ ગર્ભ રહ્યો હતો, અત્યારે તેણે પુત્રને જન્મ આપ્યો. ' પછી તે કાલસંવર

પણ મોટી ઋદ્ધિ આપી. તે વખતે રાષ્ટ્રવર્ધન રાજાએ પણ સુસીમાને પરિવાર તથા હરિના વિવાહને યોગ્ય હાથી, ઘોડા વિગેરે મોકલ્યા. પછી મરૂદેશમા વીતભય નગરમાં મેરૂ નામે રાજાની ગૌરી નામે કન્યાને કૃષ્ણ પરણ્યો અને તેને સુસીમાના ઘર પાસેના મકાનમાં રાખી. હવે અરિષ્ટપુર નગરમા રામ સહિત હરિ, હિરણ્યનાભ રાજાની પદ્માવતી પુત્રીના સ્વયંવર-મંડપમા ગયા. ત્યાં રોહિણીના ભાઈ હિરણ્યનાભ રાજાએ તે બંને વીરને પોતાના ભાણેજ સમજીને હર્ષપૂર્વક વિધિથી તેમનો સત્કાર કર્યો. હિરણ્યનાભ રાજાના રૈવત નામે જ્યેષ્ઠ ભ્રાતાએ પિતાની સાથે નમિનાથના તીર્થમા દીક્ષા લીધી, તેની રેવતી, રામા, સીતા અને બંધુમતી એવા નામની ચારે પુત્રીઓ પૂર્વે રોહિણી પુત્ર રામને આપેલ હતી, તેથી બધા રાજાઓના દેખતાં હરિએ પદ્માવતીનું હરણ કર્યું, અને સ્વયંવરમાં આવેલ તથા યુદ્ધ કરતા બધા રાજાઓને તે જીતી ગયો, પછી પોત પોતાની પત્ની સહિત રામ-કૃષ્ણ દ્વારકામાં આવ્યા. ગોવિંદે ગૌરીના ઘરની પાસેના મહેલમા પદ્માવતીને રાખી

હવે ગાંધાર નામના દેશમાં આવેલી પુષ્કલાવતી નગરીમા નગ્નજીત રાજાનો પુત્ર ચારૂદત્ત નામે રાજા હતો. તેની મનને મોહ પમાડે તેવા રૂપને ધરનારી ગાંધારી નામે બ્હેન હતી. પિતા મરણ પામતાં ચારૂદત્તને તેના ભાયાતોએ જીતી લીધો. ત્યારે દૂત મારફતે તેણે કૃષ્ણ પાસે શરણું માગ્યું. એટલે હરિએ તરતજ ગાંધારમાં જઈને તેના ભાયાતોને સંગ્રામમાં મારી નાખ્યા, અને ચારૂદત્તે આપેલ ગાંધારીને તે પરણ્યો. તેને પદ્માવતીના ઘરની પાસેના મકાનમા રાખી, એ પ્રમાણે ક્રમે કરીને ઘરે આવેલી કૃષ્ણની આઠ પટરાણીઓ થઈ

એક દિવસે રૂક્મિણીના ઘરે અતિમુક્ત ઋષિ આવ્યા. તેને જોઈને સત્યભામા પણ તરત ત્યા આવી. રૂક્મિણીએ નમન કરીને તે મુનિને પૂછયું કે—'હે ભગવાન્! મને પુત્ર થશે કે નહિ ? ત્યારે તને કૃષ્ણ સમાન પુત્ર થશે' એમ કહીને મુનિ ચાલ્યા ગયા. હવે સત્યભામા તે મુનિ વચનને પોતાને લાગુ પડેલ માનતી, રૂક્મિણીને કહેવા લાગી—'મને કૃષ્ણ સમાન પુત્ર થશે' રૂક્મિણી બોલી-'છલ કરવાથી ઋષિનું વચન ફલતુ નથી.' એ પ્રમાણે વાદ કરતી તે સત્યભામા અને રૂક્મિણી બને કૃષ્ણ પાસે ગઈ, ને વખતે ત્યાં આવેલ પોતાના ભાઈ દુર્યોધનને સત્યભામાએ કહ્યું—'મારો પુત્ર તારો જમાઈ થશે.' વળી રૂક્મિણીએ પણ તેને તેજ રીતે કહ્યું ત્યારે દુર્યોધન બોલ્યો—'તમારા બ નેમા એક જે પુત્રને જન્મ આપશે, તેને હું મારી પુત્રી આપીશ.' એટલે સત્યભામા બોલી કે—'જેણીનો પુત્ર પ્રથમ પરણશે, તેના વિવાહમા બીજીએ પોતાના કેશ આપવા. આ બાબતમાં સાક્ષી અને જામીન બલદેવ, વિષ્ણુ અને દુર્યોધન' એમ કહીને તે બને પોત પોતાના ઘરે ગઈ,

હવે એક વખતે પ્રભાતે રૂકિમણીએ સ્વપ્નમાં ધવલ વૃષભપર રહેલ વિમાનમાં પોતાને બેઠેલી જોઈ અને તે જાગ્રત થઈ તેજ વખતે મહાશુક્ર વિમાનથી ચવેલ મહર્દ્ધિક દેવ રૂકિમણી રાણીના ઉદરમાં અવતર્યો. તેણીએ તે સ્વપ્ન હરિને કહી સંભળાવ્યું ત્યારે કૃષ્ણે કહ્યું કે—'તને જગતમાં એક વીર એવો પુત્ર થશે. એવામા સત્યભામાની દાસીએ, વિષ્ણુએ કહેલ સ્વપ્નનો તેવા પ્રકારનો અર્થ સાંભળી સત્યભામા પાસે આવીને કર્ણને દુઃખ ઉપજાનાર તે અર્થ કહી સંભળાવ્યો. ત્યારે તેણીએ ખોટા સ્વપ્ન કલ્પના કરીને કૃષ્ણની પાસે આવીને સ્વપ્ન કહી સંભળાવ્યું—' આજે મેં ઐરાવણ જેવો હાથી સ્વપ્નમાં જોયો. ' તેની બાહ્ય ચેષ્ટાથી કૃષ્ણે તે સ્વપ્નને બનાવટી જાણયા છતા આ ' ગુસ્સે ન થાય ' એમ ધારીને કહ્યું કે—'તને સારો પુત્ર થશે' તે વખતે દૈવયાગે તેને પણ ગર્ભ રહ્યો, અને ઉદર વધવા લાગ્યું, પણ રૂકિમણીનો ઉત્તમ ગર્ભ હોવાથી તેનું ઉદર જેવું હતું તેવુંજ રહ્યું. એક વખતે સત્યભામાએ કેશવને કહ્યું—' આ તારી રૂકિમણી પ્રિયતમાએ તને કપટથી ગર્ભ કહ્યો છે. અંનેનું ઉદર જુઓ ' એવામાં તેજ વખતે કૃષ્ણને વધાવતી એક દાસી દોડી આવીને બોલી—' અત્યારે રૂકિમણી રાણીએ સુવર્ણ જેવી કાતિવાળા મહાત્મા પુત્રને જન્મ આપ્યો તે સાંભળતા વલખી થયેલ અને ક્રોધમા આવી ગયેલ સત્યભામાએ પોતાના ઘરે જતાંજ ભાનુક નામના પુત્રને જન્મ આપ્યો. હવે કૃષ્ણ હર્ષ પામતો રૂકિમણીના ઘરે ગયો, અને ત્યાં પ્રથમ સિંહાસનપર બેસી પુત્રને મંગાવીને તેણે જોયો. પોતાના શરીરની કાતિથી એ સર્વ દિશાઓને પ્રદ્યોતિત કરવાથી કૃષ્ણે તેને પ્રદ્યુમ્ન એવા નામથી બોલાવ્યો અને કેશવ ક્ષણવાર ત્યાં રહ્યો. તે વખતે પૂર્વભવના વૈરથી ધૂમકેતુ નામે દેવ રૂકિમણીના વેષે આવી, બાલકને લઈને વૈતાઢ્ય પર્વતપર આવ્યો અને ભૂતરમણ ઉદ્યાનમાં ટંકશિલા ઉપર જઈને વિચારવા લાગ્યો—' શુ આને પછાડીને મારી નાખું ? પરંતુ એમ કરવાથી આ દુઃખી નહિ થાય. માટે શિલા પરજ મૂકી દઉ કે જેથી આહારરહિત એ ક્ષુધાથી આક્રંદ કરતો મરી જાય ' એમ નિશ્ચય કરી તે બાલકને ત્યા મૂકીને તે પોતાના સ્થાને ગયો. હવે તે બાલક ચરમ શરીરી હોવાથી તથા નિરૂપક્રમ આયુષ્યવાળો હોવાથી બહુ પાંદડાંથી વ્યાપ્ત પ્રદેશમાં તે કંઈ પણ બાધા પામ્યા વિના શિલાપરથી નીચે પડયો. એવામા પ્રભાતે અગ્નિજવાલ નગરથી પોતાના નગર તરફ જતાં કાલસંવર વિદ્યાધરનું વિમાન ત્યાં સ્ખલના પામ્યું. તે સ્ખલના કારણને વિચારતો નીચે ઉતર્યો, અને મહા તેજસ્વી તે બાલકને તેણે દીઠો. ' મારા વિમાનના સ્ખલનમાં આ કોઇ મહાત્માજ કારણ ભૂત લાગે છે, ' એમ જાણી તેને લઈને પોતાની કનકમાલા પત્નીને પુત્ર તરીકે આપ્યો. અને તે વિદ્યાધર પોતાના મેઘકૂટ નામના નગરમાં જઈને કહેવા લાગ્યો કે—' મારી સ્રીને ગુઢ ગર્ભ રહ્યો હતો, અત્યારે તેણે પુત્રને જન્મ આપ્યો. ' પછી તે કાલસંવર

વિદ્યાધરે પુત્રનો જન્મ મહોત્સવ કરીને શુભ દિવસે દિશાઓને પ્રદ્યોતિત કરવાથી તેનુ પ્રદ્યુમ્ન એવું નામ રાખ્યું.

હવે રૂક્મિણીએ આવીને કૃષ્ણને પૂછયુ કે—'હે નાથ! તમારો પુત્ર ક્યાં?' ત્યારે—' હમણાંજ તેં લઈ લીધો ' એમ વિષ્ણુએ તેને કહ્યું. એટલે—' હે નાથ! મને શા માટે છેતરો છો?' એમ તેણીએ ફરીને કૃષ્ણને કહ્યું. ત્યારે—' મને કોઈ છળ કરીને છેતરી ગયો છે ' એમ જાણી તેણે પુત્રની બહુ રીતે તપાસ કરાવી, પણ પુત્રના સમાચાર ક્યાંથી પણ ન મળવાથી રૂક્મિણી મૂર્ચ્છા ખાઇને ધરણીપર ઢળી પડી, અને સાવધાન થતાં પરિજનોની સાથે અત્યંત કરૂણ સ્વરે તે રૂદન કરવા લાગી. તેને જોઈને યાદવો, યાદવોની સ્ત્રીઓ તથા બધા લોકો સંતાપ પામ્યા, પરંતુ એક સત્યભામા પોતાના પરિવાર સહિત હર્ષ પામી, ' આવા સમર્થ કૃષ્ણને હજી પણ પુત્રના સમાચાર કેમ ન આવ્યા?' એમ બોલતી રૂક્મિણીએ કૃષ્ણને અત્યંત દુખી બનાવી દીધો. એવામા એક વખતે સર્વ યાદવોની સાથે ઉદ્વેગ પામેલ વિષ્ણુની સભામાં નારદ આવી ચડ્યા, અને ' આ શું?' એમ બોલ્યો ત્યારે કૃષ્ણે કહ્યું–' તરતનો જન્મેલો રૂક્મિણીનો પુત્ર મારા હાથમાથી કોઈક હરી ગયો. હે ભગવન્! તમે કંઇ તેના સમાચાર જાણો છો?' નારદ બોલ્યો—' અહીં મહાજ્ઞાની અતિમુક્ત ઋષિ હતા, તે તો મોક્ષે ગયા. અત્યારે ભરતક્ષેત્રમાં તેના જેવા કોઇ જ્ઞાની નથી. માટે હે કૃષ્ણ! પૂર્વ મહાવિદેહમા જઈને હું સિમંધર સ્વામિને પૂછું ' એમ સાભળતાં હર્ષ પામેલ કૃષ્ણે અને અન્ય યાદવોએ પૂજીને નારદને વીનવ્યા, એટલે તે તરત સિમંધર સ્વામી પાસે ગયા. સમવસરણમા બિરાજમાન જિનેંદ્રને નમસ્કાર કરીને તેણે પૂછયુ કે—' હે ભગવન્! કૃષ્ણ અને રૂક્મિણીનો પુત્ર અત્યારે ક્યાં છે?' ભગવંત બોલ્યા—' પૂર્વભવનો વૈરી ધૂમકેતુ દેવછલથી કૃષ્ણના પ્રદ્યુમ્ન નામના પુત્રને હરી ગયો તેણે વૈતાઢ્ય પર્વતમાં શિલાપર મૂક્યો, પરંતુ તે મરણ પામ્યો નથી, કારણકે ચરમ શરીરી હોવાથી ઇંદ્ર પણ તેને મારી ન શકે. પછી પ્રભાતે જતા કાલસંવર વિદ્યાધર રાજાના તે જોવામા આવ્યો. તેણે પોતાની પત્નીને તે પુત્ર તરીકે આપ્યો. અત્યારે ત્યાં સુખ પૂર્વક વૃદ્ધિ પામે છે.' એમ. સાંભળીને ફરી નારદે પૂછ્યું કે—' પૂર્વ જન્મમા તેની સાથે ધૂમકેતુનુ વૈર શી રીતે થયુ?' એટલે ભગવંત બોલ્યા કે—

" આજ ભરતક્ષેત્રને વિશે મગધ દેશમા આવેલા શાલિગ્રામમાં મનોરમ નામે ઉદ્યાન છે. તેનો સુમન નામે યક્ષ અધિષ્ઠાયક હતો. તે ગામમા સોમદેવ નામે બ્રાહ્મણ હતો તેની અગ્નિલા નામની ભાર્યાને અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામે વેદાર્થને જાણનારા બે પુત્રો થયા તે બને ત્યા વિદ્યાથી વિખ્યાત થયા અને યૌવન પામતા વિવિધ ભોગ ભોગવતાં તે મદોદ્ધત થયા. એક વખતે તે મનોરમ ઉપવનમાં નંદિવર્ધન નામે આચાર્ય પધાર્યા, લોકોએ આવીને તેમને વાંદ્યા. પરંતુ

અગ્નિભૂતિ અને વાયુભૂતિ બંને ગર્વિષ્ઠ થઈને બોલ્યા કે—'હે જૈન મતથી વાસિત મતિવાળા! હે શ્વેતાંબર! જો કંઈ શાસ્ત્રાર્થ જાણતો હોય, તો કહે.' ત્યારે નંદિવર્ધનના અવધિજ્ઞાની સત્ય નામના શિષ્યે તે બંનેને પૂછ્યું કે—'તમે ક્યાંથી આવ્યા છો?' એટલે તેમણે—'શાલિગ્રામથી આવ્યા છીએ' એમ તેને કહ્યું. ત્યારે સત્ય મુનિએ ફરી પૂછ્યું કે—'અરે! હું એમ નથી પૂછતો, પરંતુ કયા ભવથી તમે માનવપણું પામ્યા—એમ તમારી અતીત વાત પૂછું છું જો કંઈ જાણતા હો તો સત્વર બોલો.' ત્યારે જ્ઞાનવર્જિત તેમણે લજ્જાને લીધે નીચે મુખ કરી દીધું. એટલે સત્ય તેમનો પૂર્વભવ કહેવા લાગ્યો કે—"અહો! બ્રાહ્મણો! પૂર્વ ભવમા તમે આ ગામના વનમા માંસના લોલુપી બે શીયાળ હતા. એક વખતે કોઇ કૌટુંબીએ ક્ષેત્રમા રાત્રે ચર્મની દોરડી મૂકી, તે વરસાદથી ભીંજાઇ ગઈ, તે તમામ તે બને શીયાળવા ખાઈ ગયા, અત્યાહારથી મરણ પામીને પોતાના કર્મે તમે બંને આ ભવે સોમદેવ વિપ્રના પુત્ર થયા છો, પછી પ્રભાતે તે ખેડુત બધું ખવાઈ ગયેલું જોઇને પોતાના ઘરે ગયો. કેટલોક વખત ગયા પછી તે ખેડુત મરણ પામીને પોતાની પુત્રવધુનો પુત્ર થયો, અને જાતિસ્મરણ જ્ઞાનને પામતાં તે—'પુત્રવધુને માતા અને પુત્રને પિતા શી રીતે હું કહું?' એમ ધારીને કપટથી જન્મનો મુંગો થયો છે; જો તમને વિશ્વાસ ન આવતો હોય, તો તેને પૂછો, કે જેથી પોતાનું મુ ગાપણુ તજીને તે આ વૃત્તાત તમને કહી બતાવશે. ત્યારે વિસ્મય પામેલ લોકો તરતજ તે મૌની ખેડુતના પુત્રને ત્યા લઈ આવ્યા. એટલે સત્ય-મુનિ બોલ્યા કે—'હે ખેડુત! તું શરૂઆતથી પોતાનો પૂર્વ ભવ કહે. પિતા પુત્ર થાય અને પુત્ર પિતા થાય, એવીજ પ્રાય: આ સ સારની સ્થિતિ છે. માટે પૂર્વજન્મ સંબંધી લજ્જા અને મૌનનો ત્યાગ કર.' ત્યારે પોતાની વાત સાંભળી હર્ષ પામેલ તે ખેડુત મુનિને પ્રણામ કરીને સર્વ લોકોના સાંભળતા તેજ પ્રમાણે પોતાનો પૂર્વભવ કહી સંભળાવ્યો. તેથી ઘણા જનોએ ત્યાં દીક્ષા લીધી, તે કૌટુંબિક પ્રતિબોધ પામ્યો, અને તે બને બ્રાહ્મણો, લોકોના હાંસીપાત્ર તથા વલખા થઈને પોતાને ઘરે ગયા. પછી વૈર કરતા તે બંને રાત્રે હાથમાં તરવાર લઈને તે મુનિને મારવાને આવ્યા, ત્યારે સુમનયક્ષે તરતજ તેમને સ્તભી દીધા, અને પ્રભાતે તેમના માતપિતા અને લોકોએ તેમને આક્રંદ કરતા દીઠા. તે વખતે સુમનયક્ષ પ્રત્યક્ષ થઇને બોલ્યો—'મુનિને મારવાને તૈયાર થયેલા આ દુષ્ટ દુર્મતિઓને મે સ્તભી દીધા છે, જો એ બને દીક્ષા ગ્રહણ કરે, તો એમને મુક્ત કરૂં, અન્યથા નહિ.' ત્યારે તે બને બોલ્યા કે—'સાધુધર્મ દુષ્કર છે, માટે અમે શ્રાવકધર્મનો સ્વીકાર કરીશું' એમ તેમણે કહ્યું, એટલે યક્ષે તેમને મુક્ત કર્યા ત્યારથી તે બને યથાવિધિ જૈન ધર્મ પાળતા હતા, પરંતુ તેમના માતપિતા તો લેશ પણ આર્હત ધર્મ પાળ્યા નહિ. પછી અગ્નિભૂતિ અને વાયુભૂતિ મરણ પામીને સૌધર્મ

દેવલોકે છ પલ્યોપમના આયુષ્યવાળા દેવતા થયા, ત્યાંથી ચવીને ગજપુરમા અર્હદ્દાસના પૂર્ણભદ્ર અને માણિભદ્ર નામે બે પુત્રો પૂર્વભવના ક્રમથી શ્રાવક થયા છે. એક વખતે તે નગરમા મહેંદ્ર મુનિ આવ્યા, તેમની પાસે ધર્મ સાંભળીને અર્હદ્દાસ શ્રેષ્ઠીએ દીક્ષા લીધી. તે પૂર્ણભદ્ર અને માણિભદ્ર પણ તે મુનિને વંદન કરવા જતાં રસ્તામાં ચંડાલ અને કુતરી જોઈ, એટલે તરત તેમના પર સ્નેહાળ થયા. તેથી મુનિ પાસે આવી, નમીને તેમણે પૂછ્યું કે—'હે ભગવન્! એ ચંડાલ કોણ? અને કુતરી કોણ? કે જેમને જોતા અમને સ્નેહ થયો.' ત્યારે સાધુ બોલ્યા—"અગ્નિભૂતિ અને વાયુભૂતિના ભવમાં તમારો સોમદેવ વિપ્ર પિતા અને અગ્નિલા નામે માતા હતાં. તે પિતા મરણ પામીને આજ ભરતક્ષેત્રમાં શંખપુરનો જિતશત્રુ નામે રાજા થયો, તે પરસ્ત્રીમાં અત્યંત આસક્ત હતો. અગ્નિલા પણ મરણ પામીને તેજ નગરમા સોમભૂતિ બ્રાહ્મણની રૂકમણી નામે સ્ત્રી થઈ, એક વખતે પોતાના ઘરના આંગણા પાસેથી જતી તે રૂકમણીને જિતશત્રુ રાજાએ જોઇ, અને તરત તે કામવશ થઇ ગયો પછી સોમભૂતિપર એક આરોપ ચડાવીને રાજાએ તેને પોતાના અંતઃપુરમાં રાખી તેથી તે બ્રાહ્મણ, તેના વિરહથી આતુર થતો જાણે અગ્નિમાં મગ્ન થયો હોય તેવો થઈ ગયો. જિતશત્રુ રાજા તેણીની સાથે એક હજારવરસ ભોગ ભોગવી, મરણ પામીને નરકમા ત્રણ પલ્યોપમના આઉખાવાળો નારક થયો ત્યાંથી ચવીને મૃગ થયો, તેને શિકારીઓએ મારી નાખ્યો. ત્યાંથી માયામંદિર (કપટના ઘર) રૂપ શ્રેષ્ઠીનો પુત્ર થયો. તે પણ મરણ પામીને હાથી થયો. દૈવયોગે જાતિસ્મરણ જ્ઞાન થવાથી તે હાથી અનશન કરીને અઢારમે દિવસે મરણ પામી ત્રણ પલ્યોપમના આયુષ્યવાળો વૈમાનિક દેવ થયો. ત્યાંથી ચવીને આ ચંડાલ થયો છે, અને તે રૂકમણી ઘણા ભવો ભમીને આ કુતરી થઈ છે. તેથી તમારો એમના પર સ્નેહ થાય છે."

તે સાંભળી પ્રાપ્ત થયેલ જાતિસ્મરણ જ્ઞાનથી પૂર્ણભદ્ર અને માણિભદ્રે તે ચંડાલ તથા કુતરીને પ્રતિબોધ આપ્યો તેથી વિરક્ત થયેલ ચંડાલ એક મહિનાનુ અનશન કરીને મરણ પામી તે નંદીશ્વર દ્વીપમાં દેવ થયો તે કુતરી પણ પ્રતિબોધ પામી, અનશન કરી, મરણ પામીને તેજ શંખપુરમાં સુદર્શના નામે રાજપુત્રી થઇ. ફરીને પણ તે મહેંદ્ર સાધુ ત્યા આવ્યા, ત્યારે તે અર્હદ્દાસના પુત્રોએ ચંડાલ અને કુતરીની ગતિ પૂછતા મુનિએ બધુ કહી બતાવ્યું. એટલે તેમણેજ પ્રતિબોધેલી રાજકુમારી દીક્ષા લઈને દેવલોકે ગઈ. તથા તે પૂર્ણભદ્ર અને માણિભદ્ર શ્રાવકધર્મ પાળી, મરણ પામીને સૌધર્મ દેવલોકમાં સામાનિક દેવ થયા. ત્યાથી ચવીને તે બન્ને હસ્તિનાપુરમા વિષ્વક્સેન રાજાના મધુ અને કૈટભ નામે પુત્રો થયા. હવે તે નંદીશ્વરદ્વીપનો દેવ ચવીને ચિરકાલ ભવ ભમી વટપુરમાં કનકપ્રભ નામે રાજા થયો, અને તે સુદર્શના સ્વર્ગથી ચવીને ઘણો સંસાર ભમી

કનકપ્રભ રાજાની ચંદ્રાભા નામની પટરાણી થઈ. હવે વિષ્વક્સેન રાજા મધુને રાજ્યપર અને કૈટભને યૌવરાજ્યપર બેસારી, પોતે દીક્ષા લઇને બ્રહ્મદેવલોકે ગયો. એવામાં જેમણે સર્વ વસુધાને વશ કરેલ છે એવા મધુ અને કૈટભના દેશને છળ કરનાર ભીમ નામે પલ્લીપતિ પરાભવ પમાડતો હતો. મધુ તેને હણવાને ચાલ્યો. એવામા રસ્તે વટપુરમા કનકપ્રભ રાજાએ ભોજનાદિકથી તેનો સત્કાર કર્યો, અને ભોજનના અંતે તે સેવક કનકપ્રભ રાજા સ્વામિભક્તિથી ચંદ્રાભા પોતાની રાણી સાથે ભેટણા લાવીને મધુ રાજાની આગળ બેઠો. મધુને પ્રણામ કરીને તે ચદ્રાભા પાછી અંતઃપુરમા ચાલી ગઈ. તેજ વખતે મધુ કામાર્ત્ત થઇને બલાત્કાર કરીને પણ તેને લેવાને ઇચ્છતો હતો, પણ પ્રધાને વાર્યો, તેથી આગળ ચાલ્યો. પછી ભીમ પલ્લિપતિને જીતીને પાછો ફરીને તે ત્યાં આવ્યો. એટલે કનકપ્રભ રાજાએ ફરી તેનો સત્કાર કર્યો, ત્યારે બોલ્યો—'અમારે તારા ભેટણાં જોતા નથી, મને આ ચંદ્રાભાજ સોપી દે.' એમ માગણી કરતા પણ કનકપ્રભે જ્યારે તે ન આપી, ત્યારે મધુ તે ચંદ્રાભાને જબરજસ્તીથી છીનવીને પોતાના નગરમા લઇ ગયો. તે વખતે દુઃખિત થઇ મૂર્છા ખાઇને કનકપ્રભ પૃથ્વીપર પડી ગયો, ઉઠીને ઉંચેથી તે વિલાપ કરવા લાગ્યો અને ગાંડાની જેમ ભમવા લાગ્યો. એક વખતે મધુરાજા પ્રધાનો સાથે કોઇક ન્યાય કરવા બેઠો, પણ તેનો નિર્ણય કર્યા વિના તે ચંદ્રાભાના ઘરે ચાલ્યો ગયો. ત્યારે તેણીએ તેને પૂછ્યું કે—'આજે કેમ વિલંબ થયો?' તે બોલ્યો—'હું આજે પારદારિક વાદમા હતો.' ત્યારે તે હસીને બોલી કે—'તે પારદારિક તો તને પૂજ્ય છે' મધુ બોલ્યો—'તે પૂજ્ય શી રીતે? બધાએ પારદારિકને સજા કરવી જોઇએ.' ચંદ્રાભા ફરીને બોલી—'જો એવો ન્યાય કરનાર તું છે, તો પ્રથમ પોતાને પારદારિક કેમ જાણતો નથી?' તે સાભળતાં મધુ પ્રતિબોધ પામીને લજ્જિત થઇ ગયો. એવામાં ગાતો, નાચતો અને ગાંડાની ચેષ્ટા કરતો તથા બાળકોએ જેને ચોતરફ ઘેરી લીધો છે એવો તે કનકપ્રભ ત્યાં આવ્યો. તેને જોઈને ચંદ્રાભાને વિચાર થયો કે—'મારા વિયોગને લીધે આ મારો પતિ આવી દુર્દશાને પામેલ છે, તેથી પરવશ એવી મને ધિક્કાર છે!' એમ વિચારીને તે આવતો કનકપ્રભ મધુને દેખાડ્યો, એટલે મધુ પણ તે પોતાના દુષ્કર્મથી પશ્ચાત્તાપ પામ્યો અને વારંવાર પોતાના આત્માને નિંદવા લાગ્યો. પછી ધુંધુ નામના પોતાના પુત્રને રાજ્યપર બેસારીને કૈટભ સહિત મધુ રાજાએ વિમલવાહન ગુરૂ પાસે દીક્ષા લીધી. હજારો વરસો ઉગ્ર તપ તપતા દ્વાદશાંગીને ધારણ કરતા તથા સદા સાધુઓની વૈયાવચ્ચને સાધતા તે બંને પ્રાંતે અનશન લઇ, આલોચનાપૂર્વક મરણ પામીને મહાશુક્ર દેવલોકમાં સામાનિક દેવતા થયા. તે કનકપ્રભ રાજા પણ ક્ષુધા,

તૃષાથી પીડિત થઈ ત્રણ હજાર વરસો વીતાવીને મરણ પામ્યો, અને જ્યોતિષી દેવોમા ધૂમકેતુ નામે દેવ થયો. તેણે અવધિજ્ઞાનથી મધુને પૂર્વ ભવનો વૈરી જાણીને અવલોકન કર્યું, પણ તે મહર્દ્ધિક હોવાથી તેને જોઈ ન શક્યો, ત્યાથી ચવી, મનુષ્યપણુ પામીને તે તાપસ થયો. ત્યા બાલ તપ કરી મરણ પામીને તે વૈમાનિક દેવ થયો ત્યા પણ મહર્દ્ધિક મધુને જોવાને તે લેશ પણ સમર્થ ન થઈ શક્યો. તે સ્થાનથી પણ ચવી, ઘણો સંસાર ભમીને કર્મવશાત્ ફરીને પણ જ્યોતિષી દેવોમા ધમકેતુ નામે દેવ થયો, એવામા મધુનો જીવ મહાશુક્ર દેવલોક થકી ચવીને કૃષ્ણની પટરાણી રૂક્મિણીના ઉદરમા અવતર્યો ત્યારે પૂર્વના વૈરથી જન્મતાજ તે બાલકને ધૂમકેતુ હરી ગયો. તે દુષ્ટે મારી નાખવાને તેને ટંકશિલા ઉપર મૂક્યો, પરંતુ પોતાના પ્રભાવથી લેશ પણ શરીરે ઇજા થયા વિના તેને કાલસંવર લઈ ગયો. સોળ વરસના અંતે તે રૂક્મિણીને મળશે." એમ સાંભળીને ફરી નારદે પ્રભુને પૂછ્યુ કે—'હે ભગવન્! એ રીતે રૂકમણીને પુત્રની સાથે વિયોગ કયા કર્મથી થયો?' એટલે ભગવંત બોલ્યા કે—

"જંબૂદ્વીપના ભરતક્ષેત્રે મગધ દેશમા લક્ષ્મીગ્રામ નામે ગામમાં સોમદેવ નામે બ્રાહ્મણ હતો, તેની લક્ષ્મીવતી નામે સ્રી હતી તે કોઈવાર ઉદ્યાનમાં ગઈ. ત્યા મયૂરના ઇંડાને જોઈને કૌતુકને લીધે કુંકુમથી રંગેલા હાથવતી તેનો સ્પર્શ કર્યો. તેના સ્પર્શથી અન્ય વર્ણ અને અન્ય ગંધને પ્રાપ્ત થયેલ તે ઈંડાને 'આ મારૂ છે' એમ ન જાણતી તે માતાએ સોળ ઘડી સુધી તેને તજી દીધું. પછી અકસ્માત્ વરસાદ થતા મૂલ રૂપમા આવી ગયેલ તે ઇંડાને જોઈને માતાએ તેનુ સેવન કર્યું, પછી વખત જતાં તે મયૂર થયો. એવામા તે લક્ષ્મીવતી ફરી ત્યાં આવી, અને તે મયૂરને અતિ રમણીય જોઈને તેની માતાના રોતા છતાં તેણીએ તેને લઇ લીધો. પછી પોતાના ઘરે સુંદર પાંજરામા રાખીને અન્ન-પાનથી સંતુષ્ટ કરતી તેણીએ તેને નૃત્ય એવુ શીખવ્યું, કે તે અત્યંત મનોહર નૃત્ય કરતો હતો, પરંતુ તેની માતામયૂરી પુત્ર સ્નેહથી બંધાયેલી અને કરૂણ સ્વરે બોલતી તેણે તે સ્થાન ન મૂક્યું, તેથી લોકો તે લક્ષ્મીવતીને કહેવા લાગ્યા કે—'તારૂં કૌતુક તો કદી પણ પૂરાશે નહી, પણ આ બિચારી મયૂરી મરે છે, માટે એના પુત્રને છોડી મૂક.' તેમના વચનથી તેને પણ દયા આવી ગઇ. એટલે જે સ્થાનથી તેને લીધો હતો, તે સ્થાને સોળ માસના યૌવન પામેલ તે મયૂર બાળકને તેણીએ મૂકી દીધો. તે પ્રમાદથી તેણીએ સોળ વરસ સુધી પોતાના પુત્ર વિયોગથી વેદવા લાયક એવું મોટુ કર્મ બાંધ્યુ.

પછી એક દિવસે તે દર્પણમા પોતાનુ સ્વરૂપ અને શૃંગાર જોતી હતી, તેવામાં તેના ઘરે સમાધિગુપ્ત નામના સાધુ ભિક્ષા લેવાને આવ્યા ત્યારે તેના પતિએ તેને કહ્યુ કે-'આ સાધુને ભિક્ષા આપ.' એમ કહેતા તેને કોઇ કારણથી

કોઈ માણસે બોલાવ્યો, એટલે તે બહાર ચાલ્યો ગયો. ત્યારે 'શુ શુ' એમ કરતી તેણીએ કઠિનાક્ષર બોલીને તે મહર્ષિને ઘરથી બ્હાર કહાડયો, અને તરત દ્વાર બંધ કરી દીધું. તે નિંદાના કર્મથી સાતમે દિવસ તેને સર્વાંગે ગળતો કોઢ થયો. તે દુ:ખથી વિરક્ત થતાં તે અગ્નિમા પેઠી, અને મરણ પામીને તેજ ગામમા ધોબીના ઘરે ગધેડી થઈ. ફરી મરણ પામી તેજ ગામમા ખાબોચીયાની ભુંડણ થઈ, અને તે મરીને કૂતરી થઇ, તે દાવાગ્નિથી બળી અને તેનું મસ્તક ફુટી પડયું, તે વેદનાથી મરીને ભૃગુકચ્છ નગરમાં નર્મદાના તટપર દુર્ગંધા અને દુર્ભગા એવી કાણા નામની ધીવર (મચ્છીમાર) ની પુત્રી થઈ, તેની દુર્ગંધને સહન ન કરી શકવાથી માત પિતાએ તેને નર્મદાના તટપર મૂકી દીધી, તે અનુક્રમે યૌવનવતી થતાં નિરંતર લોકોને નાવથી પેલે પાર ઉતારતી હતી. એવામા દૈવયોગે શીયાળામાં તે સમાધિગુપ્ત નામના ઋષિ ત્યા આવ્યા, અને રાત્રે પર્વતની જેમ નિષ્કંપ તે કાયોત્સર્ગમાં રહ્યા. 'આ મહાત્મા આખી રાત દુ:સહ ટાઢ શી રીતે સહન કરી શકશે ?' એ રીતે આર્દ્ર મન થતાં વિચાર કરીને તેણીએ તે મુનિને તૃણોથી ઢાંકયા. રાત્રિ ખલાસ થતા તે મુનિના પગે પડી. એટલે મુનિએ પણ તેને ભદ્રક જાણીને ધર્મ સંભળાવ્યો. પછી 'પૂર્વે આ મહર્ષિને મે કયાંક જોયા છે' એમ લાબો વખત વિચાર કરી તેણે મુનિને પૂછયું, એટલે મુનિએ તેને પૂર્વના ભવો કહી બતાવ્યા, અને ફરી તે મહર્ષિ બોલ્યા કે–'સાધુની નિંદા કરવાથી તું અહીં દુર્ગંધા થઈ છે. કારણ કે બધું 'કર્માનુસારે થાય છે. માટે તેનો ક્ષય કરવા યત્ન કરવો.' આ પ્રમાણે સાભળીને તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને પૂર્વભવે કરેલ સાધુજુગુપ્સા (નિંદા) ને તે જાણવા લાગી પછી તે મુનિને તેણે વારંવાર ખમાવ્યા, અને પોતાની અત્યંત નિંદા કરી, ત્યારથી તે શ્રાવિકા થઈ તેથી તે કૃપાળુ મુનિએ ધર્મશ્રી નામની આર્યાને તે સુપ્રત કરી. તેની સાથે વિચરતા તે બહુજ સુખી થઈ. પછી કોઈ ગામમાં જયેલ ધર્મશ્રીએ નાયલ નામના શ્રાવકને તે સોપી ત્યાં એકાંતરે ઉપવાસ કરતાં, સદા જિનપૂજામાં આસક્ત રહેતાં તેણીએ નાયલના ઘરમાં બાર વરસ સુખે ગાળ્યા. અંતે અનશન કરી, મરણ પામીને અચ્યુતેંદ્રની પંચાવન પલ્યોપમના આયુષ્યવાળી મુખ્ય ઇંદ્રાણી થઈ. ત્યાથી ચવીને તે કૃષ્ણની રૂકિમણી નામની પટરાણી થઈ છે. મયૂરીને બાલકની સાથે વિયોગ કરાવવાથી તે રૂકિમણી સોળ વરસ સુધી પુત્રવિરહનું દુ:ખ ભોગવશે "

એમ સાંભળી તે ભગવંતને નમીને નારદ આકાશમાર્ગે થઇ વૈતાઢય પર્વતપર મેઘકૂટ નામના નગરમાં ગયા ત્યા 'મહાભાગ્યે તેને પુત્ર થયો' એમ બોલતા નારદનો કાલસંવરે આદરસત્કાર કર્યો, અને તેને પ્રદ્યુમ્નકુમાર દેખાડયો. એટલે નારદ પણ તેને રૂકિમણીની આકૃતિને મળતો જોઈને વિશ્વાસ આવતા તે વિદ્યાધર રાજાની રજા લઈને દ્વારકા નગરીમાં ગયો, અને કૃષ્ણાદિકને પુત્રના બધા સમાચાર

કહી સંભળાવ્યા, તથા રૂક્મિણીને પણ લક્ષ્મીવતીના ભવથી માંડીને બધા ભવ કહી બતાવ્યા. એટલે તે રૂકમણી રાણીએ ભક્તિ થકી અંજલિ જોડી ત્યાં રહ્યા છતાં **સીમંધર** સ્વામીને પ્રણામ કર્યા. 'સોળ વરસના અંતે સુતની સાથે સમાગમ થશે' એમ આર્હંત વચનથી તે સ્વસ્થ થઇને રહી

# પ્રકરણ ૧૩ મું.

## પાંચ પાંડવોની ઉત્પત્તિ અને દ્રૌપદીનો સ્વયંવર.



હવે પૂર્વે શ્રી ઋષભસ્વામીનો કુરૂ નામે પુત્ર હતો. જેના નામથી અહીં કુરૂક્ષેત્ર કહેવાય છે. તે કુરૂરાજને **હસ્તી** નામે પુત્ર હતો. જેના નામથી હસ્તિનાપુર થયુ. તેના સંતાનમા **અનંતવીર્ય** રાજા થયો, તેનાથી કૃતવીર્ય અને અને કૃતવીર્યથી **સુભૂમ** ચક્રવર્તી થયો. ત્યારબાદ અસંખ્ય રાજાઓ થયા પછી **શાંતનુ** રાજા થયો. તેની ગંગા અને **સત્યવતી** બે રાણીઓ હતી. ગંગાને ગાંગેય નામે પુત્ર થયો, અને સત્યવતીને ચિત્રાંગદ અને ચિત્રવીર્ય નામે બે પુત્રો થયાં. ચિત્રવીર્યની અંબિકા, અંબાલિકા અને અંબા નામે સ્ત્રીઓ હતી. તે ત્રણેને ત્રણ પુત્રો થયા, કે જે ધૃતરાષ્ટ્ર, પાંડુ, અને વિદુર એવા નામથી ખ્યાત થયા. ધૃતરાષ્ટ્ર રાજ્યપર બેઠો, અને પાડુને શિકારનો શોખ લાગ્યો ધૃતરાષ્ટ્ર સબલ રાજાના પુત્ર, ગંધારદેશના સ્વામી એવા **શકુની** રાજાની ગાંધારી પ્રમુખ આઠ બ્હેનોને પરણ્યો. તેમને દુર્યોધનાદિક સો પુત્રો થયા અને પાડુની કુંતીને યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન એ ત્રણ પુત્રો થયા, તથા બીજી શલ્ય રાજાની બ્હેન મદ્રી નામની સ્ત્રીને નકુલ તથા સહદેવ—એ બે પુત્રો થયા. એ રીતે આ પાચે સિંહ જેવા શૂરવીર, વિદ્યાધરો પણ જેમને જીતી ન શકે એવા તથા વિદ્યા અને પોતાના બાહુબલથી જબરજસ્ત થયા. તેઓ પોતાના વડીલ બંધુ તરફ વિનીત, અન્યાયને દૂર કરવામાં તત્પર થઇ પોતાના લોકોત્તર ગુણોથી પ્રજાજનોને પ્રમોદ પમાડતા હતા.

એક દિવસે કાંપિલ્ય નગરથી દ્રુપદ રાજાના દૂતે આવી, નમન કરીને પાંડુ રાજાને કહ્યું કે—' દ્રુપદ રાજાની પુત્રી, ધૃષ્ટદ્યુમ્નની બ્હેન અને ચુલની રાણીથી ઉત્પન્ન થયેલ **દ્રૌપદી** નામે કન્યા છે, તેના સ્વયંવરમા દશ દશાર્હ, રામ–કેશવ દમદંત, શિશુપાલ. રૂક્મિ, કર્ણ, દુર્યોધન તથા બીજા પણ મહાબલવંત ઘણા

રાજાઓને અને કુમારોને મારા સ્વામીએ બોલાવ્યા છે અને તેઓ આવતા જાય છે. માટે તમો પણ આ દેવકુમાર સમાન પાચ પુત્રો સહિત ત્યાં આવીને તે સ્વયંવર મંડપને શોભાવો.' એમ સાંભળતા પ્રમુદિત થયેલ પાડુરાજા, પચ બાણોથી જેમ કંદર્પ, તેમ તે પાંચ પુત્રો સહિત તરત કાપિલ્યપુરમા ગયો. બીજા પણ રાજાઓ ત્યાં આવ્યા. દ્રુપદ રાજાએ તે સર્વ રાજાઓનો સત્કાર કર્યો પછી આકાશમા ગ્રહોની જેમ તે સ્વયંવર મંડપમા બધા શોભવા લાગ્યા. હવે સ્નાન કરી કીંમતિ વેપ, માળા અને અદ્ભુત અલંકારોને ધારણ કરતી, રૂપમા દેવકન્યા સમાન એવી દ્રૌપદી અરિહંતને પૂજીને સખીઓ સહિત, સામાનિક દેવતા સમાન રામ-કૃષ્ણાદિથી અલંકૃત એવા તે સ્વયવર મંડપમા આવી, ત્યા સખીએ સર્વ રાજાઓને દર્શાવ્યા છતા તે દ્રૌપદી જ્યા પાચ પાડવો બેઠેલા છે, ત્યા આવી, ત્યારે તેણીએ અનુરાગ સહિત તે પાંચેના કઠમાં સમકાલે વરમાલા નાખી. એટલે 'આ શું ?' એમ રાજાઓ ત્યા આશ્ચર્ય પામ્યા, તેટલામાં કોઈ ચારણઋષિ ત્યાં આવ્યા. ત્યારે કૃષ્ણાદિ રાજાઓએ પૂછ્યું કે—'આ દ્રૌપદીના પાચ પતિ શું થઈ શકે ?' મુનિ બોલ્યા—"આ પૂર્વભવના ઉપાર્જેલા કર્મને લીધે નિશ્ચય પાચ પતિવાળી થશે. અહીં આશ્ચર્ય શું છે ? કારણ કે કર્મની ગતિ વિષમ છે. તે આ પ્રમાણે:—

"આજ ભરતક્ષેત્રમા ચંપાપુરીને વિશે સોમદેવ, સોમભૂતિ અને સોમદત્ત એવા ત્રણ ભાઇ વિપ્ર હતા. ધન, ધાન્યથી ભરપુર એવા તેમને અનુક્રમે નાગશ્રી, ભૂતશ્રી અને યક્ષશ્રી નામે સ્ત્રીઓ હતી. તેઓ પરસ્પર પ્રેમાળ હતા, તેથી એક વખતે એવી વ્યવસ્થા કરી કે—'બધાએ એક એકના ઘરે વારા પ્રમાણે જમવું.' એટલે તેજ પ્રમાણે તેઓ બધા કરતા હતા. એક દિવસે સોમદેવના ઘરે જમવાનો વારો આવ્યો, ત્યારે નાગશ્રીએ બધું ભોજન તૈયાર કર્યું. વિવિધ ભોજન પકાવતા અજાણતા તેણે કડવું તુંબડું પકાવીને શાક કર્યું, એટલે 'આ કેવું થયું હશે ?' તે જાણવાને તેણે જરા ચાખ્યું. ત્યારે 'આ ખાવા લાયક નથી' એમ જાણીને તરતજ તેણે થુંકી નાખ્યું. 'આ વિવિધ દ્રવ્યોથી મેં વઘારીને તૈયાર કર્યું, પણ કડવું નીવડયું' એવો વિચાર કરતી અને મનમા ખેદ પામતી તેણે તે શાક ગોપવી રાખ્યું, અને તે શિવાય બીજા ભોજનથી કુટુંબ સહિત ઘરે આવેલા પતિ અને દેવરોને જમાડ્યા. એવામા તે અવસરે સુભૂમિભાગ નામના ઉદ્યાનમા જ્ઞાનવાન્ ધર્મઘોષ સૂરિ પધાર્યા તેનો ધર્મરૂચિ નામે શિષ્ય માસખમણના પારણે સોમ દેવાદિના ગયા પછી સોમશ્રીના ઘરે આવ્યા. એટલે 'આનેજ આ શાકથી સંતુષ્ટ કરૂં' એમ ધારીને તે કડવી તુંબડીનુ શાક તેણે તે મુનિને આપી દીધું, ત્યારે તે શિષ્યે પણ 'મને અપૂર્વ દ્રવ્ય મળ્યું' એમ ચિંતવતા સ્થાને આવી, પાત્ર દેખાડવાને તેણે ગુરૂના હાથમાં મૂક્યુ, ગુરૂએ

તેના ગંધથી જાણીને કહ્યું કે—' હે વત્સ ! જો તુ આનું ભક્ષણ કરીશ, તો મરણ પામીશ, માટે એને તરત પરઠી દે, અને બીજો આહાર બરાબર સમજપૂર્વક લાવીને પારણું કર ' એ રીતે ગુરૂના કહ્યા પ્રમાણે તે મુનિ બહાર નીકળીને શુદ્ધ સ્થાને ગયો. ત્યા પાત્રમાથી એક તુબડાનો બિંદુ પોતે જમીન ઉપર પડયો. ત્યા લાગેલ કીડીઓને તેણે મરતી જોઇ, ત્યારે તે મુનિએ વિચાર કર્યો કે— ' આના એક બિંદુથી પણ અનેક જીવો મરે છે, તો એને પરઠતાં કેટલા જીવોનો નાશ થશે ? માટે હું એક મરી જાઉ તો ભલે, પણ ઘણા જીવો ન મરે. ' એમ નિશ્ચય કરીને સ્વસ્થ એવા તે મુનિએ પોતે તે શાકનું ભક્ષણ કર્યું, અને સમ્યક પ્રકારે આરાધના કરી, સમાધિપૂર્વક મરણ પામીને સર્વાર્થસિદ્ધના અનુત્તર વિમાનમાં અહમિંદ્ર દેવ થયા. એવામા ધર્મઘોષસૂરિએ— ' ધર્મરૂચિને વિલંબ કેમ થયો ? ' તે જાણવાને બીજા સાધુઓને આદેશ કર્યો બ્હાર જતા તેમણે તેને મરણ પામેલ દીઠા, એટલે તેના રજોહરણાદિક લઈ જઈને બહુજ ખેદપૂર્વક તેમણે ગુરૂને કહ્યુ ત્યારે અતિશય જ્ઞાનના ઉપયોગથી તેણે નાગશ્રીનું બધું દુશ્ચરિત્ર પોતાના સાધુઓને કહી સભળાવ્યું તેથી ક્રોધાયમાન થયેલા સાધુ અને સાધ્વીઓએ તે સોમદેવ પ્રમુખ લોકોને કહ્યું. અને વાટેઘાટે તથા ચત્વર કે રાજમાર્ગે નાગશ્રીનું તે દુષ્કર્મ પ્રગટ કર્યું. ત્યારે સોમ દેવ વગેરેએ તેને ઘરથી બ્હાર કહાડી મૂકી, એટલે લોકોથી અતિ નિંદા અને તિરસ્કાર પામતી તે પાપી નાગશ્રી સર્વ સ્થાને દુઃખી થઇને ભટકવા લાગી ખાંસી, શ્વાસ, તાવ અને કોઢ વિગેરે ભયંકર સોળ રોગોથી પીડાતી તે આ ભવમાંજ નરકપણાને પામી ક્ષુધિત અને તૃષાતુર થતી જીર્ણ તથા ખંડવસ્ત્રયુક્ત અને આધાર રહિત ભટકતી, તે મરણ પામીને છઠ્ઠી નરકે ગઈ. ત્યાથી નીકળીને મ્લેચ્છોમાં અવતરી ત્યાંથી મરણ પામીને સાતમી નરકે ગઈ, ત્યાંથી નીકળીને મ્લેચ્છોમાં અવતરી. ત્યાથી મરણ પામીને સાતમી નરકે ગઈ. ત્યાથી નીકળીને મત્સ્યોમાં ઉપની, પાછી સાતમી નરકે ગઇ અને ફરી મત્સ્યોમાં ઉત્પન્ન થઈ એમ તે પાપણી બધી બધી નરકમાં બે બે વાર ગઇ, અને ત્યાથી પૃથ્વીકાયાદિમાં અનેકવાર ઉત્પન્ન થઈ અકામનિર્જરાનાયોગે બહુ દુષ્કર્મોને તેણે ખપાવ્યા. અને ત્યારપછી તે આજ ચંપાનગરીમાં સાગરદત્ત શેઠીની સુભદ્રા નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલ સુકુમારિકા નામની પુત્રી થઇ, ત્યાંજ મહાધનવાન એવો જિનદત્ત નામે સાર્થવાહ હતો તેની ભદ્રા નામે સ્ત્રી હતી, તેમનો સાગર નામે પુત્ર થયો એક દિવસે સાગરદત્તના ઘર પાસેથી જતા જિનદત્ત શેઠીએ યૌવન પામેલી, અને ઘરની ઉપરના ભાગમાં દડાથી રમત કરતી તે સુકુમારિકા કન્યાને જોઈ, ત્યારે ' આ કન્યા મારા પુત્રને યોગ્ય છે ' એમ ચિંતવતો તે પોતાના ઘરે ગયો પછી બંધુસહિત જિનદત્તે આવીને પોતાના પુત્રને માટે સાગરદત્ત પાસે સુકુમારિકાની માગણી કરી.

એટલે સાગરદત્ત બોલ્યો–' આ પુત્રી મને પ્રાણ કરતા પણ વ્હાલી છે. એના વિના હું રહેવાને સમર્થ નથી. જો તારો પુત્ર સાગર મારો ઘર જમાઇ થઇને રહે, તો ધનાદિસહિત હુ તેને મારી પુત્રી આપું.' ત્યારે ' વિચાર કરીશ ' એમ કહીને જિનદત્ત પોતાના ઘરે ગયો. અને તે વાત તેણે સાગરને કહી સંભળાવી, પણ તે તો મૌનમાજ રહ્યો. પછી–' નિષેધ ન કર્યો, તેથી કબુલ કર્યું. એવા ન્યાયથી તેના પિતાએ સાગરદત્તને માટે પોતાના પુત્રને ઘરજમાઈ તરીકે રાખવા કબુલ કર્યું. એટલે તે કુમારિકાની સાથે બંને શ્રેષ્ઠીએ સાગર કુમારને પરણાવી દીધો, અને તેણીની સાથે વાસગૃહમાં જઇને તે પથારીપર બેઠો. એવામા પૂર્વ કર્મના વશથી તેણીનો સ્પર્શ કરતા અંગારની માફક સખ્ત બળતો સાગર મહા કષ્ટે ક્ષણવાર ત્યા રહ્યો, પછી નિદ્રા કરતી તેને મૂકી, એકદમ ભાગીને પોતાના ઘરે ગયો, અને તે કુમારી નિદ્રા લઇ જાગ્રત થતા પતિને ન જોવાથી અત્યંત રોવા લાગી. હવે પ્રભાતે વહુ વરના દાતણપાણીને માટે સુભદ્રાએ દાસી મોકલી, ત્યાં પતિરહિત અને રૂદન કરતી સુકુમારિકાને તેણે જોઈ, એટલે તરત આવીને તેણે સુભદ્રાને કહ્યું, સુભદ્રાએ શેઠને કહ્યું અને શ્રેષ્ઠીએ પોતે જિનદત્તને ઠપકો દીધો. ત્યારે જિનદત્તે પોતાના પુત્રને એકાંતમાં બોલાવીને કહ્યુ કે–હે પુત્ર ! સુજન સાગરદત્તની પુત્રીને મૂકતા તેં સારૂં ન કર્યું. હે વત્સ ! હજી પણ તું સુકુમારિકા પાસે જા, કારણ કે તે વખતે મેં સજ્જનોની આગળ આવી પ્રતિજ્ઞા લીધી છે.' ત્યારે સાગર બોલ્યો–' હુ અગ્નિમા પેસવાનું કબુલ કરીશ, પણ સુકુમારીકા પાસે હવે જનાર નથી.' આ વખતે ભીંતને આંતરે રહીને સાગરદત્તે તેનું વચન સાંભળી લીધું, એટલે નિરાશ થઇને તે ઘરે ગયો, ત્યા સુકુમારિકાને તેણે કહ્યું–' તારાપર સાગર વિરક્ત છે. માટે અન્ય પતિ શોધીને તને કરી આપીશ હે પુત્રી ! ખેદ ન કર.'

હવે એક દિવસે તે સાગરદત્ત શેઠ પોતાની પુત્રીના દુઃખથી દુઃખિત થઇને ગવાક્ષપર બેઠો છે, એવામાં કર્પર (ઠીંકરા) ને ધારણ કરનાર, જીર્ણ અને ખંડિત વસ્ત્રને પહેરનાર, મક્ષિકાઓના પરિવારથી પરવરેલ તથા ભિક્ષા માગતા એવા એક ભિક્ષુકને તેણે જોયો. તેને બોલાવીને શ્રેષ્ઠીએ તેના કર્પરાદિ તજાવ્યા; અને સ્નાન ભોજન કરાવી, ચંદનથી ચર્ચીને તેણે તેને સુખી કર્યો. પછી શ્રેષ્ઠીએ તેને કહ્યું કે –' હે વત્સ ! તને આ કુમારિકા મેં આપી. એની સાથે ભોગ ભોગવતાં ભોજનાદિમા નિશ્ચિંત થઇ સુખે મારા ઘરે રહે.' આ શ્રેષ્ઠીના કથનથી તે ભિક્ષુક હર્ષ પામીને તેણીની સાથે તે વાસગૃહમાં ગયો, અને સુતા. તેણીના અંગના સ્પર્શ થકી જાણે અગ્નિએ દાઝ્યો હોય તેવો બની ગયો, એટલે તરતજ ઉઠી એકદમ પોતાનો વેષ લઇને તે ભાગીજ ગયો, અને તે કુમારીકા પ્રથમ પ્રમાણે વલખી થઇ ગઇ. ત્યારે પિતાએ તેને તેવી હાલમા જોઇને કહ્યું કે–' હે વત્સે ! આ તારાં પૂર્વ કર્મોનો ઉદય છે, બીજુ કંઈ કારણ નથી. માટે મનને સ્થિર રાખીને

સંતોષથી દાન આપતી મારા ઘરે રહે.' ત્યારે તેજ પ્રમાણે તે ધર્માસક્ત થઇને દાન આપવા લાગી હવે એક વખતે તેના ઘરે ગોપાલિકા વિગેરે સાધ્વીઓ આવી, તેમને તેણીએ શુદ્ધ અન્ન-પાનાદિકથી પડિલાભી, અને તેમની પાસે ધર્મ સાંભળી પ્રતિબોધ પામીને તેણે દીક્ષા લીધી, તથા ચતુર્થ, ષષ્ઠ, અષ્ટમાદિ તપ કરતી તે ગોપાલિકા સાથે વિચરવા લાગી. કોઈવાર સુભૂમિભાગ ઉદ્યાનમાં રવિમંડલને જોતા તેણે સાધ્વીઓને કહ્યું—'હું અહીં આતાપના લઉં.' ત્યારે તેમણે કહ્યું કે—'હે વત્સે! સાધ્વીઓને પોતાની વસતિ બ્હાર આતાપના ન કલ્પે, એમ આગમમા કહ્યું છે.' છતાં જાણે સાભળ્યું ન હોય તેમ તેણે સુભૂમિભાગ ઉદ્યાનમા આવી, સૂર્યમાં દષ્ટિ સ્થાપીને આતાપના આરંભી. એવામાં એક વખતે એક કામુકે (કામીએ) પોતાના ખોળામા બેસારેલી, બીજાએ જેણીને છત્ર ધરેલ છે, ત્રીજો જેને વસ્ત્રના છેડાવતી પવન નાખી રહ્યો છે, ચોથો જેના કેશપાશ બાંધી રહ્યો છે, અને પાચમો જેના ચરણને પોતાના ખોળામા ધરી રહ્યો છે એવી દેવદત્તા વેશ્યાને તે સુકુમારિકાએ જોઇ. ત્યારે ભોગની ઈચ્છા જેની સંપૂર્ણ થઈ નથી એવી તેણે એવું નિયાણું કર્યું કે—'આ તપના પ્રભાવથી આની જેમ હું પાચ પતિવાળી થાઉં.' ત્યાર પછી તે પોતાના અંગશૌચમા બહુ તત્પર થઈ. એટલે આર્યાઓએ વાર્યા છતા પગલે પગલે સામે બોલતી તેણે મનમા ચિંતવ્યું કે—'પૂર્વે હું ગૃહસ્થ હતી, ત્યારે આ આર્યાઓ મને બહુમાન આપતી અને અત્યારે પોતાને વશ થયેલ ભિક્ષાચારી એવી મને એઓ વારવાર ગમે તેમ તર્જના કરે છે, માટે એમની મારે શી જરૂર છે?' એમ ધારીને તે અલગ સ્થાને રહી, એકલી અને સ્વેચ્છાચારિણી બનીને તેણે ચિરકાલ દીક્ષા પાળી. પ્રાંતે આઠ મહિનાની સંલેખના કરી, પાપોને આલોચ્યા વિના મરણ પામીને સૌધર્મ દેવલોકે નવ પલ્યોપમના આઉખે દેવી થઈ. ત્યાથી ચ્યવીને આ દ્રૌપદી થઇ છે. પૂર્વભવના નિયાણાથી એના આ પાચ પતિ થયા. એમા આશ્ચર્ય શું છે?" એમ મુનિના બોલતા ગગનમા 'સારૂં સારૂં' એવી વાણી થઇ, એટલે કૃષ્ણાદિક પણ 'આ પાંચ પતિ થયા તે ઠીકજ થયું' એમ બોલ્યા પછી પાંડવો સ્વયંવરમાં આવેલા તેજ સંબંધી રાજાઓની સમક્ષ મહોત્સવપૂર્વક દ્રૌપદીને પરણ્યા. ત્યાથી પાંડુરાજા જાણે વિવાહને માટે બોલાવ્યા હોય તેમ દશાર્હો, રામ-કૃષ્ણ, તથા બીજા રાજાઓએ બહુમાનથી પોતાના નગરમા લઇ ગયા. ત્યા લાંબો વખત તેમનો આદર-સત્કાર કરી, દશાર્હ, રામ-કૃષ્ણ, તથા બીજા રાજાએ રજા માગતાં તેમને સંતોષીને પાંડુરાજાએ વિસર્જન કર્યા. પછી પાંડુરાજા યુધિષ્ઠિરને રાજ્ય આપીને પરલોકે ગયો, તેની પાછળ મદ્રી પણ પોતાના બે પુત્ર કુંતીને સોંપીને પરલોકે ગઇ. હવે પાંડુરાજા મરણ પામતા મત્સરી, દેશલુબ્ધ તથા દુષ્ટ અભિપ્રાયવાળા એવા ધૃતરાષ્ટ્રના પુત્રોએ તે પાંડવોને માન ન આપ્યું, દુર્યોધને પાંડવોના

વૃદ્ધ પ્રધાન, પુરોહિતાદિકને વિનયાદિથી સંતુષ્ટ કર્યા, તેણે લોભથી પાંડવોને જુગારમા જીતી લીધા. શરતમાં ( દાવમાં ) મૂકેલ તેમનું રાજ્ય તથા દ્રૌપદીને જીતીને દુર્યોધને છીનવી લીધા, પરંતુ ક્રોધથી જેના લોચન લાલ થઇ ગયા છે એવા ભીમસેનથી ભય પામતા તેણે દ્રૌપદી પાછી આપી. પછી કૌરવોથી અવજ્ઞા પામી દેશથી દૂર કરાયેલા તે પાંચે પાંડવોએ વનવાસ સ્વિકાર્યો. ચિરકાલ એક વનથી બીજા વનમાં ભમીને દશાર્હની નાની બ્હેન કુંતી તે પાંચે પાંડવોને દ્વારકા નગરીમાં લઈ આવી. દિવ્ય આયુધથી લડનાર તથા વિદ્યા તથા બાહુબલથી જબરજસ્ત એવા તે બધા પ્રથમ સમુદ્રવિજયના ઘરે ગયા. ત્યા સમુદ્રવિજય તથા અક્ષોભ્યાદિક દશાર્હોએ પોતાની બ્હેન .અને ભાણજોને સ્નેહથી બહુજ પૂજ્યા, અને સત્કાર ને સન્માન આપ્યું, તથા કહ્યું કે—' હે બ્હેન ! તે ભાયાતોથી પુત્રો સહિત જીવતી તું આવીને અમને મળી—એજ ભાગ્યની વાત છે.' ત્યારે કુંતી બોલી કે—' હે બંધુઓ ! સપુત્રા પણ હુ ત્યારેજ જીવતી રહી, કે જ્યારે સપુત્ર એવા તમને મેં જીવતા સાંભળ્યા. વત્સ રામ–કૃષ્ણનું લોકોત્તર ચરિત્ર સાંભળતા હર્ષ પામી તેમના દર્શનની ઉત્કંઠાથી અહી આવી છુ. ' એટલે તેમણે અનુજ્ઞા આપતા પુત્રો સહિત કુંતી હરિની સભામાં ગઈ. ત્યાં રામ-કૃષ્ણ ઉઠીને તેની સામે આવ્યા અને ભક્તિથી નમ્યા. પછી રામ–ગોવિંદ અને પાંડવો યથાપૂર્વ અન્યોન્ય આલિંગન અને નમસ્કાર કરીને યથાયોગ્ય સ્થાને બેઠા એટલે કૃષ્ણ બોલ્યા. ' તમે એ સારૂં કર્યું કે અહીં પોતાના ઘરે આવ્યા. તમારી અને યાદવોની લક્ષ્મીમાં નિશ્ચય ભેદભાવ નથી. ' ત્યારે યુધિષ્ઠિર બોલ્યા—' હે કૃષ્ણ ! જેમને તુ માન્ય છે, તેમની લક્ષ્મી તો દાસી છે, તો તને જે અભિમત ( માન્ય ) હોય, તેમનું તો કહેવુંજ શું ? હે હરે ! આ અમારા માતૃકુલ ( મોસાળ ) ને પવિત્ર કરતા એવા તારે લીધે અમે વિશ્વ ( બધા ) કરતાં પણ વિશેષથી મહા બલવંત છીએ. ' એ પ્રમાણે વિવિધ વાર્તાલાપથી કુંતી તથા તેમના પુત્રોને માન આપીને કૃષ્ણે તેમને અલગ અલગ પ્રાસાદમાં ઉતારો આપ્યો. દશાર્હોએ લક્ષ્મીવતી, વેગવતી, સુભદ્રા, વિજયા, અને રતિ—એવી પોતાની પાંચ કન્યાઓ પાંડવોને આપી. યાદવો, કૃષ્ણ અને બલભદ્રથી સત્કાર પામતા તે પાંચે પાંડવો ત્યાં સુખે રહ્યા.

હવે અહી જેણે બધી કળાઓ મેળવી છે અને યૌવનને પામેલ એવા પ્રદ્યુમ્નકુમારને જોતા સંવરની સ્ત્રી કનકમાલા કામાતુર થઈ, અને વિચારવા લાગી કે—' આવો રૂપવાન્ તો કોઈ વિદ્યાધરોમાં પણ નહિ હોય. હું ધારૂં છું કે આવો દેવ પણ કોઈ નહિ હશે, તો મનુષ્યોની શી વાત ? માટે પોતે વધારેલ વૃક્ષના ફૂલની જેમ આના યૌવનનું હું ફળ લઉં, એની સાથે ભોગ ભોગવું, નહિ તો

મારો જન્મ પણ વૃથા છે ' એમ ચિંતવીને તે મનોહર વાણીથી પ્રદ્યુમ્નને કહેવા લાગી—' અહીંજ ઉત્તરશ્રેણિમા નલપુર નામે નગર છે. ત્યા ગૌરીવંશનો નિષધ નામે રાજા છે, તેની હુ પુત્રી અને નૈષધિ મારો ભાઇ છે. પિતાએ ગૌરી નામની વિદ્યા મને પોતે આપી, અને પ્રજ્ઞપ્તિ વિદ્યા આપીને મને કાલસંવર પરણ્યો. મારામા તે અત્યંત રકત હોવાથી અન્ય સ્ત્રીને તે ઇચ્છતો નથી. બે વિદ્યા જેને સિદ્ધ છે એવી મારા બલથી તેને આ જગત્ તૃણવત્ લાગે છે. એવી હું અનુરકત થતા તને વરૂ છુ માટે હે સુભગ ! તુ મારો સ્વીકાર કર. અજ્ઞાનથી પણ તું મારા પ્રેમનો ભંગ કરીશ નહિ. ' ત્યારે પ્રદ્યુમ્ને તેને કહ્યુ ' અહા ! નખોદ જાય, આ તુ શુ બોલે છે ? હુ તારો પુત્ર અને તુ મારી માતા છે. આ કામ આપણે બંનેને પાપકારીજ છે. ' તે બોલી—' હે સુંદર ! તું મારો પુત્ર નથી, પરંતુ કાલસંવરને અગ્નિજ્વાલપુરથી આવતા રસ્તામા કોઈએ તજી દીધેલ તું મળી આવ્યો. તેણે મને ઉછેરવાને આપ્યો. તુ બીજા કોઈનો પુત્ર છે. માટે હવે નિઃશંક થઈને યથેચ્છાએ મારી સાથે ભોગ ભોગવ. ' ત્યારે—' હુ આ સંકટમાં આવી પડયો ' એમ વિચાર કરતો તે બોલ્યો—' હે ભદ્રે ! કાલસંવર તથા તારા પુત્રો મને જીવતો કેમ મૂકશે ? ' તે બોલી—' હે સુભગ ! તું ડરીશ નહિં. મારી પાસેથી ગૌરી અને પ્રજ્ઞપ્તિ એ બંને મહાવિદ્યાને ગ્રહણ કર, અને જગતમાં અજય્ય થા. ' પછી અકાર્ય તો નહિજ કરીશ ' એમ મનમા નિશ્ચય કરીને પ્રદ્યુમ્ન બોલ્યો—' મને તે બંને વિદ્યા આપ. પછી તારૂ વચન માનીશ. ' ત્યારે કામાતુર તેણીએ હર્ષ પામીને તેને તે બે મહાવિદ્યા આપી એટલે અતિશય પુણ્યના યોગે પ્રદ્યુમ્ને પણ તે બંને વિદ્યા તરત સાધી લીધી. પછી ભોગને માટે તેણીએ ફરીને તેની પ્રાર્થના કરી. ત્યારે તે બોલ્યો—' હે અનઘે ! તુ પૂર્વે તો મને ઉછેરવાથી કેવલ મારી માતાજ હતી, પરંતુ હવે તો વિદ્યાદાન આપવાથી તું આચાર્ય થઇ. માટે આ પાપ કાર્યમા તારે લેશ પણ મને કહેવું નહિ. ' એમ તેને કહીને પ્રદ્યુમ્ન નગરની બહાર જઇ, કાલાંબુકા વાવના તટપર દુમણો થઈને બેઠો, અને કનકમાલાએ તો નખથી પોતાનું શરીર વ્રણ સહિત કરીને મોટો કોલાહલ કરી નાખ્યો. ત્યારે ' આ શું ? ' એમ ઉતાવળથી પૂછતાં તેના પુત્રો ત્યા આવ્યા. એટલે તેણીએ તેમને કહ્યું—' દુરાત્મા, મદોન્મત એવા તમારા પિતાના પુત્રે સ્વેચ્છાએ પોષણ આપનારી એવી મને બીલાડાની જેમ નખથી વીંખી નાખી છે. ' એમ સાંભળતા તે બધા કાલાંબુકા વાવના તટપર જઈને ' અરે પાપી ! ' એ રીતે બોલતા તે પ્રદ્યુમ્ન ઉપર પ્રહાર કરવા લાગ્યા. 'વિદ્યાથી બલવાન્ એવા પ્રદ્યુમ્ને કાલસંવરના પુત્રોને, કેસરી જેમ મૃગલાંને મારે તેમ લીલામાત્રમા મારી નાખ્યા. ત્યારે પુત્રોના વધથી ક્રોધાયમાન થયેલ કાલસંવર તેને મારવાને આવ્યો.

એટલે વિદ્યાથી ઉત્પન્ન કરેલ માયાવડે તે પ્રદ્યમ્ને તેને પણ જીતી લીધો. તેથી ખેદ પામેલ પ્રદ્યુમ્ને કનકમાલાનો યથાર્થ વૃત્તાંત મૂલથી માંડીને કાલસંવરને કહી સંભળાવ્યો ત્યારે પશ્ચાતાપ પામેલ વિદ્યાધરે પ્રદ્યુમ્નનો સત્કાર કર્યો અને કનકમાલાનો અવગુણ જાણીને તે મનમા બહુજ સંતાપ પામ્યો. એવામા નારદ ઋષિ પ્રદ્યુમ્ન પાસે આવ્યા. પ્રજ્ઞપ્તિ વિદ્યાથી જાણવામાં આવેલ નારદને કુમારે પૂજ્યો, અને તેને પણ કનકમાલાનો બધો વૃત્તાત કહી બતાવ્યો. પછી નારદ સીમંધરસ્વામીએ કહેલ પ્રદ્યુમ્ન અને રૂકમણીનો સર્વ વૃત્તાત પ્રદ્યુમ્નને કહીને બોલ્યા કે—' પૂર્વે તારી માતાએ સપત્ની સત્યભામાની સાથે પ્રથમ પુત્રના પાણિગ્રહણમા કેશ આપવાનો પણ કર્યો છે, અને હવે સત્યભામાનો ભાનુક પુત્ર પાણિ ગ્રહણ કરવાનો છે, ત્યારે તારી માતાને ત્યાં પણથી હારેલ પોતાના કેશ આપવા પડશે. કેશ આપવાના દુઃખે તથા તારા વિયોગની વેદનાથી તું પુત્ર હયાત છતાં તે રૂકમણી અવશ્ય મરણ પામશે. માટે ત્યા આવવાને તું એકદમ તૈયાર થા, અને બધાને આનંદદાયક તારૂ દર્શન આપ. કૃષ્ણાદિક બધા મધુકરોની જેમ તારા મુખરૂપ પદ્મને જોવાને વાછે છે,' એમ સાંભળતા માતાના મોહથી મોહિત થયેલ પ્રદ્યમ્ન, નારદની સાથે પ્રજ્ઞપ્તિ વિદ્યાથી બનાવેલ વિમાનપર બેસીને તરત દ્વારકા નગરીમા આવ્યો. એટલે નારદે કહ્યું—' હે કુમાર ! આ તારા પિતાની દ્વારકા નગરી, જેને પોતે ધનદે બનાવીને રત્નાદિકથી ભરી,' ત્યારે પ્રદ્યુમ્ન બોલ્યો—' હે મુનીવર્ય ! તમે અહીંજ વિમાનમાં રહો, કે જ્યાં સુધી દ્વારકામાં હું કંઈક ચમત્કાર કરૂ ' ત્યારે નારદે હા કહી, પછી આગળ જતાં પ્રદ્યુમ્ને ત્યાં સત્યભામાના પુત્રના વિવાહની થતી ધામધુમ જોઈ, એટલે તરતજ તેને પરણવાની કન્યાને વિદ્યાથી હરીને તેણે નારદ પાસે મૂકી, ત્યારે નારદે તે કન્યાને કહ્યું કે—' હે વત્સે ! તું ડરીશ નહિ આ પણ કેશવનો પુત્ર છે ' પછી તે પ્રદ્યુમ્ને વાદરાને ધારણ કરનાર પુરૂષ બનીને વનપાલકોને કહ્યું—' મારા ભૂખ્યા વાનરને ફલાદિક આપો. ' ત્યારે તે વનપાલકો બોલ્યા—' આ બગીચાને અમે ભાનુકના વિવાહને માટે રાખ્યો છે, માટે તારે કઇ બોલવું નહીં, ' એટલે ઘણા ધનથી તેમને લલચાવીને પ્રદ્યુમ્ને અંદર પેસીને વાનર મારફતે તે ઉદ્યાન ફલાદિરહિત કરાવ્યું. પછી તે નાભીચા ઘોડાનો વેપારી થઇને ઘાસના બજારમાં ગયો. ત્યાં દુકાનોથી પોતાના અશ્વોને માટે વધારે ઘાસ માગ્યું, પણ પ્રથમની જેમ ન આપતા એવા તેમને ધનથી લલચાવીને પોતાની વિદ્યાથી બધુ તૃણરહિત કરી દીધું. પછી તેજ પ્રમાણે વિદ્યાથી જળપાન કરીને મીઠા પાણીનાં સ્થાનોને જળરહિત કર્યાં ત્યાંથી અશ્વ ખેલાવવાના સ્થાને આવીને તે પોતે અશ્વ ચલાવવા લાગ્યો. ત્યારે ભાનુકે તેનો અશ્વ જોઇને પુછ્યુ —' આ અશ્વ કોનો છે ? ' એટલે કૌતુકી પ્રદ્યુમ્ને કહ્યું—' આ અશ્વ મારો છે, ' ત્યારે ભાનુક આદર સહિત બોલ્યો—' તું આ ઘોડો મને

આપ. જે તું એની કીંમત માગીશ, તે વધારે છતાં તને આપીશ,' પ્રદ્યુમ્ન બોલ્યો—' તું પારખીને અશ્વ લે, નહિ તો વિના અપરાધે મને રાજદંડ થાય ' પછી પરિક્ષા કરવાને ભાનુક તે ઘોડાપર બેઠો. એટલે વેગથી દોડતા તે અશ્વે તેને જમીન પર પાડ્યો, પછી ઘેટા ઉપર સવાર થઇને પ્રદ્યુમ્ન ઘણા નગર જનોને હસાવતો વસુદેવની સભામાં આવ્યો, ત્યાં રહેલા સર્વ રાજા, પ્રધાન વિગેરેને ખૂબ હસાવ્યા. પછી તે બ્રાહ્મણ થયો અને સુંદર સ્વરથી વેદ ભણતો તે દ્વારકામાં પેઠો, ત્યા ત્રિવાટે ને ચોવાટે સર્વત્ર ભમતાં તેણે સત્યભામાની કુબ્જા દાસીને જોઇ. તેને વિદ્યાથી તરતજ નેતરની સોટીની જેમ સીધી (સાજી) કરી. ત્યારે તે પગે પડીને બોલી કે—' તમે ક્યાં ચાલ્યા ? ' પ્રદ્યુમ્ન બોલ્યો—' જ્યાં ઇચ્છાનુસાર ભોજન મળશે, ત્યાં જવાનો છું. ' એટલે ફરી દાસી બોલી—' તો મારી સ્વામિની સત્યભામાને ઘરે ચાલ, ત્યા પુત્ર વિવાહને માટે તૈયાર કરેલા મોદકાદિ તને ઇચ્છા મુજબ આપીશ. ' ત્યારે પ્રદ્યુમ્ન તે દાસીની સાથે સત્યભામાના ભવને ગયો. તેને તોરણ દ્વારપર મૂકીને તે દાસી સત્યભામા પાસે ગઇ. ત્યાં સત્યભામાએ પુછ્યું કે—' તું કોણ છે ? ' તે બોલી-હું કુબ્જા છું ' સત્યભાભામાએ ફરી કહ્યું—' તને સીધી કોણે કરી ? ' ત્યારે દાસીએ બ્રાહ્મણનો વૃતાંત કહી સંભળાવ્યો. એટલે સત્યભામા બોલી—' તે બ્રાહ્મણ ક્યાં છે ? ' દાસી બોલી—' અત્યારેજ મેં તેને તોરણદ્વાર પર બેસાર્યો છે. ' ત્યારે સત્યભામાએ હુકમ કર્યો કે—' તે મહાત્માને તું અહીં લઇ આવ. ' એટલે દાસી તરત દોડીને તે કપટી વિપ્રને ત્યાં લઇ આવી. તે આશિષ આપીને બેઠો, ત્યા સત્યભામાએ કહ્યું—' હે બ્રાહ્મન્ ! સપત્ની રૂકમણી કરતાં મને અધિક રૂપવંતી બનાવ. ' માયાવિપ્ર બોલ્યો—' તું બરાબર રૂપવંતી દેખાય છે. બીજી સ્ત્રીયોમાં ક્યાય મેં આવું રૂપ જોયું નથી, ' ત્યારે સત્યભામા બોલી—' હે ભદ્ર ! એ તું ઠીક કહે છે. તથાપિ મને રૂપમા વિશેષથી અનુપમ બનાવ. ' એટલે તે બોલ્યો—' જો એવી ઇચ્છા હોય, તો પ્રથમ સર્વાંગે વિરૂપ ( કદરૂપી ) બની જા. કારણ કે મૂલથી વિરૂપ થતાં રૂપ વિશેષ થઇ શકે. ' ત્યારે સત્યભામાએ પુછ્યું—' શું કરૂં ! ' તેણે આદેશ કર્યો કે—' પ્રથમ મસ્તક મુંડાવ, પછી આખા શરીરે મશ ચોપડ, તથા જીર્ણ, ખંડ, મલિન અને સાંધેલ વસ્ત્રને પહેરીને મારી આગળ આવ કે જેથી તને હું રૂપ, લાવણ્ય અને સૌભાગ્યની શોભાસહિત તરત બનાવી દઉં. ' એટલે સ્વાર્થ સાધવા તેણે તેમ પણ કર્યું. ત્યારે તે બ્રાહ્મણે કહ્યુ કે—' હુ અત્યારે ક્ષુધાથી પીડિત છું, સ્વસ્થ નથી. માટે શું કરૂં ' ત્યારે સત્યભામાએ તેને જમાડવાને માટે રસોયાને હુકમ કર્યો. પછી ભોજનને માટે જતા બ્રાહ્મણે સત્યભામાના કાને સંભળાવ્યું કે—' હે અનઘે ! હું ભોજન કરૂં, ત્યા સુધી કુળદેવીઓની આગળ તારે ' रुडु बुडु रुडु बुडु स्वाहा ' આ મંત્રનો જાપ કર્યા કરવો " ત્યારે સત્યભામા

તેજ પ્રમાણે કરતી રહી. હવે જમતાં તે બ્રાહ્મણે બધી સારી રસોઇ વિદ્યાના બલથી ખલાસ કરી એટલે સત્યભામા થકી ભય પામતી જેમના હાથમા જળ પાત્ર છે એવી રસોયાણીઓએ તેને મહાકષ્ટે ઉઠ ઉઠ' એમ કહ્યું. ત્યારે તેણે કહ્યું—'હજી મારી ભૂખ ભાંગી નથી, જ્યાં તૃપ્તિ થશે, ત્યાં જઇશ, એમ બોલતો તે માયાવી વિપ્ર ચાલ્યો ગયો. પછી એક બાલ સાધુનો વેષ લઇને તે રૂકમણીના ઘરે ગયો, તેણીએ નેત્રને આનંદ પમાડવામાં ચંદ્ર સમાન એવા તેને જોયો. તેને આસન આપવાને રૂક્મિણી ઘરની અંદર ગઇ, એવામાં તે પૂર્વે સ્થાપેલ કૃષ્ણના સિંહાસન ઉપર બેસી ગયો. આસન લઇ બ્હાર નીકળતાં તેને તેવી રીતે બેઠેલ જોઇને વિસ્મયથી જેના લોચન વિકસિત છે એવી રૂક્મિણી બોલી–' કૃષ્ણ કે તેના પુત્ર વિના અહીં અન્ય કોઇ બેસે, તો દેવતા સહન કરે નહિ, ત્યારે તે માયા સાધુ બોલ્યો–' મારા તપના પ્રભાવથી દેવતાઓ કંઇ કરવાને સમર્થ નથી.' પછી તેણીએ પૂછયું કે–અહીં તું શા માટે આવ્યો છે? તેણે કહ્યું—'મેં નિરાહાર સોળ વરસ તપ કર્યું. જન્મથી મે માતાનું દુધ પણ પીધું નથી માટે પારણું કરવાને અહીં આવેલ છું, કંઇ યથોચિત આપ, ત્યારે રૂક્મિણી બોલી–' હે મુને! સોળ વરસનું તપ મેં કયાં પણ સાભળ્યું નથી. પરંતુ ઉપવાસથી માંડીને એક વરસ પર્યંતનું તપ મેં સાભળ્યું છે' તે બોલ્યો—' તારે આવો વિચાર કરવાથી શું? જો ઘરમાં કંઇ હોય અને તે દેવાની જો મરજી હોય, તો આપ. જો ન બને તો સત્યભામાના ભવને જઇશ,' તે બોલી—' ઉદ્વેગથી આજે મેં કંઇ રાંધ્યું નથી. તેણે પૂછયું—'તારે ખેદનું કારણ શું?' એટલે રૂક્મિણી બોલી–" પુત્રના વિયોગે તેના સંગમની આશાએ આટલો વખત મેં કુલદેવીની આરાધના કરી. અત્યારે કુળદેવતાઓને મારા શિરનું બલિદાન આપવાને તૈયાર થતાં ડોકપર મેં જેવો પ્રહાર કર્યો, તેવામાં દેવી બોલી કે–' હે પુત્રી! આટલી બધી ઉતાવળ ન કર; જયારે આ તારો સહકાર (આમ્રવૃક્ષ) અકાલે પણ પુષ્પયુક્ત થશે ત્યારે તારો પુત્ર આવશે' આ સહકારને તો આજે માંજર આવી, પણ મારો પુત્ર ન આવ્યો. માટે હે મહાત્મન્! લગ્ન રાશિ તપાસ કે પુત્રનો સંગમ મને કયારે થશે." તે બોલ્યો—' જે ખાલી હાથે હોય તેમને હોરા (લગ્નદિરાશિ) ફળદાયક ન થાય.' ત્યારે રૂક્મિણી બોલી–' હે મુને! બોલ, તને શું આપું?' તે બોલ્યો–' તપથી મારી કુખ ક્ષીણ થઇ છે, માટે કાંજી આપ' એટલે કાંજીને માટે તે દ્રવ્ય તપાસવા તૈયાર થઇ, એવામાં ફરી સાધુ બોલ્યો–' હું બહુ ભૂખ્યો છું. માટે ગમે તે દ્રવ્યથી કાંજી બનાવીને મને આપ.' ત્યારે તે પૂર્વે તૈયાર કરેલા મોદક લઇને કાંજી કરવા લાગી, પરંતુ તેની વિદ્યાના પ્રભાવથી અગ્નિજ ન સળગ્યો. એટલે તેને ચિંતાતુર જોઇને તે બોલ્યો—' જો કાંજી તૈયાર ન થઇ શકે, તો અતિ ક્ષુધાતુર મને આ મોદકજ ખાવાને આપ.' ત્યારે તે બોલી—' આ મોદક કેશવ વિના

બીજાઓને પચે નહિ માટે હે મુને ! આ મોદક આપીને હું ઋષિહત્યા કરવાની નથી, તે બાલ્યો—' તપના પ્રભાવથી મને અજીર્ણ કંઇ થતુંજ નથી.' ત્યારે શંકા સહિત રૂકિમણી તેને એક એક મોદક આપવા લાગી, અને આપેલા બધા મોદકોને તરત ખાઇજતા તેને જોઇ વિસ્મય પામતા તે હસીને બાલી—' હે મહર્ષે ! તુ તો મહાબલવાન લાગે છે.'

હવે અહીં પૂર્વે કહ્યા પ્રમાણે મંત્રજાપ કરતી સત્યભામાને માણસોએ આવીને કહ્યું કે—' હે સ્વામિની ! કોઇક પુરૂષે બગીચાને ફલરહિત, ઘાસની દુકાનોને ઘાસરહિત, અને જળાશયોને જળ વિનાના કરી દીધા. વળી તમારા ભાનુક પુત્રને કોઇએ અશ્વ આપીને પરાભવ કર્યો, એમ સાંભળીને સત્યભામાએ દાસીઓને પૂછયું—' તે બ્રાહ્મણ કયા ગયો ?, ત્યારે દાસીઓએ તેની જોયેલ ચેષ્ટા બધી તેને કહી સંભળાવી. એટલે ખેદાતુર થઇને ઇર્ષ્યાથી તેણીએ રૂકિમણીના કેશ લાવવાને હાથમાં ટોપલી આપીને દાસીઓને મોકલી તે જઇને રૂકિમણીને કહેવા લાગી—' માનિની ! સ્વામિની સત્યભામાએ ફરમાવ્યુ છે કે—તારા કેશ અમને તરત આપીદે.' ત્યારે તે માયામુનિએ તે સાભળતા તેમનાજ કેશોથી ટોપલી ભરીને તેમને સત્યભામા પાસે પાછી મોકલી. ' આ શુ ? એમ સત્યભામાએ પૂછતાં તે દાસીઓ બોલી—' હે સ્વામીની ! તને શુ ખબર નથી ? જેવો સ્વામી તેવો પરિવાર તેમા આશ્ચર્ય શુ ! આથી તો ભ્રમિત અને ક્રોધાયમાન થઇને સત્યભામાએ રૂકમણીના ભવનપર હજામ મોકલ્યા એટલે તે માયામુનિએ શિર અને ચામડીના છેદનપૂર્વક તેમનેજ મુંડી નાખ્યા મુંડાઇને આવેલ તે હજામોને જોતાં વધારે ક્રોધાયમાન થતી સત્યભામાએ જઇને કૃષ્ણને કહ્યુ—' હે નાથ ! તમે પોતે રૂકિમણીના કેશ મુડાવવાના જામીન થયા છો. હે કેશવ ! તે કેશ આપવાનુ પણ આજે મને અપાવો તમે પોતે ઉઠી રૂકિમણીને તરત બોલાવીને મુંડી કરાવો.' ત્યારે ગોવિંદ હસીને બોલ્યો—' અત્યારે તો તું પોતેજ મુંડી થઇ છે.' તે બોલી—' આજે મશ્કરીને આડી વાળો, પણ તેના કેશ એકદમ મને અપાવો.' પછી કૃષ્ણે મોકલેલ રામ સત્યભામાની સાથે રૂકિમણીના ભવને ગયો ત્યા પ્રદ્યુમ્ને વિદ્યાથી કૃષ્ણનું રૂપ વિકુર્વ્યું. ત્યારે રામ લજ્જાથી પાછો ફરીને પૂર્વના સ્થાને આવ્યો ત્યાં પણ કૃષ્ણને જોઇને તે બોલ્યો કે—'આ તેં મશ્કરી માંડી છે શુ ? ત્યા કેશને માટે મને મોકલી અને પોતે જઇને પાછો તુ અહીં આવ્યો. વધૂ અને અમને સમકાલે તે લજવ્યા.' એટલે—' ત્યા હુ ગયો નથી ' એમ સોગદ પૂર્વક કૃષ્ણે કહ્યું. ત્યારે ' આ તારીજ માયા છે ' એમ બોલતી સત્યભામા પોતાના ઘરે ગઇ, અને વિષ્ણુ તેને ઘેર જઇને વિશ્વાસ પમાડવા લાગ્યો. એવામા નારદે આવીને રૂકિમણીને કહ્યું કે—' આ તારો પુત્ર પ્રદ્યુમ્ન.' ત્યારે પ્રદ્યુમ્ન પણ દેવ સમાન પોતાનું રૂપ

પ્રગટ કરીને ચિરકાલના દુ:ખરૂપ અંધકારમાં સૂર્યસમાન એવો તે માતાના પગે પડ્યો, એટલે જેના દુધની ધારા વહી રહી છે એવી રૂકિમણીએ અત્યંત સ્નેહ પૂર્વક બંને ભુજાથી તેને ભેટી પડી તથા હર્ષાશ્રુથી જેના લોચન ભીંજાઇ ગયા છે એવી તેણીએ તેને વારંવાર શિરપર ચુંબન કર્યું. પછી પ્રદ્યુમ્ને તેને કહ્યું કે—'હે માત ! જ્યાં સુધી પિતાને હું કંઇક આશ્ચર્ય બતાવું, ત્યા સુધી તારે કોઇને પણ મારી ઓળખાણ ન આપવી.' એટલે હર્ષાકુલ રૂકિમણીએ તેને કંઇપણ જવાબ ન આપ્યો. પછી તે રૂક્મણીને માયારથમા બેસારીને ચાલતો થયો, શંખને પૂરતો અને લોકોને ક્ષોભ પમાડતો તે બોલ્યો કે—'આ હું રૂકિમણીને હરી જાઉં છું, જો કૃષ્ણ બલવાન્ હોય, તો રક્ષા કરે.' ત્યારે—'એ મૂર્ખ દુર્મતિ કોણ મરવાને તૈયાર થયો છે ?' એમ બોલતો હરિ, શાંર્ગ ધનુષ્યને ઉછાળતો સૈન્ય સહિત તેની પાછળ દોડ્યો. પ્રદ્યુમ્ને તે સેનાને ભાંગીને દંતરહિત ગજની જેમ હરિને શસ્ત્રરહિત કર્યા. ત્યારે વિષ્ણુ ખેદ પામ્યા, એવામા તેની જમણી ભુજા ફરકી, એટલે કૃષ્ણે તરત જ બલભદ્રને જણાવ્યું. તેવામાં નારદ આવીને બોલ્યા કે—'હે કૃષ્ણ ! રૂકિમણી સહિત આ તારા પુત્રને તું ગ્રહણ કર. હવે યુદ્ધને માંડી વાળ' ત્યારે પ્રદ્યુમ્ન રામ-કૃષ્ણના ચરણને સ્પર્શ કરતા નમી પડયો, તે બંને અત્યંત સ્નેહથી વારંવાર શિર ચુંબન કરતા તેને ભેટી પડ્યા. જાણે સાથેજ યૌવન ઉત્પન્ન થયેલ હોય તેવા દેવની લીલાને બતાવતા તથા લોકોના મનને કૌતુક પમાડતા એવા પ્રદ્યુમ્નને કેશવે ફરીને પણ પરમ પ્રીતિથી આલિંગન કર્યું. પછી રૂકિમણી સહિત વિષ્ણુએ પોતાના પુત્ર પ્રદ્યુમ્નને ખોળામા બેસારીને નગરજનો અત્યંત આશ્ચર્યથી જેને જોઇ રહ્યા છે એવા તેણે સર્વાડંબર પૂર્વક દ્વારકામાં પ્રવેશ કર્યો.

**એ પ્રમાણે શ્રી ગુણવિજયગણિ વિરચિત શ્રી નેમિનાથના ચરિત્રમાં છઠ્ઠો પરિચ્છેદ સમાપ્ત.**





# सप्तम परिच्छेद.



## પ્રકરણ ૧૪ મું.

### શાંબ કુમારનું જીવનવૃત્તાંત.




વે દ્વારપર સ્થાપેલ નવીન તોરણરૂપ ભ્રકુટીનો જેણે વિભ્રમ કરેલો છે એવી કામિની સમાન તે દ્વારકા નગરીમા પ્રદ્યુમ્નના આગમનનો મહોત્સવ પ્રવર્તમાન થતાં દુર્યોધનને ઉઠીને કેશવને વિનંતિ કરી કે—'હે સ્વામિન્! તારી પુત્ર વધૂ અને મારી પુત્રીનું અત્યારે કોઈ હરણ કરી ગયું છે માટે ક્યાંક તપાસ કરવો કે જેથી ભાનુક કુમાર પરણે' ત્યારે કૃષ્ણ બોલ્યો—'હું સર્વજ્ઞ નથી. જો સર્વજ્ઞ હોય. તો પ્રદ્યુમ્નને કોઇ હરી ગયો, તે હું કેમ જાણી ન શકયો? એટલે—'પ્રજ્ઞપ્તિ વિદ્યાથી હું તેને જાણીને અહીં લઈ આવીશ.' એમ બોલતો પ્રદ્યુમ્ન તે સ્વયંવર કન્યાને ત્યાં લઇ આવ્યો. પછી વિષ્ણુએ તે કન્યા આપતાં છતાં 'આ તો મારા ભાઇની વહુ છે એમ કહીને પ્રદ્યુમ્ને તેને ગ્રહણ ન કરી અને ભાનુક પરણ્યો. હવે પ્રદ્યુમ્નની ઇચ્છા ન હોવા છતાં મહામહોત્સવ પૂર્વક કૃષ્ણે તેને વિદ્યાધર રાજાઓની કન્યાઓ પરણાવી. પછી પ્રદ્યુમ્નને લઇ આવવાથી ઉપકારી એવા નારદને પૂજી ને કેશવ-રૂક્મિણીએ તેને વિસર્જન કર્યો.

હવે પ્રદ્યુમ્નની મહા સંપત્તિ તથા શ્લાઘાથી સંતાપ પામતી સત્યભામા કોપગૃહમાં જઈને એક જીર્ણ માંચડા પર પડી રહી. ત્યાં કૃષ્ણ અચાનક જઇ ચડતાં તેને જોઈને બોલ્યા—'હે સુભ્રુ! તારૂં કોઇએ અપમાન કર્યું છે, કે જેથી આમ તું સંતાપ પામે છે?' તે બોલી—'મારૂં કોઇએ અપમાન કર્યું નથી, પરંતુ જો પ્રદ્યુમ્ન સમાન મને પુત્ર નહિ થાય, તો નિશ્ચય હું મરણ પામીશ.' તેનો આગ્રહ જાણીને કૃષ્ણે હરિણૈગમેષી દેવને ઉદ્દેશીને અઠ્ઠમ તપથી પૌષધવ્રત લીધું. ત્યારે હરિણૈગમેષી પ્રકટ થઈને બોલ્યો—'તમારૂં શું કામ કરૂં?' એટલે

કેશવે કહ્યું—'સત્યભામાને પ્રદ્યુમ્ન સમાન પુત્ર આપ. હરિણગમેષી બોલ્યો—'જે સ્ત્રીમાં તારે પુત્રની ઇચ્છા હોય, તેને આ હાર પહેરાવીને ભોગવજે, તેથી વાંછિત પુત્ર થશે.' એમ કહી તે હાર આપીને દેવ અદશ્ય થયો. ત્યારે કૃષ્ણે પણ હર્ષિત થઇને સમાગમને માટે સત્યભામાને વચન આપ્યું. એવામાં પ્રજ્ઞપ્તિ વિદ્યાએ તે બધું પ્રદ્યુમ્નને કહ્યું અને પ્રદ્યુમ્ને પોતાની માતાને વિનતિપૂર્વક કહ્યું કે—'હે માત! મારા સમાન પુત્રની વાંછા હોય તો તે હાર લ્યો.' રૂકિમણી બોલી—'હે વત્સ! તું એક પુત્ર વડેજ હું કૃતાર્થ છું. કારણકે સ્ત્રી રત્ન વારંવાર કદી પ્રસૂતિ કરતી નથી.' ત્યારે પ્રદ્યુમ્ન બોલ્યો—'હે માત! સપત્નીમાં તને કઇ વલ્લભ છે? કે જેને હું પુત્ર આપું.' એટલે રૂકિમણી બોલી—'હે પુત્ર! તારા વિયોગમાં જેવી હું દુઃખી હતી, તેવી પૂર્વે જાંબવતી દુઃખિત હતી. તેને ભલે તારા સમાન પુત્ર થાય' પછી પ્રદ્યુમ્નની અનુજ્ઞાથી રૂકિમણીએ જાંબવતીને બોલાવી. પ્રદ્યુમ્ને વિદ્યાથી તેને સત્યભામા સદશ બનાવી અને રૂકિમણીએ એ વાત સમજાવીને સંધ્યા વખતે તેને કૃષ્ણના ઘરે મોકલી. ત્યાં હાર આપીને કૃષ્ણે તેને સ્નેહથી ભોગવી. તેજ વખતે મહાશુક્ર દેવલોકથી કેટભ ચ્યવીને સિંહ સ્વપ્નના સૂચનપૂર્વક જાંબવતીની કુખે અવતર્યો. પછી જાંબવતી બહુજ હર્ષ પામીને પોતાના ઘરે ગઇ. હવે સમાગમની ઈચ્છાથી સત્યભામા કૃષ્ણના ઘરે આવી. તેને જોતાં કૃષ્ણને વિચાર થયો કે—'અહો! સ્ત્રીઓની ભોગાસક્તિ કેટલી? હજી અત્યારેજ આ ગઈ અને તરતજ વળી પાછી આવી. અથવા તો પૂર્વે સત્યભામાના રૂપથી મને કોઈએ છેતર્યો? તો પણ આ વલખી ન થાય.' એમ ધારીને હરિએ તેનો સમાગમ કર્યો. એવામાં સત્યભામાનો તે રતિ સમય જાણીને પ્રદ્યુમ્ને વિશ્વને વિક્ષોભ કરનારી એવી વિષ્ણુની ભેરી વગાડી. ત્યારે 'આ ભેરી કોણે વગાડી? એમ ક્ષુભિત થઈને કૃષ્ણે પૂછ્યું. એટલે પરિવારે કહ્યું–'પ્રદ્યુમ્ને વગાડી?' તે વખતે હરિ જરા હસીને મનમાં વિચારવા લાગ્યો કે–'નિશ્ચય, એણેજ આજ સત્યભામાને છેતરી છે. કારણ કે સપત્નીનો પુત્ર દશ સપત્ની સમાન થાય છે. કંઇક ભયરહિત સંભોગ કરવાથી સત્યભામાને બીકણ પુત્ર થશે. ખરેખર! ભવિતવ્યતા કોઇ રીતે ટળતી નથી.' પછી પ્રભાતે રૂકિમણીના ભવન પર જતા જનાર્દને તે દિવ્ય હારથી વિભૂષિત જાંબવતીને જોઈ, અને નિર્નિમેષ નયને જોતાં કૃષ્ણને જાંબવતીએ કહ્યું કે–'હે સ્વામિન્! મને કેમ આમ જોઈ રહ્યા છો? તેજ હું તમારી પત્ની છું' વિષ્ણુ બોલ્યા–'અરે! આ દિવ્ય હાર તારે ક્યાથી?' તે બોલી–'તમારા પ્રસાદથી, શું પોતે કરેલ પણ જાણતા નથી?' પછી તેણીએ સિંહનુ સ્વપ્ન કહી સંભળાવ્યુ. ત્યારે કેશવે કહ્યું કે–'હે દેવી! તને પ્રદ્યુમ્ન સમાન પુત્ર થશે.' એમ કહીને તે ચાલ્યો ગયો. હવે સંપૂર્ણ મહિના થતાં શુભ

અવસરે જાંબવતીએ સિંહણની જેમ અસાધારણ બળને ધારણ કરનાર એવા શાંબ નામના પુત્રને જન્મ આપ્યો તે વખતે સારથિના જયસેન અને દારૂક તથા મંત્રીનો સુબુદ્ધિ એ ત્રણે શાબની સાથે જનમ્યા. સત્યભામાને ભાનુક નામે પુત્ર તો હતો અને તે રીતે ગર્ભાધાનના અનુસારે તેને ભીરૂ નામે બીજો પુત્ર થયો. કૃષ્ણની બીજી સ્ત્રીઓને પણ ભદ્રહસ્તીના બચ્ચા જેવા મહાબલવંત પુત્રો થયા. હવે સારથિ. અને મંત્રીના પુત્રો સાથે શાંબકુમાર વધવા લાગ્યો અને અનુક્રમે બધી કળાઓને તેણે-લીલામાત્રમાં ગ્રહણ કરી લીધી.

એક દિવસે રૂક્મિણીએ રૂક્મિરાજાની પુત્રી વૈદર્ભીનો પ્રદ્યુમ્ન સાથે વિવાહ કરવાને ભોજકટપુરમાં એક પુરૂષને મોકલ્યો. તે રૂક્મિને નમીને બોલ્યો–' તમોને રૂકમણી દેવી કહેવરાવે છે કે આ તમારી વૈદર્ભી પુત્રી પ્રદ્યુમ્ન કુમારને પરણાવો. પૂર્વે મારો અને વિષ્ણુનો યોગ તો દૈવના બલેજ ઉચિત થયો. અને હવે તારા હાથે પ્રદ્યુમ્ન અને વૈદર્ભીનો ભલે યોગ થાય. ત્યારે પૂર્વના વેરને સંભારતો રૂક્મિ બોલ્યો–' મારી પુત્રીને હું ચાંડાલોમાં પરણાવું તે ભલે. પણ વિષ્ણુના કુલમાં તો આપનારજ નથી.' એટલે દૂતે જઈને વીતક વાત રૂક્મિણીને કહી સંભળાવી. ત્યારે પોતાનો ભાઈથી અપમાન પામેલી તે રાત્રે કમલિનીની જેમ મ્લાન મુખી થઇ ગઈ. એવામાં ' હે માત ! આમ ખેદ કેમ કરો છો ?' એમ પ્રદ્યુમ્ને પૂછતા પોતાના મનના શલ્યરૂપ તે રૂક્મનો વૃત્તાંત તેણીએ કહી સંભળાવ્યો. તે તે સાંભળી પ્રદ્યુમ્ન બોલ્યા–' હે માત ! ખેદ ન કર. તે મામા કોમળ વચનથી માને તેમ નથી. એટલા માટેજ તું જ્યારે પરણી, ત્યારે મારા પિતાએ તેને ઉચિત કર્યું હતું. તેમ હું પણ તેને ઉચિત કરીને તેની પુત્રીને પરણીશજ–એવી હું પ્રતિજ્ઞા કરૂં છું એમ કહી, શાબની સાથે ઉડીને તે તરત ભોજકટપુરમા ગયો. ત્યાં તે બંને ચાંડાલરૂપે થઇને કિન્નરના જેવા સ્વરથી ગાતાં તેમણે મૃગલાંની જેમ સર્વ નગરજનોનાં મન હરી લીધા. ત્યારે રૂક્મિ રાજાએ પણ મધુર સ્વરે ગાતા તે બંને માયા માતંગને બોલાવી, પોતાના ખોળામાં પુત્રીને ધારણ કરતાં સંગીત કરાવ્યું, અને તેમના સંગીતથી સંતુષ્ટ થઇ સપરિવાર રૂક્મિ રાજાએ તેમને પુષ્કળ દ્રવ્ય આપીને પૂછયું–' તમે અહી કયા સ્થાનથી આવ્યા છો ?' તે બોલ્યા–' અમે સ્વર્ગથકી દ્વારકા નગરી જોવા આવ્યા છીએ. કે જે ગોવિંદ મહારાજને માટે દેવોએ બનાવી ' તે સાંભળીને હર્ષ પામતી વૈદર્ભીએ તેમને પૂછયું–' ત્યાં કૃષ્ણ–રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નને તમે જાણો છો ?' ત્યારે શાંબ બોલ્યો–' રૂપમાં કામદેવ સમાન, પૃથ્વીના અલંકાર અને તિલક સમાન તથા મહા બલવંત એવા પ્રદ્યુમ્ન કુમારને કોણ જાણતું ન હોય ?' તે સાંભળતાં હર્ષ પામતી વૈદર્ભી રાગ યુક્ત અને ઉત્કંઠિત થઇ. એવામા કોઈ મદોન્મત હાથી આલાનસ્તભને ઉખેડીને દોડયો અને સર્વ નગરજનોને ત્રાસ પમાડવા લાગ્યો, વધારે શું કહેવું ? સમસ્ત

નગરને ઉપદ્રવ કરતો તે ચોતરફ ભમવા લાગ્યો, કોઈપણ મહાવત તેને વશ કરી શક્યો નહિ. ત્યારે રૂક્મિ રાજાએ પટહ વગડાવ્યો કે-'જે કોઇ આ હાથીને વશ કરે, તેને હું વાંછિત આપું.' પરંતુ તે પટહને કોઈએ ધારણ કર્યો નહિ, એટલે શાંબ-પ્રદ્યુમ્ને તેને ધારણ કર્યો, અને ગીત-ગાનથી તેમણે હાથીને સ્તભી દીધો. પછી તે બને પેલા હાથીપર બેસીને તેને તરત હસ્તિશાળામાં લઈ આલાન સ્તંભમા બાંધી દીધો. ત્યારે નગરજનોને આશ્ચર્ય પમાડતા તે બનેને રાજાએ હર્ષથી બોલાવ્યા, અને કહ્યું કે-'તમને જે ઈષ્ટ હોય તે માગી લ્યો.' ત્યારે તેમણે માગ્યું કે-'અમને આ વૈદર્ભી આપ. અમારી પાસે રાંધનારી કોઇ નથી.' તે સાંભલી કુપિત થયેલ રૂક્મિએ તેમને નગરની બહાર કહાડયા. એટલે પ્રદ્યુમ્ને શાંબને કહ્યુ કે—'રૂક્મિણી દુઃખમાં દિવસો ગાળે છે, માટે વૈદર્ભી કુમારીને પરણાવવામાં વિલબ કરવો ઉચિત નથી.' એમ પ્રદ્યુમ્ને કહ્યું, તે વખતે નિર્મળ રાત્રિ શરૂ થઈ. પછી લોકો નિદ્રાને આધીન થતા પ્રદ્યુમ્ન વિદ્યાના બલથી જ્યાં વૈદર્ભી હતી, ત્યાં પ્રાસાદની સાતમી ભૂમિએ ગયો, અને તેણે વૈદર્ભીના હાથમાં રૂક્મિણીના સ્નેહનો બનાવટી લેખ આપ્યો, તે વાંચીને વૈદર્ભી પ્રીતિ પૂર્વક બોલી—'હે ભદ્ર! બોલ, તને હું શું આપુ?' તે બોલ્યો—'હે સુલોચને! મને તું તારો આત્માજ સુપ્રત કરી દે, જેને માટે તારી માગણી થઈ છે તે હું પોતેજ પ્રદ્યુમ્ન છું.' ત્યારે—'અહો! દૈવયોગે વિધાતાએ સુઘટીત કર્યું'" એમ બોલતી વૈદર્ભીએ પ્રીતિપૂર્વક તેનું વચન સ્વીકાર્યું. પછી વિદ્યાના બળથા અગ્નિ બનાવી તેને સાક્ષી કરીને કંકણ તથા શ્વેત વસ્ત્ર જેણે પહેરેલાં છે એવી વૈદર્ભીને પ્રદ્યુમ્ન પરણ્યો, અને ઇચ્છાનુસાર વિવિધ વિલાસથી તેણીને ભોગવી રાત્રિ ખલાસ થતાં તે બોલ્યો કે—'હે સુંદરી! હું શાંબ પાસે જાઉ છું; માબાપ અગર પરીવાર તને પુછે, તો પણ તું કંઈ બોલીશ નહિ. કારણકે તારા દેહના ઉપદ્રવની મેં રક્ષા કરી છે' એમ કહીને પ્રદ્યુમ્ન ચાલ્યો ગયો, અને વૈદર્ભી બહુ ઉજાગરાથી તથા રતિના શ્રમથી સુઈ ગઈ, પ્રભાત થતાં પણ જાગ્રત ન થઇ. એવામાં ત્યા તેની ધાત્રિ (ધાવ) આવી. તેના કંકણાદિક વિવાહની નિશાની જોઇને શંકા આવતાં ધાત્રિએ તેને ઉઠાડીને પૂછ્યું—પરંતુ વૈદર્ભી કંઇ બોલી નહિ, એટલે તે ધાત્રીએ પોતાના અપરાધને ટાળવા ભયાતુર થઈ રૂક્મિ રાજા તથા રાણીને તે વાત કહી સંભળાવી, ત્યારે રાજા-રાણીએ પણ તરત આવીને તેને પૂછ્યું, પણ તે કંઇ બોલી નહિ, તેમણે પ્રગટ રીતે સંભોગ અને વિવાહનું ચિન્હ જોયુ. એટલે રૂક્મિ રાજાએ રૂષ્ટ થઇને વિચાર કર્યો કે—'અરે! આ કન્યા દુરાચારિણી અને કુલટા છે. પરણ્યા વિના પણ કોઈની સાથે ઇચ્છા મુજબ ક્રીડા કરે છે, માટે જો આ કન્યા તે ચંડાલોને આપી હોત, તો ઠીક થાત.' એમ ધારીને રોષથી છડીદાર મોકલીને તે બને ચંડાલોને તેણે બોલાવ્યા, અને કહ્યું કે—'આ કન્યાને તમે ગ્રહણ કરો અને એવા

સ્થાને જાઓ કે હું તમને જોઉં નહીં' એમ ક્રોધથી બોલતા રૂક્મિએ તેમને પોતાની પુત્રી આપી. ત્યારે તેમણે વૈદર્ભીને કહ્યું કે— હે રાજપુત્રી! અમારા ઘરનું પાણી, ચર્મ, તથા દોરી વિગેરેનું તું વેચાણ કરીશ?' ત્યારે પરમાર્થને જાણનારી તે બોલી કે—'દૈવ મને કામ કરાવશે તે હું અવશ્ય કરીશ. દૈવની આજ્ઞા દુર્લંઘ્ય છે.' પછી તે બંને સુભટો તેને લઈને અન્ય સ્થાને ગયા.

હવે રૂક્મિ રાજા પોતાની સભામાં પશ્ચાત્તાપથી રોવા લાગ્યો કે—' હા વત્સે! હે વૈદર્ભી! તું કયાં છે? તારો સંબંધ ઉચિત ન થયો. હે પુત્રી! એક ગરીબ ગાયની જેમ મેં તને ચંડાલના દ્વારે નાખી. ખરેખર! ક્રોધને ચંડાલ કહેલ છે. તે સત્ય છે વળી અત્યંત હિત વાંછનાર છતાં સર્વ સ્વજનોએ મારા હાથે પુત્રી ચંડાલોને અપાવી. રૂક્મિણીએ પ્રદ્યુમ્નને માટે પુત્રી માગી, પણ ક્રોધાંધ તથા મંદબુદ્ધિ એવા મે આપી નહિ. વિચાર વિના કરનાર એવા મને ધિક્કાર છે.' એમ રોતાં તે રૂક્મિએ ગંભીર વાજીંત્રનો અવાજ સાંભળ્યો 'આ કયાથી?' એમ પૂછતા અધિકારીઓએ માહેતી મેળવીને કહ્યું—' હે સ્વામિન્! પ્રદ્યુમ્ન અને શાંબ બંને વૈદર્ભી સહિત નગરની બહાર વિમાન સમાન પ્રાસાદમાં દેવની જેમ બેઠા છે. ભાટ, ચારણો અને બંદિજનોથી ગવાતા તે શ્રેષ્ઠ વાજીંત્રથી મનોહર એવું સંગીત-નાટક કરાવે છે, હે પ્રભો! ત્યાંથી નીકળતો આ નાદ આપણે સાભળીએ છીએ.' એ પ્રમાણે સાભળતાં હર્ષિત થયેલ રૂક્મિ રાજા તે બંનેને પોતાના ઘરે આદર-માનથી લઈ આવ્યો તથા ભાણેજ અને જમાઇના સ્નેહથી તેણે પોને તેની અધિક પૂજા કરી. પછી રૂક્મિની રજા લઇ વૈદર્ભી તથા શાંબ સહિત પ્રદ્યુમ્ન દ્વારકામાં ગયો. ત્યારે રૂક્મિણીને અત્યંત આનંદના અંકુર પ્રગટ્યા. નવયૌવના વૈદર્ભીની સાથે નવીન રતિ સાથે કામની જેમ વિલાસ કરતો નૂતન યૌવનયુક્ત પ્રદ્યુમ્ન ત્યા સુખે રહેવા લાગ્યો. વળી શાંબ પણ હેમાંગદ રાજાની પુત્રી, વેશ્યાએ પ્રસવેલી તથા અપ્સરા કરતાં અધિક રૂપવતી એવી સુહારિણી સ્રીની સાથે બહુજ આનંદથી ભોગ વિલાસ કરવા લાગ્યો.

હવે કુતુહલી અને નિત્ય ક્રિડા કરાવતો એવો શાંબ ભીરૂને મારતો તથા જુગારમા ઘણું ધન હરાવીને તેને અપાવતો હતો.

દ્યૂતપણામા શુક કહે છે—

" सकृज्जल्पन्ति राजानः, सकृज्जल्पन्ति पण्डिताः

सकृत्कन्याः प्रदीयन्ते, त्रिण्येतानि सकृत्सकृत् " ॥ १ ॥

અર્થ—" રાજાઓ એકવાર બોલે છે, પંડિતો એકવાર બોલે છે, અને કન્યાઓ એકવાર અપાય છે–એ ત્રણે એક એકવારજ થાય છે

પછી શાંબે પ્રેરેલી સારિકા બોલી—

" शतेषु जायते शूरः, सहस्रेषु च पंडितः ।
वक्ता शत सहस्रेषु, दाता भवति वा न वा " ॥ १ ॥

અર્થ—"સેંકડો જનોમા એકાદ શૂરવીર પાકે છે હજારોમા એકાદ પંડિત પાકે છે, દશ હજારમાં એક વક્તા અને દાતા તો થાય કે ન પણ થાય."

સારિકા ફરી બીજીવાર બોલી—

" न रणे निर्जित शूरो, विद्यया न च पण्डित. ।
न वक्ता वाक्पटुत्वेन, न दाता धनदानतः ॥ २ ॥

અર્થ—" સંગ્રામમાં ન જીતાય તેથી તે શૂર ન ગણાય, વિદ્યાથી, પંડિત ન ગણાય, વચન ચાલાકીથી વક્તા ન કહેવાય, અને ધનના દાનથી તે દાતા ન મનાય."

ફરી તે ત્રીજી વાર બોલી—

" इन्द्रियाणा जये शूरो, धर्मं चरति पण्डितः ।
सत्यवादी भवेद्वक्ता, दाता भूताऽभयप्रद. ॥ ३ ॥

અર્થ—"ઇંદ્રિયોનો જય કરે તે શૂરવીર, ધર્મ આચરે તે પંડિત, સત્યવાદી તે વક્તા અને પ્રાણીઓને અભયદાન આપનાર તે દાતા કહેવાય."

આથી ભીરૂ એક લક્ષ હારી ગયો, એટલે કૃષ્ણે તેને ભંડારમાંથી આપ્યું. બીજે દિવસે ગંધના સંવાદમા ભીરૂ કૃષ્ણ-વિલેપના કરીને સભામા આવ્યો, એટલે શાંબે હિંગ અને લસણ વિગેરેની દુર્ગંધથી તેને જીતી લીધો, તેથી તે બે લક્ષ હારી ગયો. ત્રીજે દિવસે અલંકારના સંવાદમા કૃષ્ણના અલંકાર પહેરીને ભીરૂ સભામાં આવ્યો, અને શાંબે ઇંદ્રે આપેલ શ્રી નેમિનાથના ભૂષણ પહેરીને તેને જીતી લીધો, ત્યારે ત્રણ લક્ષ હારી ગયો, તે કૃષ્ણે આપ્યા. પછી કૃષ્ણે ભીરૂને શિખામણ આપી. જુગારના વ્યસનથી હારી જતાં તેને હરિએ વાર્યો, છતાં શાબની સાથે રમતાં શાંબે તેને કુટ્યો, તેથી રોતાં રોતા જઈને સત્યભામાને તેણે કહ્યુ, ત્યારે તેણીએ કૃષ્ણને ફરીયાદ કરી. એટલે, કેશવે શાંબનું બધું ચેષ્ટિત જાંબવતીને કહી સંભળાવ્યુ. ત્યારે જાંબવતી બોલી કે—" આટલો વખત શાંબને મેં દુર્વિનીત સાંભળ્યો નહતો. તો અત્યારે શામાટે ઉપાલભ આપો છો?" ત્યારે વિષ્ણુ બોલ્યા—" સિંહણ સદા પોતાના પુત્રને ભદ્ર અને સૌમ્ય માને છે, પરંતુ તે બાલકની પણ ક્રીડાને તો હાથીઓજ જાણે છે. માટે આજે તેની કંઇક ચેષ્ટા તને બતાવું." એમ કહીને પોતે ભરવાડ બન્યો અને જાંબવતીને ભરવાડણ બનાવી.

પછી તે બને ગોરસ વેચતાં દ્વારકામાં પ્રવેશ કરતાં, નિરંતર સ્વેચ્છાચારી એવા શાબકુમારના જોવામાં આવ્યા. એટલે તેણે કહ્યું—' હે ભરવાડણ ! આવ, મારે ગોરસ ખરીદવો છે ' એમ સાંભળીને તે શાંબની પાછળ ગઇ, અને તે ભરવાડ પણ તેણીની પાછળ ગયો પછી શાંબ એક દેવકુલમા પેઠો, અને તેણીને તેણે અંદર બોલાવી એટલે તે બોલી—' હુ ત્યા આવનાર નથી. અહીંજ મને મૂલ્ય આપી દે ' ત્યારે—' અહીં તારે અવશ્ય આવવુ પડશે એમ કહી તેણીને હાથમા પકડીને લતાને જેમ હાથી તાણે તેમ તાણવા લાગ્યો એવામા ભરવાડે તરત તેને કહ્યું—' અરે ! તુ મારી સ્ત્રીને કેમ પકડે છે ' એમ બોલતા ભરવાડે તેને ખુબ માર્યો પછી તે બંને જાંબવતી અને કૃષ્ણ પ્રગટ થયા ત્યારે પોતાના માત-પિતાને જોઈને શાબ લજ્જાથી મુખ છુપાવીને નાશી ગયો. એટલે હરિએ જાંબવતીને કહ્યું—'પુત્રની દુશ્ચેષ્ટા તારા જોવામા આવી ? ' હવે બીજે દિવસે કૃષ્ણ જબરજસ્તીથી તેને લઇ આવતા તે શાંબ એક ખીલી ઘડતો આવ્યો. અને કૃષ્ણે પૂછતા તેણે કહ્યુ કે—' કાલની વાત આજે જે કહેશે, તેના મુખમાં આ ખીલી નાખવી, એટલા માટે હુ એને ઘડું છું. ' ત્યારે કૃષ્ણે રોષ સહિત—' અરે ! તું નિર્લજ્જ કામને વશ થઇ સ્વેચ્છા પ્રમાણે ગમે તેમ વિવિધ ચેષ્ટા કર્યા કરે છે ' એમ કહીને શાબને પોતાની નગરીથી બ્હાર કહાડી મૂક્યો, અને પ્રદ્યુમ્ન તો અંતરથી સ્નેહી છે તેથી પૂર્વ જન્મના પણ બંધુ એવા જતા શાંબને તેણે પ્રજ્ઞપ્તિ વિદ્યા આપી. ત્યાર પછી ભીરકને મર્દતા ( મારતા ) પ્રદ્યુમ્નને સત્યભામાએ કહ્યું—' અરે ! શાંબ જેવા દુર્બુદ્ધિ ! તું પણ નગરીથી કેમ નીકળી જતો નથી ? ' તે બોલ્યો—' ક્યા જાઉં ? ' ત્યારે તે બોલી—' સ્મશાનમાં જા. ' એટલે તેણે—' મારે ક્યારે આવવું ' એમ પૂછતા તેણી ક્રોધથી બોલી—' જ્યારે શાબને હાથમા પકડીને હું અહીં લઈ આવું, ત્યારે તારે આવવું. ' તેણે કહ્યુ—' જેવી માતાની આજ્ઞા ' એમ કહી પ્રદ્યુમ્ન સ્મશાને ગયો અને શાંબ પણ ભમતો ભમતો ત્યાં આવી ચડ્યો ત્યાં તે બંને સ્મશાનમાં બલાત્કારથી બહુજ દાહશુલ્ક ( બાળવાનું દાણ ) લઈને નગરીના મુડદાં બાળવા દેતા હતા

હવે સત્યભામાએ પોતાના ભીરૂ પુત્રને માટે રૂપવતી નવ્વાણું કન્યા મેળવી, અને પ્રયત્નથી હજી એક કન્યાને તે ઈચ્છતી હતી એવામા પ્રદ્યુમ્ને તે પ્રજ્ઞપ્તિ વિદ્યાથી જાણીને સેના વિકુર્વી અને પોતે તરતજ જિતશત્રુ નામે રાજા થયો. તથા શાંબ દેવકન્યા સમાન તેની કન્યા થઈ. તે સખીઓ સહિત રમતી ભીરૂની ધાત્રીના જોવામા આવી. તે જાણીને તેણીએ તરત સત્યભામાને જણાવ્યું. ત્યારે સત્યભામાએ માણસ મોકલીને જિતશત્રુ પાસે તે કન્યાની માગણી કરી. ત્યારે તે બોલ્યો કે—' જો સત્યભામા એનો હાથ પકડીને દ્વારકામાં પ્રવેશ કરે, તો હું કન્યા આપું વળી વિવાહ વખતે એણીનો હાથ જો સત્યભામા ભીરૂકના હાથ

ઉપર કરાવે, તો મારી પુત્રી ભીરૂકને મળે.' એમ સાંભળી તે પુરૂષે જઇને બધું સત્યભામાને કહી બતાવ્યું. એટલે કન્યાની આશાએ સત્યભામા તેમ કબૂલ કરીને તેના સૈન્યમા ગઇ. ત્યારે શાંબે પ્રજ્ઞપ્તિને કહ્યું કે—'સત્યભામા અને તેનો બધો પરિવાર મને કન્યારૂપે જુવે, અને બીજા લોકો મને શાબરૂપે જુવે.' પ્રજ્ઞપ્તિ વિદ્યાએ તે પ્રમાણે કર્યું, એટલે સત્યભામાએ જમણો હાથ પકડીને શાંબને દ્વારકામા પ્રવેશ કરાવ્યો, અને ભીરૂના વિવાહ મહોત્સવમા તે તેને લઈ આવી તે જોઈને નગરજનો અને સ્ત્રીઓ બોલી કે—'અહો! આશ્ચર્ય! અહો! ચમત્કાર!' પછી શાંબ સત્યભામાના ઘરે ગયો. ત્યા મનોહર બુદ્ધિવાળો તે ભીરૂના જમણા હાથને ઉપર રહેલ પોતાના ડાબા હાથથી પકડીને અને જમણા હાથે નવાણુ કન્યાઓના હાથ સમકાલે પકડીને તે વિધિપૂર્વક અગ્નિને ફરવા લાગ્યો. ત્યારે શાબને જોતાં કન્યાઓ અંતરમા વિચારવા લાગી કે—'અમારે સમાન પતિ એવા તમારો પુણ્યના યોગે વિધાતાએ યોગ કરી આપ્યો.' હવે વિવાહ ખલાસ થતા શાંબ તે સ્ત્રીઓની સાથે વાસભવનમાં ગયો. ત્યાં આવતા ભીરૂને શાબે ભ્રકુટીનો ભય બતાવીને ભગાડી મૂક્યો, તેણે સત્યભામાને જઇને કહ્યું, પણ વિશ્વાસન આવતાં પોતે ત્યાં આવીને તેણે શાંબને દીઠો. શાંબે તેને પ્રણામ કર્યા હવે તે ક્રોધ કરીને બોલી કે—'હે ધૃષ્ટ! તને અહી કોણ લાવ્યું છે?' શાંબ બોલ્યો—'હે માત! અહીં મને તું જ લઈ આવી, અને તે જ કન્યાઓની સાથે પાણિગ્રહણ કરાવ્યું, અહીં સાક્ષી તરીકે દ્વારકાના બધા મધ્યસ્થ લોક હાજર છે.' શાંબનું આવુ બોલવુ સાંભળી સત્યભામાએ ત્યાં આવેલા લોકોને પૂછ્યુ, એટલે તે બોલ્યા—'હે દેવી! તુ કોપ ન કર તે જ શાંબને પ્રવેશ કરાવ્યો અને અમો બધાના દેખતાંજ તે એને કન્યાઓનુ પાણિગ્રહણ કરાવ્યું.' ત્યારે—'કપટી, કપટીનો પુત્ર, કપટીઓમાં વસનાર, કપટી માતાથી જન્મેલા એવા તેં મને કન્યારૂપે આવીને છેતર્યો'—એમ ક્રોધથી બોલતી સત્યભામા પોતાના ઘરે ગઇ. પછી બધા લોકોની સમક્ષ કૃષ્ણે પોતે તે કન્યાઓ શાંબને આપી, અને જાબંવતીએ મોટો ઓચ્છવ કર્યો. હવે વસુદેવને નમવા ગયેલ શાબ બોલ્યો—'હે તાત! તમે તો પૃથ્વીમાં ભ્રમણ કરીને લાંબા કાળે સ્ત્રીઓને પરણ્યા અને હુ તો ભ્રમણ કર્યા વિના એકજ ઠેકાણે એકી સાથે નવાણું કન્યાઓને પરણ્યો. એમ તમારી અને મારી વચ્ચેનુ મોટુ અંતર પ્રગટજ દેખાઈ આવ્યું' ત્યારે વસુદેવ બોલ્યા—'અરે! કુવાના દેડકા સમાન શાંબ! પિતાએ કહાડી મૂક્યા છતા તુ અહીં ચાલ્યો આવ્યો, માટે માનહીન એવા તને ધિક્કાર છે! અને હું ભાઈના અપમાને વીરવૃત્તિથી નીકળ્યો તથા સર્વ દેશ અને પર્વતમાં અસ્ખલિત ભમ્યો, વળી બહુ કન્યાઓને પરણ્યો. પછી યથા અવસરે મળેલાં આ બાંધવોએ આગ્રહ કર્યો ત્યારે હુ અહીં આવ્યો, પરતુ તારી જેમ આગ્રહ વિના નિર્લજ્જ થઈને પોતાની મેળે હુ આવ્યો નથી.' એટલે શાબકુમારે પોતે કરેલ પૂજ્યનું અપમાન જાણીને અંજલિ જોડી, પ્રણામ

કરીને ઉંચેથી પિતામહ વસુદેવને કહ્યું—' હે તાત ! આ બધુ મેં અજ્ઞાનથી કહ્યું. આ મારૂ દુશ્ચેષ્ટિત તમારે ખમવા યોગ્ય છે. આપ તો ગુણોએ કરી લોકોત્તર છો.' એ રીતે શાંબે ફરી પિતાને પગે લાગીને પોતાનો અપરાધ ખમાવ્યો, એ રીતે પોતાના બલથી હરિને જીતનાર એવા પ્રદ્યુમ્ન સમાન, વિદ્યાધર બાંધવો યુક્ત, મોક્ષમા ગમન કરનાર ક્ષણવારમા શ્રેષ્ઠ નવાણુ કન્યાઓને પ્રગટપણે પરણનાર, લીલાવંત જનોમાં પ્રૌઢ, અસાધારણ ગુણોના સ્થાનરૂપ, અને સંસારસુખોને ભોગવતો એવો શાંબકુમાર એક દેવના જેવો લાગતો હતો.

એ પ્રમાણે શ્રી ગુણવિજય ગણિ વિરચિત શ્રીનેમીનાથચરિત્રમાં સપ્તમ પરિચ્છેદ સમાપ્ત થયો.





# अष्टम परिच्छेद.



## પ્રકરણ ૧૫ મું.



### પ્રતિવાસુદેવ જરાસંધ અને શિશુપાલનો વધ.





હવે યવનદ્વીપથી જલમાર્ગે મહાભાંડ ( કરીયાણાં ) લઈને કેટલાક વેપારી વાણીયા તે દ્વારકા નગરીમા આવ્યા. તેમણે ત્યાં બીજી બધી વસ્તુઓ વેચી, પરંતુ મહાકિંમતી રત્નકંબલોને તેઓ વેચી શક્યા નહિ. એટલે વિશેષ લાભને ઈચ્છતા તે રાજગૃહ નગરમાં ગયા. ત્યા વસનારા વેપારીઓ આગળ થઈને તેમને જરાસંધ રાજેંદ્રની જીવયશા પુત્રીના ઘરે લઈ ગયા. ત્યાં તેમણે જીવયશાને ઉષ્ણકાલમાં શીતલ, શીયાળામા ગરમ તથા કોમળ રોમવાળા એવા રત્નકંબલો દેખાડ્યા, એટલે તે રત્નકંબલોની તેણીએ અર્ધ કીંમત કરી, તેથી તે તો પોકારજ કરવા લાગ્યા કે-' અમે દ્વારકાને મૂકી અંહી અધિક લાભની ઈચ્છાથી આવ્યા છીએ.' ત્યારે જીવયશાએ તેમને પૂછ્યુ-' એ દ્વારકા નગરી કઈ ? અને ત્યા રાજા કોણ છે ?' તે વાણીયા બોલ્યા-' સમુદ્રે આપેલ સ્થાનમાં દેવોએ નવીન એક દ્વારકા નગરી બનાવી છે. ત્યાં દેવકીને વસુદેવનો પુત્ર કૃષ્ણ નામે રાજા છે.' તે સાંભળતાં જીવયશા તરત મહાશોકાતુર અને હૃદયમા શલ્યવાળી બની રૂદન કરતી બોલી કે-' હા હા ! મારા પતિને મારનાર હજી જીવે છે અને પૃથ્વીને ભોગવે છે, જીવયશાને તેવી હાલતમાં જોઇને જરાસંધ રાજાએ રોવાનું કારણ પૂછ્યું. એટલે તેણીએ કૃષ્ણનો વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી અંજલિ જોડીને તે બોલી કે-' હે તાત ! મને રજા આપો આજેજ હું અગ્નિમાં પ્રવેશ કરીશ, અને મારી પ્રતિજ્ઞાને પૂરણ કરીશ હવે હું જીવનાર નથી ' ત્યારે જરાસંધે કહ્યુ-' હે પુત્રી ! તુ રૂદન ન કર. આ હું કંસના શત્રુની માતા,

બ્હેન અને સ્ત્રીઓને જરૂર રોવરાવીશ. ' પછી-' હવે જગત યાદવરહિત થઇ જશે. ' એમ કહી મગધપતિ જરાસંધે પ્રધાનોએ વાર્યા છતા સત્વર પ્રયાણુ કરવાને સર્વ સેનાને હુકમ કર્યો. તે વખતે મહાબલવંત સહદેવાદિક પુત્રો, બલવંતોમાં અગ્રેસર ચેદિગજ, શિશુપાલ, મહા પરાક્રમશાળી હિરણ્યનાભ રાજા, તથા સો ભાઈઓના બલથી ગર્વિષ્ઠ અને સંગ્રામમાં આગળ પડતો ભાગ લેનાર એવો કુરૂવંશી દુર્યોધન રાજા, વધારે શું કહેવુ ? બીજા પણ ઘણા રાજાઓ તથા હજારો સામંતો પ્રવાહ કે નદીઓ જેમ સમુદ્રને મળે, તેમ જરાસધ મહારાજને આવીને મળ્યા. હવે પ્રયાણ વખતે મસ્તકપરથી મુગટ પડી ગયો, હૃદયપરથી હાર તૂટી ગયો, ડાબી આખ ફરકવા લાગી, વસ્રના છેડાથી તેનો પગ સ્ખલના પામ્યો, આગળ છીંક થઇ, મહાભીષણ કાલ ભુજંગ આડે ઉતર્યો, બિલાડો આગળ થઇને ગયો, તેના મહાન્ હાથીએ વિષ્ટા-પેસાબ કર્યો, વાયુ પ્રતિકૂલ થયો, ગીધ પક્ષીઓ આકાશમાં ભમવા લાગ્યા, એ રીતે આપ્ત જનોની જેમ અન્ય પણ ઘણા અનિમિત્ત અને અપશુકનોથી અશુભ ઉત્તરકાલ સૂચિત થયા છતાં જરાસંધ પ્રયાણુથી જરાપણ પાછો ન હઠ્યો, મનોમાત્રથી પણ તે અટક્યો નહી. સૈન્યોથી ઉઠેલ રજની જેમ અતિશય કોલાહલથી સર્વ દિશાઓને પૂરતો, અત્યંત ભ્રાંત થયેલ દિગ્ગજની જેમ ભૂમિતલને કપાવતો, ક્રૂર પ્રતિજ્ઞા કરનાર, ગંધહસ્તીપર આરૂઢ થયેલ, તથા મહાબલવાન એવો જરાસધ રાજા પશ્ચિમ દિશા તરફ ચાલ્યો. ત્યારે જરાસધ રાજાના આવવાના સમાચાર કલિકુતુહલી નારદે અને ચરપુરૂષોએ તરત જઇને વિષ્ણુને કહી સભળાવ્યા એટલે અગ્નિની જેમ સર્વ તેજના એક સ્થાનરૂપ કૃષ્ણ પણ ભંભાના તાડનપૂર્વક પ્રયાણ કરવાને તૈયાર થયો. તેના નાદથી સર્વ યાદવો અને રાજાઓ એકઠા થયા. જેમ સુઘોષાઘંટાના ઘોષથી સૌધર્મ દેવલોકમાં બધા દેવો ભેગા થાય. હવે તેઓમા સમુદ્રની જેમ અત્યત દુર્ધર એવો સમુદ્રવિજય રાજા સર્વ રીતે સજ્જ થઇને ત્યાં આવ્યો, તેના આ પુત્રો પણ-મહાનેમિ, સત્યનેમિ, દૃઢનેમિ, સુનેમિ, તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ, જયસેન, મહીજય, તેજસેન, નય, મેઘ, ચિત્રક, ગૌતમ, શ્વફલ્ક, શિવનંદ, અને વિષ્વક્સેન-બધા મોટા રથો સહિત આવ્યા, સમુદ્રવિજયનો નાનો ભાઈ, વૈરીઓ જેના બળને ક્ષોભ ન પમાડે એવો અક્ષોભ્ય ત્યા આવ્યો, યુદ્ધમા બહાદૂર તેના ઉદ્ધવ, ધવ, ક્ષુભિત, મહોદધિ, અંભોનિધિ, જલનિધિ, વામદેવ અને દૃઢવ્રત-આ આઠ પુત્રો ત્યા આવ્યા. સ્તિમિત પણ ત્યા આવ્યો અને તેના-ઉર્મિમાન, વસુમાન, વીર, પાતાલ અને સ્થિર-એ પાચ પુત્રો ત્યા આવ્યા. હવે સાગર અને તેના-નિષ્કપ, કંપન, લક્ષ્મીવાન, કેસરી, શ્રીમાન, તથા યુગાંત-એ છ પુત્રો ત્યાં આવ્યા. હિમવન્ અને તેના-વિદ્યુત્પ્રભ, ગધમાદન અને માલ્યવાન્-એ ત્રણે

પુત્રો ત્યાં હાજર થયા. હવે અચલ અને તેના–મહેંદ્ર, મલય, સહ્ય, ગિરિ, શૈલ, નગ તથા બલ–એ મહાબલવંત સાત પુત્રો ત્યાં આવ્યા. ધરણ અને તેના–કર્કોટક, ધનંજય, વિશ્વરૂપ, શ્વેતમુખ, અને વાસુકિ–એ પાંચ પુત્રો આવ્યા. પૂરણ અને તેના–દુષ્પૂર, દુર્મુખ, દુર્દર્શ અને દુર્ધર, એ ચાર પુત્રો ત્યાં દાખલ થયા. અભિચંદ્ર નવમો દશાર્હ અને તેના–ચંદ્ર. શશાંક, ચંદ્રાભ, શશી, સોમ અને અમૃતપ્રભ–એ છ પુત્રો ત્યાં હાજર થયા. હવે દેવેંદ્ર સમાન બલવાન્ એવો દશમો દશાર્હ વસુદેવ ત્યાં આવ્યા. અને તેના બલવંત ઘણા પુત્રો ત્યા આવ્યા. તેમના નામ આ પ્રમાણે-વિજયસેનાના અક્રૂર અને ક્રૂર–એ બે, શ્યામાના બે જ્વલન અને અશનિવેગ, ગંધર્વસેનાના ત્રણ–સાક્ષાત્ અગ્નિ સમાન વાયુવેગ, અમિતગતિ અને મહેંદ્રગતિ, મંત્રીસુતા પદ્માવતીના–સિદ્ધાર્થ, દારૂક અને સુદારૂ–એ બલવંત ત્રણ પુત્ર, નીલયશાના સિંહ અને મતંગજ–એ બે પુત્ર સોમશ્રીના નારદ અને મરૂદેવ એ બે પુત્ર મિત્રશ્રીનો સુમિત્ર, કપિલાનો કપિલ, પદ્માવતીના પદ્મ અને કુમુદ–એ બે પુત્ર, અશ્વસેનાનો અશ્વસેન, પુંડ્રાનો પુંડ્ર, રત્નાવતીના રત્નગર્ભ અને વજ્રબાહુ–એ બે પુત્ર, સોમરાજની પુત્રી સોમશ્રીના બે ચંદ્રકાંત અને શશિપ્રભ, વેગવતીના બે–વેગમાન્ અને વાયુવેગ, મદનવેગાના ત્રણે લોકમાં પ્રખ્યાત બલવંત–અનાધૃષ્ટિ, દૃઢમુષ્ટિ અને હિમમુષ્ટિ–એ ત્રણ પુત્રો, બંધુમતીના બંધુષેણ, અને સિંહસેન–એ બે પુત્ર, પ્રિયંગુસુંદરીનો સંગ્રામમાં શિરદાર શિલાયુધ, પ્રભાવતીના ગંધાર અને પિંગલ–એ બે પુત્ર, જરારાણીના જરત્કુમાર અને વાહ્લીક–એ બે પુત્ર, અવંતિદેવીના સુમુખ અને દુર્મુખ–એ બે પુત્ર, રોહિણીના ત્રણ મહાબલવત રામ, સારણ અને વિદૂરથ, બાલચંદ્રાના વજ્રદંષ્ટ્ર અને અમિત પ્રભ એ બે પુત્ર–એ બધા રણાંગણમાં હાજર થયા. હવે રામના ઘણા પુત્રો હતા, તેમા મુખ્ય આ પ્રમાણે—ઉલ્મૂક, નિષધ, પ્રકૃતિદ્યુતિ, ચારૂદત્ત, ધ્રુવ, શત્રુદમન, પીઠ, શ્રીધ્વજ, નંદન, શ્રીમાન્, દશરથ, દેવાનંદ, આનંદ, વિપ્રથુ, શાંતનું, પૃથુ, શતધનુ, નરદેવ, મહાધનુ, દૃઢધન્વા,—આ બધા યુદ્ધને ઇચ્છતા ત્યાં દાખલ થયા. તથા કેશવના પુત્રોનાં નામ આ પ્રમાણે—ભાનુ, ભામર, મહાભાનુ, અનુભાનુ, બૃહદ્ધ્વજ, અગ્નિશિખ, ધૃષ્ણુ, સંજય, અકંપન, મહાસેન, ધીર, ગંભીર, ઉદધિ, ગૌતમ, વસુધર્મા, પ્રસેનજિત્, સૂર્ય, ચંદ્રવર્મા, ચારૂકૃષ્ણ, સુચારૂ, દેવદત્ત, ભરત, શંખ, પ્રદ્યુમ્ન, અને શાંબ એવા બીજા પણ જયના અભિલાષી મહાબલવંત હજારો પુત્રો ત્યાં સંગ્રામમા સજ્જ થઇ ગયા. હવે ઉગ્રસેન તથા તેના—ધર, ગુણધર, શક્તિક, દુર્ધર, ચંદ્ર અને સાગર—એ પુત્રો પણ ત્યાં આવ્યા. જ્યેષ્ઠ રાજાનો કાકો શાંતન અને તેના મહાસેન, વિષમિત્ર, અજમિત્ર અને દાનમિત્ર—એ પુત્રો આવ્યા. મહાસેનનો પુત્ર સુષેણ, વિષમિત્રના હૃદિક, સિનિ અને સત્યક, હૃદિકના કૃતવર્મા અને દૃઢવર્મા સત્યકનો યુયુધાન અને યુયુધાનનો ગંધ

નામે પુત્ર એ બધા ત્યા આવ્યા. દશાર્હોના બીજા પુત્રો, રામ—કેશવના ઘણા પુત્રો, પિતાની બ્હેનના તથા બ્હેનોના મહાબલવંત પુત્રો ત્યાં સંગ્રામમા સજ્જ થઈ ગયા.

પછી ક્રોષ્ટુકિ નિમિત્તિયાએ બતાવેલ શુભ દિવસે જેનો દારૂક સારથિ છે એવા ગરૂડધ્વજ રથપર આરૂઢ થઈ સર્વ યાદવોના પરિવાર સહિત, શુભ નિમિત્ત અને શુભ શકુનોએ જેનો જ્યોત્સવ બરાબર સૂચવેલ છે એવો કૃષ્ણ મહાનરેંદ્ર ઇશાન ખુણા તરફ ચાલ્યો સંગ્રામદક્ષ કેશવ પોતાની નગરીથી પીસ્તાલીશ યોજન આગળ જઈને સિનપલ્લી ગામમાં અટકી રહ્યો જરાસંધના સૈન્યની આ બાજુ ચાર યોજન કૃષ્ણનું સૈન્ય રહેતાં ત્યાં કેટલાક ખેચરો આવ્યા, તેઓએ સમુદ્રવિજયને નમીને કહ્યું કે—' હે રાજન્ ! અમે તારા ભાઈ વસુદેવના ગુણને તાબે છીએ જેમના કુળમાં ભગવાન શ્રી અરિષ્ટનેમિ જગતની રક્ષા અને ક્ષય કરવામાં સમર્થ છે, આ રામ—કેશવ અસાધારણ પરાક્રમી છે, પ્રદ્યુમ્ન, શાંબ વિગેરે આ કરોડો પૌત્રો છે, એવા તમોને સંગ્રામમા બીજાઓના સહાયની શી જરૂર છે ? તો પણ અવસર જાણીને અમે તમારી ભક્તિથી આવ્યા છીયે. માટે અમારા લાયક કંઈક કામ ફરમાવો. હે પ્રભો ! અમને તમારા સામંતવર્ગમાં ગણી લેજો.' એટલે—' ભલે બહુ સારી વાત છે ' એમ રાજાએ કહ્યું, ત્યારે તેઓ ફરીને બોલ્યા કે—' હે રાજન ! આ જરાસંધ રાજા તો માત્ર કૃષ્ણને પણ તૃણમાત્ર છે, પરંતુ વૈતાઢ્ય પર્વત પર જરાસંધના તાબેદાર વિદ્યાધરો છે, તેઓ જ્યાસુધી અહીં આવ્યા નથી, ત્યાંસુધી અમોને તેમના તરફ જવાનો હુકમ આપો, અને અમારો સેનાપતિ, પ્રદ્યુમ્ન—શાબ સહિત તમારો લઘુ બાંધવ વસુદેવ થાઓ એમ થતાં તે જીતાશેજ ' એ પ્રમાણે સાભળી સમુદ્રવિજય રાજાએ કૃષ્ણની આજ્ઞાથી પ્રદ્યુમ્ન—શાંબ સહિત વસુદેવને તે વિદ્યાધરો સાથે મોકલ્યો ત્યારે શ્રી અરિષ્ટનેમિએ જન્મમાત્રમાં દેવોએ બાંહે બાંધેલ શસ્ત્રવારણી ઔષધિ વસુદેવને આપી.

હવે બીજા મંત્રીઓની સાથે આવીને હંસ નામે મંત્રીશ્વરે જરાસંધને વિચારપૂર્વક આ પ્રમાણે કહ્યુ—" હે સ્વામિન ! પૂર્વે તારા જમાઈ કંસે વગર વિચાર્યું કર્યું, તેથી તે તેનું ફળ પામ્યો. કારણ કે મંત્ર ( વિચાર ) શક્તિ વિના ઉત્સાહશક્તિ અને પ્રભુશક્તિ પરિણામે દુષ્ટ નીવડે છે. હે પ્રભો ! શત્રુ દુર્બલ કે સમાન હોય, છતાં તેને પોતા કરતા અધિક ગણવો—એવી નીતિ છે તો પછી આ મહાબલવાન કૃષ્ણ જે પોતાના કરતા અધિક છે—તેની તો વાતજ શી કરવી ? વળી રોહિણીના સ્વયંવરમા દશમા દશાર્હ વસુદેવે તમારા રાજાઓને અંધકારમાં નાખી દીધા તે તમે પોતે જોયું છે, તે વખતે વસુદેવને જીતવાને કોઇપણ સમર્થ ન થયો. તેના મોટા ભાઈ સમુદ્રવિજયે તારા સૈનિકોને બચાવ્યા હતા, તે વિસરવું જોઇતું નથી વળી દ્યૂતમાં કોટિ દ્રવ્યના જયથી તથા તારી પુત્રીને

જીવિતવ્ય આપવાથી જાણવામાં આવેલ વસુદેવને માર્યા છતાં પોતાના પ્રભાવથી તે મુવો નહિ. હવે અત્યારે તો તેને રામ—કૃષ્ણ મહાબલવંત બે પુત્રો થયા છે, તે બંને આટલી બધી વૃદ્ધિને પામ્યા કે જેમને માટે ધનદે દ્વારકા નગરી બનાવી, એ મહાશૂરવીર યોદ્ધા છે, મહારથવાળા પાંચ પાંડવોએ પણ સંકટમા જેમનું શરણુ સ્વીકાર્યું. વળી જાણે બીજા રામ—કૃષ્ણ હોય તેવા શાંબ અને પ્રદ્યુમ્ન તેમના બે પુત્રો અદ્વિતીય પરાક્રમશાળી છે. તેમજ ભીમ અને અર્જુન પોતાના બાહુબલથી યમને પણ બીવરાવે તેવા છે. હવે બીજા ઘણા યોદ્ધાઓ કહી બતાવવાથી શું ? તેમા એક અરિષ્ટનેમિ પોતાના ભુજદંડથી પૃથ્વીને લીલામાત્રમાં સ્વાધીન કરવામા સમર્થ છે હે પ્રભો ! મગધાધીશ્વર ! તમારા સૈન્યમા તો શિશુપાલ અને રૂક્મિ અગ્રેસર છે, પણ તેમનું બળ તો રૂકમણીના હરણ વખતે બલભદ્રના સંગ્રામમાં દેખાઈ આવ્યુ. કુરૂવંશી દુર્યોધન તથા ગંધારદેશનો શકુનિ રાજા એ બંને તો કુતરાની જેમ છળથી બળ બતાવે તેવા છે, એમની વીર પુરૂષોમાં ગણના નથી હે પ્રભો ! મને શંકા થાય છે કે–કૃષ્ણના સૈન્યમા તો મહારથવાળા કરોડો ગમે સુભટો છે, તેઓમાં આ અંગ-દેશનો સ્વામી કર્ણ પણ સાગરમાં લોટની મુઠી સમાન છે, યાદવ સૈન્યમાં નેમિ, રામ અને કેશવ—એ ત્રણે મહાયોદ્ધા છે અને તારા પોતાના લશ્કરમા તો તું એકજ મહાબલી છે, તેથી બંને સૈન્યમાં મોટું અંતર રહેલું છે. જે સમુદ્રવિજયના પુત્રને અચ્યુતાદિક ઇંદ્રો પણ ભક્તિથી નમસ્કાર કરે છે. તે શ્રી અરિષ્ટનેમિ સાથે લડવાને ઉત્સાહ પણ કોણ કરે ? તથા અસુરોની જેમ કૃષ્ણના અધિષ્ઠાયક દેવોએ છળ કરીને તારા કાલકુમાર પુત્રને પાડ્યો તેથી તારૂં દૈવ વિમુખ છે-એમ સમજી લેજે. આ યાદવો બલવંત છતાં ન્યાયને પ્રમાણ કરતા મથુરાનગરીથી ભાગીને દ્વારકા નગરીમા ગયા, પરંતુ હે વિભો ! તેં તો લાકડીના પ્રહારવતી બિલમાંથી કહાડેલ સર્પની જેમ બોલાવેલ કૃષ્ણ તારી સન્મુખ આવ્યો છે, પણ પોતાની મેળે આવ્યો નથી–એમ બધા જાણે છે. એટલુ છતાં હે મગધાધિપતિ ! એની સાથે તારે યુદ્ધ કરવુ યોગ્ય નથી. તું જો લડવાનુ માંડી વાળીશ, તો કૃષ્ણ પોતે પાછો ફરીને પોતાની નગરી તરફ જશે " આ તેનાં વચનોથી ક્રોધાયમાન થયેલ અર્ધચક્રી જરાસંધ બોલ્યો કે—' અરે દુરાશય ! કપટી યાદવોએ ખરેખર તને ભેદી નાખ્યો છે શત્રુબલને બતાવતા તું મને બીવરાવે છે–તે વૃથાજ છે અરે કાયર ! શીયાળવાના અવાજથી સિંહ કદિ બીએ ખરો ? રે દુર્મતે ! મૌન ધરીને તુ તારા મુખને અદૃશ્ય કરી લે. આ એકલોજ હું પોતાના બલથી ગોવાળોના બલને ભસ્મીભૂત કરી નાંખીશ, સંગ્રામથી નિવર્ત્તન કરનાર આ તારા મનોરથને ધિક્કાર છે ! '

એવામાં ડિભક મંત્રીએ તેના ભાવને અનુસરતુ વચન કહ્યું–' અત્યારે પ્રાપ્ત થયેલ સંગ્રામનો અવસર તમારે જવા ન દેવો, સંગ્રામમા સામેલ માણસોનુ મરણ થાય તે પણ સારૂ, કારણકે તે યશ આપનાર છે પરંતુ સંગ્રામ વિમુખ થતા પુરૂષોનુ

જીવિત પણ વૃથાજ છે, હે પ્રભો ! આવો ન્યાય છે, આપણા સૈન્યમા ચક્રરત્નની જેમ અછેદ્ય ચક્રવ્યૂહ રચીને સમીપે આવેલ શત્રુ સૈન્યને આપણે હણીશું.' આથી જગસંધે સંતોષ પામીને તેને 'સારૂં સારૂં' એમ કહ્યુ અને ચક્રવ્યૂહ (મંડલાકાર સૈન્ય )ને માટે મહાબલવત સેનાપતિઓને તેણે હુકમ કર્યો, એટલે પોતાના સ્વામીના હુકમથી હંસક અને ડિભક પ્રધાન તથા બીજા સેનાપતિઓએ સેનાને મડલાકારે ગોઠવી ત્યા હજાર આરાવાળા ચક્રમાં પ્રત્યેક આરે એક એક રાજા બેઠો. તે રાજાઓમા દરેકને સો હાથી, બે હજાર રથ, પાચ હજાર અશ્વો અને મહા બલવત સોળ હજાર પદાતિઓ હતા, તથા ચક્રનાભિના ઘેરાવવામા સવા છ હજાર ( ૬૨૫૦ ) રાજા હતા, તથા ચક્રના મધ્યમાં અધિક પાંચ હજાર રાજાઓ સહિત મગધાધિપ જરાસંધ બેઠો જરાસંધની પાછળ ગાંધાર રાજા, અને સૌધવ રાજાનું સૈન્ય હતુ, જમણી બાજુ સો કૌરવો હતા, ડાબી બાજુ મધ્ય દેશના રાજાઓ બેઠા, આગળ સેનાપતિઓ હતા, અને મોખરે શકટવ્યૂહ સહિત પચાશ રાજાઓ ચક્રનાભિની સધિ સધિપર હતા. ચતુર્વિધ સેના જુદી કવાયતથી વચવચમા ઉભી રહી સેનાપતિઓ અને મહાબલવત રાજાઓ ચક્રવ્યૂહથી બ્હાર પણ ચિત્ર વ્યૂહ રચીને ઉભા રહ્યા. હવે જરાસધ રાજાએ સત્યપ્રતિજ્ઞાવાળા, મહા-બલવંત, મહાભુજ, વિવિધ સંગ્રામની કુશલતાથી વિખ્યાત, તથા કોશલાનગરીના નાયક એવા હિરણ્યનાભ રાજાને તે ચક્રવ્યૂહના સેનાપતિપદપર નીમ્યો, ત્યારે સૂર્ય અસ્ત થયો.

હવે યાદવોએ રાત્રે ચક્રવ્યૂહની બરોબર તથા શત્રુઓને દુર્ભેદ્ય એવા ગરૂડ વ્યૂહની ગોઠવણ કરી એ વ્યૂહના મુખપર મહા તેજસ્વી અર્ધકોટિ કુમારો હતા, અને મોખરે રામ અને કૃષ્ણ હતા, અક્રૂર, કુમુદ, પદ્મ, સારણ, વિજયી, જય, જરત્કુમાર, સુમુખ, દૃઢમુષ્ટિ, વિદૂરથ, અનાધૃષ્ટિ, દુર્મુખ, અને સુમુખ—એ વસુદેવના પુત્રો લક્ષરથ—સહિત કૃષ્ણના પૃષ્ઠરક્ષક હતા અને તેમની પાછળ કોટિરથ સહિત ઉગ્રસેન રાજા હતો તેના પણ પૃષ્ઠ રક્ષક તરીકે તેના ચાર પુત્રો હતા પુત્ર-સહિત ઉગ્રસેનનું રક્ષણ કરવાને તેની પાછળ—ધર, સારણ, ચદ્ર, દુર્ધર, અને સત્યક—એ રાજાઓ હતા હવે જમણી બાજુ મહાભુજ સમુદ્રવિજયરાજા પોતાના ભ્રાતાઓ તથા તેમના પુત્રો સાથે હતો મહાનેમિ, સત્યનેમિ, દૃઢનેમિ, સુનેમિ, અરિષ્ટનેમિપ્રભુ, વિજયસેન, મેઘ, મહીજય, તેજસેન, જયસેન, જય તથા મહાદ્યુતિ—એ કુમારો સમુદ્રવિજયની પાસમા હતા, તેમજ પચીશ લક્ષરથ સહિત રાજાઓ પુત્રોની જેમ સમુદ્રવિજય રાજાના પાર્શ્વવર્તી હતા. અને ડાબી બાજુએ રામના પુત્રો, તથા મહાયોદ્ધા યુધિષ્ઠિર પ્રમુખ પાડવો હતા, ઉલ્મૂક, નિષધ, શત્રુ-દમન, પ્રકૃતિદ્યુતિ, સાત્યકિ, શ્રીધ્વજ, દેવાનંદ, આનંદ, શાતનુ, શતધન્વા, દશ-રથ, ધ્રુવ, પૃથુ, વિપ્રથુ, મહાધનુ, દૃઢધન્વા, અતિવીર્ય અને દેવનદન—એ પચીશ

લક્ષ રથોથી પરવરેલા તથા કૌરવોનો વધ કરવાને ઉદ્યત (તૈયાર થયેલા) તે પાંડવોની પાછળ રહ્યા, અને તેમની પાછળ ચંદ્રયશા, સિંહલ, બર્બર, કાંબોજ, કેરલ અને દ્રવિડ-એ છ રાજાઓ સાઠ હજાર રથ સહિત હતા, અને તેમની પાછળ ધીર જનોમાં પર્વત સમાન એવો શાબન મહારાજ હતો. તેના પાર્શ્વભાગમા ભાનુ, ભામર, ભીરૂક, અસિત, સંજય, ભાનુક, ધૃષ્ણુ, કપિત, ગૌતમ, શત્રુંજય, મહાસેન, ગંભીર, બૃહદ્ધ્વજ, વસુવર્મા, કૃતવર્મા, ઉદય, પ્રસેનજિત્, દઢવર્મા, વિક્રાંત અને ચંદ્રવર્મા-એ હતા એ પ્રમાણે કૃષ્ણે ગરૂડવ્યૂહની રચના કરી.

હવે ભ્રાતાના સ્નેહથી લડવાને ઈચ્છતા શ્રીનેમિને જાણીને સૌધર્મેદ્રે પોતાના માતલિ નામના સારથિની સાથે જયશીલ શસ્ત્રોથી ભરેલ પોતાનો રથ મોકલ્યો, એટલે જાણે સૂર્યોદયને વિસ્તારતો હોય એવા, રત્નોથી દેદીપ્યમાન અને અત્યંત તેજસ્વી તે રથને માતલિ લઇ આવ્યો, અને શ્રી અરિષ્ટનેમિ તેનાપર બિરાજમાન થયા પછી સમુદ્રવિજય રાજાએ પોતે કૃષ્ણના જ્યેષ્ઠ પુત્ર અનાધૃષ્ટિને પટ્ટબંધપૂર્વક સેનાપતિના પદે સ્થાપ્યો, એટલે સમસ્ત હરિ સૈન્યમાં જય જયારવ થયો, અને જરાસંધના સૈન્યમા તો ચારે બાજુ સખ્ત ક્ષોભ થયો હવે બંને વ્યૂહના સુભટોએ જાણે અંજલિબદ્ધ હોય તેમ પંક્તિમાંથી અલગ થયા વિના પ્રસરતા તેમણે ઉદ્ધત એવા મહાયુદ્ધનો પ્રારંભ કર્યો. યુગાંતે ઉછરી રહેલા પૂર્વ-પશ્ચિમ સમુદ્રના કલ્લોલોની જેમ બંને વ્યૂહનો સંગમ થતા વિચિત્ર શસ્ત્રો ઉછળવા લાગ્યા. બંને સેનાપતિના તે બંને વ્યૂહ પરસ્પર પ્રહેલિકાની જેમ નિરંતર દુર્ભેદ્ય થઈ પડયા. લાંબો વખત યુદ્ધ કરીને જરાસંધના સૈનિકોએ સ્વામીભક્તિમા અતિદઢ છતા કૃષ્ણના અગ્રસૈનિકોને ભાગી નાખ્યા, એટલે ગરૂડવ્યૂહનો જાણે આત્મા હોય તેમ વિષ્ણુએ પોતે પતાકા અને હાથને ઉંચે કરતા તે સૈનિકોને સ્થિર કર્યા. તે વખતે વ્યૂહની પાખની જેમ બંને પડખે રહેલા મહાનેમિ અને અર્જુન તથા ચંચુની જેમ વ્યૂહની આગળ રહેલ અનાધૃષ્ટિ-એ ત્રણે કોપાયમાન થયા ત્યારે મહા તેજસ્વી મહાનેમિએ સિંહનાદના નામે શંખ ધમ્યો. અનાધૃષ્ટિએ બલાહક નામે શંખ અને અર્જુને દેવદત્ત નામે શંખ ધમ્યો, એટલે તેના નાદમાં યાદવોએ કોટિગમે રણવાદ્ય વગાડ્યા. અને શંખરાજની જેમ શંખોએ શંખનાદનુ અનુકરણ કર્યું. તે ત્રણ શંખના નાદથી અને રણવાદ્યના નાદથી પરસૈન્યમાં રહેલા સુભટો મહા સમુદ્રમા રહેલા પાઠીન (મત્સ્યવિશેષ), મગર, માછલા તથા કાચબા વિગેરે જેમ ક્ષોભ પામે તેમ ક્ષોભ પામ્યા. વિક્રમમા તત્પર અને બાણોને વરસતા એવા મહા નેમિ, અનાધૃષ્ટિ અને અર્જુન - એ ત્રણે સેનાપતિઓએ કલ્પાત કાળના સમુદ્રોની જેમ શત્રુસેનાને ઘેરી લીધી. તેમના ભુજબળને નહિ સહન કરનારા શત્રુઓ અત્યંત ભય પામ્યા, અને તે ચક્રવ્યૂહને ત્રણે સ્થાનોમા તે ત્રણેએ ભાગી નાખ્યો. જેમ મદોન્મત્ત વનગજો ગિરિનદીના તટને શતખંડ કરી નાખે,

અને નદીઓના પ્રવાહોની જેમ જેમણે પોતે માર્ગ કરેલ છે એવા તે ત્રણે ચક્રવ્યૂહમાં પેઠા તેમની પાછળ બીજા સૈનિકો પણ ચક્રવ્યૂહમાં પેઠા. હવે દુર્યોધન, રૂધિરરાજાનો પુત્ર, અને રૂક્મિ – યુદ્ધ કરવાને ઇચ્છતા એ ત્રણે તે સૈનિકોને ધીરજ આપતા ઉઠ્યા મહારથવાળા રાજાઓથી પરવરેલ દુર્યોધને અર્જુનને, રૂધિરપુત્રે અનાધૃષ્ટિને અને રૂક્મિએ મહાનેમિને રોક્યા. તે છએ વચ્ચે અન્યોન્ય દ્વંદ્વયુદ્ધ ચાલુ થયુ તથા તેમના તાબેદાર બીજા હજારો મહારથવાળા રાજાઓ અને સુભટો વચ્ચે તેજ પ્રમાણે યુદ્ધ ચાલુ થયુ ત્યા પોતાને વીર માનનાર અને દુર્મદ બોલનાર એવા રૂક્મિ રાજાને ક્રોધાયમાન થયેલ મહાનેમિએ શસ્ત્ર અને રથ રહિત બનાવી દીધો ત્યારે મરવાની અણીપર આવેલ રૂક્મિની રક્ષા કરવાને શકુંતપ વિગેરે સાત રાજાઓ વચમા પડ્યા, એટલે તે સાતેના સમકાલે વરસતા બાણો અને ધનુષ્યોને મહાનેમિએ પોતાના બાણોવતી એક કમલનાલની જેમ છેદી નાખ્યા. ત્યારે શકુંતપરાજાએ લાખો વખત યુદ્ધ કરીને શત્રુ ઉપર શક્તિ નાખી, તેને જાજ્વલ્યમાન જોઈને બધા યાદવો ક્ષોભ પામ્યા. તે શક્તિના મુખથી ઉત્પન્ન થયેલા, વિવિધ શસ્રોને ધારણ કરનારા તથા અત્યત ક્રૂરકર્મી એવા હજારો કિંકરો વચમા આવીને પડ્યા. તે વખતે માતલિ સારથિએ ભગવત અરિષ્ટનેમિને કહ્યુ –'હે ભગવન્ ! આ રાજા તપથી એ શક્તિ બલીંદ્ર પાસેથી પામ્યો છે, જેમ પૂર્વે રાવણ ધરણેદ્ર પાસેથી અમોઘવિજ્યા શક્તિ પામ્યો હતો. માટે એ શક્તિ વજ્રથી ભેદાય તેવી છે' એમ કહીને ભગવતના હુકમથી તેણે તરતજ મહાનેમિના બાણમા વજ્ર સક્રમાવ્યુ, એટલે મહાનેમિએ તે વજ્રબાણ છોડીને તે શક્તિને તરતજ જમીનપર પાડી દીધી, અને તે રાજાને શસ્ત્ર તથા રથ રહિત કરી દીધો, તથા બીજા છ રાજાઓના ધનુષ્યોને છેદી નાખ્યા. ત્યારે બીજા રથપર ચડેલ રૂક્મિ ફરીને પણ લડવાને તૈયાર થયો તે રૂક્મિ તથા શકુંતપાદિક પોતાને વીર માનનારા બીજા આઠ રાજાઓએ ભેગા થઈને મહાનેમિની સાથે યુદ્ધ આરંભ્યુ. રૂક્મિ જે જે ધનુષ્યને લેતો, તેને મહાનેમિ છેદી નાખતો એમ તે રૂક્મિના એક પછી એકવીશ ધનુષ્યો તેણે છેદ્યાં. એટલે તેણે મહાનેમિ ઉપર એકદમ કૌબેરી નામે ગદા ફેંકી. તે ગદાને મહાનેમિકુમારે આગ્નેય-બાણથી ભસ્મ કરી દીધી. ત્યારે અન્યના આક્ષેપને સહન ન કરનાર રૂક્મિએ મેઘની જેમ લાખો બાણોને વરસાવનાર એવુ વૈરોચન–બાણ મહાનેમિ ઉપર ફેંક્યુ. મહાનેમિએ માહેંદ્ર બાણથી તેને પણ તરતજ અટકાવી દીધુ, અને રૂક્મિને તેણે બીજા બાણથી લલાટમાં માર્યો, તેના ઘાતથી દુઃખીત થયેલ તેને વેણુદારી લઈ ગયો. પછી તે સાતે રાજાઓ મહાનેમિથી તરત ઉપદ્રવ પામ્યા સમુદ્રવિજયે દ્રુમરાજાને, સ્તિમિતે ભદ્રરાજને, અને અક્ષોભ્યે વસુસેનને જીતી લીધો. સાગરે પુરિમિત્રને મારી નાખ્યો, હિમવાન્ સમાન સ્થિર એવા હિમવાને સગ્રામમાં ધૃષ્ટદ્યુમ્નને ભાગી નાખ્યો,

ધરણે અષ્ટકનૃપને, અને અભિચંદ્રે ઉત્કટ શતધન્વાને પાડી નાખ્યો. પૂરણે દ્રુપદને, સુનેમિએ કુંતિભોજને, સત્યનેમિએ મહાપદ્મને તથા દ્રઢનેમિએ શ્રીદેવને ભાંગી નાખ્યો. એ પ્રમાણે તે યાદવ યોદ્ધાઓથી ભંગાણ પામેલા રિપુસૈન્યના રાજાઓ સેનાપતિના પદે રહેલ હિરણ્યનાભરાજાના શરણે ગયા.

હવે સૂર્યના ભયથી જેમ અંધકાર બધી દિશામા ભાગી જાય, તેમ સુભટ ભીમ–અર્જુન, તથા મહાબલવંત બલભદ્રના પુત્રોએ બધા કૌરવોને હેરાન કર્યા. પડતા અર્જુનના બાણોથી દિશાઓમા અંધકાર વ્યાપી ગયો, ગાંડીવ ધનુષ્યના નિર્ઘોષથી વિશ્વ પણ વિધુર બની ગયું. બાણોને વેગથી ખેંચતા, સાધતા અને છોડતા તેના અંતરને આકાશમાં રહેલા નિમેષરહિત દેવો પણ જોઈ ન શક્યા. પછી દુર્યોધન, કાસિ, ત્રિગર્ત, સબલ, કપોત, રોમરાજ, ચિત્રસેન, જયદ્રથ, સૌવીર, જયસેન, શૂરસેન, અને સોમક–એ બધા ક્ષત્રિયધર્મને દૂર મૂકી એકઠા થઈને અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યા. સહદેવ શકુનિની સાથે, ભીમ દુઃશાસનની સાથે, નકુલ ઉલૂકની સાથે, અને યુધિષ્ઠિર શલ્યની સાથે યુદ્ધમાં જોડાયો દ્રૌપદીથી જન્મેલા સૈન્યસહિત પાંડવપુત્રો દુર્મર્ષણાદિક છ યોદ્ધા સાથે, અને રામપુત્રો બીજા રાજાઓ સાથે અત્યંત યુદ્ધ કરવા લાગ્યા. સમકાલે વરસતા દુર્યોધનાદિ રાજાઓના બાણોને અર્જુને પોતાના બાણોવતી કમલનાલની જેમ લીલામાત્રમાં છેદી નાખ્યા, વળી તે અર્જુને દુર્યોધનના સારથિને મારી નાખ્યો, તથા રથ અને અશ્વોને ભાંગી નાખ્યા, તેનું બખ્તર જમીન પર પાડી નાખ્યું. ત્યારે માત્ર અંગશેષ રહેલ દુર્યોધન વલખો થઈ એક પદાતિની જેમ વેગથી પક્ષીની જેમ શકુનિ રાજાના રથપર કુદકો મારીને ચડી ગયો. પછી અર્જુને કાસિપ્રમુખ દશે રાજાઓને બાણવૃષ્ટિથી હેરાન કર્યા. જેમ જલધર કરાના વરસાદથી હાથીઓને પરાભવ પમાડે છે. હવે શલ્યરાજાએ બાણથી યુધિષ્ઠિરના રથની ધ્વજાને છેદી નાખી. ત્યારે યુધિષ્ઠિરે તેનું શરસહિત ધનુષ્ય છેદી નાખ્યું. પછી તે શલ્યે અન્ય ધનુષ્યને ચડાવીને મહાબાણોથી યુધિષ્ઠિરને ઢાંકી દીધો. જેમ મેઘઋતુ વાદળાંથી સૂર્યને આચ્છાદન કરે છે. ત્યારે યુધિષ્ઠિરે શલ્ય ઉપર અકાળે ઉત્પન્ન થયેલ વિજળીના માફક દુઃસહ તથા વિશ્વને ક્ષોભ પમાડનારી એવી શક્તિ છોડી. પરબાણોથી અસ્ખલિત વેગથી પડીને ગોધા ( ઘો ) ને જેમ અશનિ ( અગ્નિ ) તેમ તે શક્તિએ શલ્યને મારી નાખ્યો, તે વખતે ઘણા રાજા પલાયન કરી ગયા. ભીમે પણ દુર્યોધનના ભાઈ દુઃશાસનને દ્યૂત કપટના જયની યાદી આપતાં લીલામાત્રમાં તેને મારી નાખ્યો. માયાયુદ્ધ તથા શસ્ત્રયુદ્ધોથી શકુનિએ બહુ લડાવેલ સહદેવે પણ જીવિતના અંતને લાવનાર એવુ બાણ છોડયું, શકુનિ સુધી ન પહોંચતાં ક્ષત્રવ્રતને તજી દુર્યોધને તીક્ષ્ણ બાણથી તેને છેદી નાખ્યો. ત્યારે સહદેવ તેને ઉંચેથી કહેવા

લાગ્યો—'અરે દુર્યોધન ! દ્યૂતની જેમ રણમાં પણ તું પ્રગટ છળ કરે છે. પરંતુ કાયર જનોનું તો એ પણ એક બળજ છે. શીયાળની જેમ મહા કપટી તમે બંને મને ઠીક સાંપડ્યા છો, હું તમો બંનેને સાથેજ મારીશ તમો બંને વચ્ચે વિયોગ મા થાઓ.' એમ કહીને સહદેવે તીક્ષ્ણ બાણોથી દુર્યોધનને ઢાંકી દીધો, જેમ શરદઋતુ શુક પક્ષીઓવડે વનને આચ્છાદન કરે. દુર્યોધને પણ બાણોવતી સહદેવને પરાભવ પમાડ્યો. તેના સંગ્રામરૂપ મહા વૃક્ષના મૂલરૂપ ધનુષ્યદંડને છેદી નાખ્યો પછી દુર્યોધને સહદેવનો વિનાશ કરવા મંત્રપૂર્વક યમના મુખ સમાન એક બાણ છોડયું. ત્યારે અર્જુને તે બાણને અધવચેજ પોતાના ગરૂડબાણથી દુર્યોધનની જયઆશા સાથેજ તરત અટકાવી દીધું, શકુનિએ પણ મેઘ જેમ પર્વતને ઘેરી લે તેમ અત્યંત ધનુષ્ય ચલાવીને સહદેવને ચોતરફથી ઘેરી લીધો, ત્યારે સહદેવે શકુનિના સારથિસહિત અશ્વો તથા રથને ભાગી નાખ્યા અને વૃક્ષના ફળની જેમ તેનું મસ્તક કાપી નાખ્યું. નકુલે પણ કિરણોવડે દિવાકરની જેમ બાણોવડે લીલા માત્રમાં ઉલૂકને રથરહિત કરીને તરત તેને પરાભવ પમાડ્યો. ત્યારે તે દુર્મર્પણના રથપર ગયો તે દુર્મર્પણ પ્રમુખ છએ રાજાઓએ સૈનિકસહિત દ્રૌપદીના પુત્રોથી એકદમ પરાભવ પામતાં દુર્યોધનનો આશ્રય લીધો. પછી દુર્યોધન કાસિ પ્રમુખ રાજાઓની સાથે મળીને અર્જુનની સાથે યુદ્ધ કરવા લાગ્યો દેવોથી પરવરેલ ઇંદ્રની. જેમ રામના પુત્રોથી પરવરેલ અર્જુને વિવિધ બાણોથી શત્રુસેનાને વિદારી પછી બધા શત્રુઓને અંધ બનાવતા અર્જુને દુર્યોધનના જાણે અલગ રહેલા પ્રાણ હોય તેવા જયદ્રથને બાણોથી હણી નાંખ્યો. એટલે કાન સુધી જેણે ધનુષ્ય ખેંચેલ છે તથા વીરજનોમા અગ્રેસર એવો કર્ણ અધરોષ્ઠને દશતો (કરડતો) તે અર્જુનને મારવા દોડ્યો. કુતૂહલથી દેવો પણ જેમને જોઈ રહ્યા છે એવા કર્ણ અને અર્જુન બંને વીર પાશાની જેમ બાણોથી ખેલવા લાગ્યા અનેકવાર રથ ભાગ્યા છતા અને બીજા અસ્ત્રો ખલાસ થયા છતા માત્ર તરવારને ધારણ કરનાર વીરકુંજર કર્ણને અર્જુને બાણોવતી મહા કષ્ટે પાડ્યો ત્યારે ભીમે સિંહનાદ કર્યો, અર્જુને શંખ વગાડ્યો, અને અર્જુનના બધા સૈનિકો વિજયી બની ગાજવા લાગ્યા. હવે દુર્યોધન ક્રોધાક્રાંત થઇ ભીમસેનને હણવાને એકાગ્ર મનથી મહાગજસેના સાથે દોડ્યો, ત્યારે ભીમે રથની સાથે રથ, અશ્વની સાથે અશ્વ અને હાથીની સાથે હાથી પછાડી પછાડીને દુર્યોધનના સૈન્યને ખતમ કરી દીધું. એ પ્રમાણે તેમની સાથે યુદ્ધ કરતાં પણ ભીમસેનની યુદ્ધશ્રદ્ધા પૂરી ન થઇ. હવે પોતાને વીર માનનાર દુર્યોધન પોતે પોતાના સુભટોને આશ્વાસન આપતા હાથી તરફ જેમ હાથી દોડે, તેમ તે ભીમસેન તરફ દોડ્યો. મેઘની જેમ ગાજતા અને કેસરીના જેમ ક્રોધાયમાન તે બંને વીરોએ વિવિધ શસ્ત્રોથી લાંબો વખત યુદ્ધ કર્યું, પછી દ્યૂતના વૈરને સંભારતા ભીમસેને મોટી ગદા ઉપાડીને રથ, અશ્વ તથા સારથિસહિત દુર્યો-

ધનને યમના મંદિરે પહોચાડી દીધો. તે હણતાં તેના નિર્નાયક સૈનિકો હિરણ્યનાભ સેનાપતિના શરણે ગયા. તથા ડાબી—જમણી બાજુ રહેલા પાંડવો અને બધા યાદવો અનાધૃષ્ટિ સેનાપતિ પાસે આવ્યા.

હવે વહાણ ચલાવનાર જેમ વહાણના અગ્રભાગે આવે તેમ સેનાના અગ્રભાગે આવેલ ક્રોધી હિરણ્યનાભ યાદવોને તિરસ્કારતો દોડ્યો. ત્યારે અભિચંદ્ર રાજાએ તેને કહ્યું—' અરે નૃપાધમ ! એક દુર્જનની જેમ બકવાદ શું કરે છે ? ક્ષત્રિયો વચનશૂર નહિ પણ પરાક્રમશૂર હોય છે. ' ત્યારે હિરણ્યનાભે અભિચંદ્ર તરફ તીક્ષ્ણ બાણો ફેંક્યાં, તે બધાને પવન જેમ મેઘધારાને છેદે તેમ અર્જુને અધવચજ છેદી નાખ્યા. એટલે તેણે અર્જુન તરફ પણ દુઃખે વારી શકાય તેવી બાણપંક્તિ છોડી, ત્યારે વચમાં આવીને ભીમે ગદાથી કોઠની જેમ તેને રથમાંથી નીચે પાડી દીધો એટલે લજ્જિત થતાં ફરીને રથપર ચડી કોપથી હોઠને કરડતાં સમસ્ત યાદવો ઉપર તેણે અખંડ ધારાએ બાણો વરસાવ્યાં. તે વખતે એવો કોઈ ઘોડેસ્વાર ન રહ્યો, એવો કોઈ મહાવત (હાથીપર બેસનાર) ન રહ્યો, એવો કોઇ રથપર બેસનાર ન રહ્યો અને એવો કોઇ પદાતિ ન રહ્યો કે તે મહા જબરજસ્ત યાદવોની સેનામા તે હિરણ્યનાભના બાણથી જે ઘાયલ ન થયો હોય. એટલે ક્રોધાયમાન થયેલ સમુદ્રવિજયનો પુત્ર જયસેન ધનુષ્યદંડને ખેંચીને હિરણ્યનાભની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયો—'અરે ! જામેય ( ભાણેજ ) ! વૃથા યમના મુખમાં શા માટે જવા તૈયાર થયો છે ? ' એમ બોલતા હિરણ્યનાભે જયસેનના સારથિને મારી નાખ્યો. એટલે જયસેને તરત તેના કવચ, ધનુષ્ય અને ધ્વજને છેદી નાખ્યા, અને સારથિને યમના ઘરે પહોચાડી દીધો. ત્યારે ક્રોધાયમાન થયેલ હિરણ્યનાભે મર્મવેધી દશ કઠિન બાણોથી જયસેનને પ્રહાર કરીને માર્યો. એવામાં ઢાલ તરવારને ધરનાર જયસેનનો ભાઇ મહીજય રથથી ઉતરીને હિરણ્યનાભ તરફ દોડ્યો. ત્યારે દૂરથીજ હિરણ્યનાભે ક્ષુરપ્રબાણથી તેના મસ્તકને ભેદી નાખ્યું. એટલે બે ભ્રાતાના વધથી ક્રોધિષ્ઠ થયેલ અનાધૃષ્ટિ યુદ્ધમાં ઉતર્યો તથા બીજા જરાસંધ વિગેરે રાજાઓ પણ ભીમ, અર્જુનાદિ યાદવો સાથે દ્વંદ્વયુદ્ધથી અલગ અલગ લડવા લાગ્યા. જ્યોતિષીઓના પતિની જેમ પ્રાગજ્યોતિષ્ક ( દેશ વિશેષનો ) ભગદત્ત રાજા હાથીપર રહેતાં મહાનેમિ તરફ દોડ્યો, અને બોલ્યો—' હુ કાંઈ તારા ભાઈનો શાળો રૂક્મિ કે અશ્મક જેવો નથી, પરંતુ હું નારકીઓનો વૈરી યમ ( કૃતાંત ) છું. માટે અરે ! તું દૂર ચાલ્યો જા. ' એમ કહીને તેણે વેગથી હાથીને ચલાવ્યો, ત્યાં સારથિએ મહાનેમિના રથને મંડલાકારે ભમાવ્યો. પછી મહાનેમિએ તે હાથીને બાણોવતી પગના તળીયે વીંધ્યો, એટલે જર્જરિત પગ થતાં ભગદત્તસહિત તે હાથી જમીનપર પડ્યો. ' તું રૂક્મિ નથી ! ' એમ હસીને મહા બલવાન્ છતાં કરૂણા લાવનાર, મહાનેમિએ ધનુષ્યના અગ્રભાગથી તે ભગદત્તને

સ્પર્શીને છોડી મૂક્યો. હવે ભૂરિશ્રવ અને સાત્યકિ બંને જરાસંધને વાસુદેવના જયને ઇચ્છતા યુદ્ધ કરવા લાગ્યા દેવહસ્તીઓ જેમ દાંતોથી તેમ દિવ્ય તથા લોખંડના અસ્ત્રોથી યુદ્ધ કરતા તે બંને ત્રણે જગતને ભયંકર થઇ પડ્યા ક્ષીણ જળવાળા, મેઘની જેમ લાંબા વખત સુધી શસ્ત્ર ખલાસ થતા મુષ્ટા મુષ્ટિ કરતા તે બંને પોતાના ભુજદંડથી યુદ્ધ કરવા લાગ્યા તે વીરોએ ગાઢ પતનોત્પતનથી ભૂમિને કંપાવી દીધી. તે બંને ભુજાના આસ્ફોટ–શબ્દોથી દશે દિશાઓને જાણે ગજાવતા હોય તેમ યુદ્ધ કરવા લાગ્યા. હવે સાત્યકિએ ભૂરિશ્રવાને જોતરના બંધે બાંધી, ગળાને પાછળ વાળી, ઢીંચણથી હૃદય દબાવીને તેને મારી નાખ્યો. એક તરફ વીર અનાધૃષ્ટિએ હિરણ્યનાભ રાજાના ધનુષ્યને છેદી નાખ્યું, એટલે તેણે પણ અનાધૃષ્ટિ પર શત્રુનો ઘાત કરનાર મુદ્‌ગર છોડયો, ઉછળતા સ્ફુલિંગની જ્વાળાના સમૂહથી સમસ્ત દિશાઓના અંતરને પ્રકાશિત કરનાર એવા આવતા તે મુદ્‌ગરને અનાધૃષ્ટિએ તીક્ષ્ણ બાણોથી તરતજ ભાંગી નાખ્યો. ત્યારે તે અનાધૃષ્ટિના હૃદયની સ્પૃહાવાળા હિરણ્યનાભ રથથી ઉતરીને ઢાલ–તરવાર હાથમા લઇ પગે દોડયો, એટલે અનાધૃષ્ટિએ પણ સત્વર રથથી ઉતરી હસ્તકમળમા ઢાલ–તરવાર લઇને વિચિત્ર ઘુમરીથી ફરતાં હિરણ્યનાભને બહુ વખત ખેદ પમાડયો. પછી લઘુ હસ્તવાળા અનાધૃષ્ટિએ છળ જોઈ કરવતીથી કાષ્ઠની જેમ તરવાર વતી હિરણ્યનાભનું શરીર છેદી નાખ્યુ. તેથી જરાસંધના રાજાઓ જરાસંધના શરણે ગયા તે વખતે સૂર્ય અસ્ત થયો તે અનાધૃષ્ટિ પણ યાદવ અને પાંડવોથી સત્કાર પામીને કૃષ્ણ પાસે ગયો, એટલે કૃષ્ણની આજ્ઞાથી યાદવાદિક બધા પોતપોતાના પડાવમા ગયા.

હવે જરાસંધ રાજાએ તેજ વખતે વિચાર કરીને મહા બલવાન્ શિશુપાલ રાજાને સેનાપતિના પદે નીમ્યો. યાદવો પણ કૃષ્ણના હુકમથી ગરૂડ વ્યૂહ કરી તેજ રીતે પ્રભાતે સંગ્રામભૂમિમા હાજર થયા અને શિશુપાલે પ્રથમ પ્રમાણે ચક્રવ્યૂહ રચ્યો, એટલે જરાસંધ સંગ્રામભૂમિમા આવ્યો, ત્યા જરાસંધે પૂછતા હંસક મંત્રી અંગુલિથી પર સૈનિકોને દેખાડતાં તે નામ લઇને બોલ્યો–" આ શ્યામ અશ્વવાળા રથથી જેની ધ્વજામાં ગજનુ લાંછન છે એવો અનાધૃષ્ટિ છે, નીલ અશ્વવાળા રથમા આ યુધિષ્ઠિર છે, શ્વેત અશ્વના રથે જેની ધ્વજામા કપિનુ ચિન્હ છે એવો આ અર્જુન છે, આ નીલ કમળના પત્રની કાંતિ સમાન અશ્વ યુક્ત રથમાં ભીમ છે, સુવર્ણના વર્ણ જેવા અશ્વવાળા રથથી જેની ધ્વજામા સિંહનું લાંછન છે એવો આ સમુદ્રવિજય રાજા છે, શુકવર્ણ જેવા અશ્વયુક્ત રથે જેની ધ્વજામા વૃષભ (બળદ) નું ચિન્હ છે એવા આ અરિષ્ટ નેમિ છે, કાબર ચિત્ર અશ્વવાળા રથમાં કદલી જેની ધ્વજામા ચિન્હ છે એવો આ અક્રૂર છે, તીતરને અડદ જેવા વર્ણના અશ્વયુક્ત રથમા આ સાત્યકિ છે, કુમુદ જેવી કાંતિવાળા

અશ્વસહિત રથથી આ મહાનેમિ કુમાર છે, આ શુકચંચુ જેવા અશ્વવાળા રથમા ઉગ્રસેન રાજા છે, આ પૃષ્ઠ ભાગ જેનો કનક સમાન છે એવા અશ્વ સહિત મૃગધ્વજ જરત્કુમાર છે, આ કંબોજ દેશના અશ્વોથી શ્લક્ષ્ણ રામનો સિંહલ નામે પુત્ર છે, આ માંજરા અને રક્ત વર્ણવાળા અશ્વયુક્ત, જલકપિધ્વજ, સિંધુ દેશના મંડનરૂપ તથા શ્રી વીતભય પત્તન ( નગર ) નો સ્વામી મેરુરાજા છે. આ પદ્મરથ નગરનો રાજા પદ્મ સમાન કાંતિવાળા અશ્વોથી પદ્મરથ છે, આ પારેવા જેવા વર્ણના અશ્વવાળો કમલધ્વજ સારણરાજા છે, પાચ તિલકવાળા અશ્વોયુક્ત આ કુંભધ્વજ રામનો ભ્રાતા વિદૂરથ છે, અત્યંત ધવલ અશ્વોથી સૈન્યની અંદર રહેલ, ગરૂડધ્વજ, ગગનમાં રહેલ બલાકાવડે વર્ષાઋતુના જલધરની જેમ આ તારો શત્રુ કૃષ્ણ છે, એ કૃષ્ણની જમણી બાજુએ રહેલ, રિષ્ટ રત્નના વર્ણ જેવા અશ્વો સહિત, તાલધ્વજ, આ જંગમ કૈલાસ સમાન બલભદ્ર છે, અને બીજા પણ વિવિધ અશ્વ, રથ અને ધ્વજવાળા બહાદૂર પરાક્રમવંત યાદવો છે, તે બધા અત્યારે કહી શકાય તેમ નથી. ”

આ સાંભળીને ક્રોધથી ધનુષ્યને ઉછાળતા એવા જરાસંધ રાજાએ રામ–કૃષ્ણ તરફ તરતજ પોતાનો રથ વાળી દીધો. ત્યારે જરાસંધનો પુત્ર યુવરાજ યવનકુમાર કોપથી વસુદેવના પુત્ર અક્રૂરાદિને મારવાને દોડયો. જેમ અષ્ટાપદનુ સિંહોની સાથે તેમ મહાભુજ યવનનો તેમની સાથે સંહાર સમાન ભીષણ મહાસંગ્રામ થયો. પછી અસાધારણ બલવાન્ રામના લઘુ ભ્રાતા સારણે વર્ષાકાલના મેઘની જેમ વિવિધ શસ્ત્રોને વરસાવતાં તે યવનને રોકી દીધો. ત્યારે તેણે મલયાચલ જેવા ઉંચા મલય નામના હાથી વતી અશ્વો સહિત સારણનો રથ ભાંગી નાખ્યો એટલે તે હાથીના નમતાં સારણે વાયુથી હાલતા વૃક્ષના ફૂલની જેમ તરતજ તરવાર વતી યવનનુ મસ્તક છેદી નાંખ્યું, અને તે ઉઠતા હાથીના શુંડાદંડ તથા દાંત કાપી નાખ્યા, ત્યારે વર્ષાકાલમાં મયૂરકુલની જેમ કૃષ્ણનુ સૈન્ય હર્ષથી નાચવા લાગ્યું, હવે પોતાના પુત્રનો વધ જોઇને ધનુર્ધર જરાસંધ રાજા ક્રોધાયમાન થઇ સિંહ જેમ મૃગલાઓને તેમ યાદવોને મારવા દોડયો, અને–આનંદ, શત્રુદમન, નંદન, શ્રીધ્વજ, ધ્રુવ, દેવાનંદ, પીઠ, હરિષેણ, નરદેવ અને ચારૂદત્ત–રણમા આવેલાં એ બલભદ્રના પુત્રોને યજ્ઞમાં બકરાઓની જેમ ક્રોધી જરાસંધે મારી નાખ્યા. કુમારોનો વધ જોવાથી કેશવની સેના પલાયન કરી ગઈ, અને ગાયોના સમૂહ પાછળ વાઘની જેમ પ્રહાર કરતો જરાસંધ તે સેનાની પાછળ ગયો આ વખતે શિશુપાલ સેનાપતિએ હસતાં હસતા કેશવને કહ્યું—‘ હે કૃષ્ણ ! આ કાંઈ ગોકુલ નથી આ તો ક્ષત્રિયોનો સંગ્રામ છે. ’ ત્યારે કૃષ્ણ પણ બોલ્યો—‘ હે રાજન ! ચાલ્યો જા કારણકે પાછળથી પણ તારે જવુંજ પડશે. હે શિશુપાલ ! રૂક્મિરાજાના સંગ્રામમાં તુ કેટલો વખત

ટકયો હતો ? તે યાદ કર.' બાણુની માફક તે મર્મવેધી હરિની વાણીથી વીંધાયેલ મહામાનીને ક્રોધી તે શિશુપાલે ધનુષ્ય ઉછાળીને કેશવને મારવાને તીક્ષ્ણ બાણો છોડયા. ત્યારે કેશવે બાણોથી તેના ધનુષ્ય, કવચ અને રથ છેદી નાખ્યા. એટલે તે તરવાર ખેચીને ઉધ્ધૂમ અગ્નિની જેમ દોડયો. તેની સન્મુખ બકતા દુર્મતિ શિશુપાલના અનુક્રમે ખડગ, મુગટ અને મસ્તક વિષ્ણુએ છેદી નાખ્યા તે ચેદિરાજના વધથી ક્રોધાયમાન થયેલ જરાસંધ યમ સમાન ભીષણ બનીને પુત્રો અને રાજાએ સાથે દોડયો અને યાદવોને કહેવા લાગ્યો કે—' અરે ! તમે વૃથા શામાટે મરો છો ? તે દુર્મતિ બે ગોપાલ મને સોંપી દો. હજી કાંઇ બગડયુ નથી.' તેના આ બોલથી બધા યાદવો દંડથી ખરડાયેલ સર્પના જેવા ક્રોધાયમાન અને ભીષણ ભ્રગુટીવાળા બની ગયા, અને પોકાર કરતા વિવિધ શસ્ત્રોને ધારણ કરતા તે જરાસંધ તરફ દોડયા એટલે એક છતાં જાણે અનેકપણાને પામ્યો હોય તેમ જરાસધે ચારે બાજુ ઘોર બાણોથી શિકારી જેમ મૃગલાંઓને તેમ યાદવ સૈનિકોને વીંધી નાખ્યા. તે વખતે યોદ્ધાઓ, પદાતિઓ, રથીઓ, અસવારો, તેમજ હાથીના સવારો, મહાયોદ્ધા જરાસધની આગળ ઉભા રહેવાને સમર્થ થઇ ન શકયા. વાયુથી કંપેલ રૂની જેમ જરાસધના બાણોથી પીડિત થયેલ સમસ્ત યાદવ સૈન્ય જેમ ફાવે તેમ વિખરાઇ ગયુ. ત્યા સગ્રામમાં સર્પની જેમ જરાસધ યાદવોને ભીષણ થઇ પડયો. અને યાદવો તો જાણે ચારે બાજુ દેડકા જેવા બની ગયા અથવા તો યાદવ સૈન્યરૂપ મહા સરોવરમા પાડાની જેમ જરાસધે સુભટરૂપ જલચર જીવોને કચરી નાખ્યા દૃષ્ટિવિષ સર્પો સમાન જરાસંધના અઠયાવીશ પુત્રોએ શસ્ત્રરૂપ વિષને ફેંકતા બલભદ્રને પરાભવ પમાડયો. અને બીજા દેવ ને દાનવોની જેમ જરાસધના ઓગણોતેર પુત્રોએ કેશવને મારવાની ઈચ્છાથી રોકી દીધો. તેમની સાથે રામ–કૃષ્ણનુ મહાયુદ્ધ થયું. પરસ્પરના શસ્ત્રથી ઉત્પન્ન થયેલ સ્ફુલિંગ–કણોના વરસાદનો સમય આવ્યો. એમ ત્યા બધાએ તર્ક કરી લીધો હવે જરાસધના અઠયાવીશ પુત્રોને હળથી ખેચીને રામે મુશલવતી ચોખાની જેમ તેમને પીસી નાખ્યા એટલે–' ઉપેક્ષા કરવાથી આ ગોપાલ હજી પણ માર્યા કરે છે ' એમ બોલતા જરાસંધે રામને વજ્ર સમાન ગદા મારી તે ગદાના ઘાતથી રામ રૂધિર વમવા લાગ્યા ત્યારે સમસ્ત યાદવ સૈન્યમા મોટો હાહારવ થઇ પડયો. ફરી પણ રામ ઉપર પ્રહાર કરવાને ઇચ્છતા જરાસંધને શ્વેત વાહન અર્જુને વચમાં આવીને લડાવ્યો તે વખતે રામનુ વૈધુર્ય ( વ્યાકુલતા ) જોઇને ક્રોધાયમાન થયેલ તથા અધરને ફરકાવતા કેશવે આગળ રહેલા જરાસંધના ઓગણોતેર પુત્રોને મારી નાખ્યા ' આ રામ તો મરશેજ, અર્જુનને મારવાથી શુ ? અત્યારે તો કૃષ્ણને મારી નાખુ.' એમ ચિંતવીને જરાસધ કૃષ્ણ તરફ દોડયો ત્યારે ' કૃષ્ણ પણ હવે મુવોજ ' એમ ચોતરફ અવાજ થઇ રહ્યો. એવામાં માતલિએ શ્રી

નેમિપ્રભુને કહ્યું—" હે ભગવન્ ! અષ્ટાપદ આગળ હાથીના બચ્ચાની જેમ ત્રણે લોકના નાથ એવા તમારી આગળ આ જરાસંધ શું માત્ર છે ? આજે તમે ઉપેક્ષા કરી, ત્યારે હે જગદીશ ! એ જગતને યાદવ રહિત કરવાને ઉભો થયો છે, માટે કંઈક આજે તમારા બળની લીલા દેખાડો. હે પ્રભો ! જો કે જન્મથી તમે સાવદ્ય કર્મ થકી તો વિમુખ છો, તથાપિ વૈરીએ દબાવેલ પોતાના કુળ ( સ્વજન ) ની ઉપેક્ષા ન કરવી જોઈએ. " એ પ્રમાણે સારથીના કહેતા વિભુએ ક્રોધ વિના પૌરંદર ( ઇદ્ર સંબંધી ) શંખને હાથમાં લઈને મેઘની ગર્જના છુપાઇ જાય તેવી રીતે ધમ્યો. એટલે આકાશ–પૃથ્વીના ઉદરને ભરી મૂકનાર તેના અવાજથી જરાસંધના સૈનિકો બહુજ ક્ષોભ પામ્યા. અને યાદવોનું સૈન્ય ફરી સંગ્રામને માટે સમર્થ ને સ્વસ્થ થયું. પછી શ્રી નેમિની આજ્ઞાથી માતલિએ સગ્રામમા રથને સમુદ્રના આવર્ત ( ઘુમરી ) ની જેમ ભમાવ્યો, અને સ્વામી નવા મેઘની જેમ ઇદ્ર ધનુષ્યને ખેંચીને અત્યત દુ:સહ એવી બાણશ્રેણિને વરસાવવા લાગ્યા. તેના ભયથી પરસૈન્યના બધા સુભટો ચોતરફ ત્રાસ પામ્યા. સ્વામીએ કેટલાક યોદ્ધાઓના ધ્વજ છેદ્યા, કેટલાકના ધનુષ્ય, તથા કેટલાકના રથ ભાંગ્યા, કેટલાકના મુગટ પાડ્યા. પ્રહારની વાત તો દૂર રહી, પણ કલ્પાત કાલના સૂર્યની જેમ પરસૈન્યના સુભટો પ્રભુને સામે જોવાને પણ સમર્થ ન થયા. એકલા સ્વામીએ મુગટબદ્ધ લક્ષ રાજાઓને ભાંગી નાખ્યા, કારણ કે ઉછળતા મહાસમુદ્રની આગળ પર્વતો શુ ટકી શકે ? ' પ્રતિવાસુદેવને તો વાસુદેવજ મારે. ' આ મર્યાદાને સાચવતા પ્રભુએ જરાસંધને ન માર્યો. સર્વ પરસૈન્યોને રૂંધીને વિભુ રથ ફેરવી રહ્યા, એટલે યાદવ સૈનિકો ફરી ઉત્સાહમાં આવીને યુદ્ધ કરવા લાગ્યા. આ વખતે મૃગલાઓને સિંહોની જેમ પાડવોએ બાકી રહેલા કૌરવોને પોતાના વૈરથી મારી નાખ્યા. પછી સ્વસ્થ થયેલા રામે પણ મુશલ અને હલશસ્ત્રને ઉપાડી અનેક શત્રુસૈનિકોને લહાવીને મારી નાખ્યા. એવામા યાદવોને દુર્જય જાણીને જરાસંધે ક્રોધથી સમસ્ત યાદવસૈન્યમાં પોતાની જરાવિદ્યા છોડી. ત્યારે તત્કાલ તે જરાવિદ્યાથી યાદવોનુ સૈન્ય નિર્બલ, તથા નિશ્ચિંત રીતે ભૂમિતલપર જેના શસ્ત્રો પડી ગયા છે એવુ થઇ ગયુ. એટલે ચિંતાતુર કેશવે પોતાના કાકાના પુત્ર શ્રી અરિષ્ટનેમિને સમર્થ જાણીને તેન આગળ સૈન્યનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો તે સાભળીને ભ્રાતાના સ્નેહથી પોતાના સ્નપન ( સ્નાત્ર ) જળનુ માહાત્મ્ય છતા મહાપુરૂષના લક્ષણથી પ્રભુ કૃષ્ણને જરા ટાળવાનો બીજો ઉપાય બતાવવા લાગ્યા—" હે ભ્રાત ! પાતાલલોકના નાયક ધરણનાગેંદ્રને ઉદ્દેશીને, અષ્ટમ ( અઠ્ઠમ ) તપ કર, તેના દેવગૃહમા સુરાસુર, વિદ્યાધર અને રાજાઓએ પૂર્વે પૂજેલ એવું ભવિષ્યમાં થનાર ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથનુ બિંબ વિદ્યમાન છે, તેના સ્નાત્ર જળથી બધા યાદવોની જરા ટળશે. અહી સદેહ નથી. માટે તેની પાસે તુ તે બિંબની માગણી કર. તારા

અતિશય પ્રબલ પુણ્યને લીધે તે તને આપશે." એ પ્રમાણે ચિંતાને દૂર કરનાર શ્રીનેમિપ્રભુનું વચન સાંભળીને કેશવે તે પ્રમાણે યથાવિધિ અષ્ટમ તપ કરી ધરણેંદ્રને સતુષ્ટ કર્યો. પછી તેણે આપેલ શ્રીપાર્શ્વનાથનુ બિંબ લઈને તેના સ્નાત્ર જળથી સમસ્ત પોતાના સૈન્યમા કેશવે ત્રણવાર છટકાવ કર્યો. તેના મહિમાથી સમસ્ત સૈન્ય જરારહિત થયુ, અને પ્રથમની જેમ શત્રુસૈન્ય સાથે યુદ્ધ કરવા લાગ્યું. આ જગમોચનનો અધિકાર શ્રી શખેશ્વરપાર્શ્વનાથના તીર્થકલ્પમાં તથા શ્રાદ્ધવિધિ વિગેરે ગ્રથોમા વિદ્યમાન છે. માટે અહીં કોઈએ સંશય ન કરવો.

હવે જરા વિદ્યાના બલરહિત યાદવસૈન્ય પોતાના સૈન્યને મારતું જોઈ મનમા વલખો થયા છતા માનધન જરાસંધ કૃષ્ણને સ્વાભિમાનયુક્ત આ વચન બોલ્યો–'અરે ગોપાલ ! આટલો વખત તું શીયાળની જેમ માયાથી જ જીવતો રહ્યો છે, માયાથીજ તે મારા જમાઈ કંસને માર્યો અને કાલકુમારને પણ માયાથી જ માર્યો. અસ્ત્રવિદ્યા રહિત તારી સાથે સંગ્રામ જ ન કરવો જોઈએ, છતાં આજે તારા પ્રાણોની સાથે જ માયાનો અત લાવું છું, અને મારી પુત્રી જીવયશાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરૂ છુ.' ત્યારે હરિ હસીને બોલ્યો–'હે રાજન ! એ તું સત્ય બોલે છે. હુ એવો છું, પણ તારૂ શસ્ત્રાસ્ત્રનું શિક્ષણ તો મને બતાવ. 'હું એકજ' એમ તારી જેમ હુ આત્મશ્લાઘા કરતો નથી, પરંતુ આ એક વચન કઈક કહુ છુ કે–" તારી પુત્રીની પ્રતિજ્ઞા અલ્પ વખતમાજ અગ્નિ પ્રવેશ કરવાથી પૂરી થશે, બીજી રીતે નહિ. આ મારૂં વચન સત્ય કરીને જ માનજે." એ રીતે વિષ્ણુના વચનથી ક્રોધી બનેલ જરાસંધે તીક્ષ્ણ બાણો છોડ્યા; એટલે હરિએ તે બધાને છેદી નાખ્યા, અને તે બને જરાસંધ અને કેશવ અષ્ટાપદની જેમ ચીડાઈને યુદ્ધ કરવા લાગ્યા, તથા ધનુર્દંડના શબ્દોથી સર્વ દિશાઓને ગજાવતા તે બને મહા સગ્રામ કરવા લાગ્યા. તેમના રણના ધસારાથી સમુદ્રો ક્ષોભ પામ્યા પર્વતો કપી ઉઠયા અને વિદ્યાધરો આકાશમા ત્રાસ પામ્યા. પર્વત સમાન તેમના રથના ગમનાગમનને સહન ન કરતી વસુધાએ પણ ક્ષણવાર પોતાનુ સર્વસહપણુ છોડી દીધુ. ગોવિદે મગધેશ્વરના દિવ્ય અસ્ત્રોને દિવ્ય અસ્ત્રોવતી અને તેના લોખડના શસ્ત્રોને પોતાના લોખંડના શસ્ત્રોવતી લીલામાત્રમા ભેદી નાખ્યા એટલે સર્વ અસ્ત્રો વિફલ થતાં અમર્ષથી ભરેલ છતાં વિલક્ષ થયેલ જરાસધે અન્ય અસ્ત્રોથી દુઃખે વારી શકાય તથા અમોઘાસ્ત્ર એવા પોતાના ચક્રરત્નને સભાર્યું તેજ વખતે ચક્રરત્ન આવ્યું. ત્યારે જયના અભિલાષી કોપાંધ જરાસધે ચક્રને હાથવતી ગગનમાં ભમાવીને કૃષ્ણ તરફ છોડયુ. ત્યા ચક્ર ઉચે આવતા આકાશમા વિદ્યાધરો પણ કંપી ઉઠ્યા, તથા દીનતાને પામેલ કૃષ્ણનાં સૈન્યો પણ ચોતરફ ક્ષોભ પામ્યાં તેના ચક્રને અટકાવવાને કૃષ્ણ, રામ, પાચે પાંડવો તથા બીજા યોદ્ધાઓએ પોતપોતાનાં અસ્રો છોડયા, પણ વૃક્ષોથી ઉચે

ચડેલ નદીના પ્રવાહની જેમ તે સર્વ અસ્ત્રોથી સ્ખલના ન પામેલ તે ચક્ર આવીને એક તુંબડાની જેમ કૃષ્ણના હૃદયમા વાગ્યું. એટલે જાણે ભેદનીતિથી ભેદાયેલ હોય તેમ પોતાની પાસે રહેલ, સજજ થયેલ જાણે પોતાનો પ્રતાપજ હોય તેમ તે ચક્રને કૃષ્ણે હાથમાં લઈ લીધું. ત્યારે—" ભરતક્ષેત્રમાં આ નવમો વાસુદેવ ઉત્પન્ન થયો." એમ બોલતા દેવોએ આકાશમાંથી ગંધોદક અને પુષ્પની વૃષ્ટિ કરી, અને ઉંચેથી તે જયજયારવ કરવા લાગ્યા. હવે કૃષ્ણે દયા લાવીને જરાસંધને કહ્યું—" આ પણ શુ મારી માયા ? હજી પણ સમજી જા, હજી પણ પોતાના ઘરે ચાલ્યો જા, મારી આજ્ઞા માની લે. ફરી સંપદાથી અત્યંત આબાદ થા, દુઃખદાયક માનને મૂકી દે, ઘરડો છતાં હજી જીવતો રહે, વૃથા મર નહિ." ત્યારે તે અભિમાની બોલ્યો—' આ ચક્રને લાંબા વખતથી મેંજ લાલિત કરેલું છે. તેથી મને તો એ ઉલ્મુક ( ઉમાડી ) સમાન છે, અથવા કુંભારના ચક્ર સમાન છે. જો તારે મૂકવું હોય તો મૂક.' એમ જરાસંધના વચનથી ક્રોધી બનેલ કૃષ્ણે જરાસંધ ઉપર તે ચક્ર છોડયું. અહો ! એ પણ સત્ય છે કે પરના આયુધ પુણ્યવંતને પોતાના થાય છે તે શત્રુએ છેદેલ જરાસંધ રાજાનું મસ્તક નીચે પડયું અને તે ચોથી નરકે ગયો તથા વાસુદેવ ઉપર દેવોએ પુષ્પવૃષ્ટિ કરી.

**એ પ્રમાણે શ્રીગુણવિજયગણિ વિરચિત શ્રીમાન્ અરિષ્ટનેમિના ચરિત્રમાં આઠમો પરિચ્છેદ સમાપ્ત થયો.**





## नवम परिच्छेद.



## પ્રકરણ ૧૬ મું.

---

### શ્રીકૃષ્ણવાસુદેવનો રાજ્યાભિષેક.



વે શ્રી નેમિનાથે કૃષ્ણના શત્રુ રાજાઓને નિગ્રહથી છુટા કર્યા. એટલે તે અંજલિ જોડી પ્રભુને નમસ્કાર કરીને બોલ્યા કે--" હે નાથ ! જ્યારે યદુવંશમાં ત્રણ લોકના સ્વામી તમે અવતર્યા, તેથીજ અમારો સ્વામી જરાસંધ અને અમે જીતાયા એક વાસુદેવ પણ પ્રતિવાસુદેવને તો હણેજ છે, તેમાં સંશય નથી, તો પછી તમારા જેવો ભ્રાતા જેને સહાય હોય, ત્યારે તો પૂછવુંજ શું ? પૂર્વે અમે તથા જરાસંધે આ ન જાણ્યું, તે અમે અકાર્ય કર્યું, આવી ભવિતવ્યતાને કોણ ઓળંગી શકે ? હવે આજે તમારા શરણે આવેલા અમ સર્વનું કલ્યાણ થાઓ. કારણ કે જગતમાં તમે એકજ નિષ્કારણ બાંધવ છો તમારા શરણમાં તો શુભજ પ્રાપ્ત થાય, માટે આપની પાસે અમે કલ્યાણની યાચના કરીએ છીએ." એમ કહીને ઉભા રહેલા તે રાજાઓની સાથે શ્રીનેમિ હરિ પાસે ગયા, એટલે રથથી ઉતરીને કૃષ્ણે સ્વામીને ગાઢ આલિંગન આપ્યું. પછી શ્રીનેમિના વચનથી તે સર્વ રાજાઓનો હરિએ સ્વીકાર કર્યો, તથા જરાસંધના પુત્ર સહદેવને સમુદ્રવિજય કાકાની આજ્ઞાથી મગધ દેશનો ચોથો ભાગ આપીને રાજગૃહનગરમા તેના પિતાના પદપર ગોવિંદે જાણે પોતાનો કીર્તિસ્તંભ હોય તેમ સ્થાપન કર્યો, તેમજ સમુદ્રવિજયના પુત્ર મહાનેમિને શૌર્યપુરમાં, હિરણ્યનાભના પુત્ર રૂકમનાભને કોશલા નગરીમાં, રાજ્ય ન લેતા ઉગ્રસેનના પુત્ર ધરને મથુરા નગરીમા-કૃષ્ણે સ્થાપન કર્યા. હવે સૂર્ય અસ્ત થયો, ત્યારે નેમિનાથે વિસર્જન કરેલ માતલિસારથિ સ્વર્ગમાં ગયો. કૃષ્ણ અને કૃષ્ણની આજ્ઞાથી બીજા પણ પોતપોતાના પડાવમાં ગયા, અને સમુદ્રવિજય વસુદેવના આગમનની રાહ જોતો રહ્યો.

હવે બીજે દિવસે સમુદ્રવિજય સહિત વાસુદેવને ત્રણ વિદ્યાધરીઓએ આવીને કહ્યું કે-"હે પ્રભો! પ્રદ્યુમ્ન, શાંબ અને વિદ્યાધરો સહિત વસુદેવ અત્યારેજ આ આવે છે તેનું ચેષ્ટિત સાંભળો-આ સ્થાનથી પ્રદ્યુમ્ન, શાબ અને વિદ્યાધરો સાથે વસુદેવ વૈતાઢ્યપર ગયો. ત્યા શૂર્પક, નીલકંઠ, અંગારક, માનસવેગ વિગેરે બધા પૂર્વના વૈરીઓએ મળી મળીને તેને લડાવ્યો. તે યુદ્ધમાં ગઇ કાલે નજીકના દેવતાએ કહ્યું-'જરાસંધને મારીને કૃષ્ણ વાસુદેવ થયો.' તે સાભળીને બધા વિદ્યાધરોએ સંગ્રામ તજીને વિદ્યાધરના સ્વામી મદરવેગને વિનંતિ કરી. તે સાંભળીને તેણે પણ તેમનેજ આદેશ કર્યો કે-'અરે! તમે બધા ભેગા થઈ હાથમાં ભેટણા લઇ આવો. વસુદેવ મારફતે આપણે હરિના શરણે જઇશું.' એમ કહી વસુદેવની પાસે જઇ તે વિદ્યાધરપતિએ પોતાની બ્હેન પ્રદ્યુમ્નને આપી. બીજા ત્રિપથર્ષભ રાજાએ પણ પોતાની પુત્રી તેનેજ આપી તથા દેવર્ષભ અને વાયુપથ રાજાએ પોતાની પુત્રીઓ પરમાનંદથી શાંબકુમારને આપી. તે બધા વિદ્યાધર રાજાઓ વસુદેવની સાથે આજે આવે છે. અગાઉથી તમને કહેવાને અમને મોકલી છે" એમ તે વૃદ્ધ વિદ્યાધરીઓ કહે છે. તેવામાં તરત, વિદ્યાધરો શાંબ અને પ્રદ્યુમ્ન સહિત સર્વને નયનના ઉત્સવરૂપ વસુદેવ ત્યાં આવ્યા. તે બધા વિદ્યાધરોએ સુવર્ણ રત્ન વિવિધ મુક્તાફળ, હાથી, ઘોડા અને પદાતિઓથી હરિનો સત્કાર કર્યો. પછી કેશવે જયસેન વિગેરેનું પ્રેતકાર્ય કર્યું. સહદેવે જરાસંધ વિગેરેનું પ્રેતકાર્ય કર્યું. એ રીતે પતિ અને પિતાનો કુળ સહિત સંહાર જોઇને તે જીવયશા જીવતી અગ્નિમાં પેઠી અને પોતાની પ્રતિજ્ઞા તેણે પૂર્ણ કરી. જ્યાં યાદવોએ આનંદ કર્યો, ત્યાં સેનપલ્લી ગામને ઠેકાણે જનાર્દને આનંદપુર કર્યું, તથા થોડે છેટે ત્યા શખપુર નામનું નવીન નગર વસાવ્યું અને ત્યા પોતે કરાવેલ પ્રાસાદમાં કૃષ્ણ મહારાજે શ્રીપાર્શ્વનાથનું બિંબ સ્થાપન કર્યું. પછી તે સ્થાનથી વિદ્યાધરો અને મનુષ્યોથી પરવરેલ વિષ્ણુએ છમહિનામાં ભરતાર્ધને સાધ્યું અને પછી તે મગધ દેશમાં ગયો ત્યાં એક યોજન વિસ્તૃત અને એક યોજન લાંબી તથા ભરતાર્ધમાં રહેતી દેવ-દેવીઓથી અધિષ્ઠિત એવી કોટિશિલા નામની મહાશિલાને કૃષ્ણે પોતાના ડાબા હાથવતી પૃથ્વીથી ચાર અંગુલ ઉંચે ઉપાડી. તે મહાશિલાને પ્રથમ વાસુદેવ ભુજાના અગ્રભાગ સુધી ઉપાડે બીજો મસ્તક સુધી, ત્રીજો કંઠ સુધી, ચોથો છાતીસુધી, પાંચમો હૃદય સુધી, છઠ્ઠો કેડ સુધી, સાતમો બે જંઘા સુધી, આઠમો જાનું (ઢીંચણ) સુધી અને નવમો વાસુદેવ ભૂમિથી ચાર આંગળ ઉંચે ઉપાડી શકે છે. કારણ કે અવસર્પિણી કાળમાં અનુક્રમે તે ક્ષીણ બળવાળા થતા જાય છે.

પછી કૃષ્ણ દ્વારકાનગરીમાં આવ્યો ત્યાં સોળ હજાર રાજાઓ, તથા દેવોએ ભક્તિપૂર્વક વાસુદેવના પદપર તેનો અભિષેક કર્યો ત્યાર બાદ વિષ્ણુએ પાંડવોને કુરૂદેશ તરફ, તથા બીજા મનુષ્યો અને વિદ્યાધરોને પોત પોતાના સ્થાન તરફ વિદાય કર્યા. હવે સમુદ્રવિજયાદિક દશ બલવત

દશાર્હો, બલદેવાદિક પાંચ મહાવીર, ઉગ્રસેનાદિક સોળહજાર રાજાઓ, પ્રદ્યુમ્ન વિગેરે સાડી ત્રણ કોટિ કુમારો, દુર્દાંત શાબાદિક સાઠહજાર કુમારો, વીરસેનાદિક એકવીસ હજાર વીરો, મહાસેન વિગેરે પચાશ હજાર મહાબલવંત એવા તાબેદાર મોટા મહર્દ્ધિક, તથા બીજા પણ શેઠ સાહુકાર, સાર્થવાહ વિગેરે હજારો લોકો અંજલિ જોડીને શ્રી કૃષ્ણની સેવા બજાવતા હતા. સોળહજાર રાજાઓએ વાસુદેવને ભક્તિ પૂર્વક વિવિધ રત્નો તથા બે બે સુંદર કન્યા આપી તે બત્રીશ હજાર કન્યાઓમાથી સોળહજાર કન્યાઓને કૃષ્ણ પરણ્યા. આઠ હજારને બલદેવ તથા આઠ હજાર કન્યાઓને બીજા કુમારો પરણ્યા. પછી કૃષ્ણ, રામ તથા બધા કુમારો રમણીય રમણીઓથી પરવરી ક્રીડા–ઉદ્યાન તથા ક્રીડાપર્વતાદિમાં આનંદથી રમતા હતા.

હવે તેમને ક્રીડા કરતા જોઇને સમુદ્રવિજય રાજા તથા શિવાદેવીએ શ્રી નેમિકુમારને પ્રેમપૂર્વક મીઠી વાણીથી કહ્યું—હે વત્સ ! તને જોતાં સદાય અમારા લોચનને આનંદ છે. છતા યોગ્ય કન્યાના પાણીગ્રહણથી તે નયનોત્સવને અધિક બનાવ ! ત્યારે જન્મથી સંસાર પર વૈરાગ્ય ધરનારા ત્રણ જ્ઞાનસહિત શ્રીનેમિપ્રભુએ કહ્યું—‘ યોગ્ય કન્યાઓ મારા જોવામાં ક્યાંઈ આવતી નથી; આ તો દુખમાં નાખે તેવી છે. તેથી એ સ્ત્રીઓની અમારે જરૂર નથી. જ્યારે યોગ્ય કન્યાઓ મળી જશે, ત્યારે પરણીશ. ’ એ રીતે શ્રી નેમિએ ગંભીર વાણીથી પ્રકૃતિએ સરલ એવા પોતાના માત–પિતાને વિવાહ કરવાના આગ્રહથી અટકાવ્યા.

હવે યશોમતીનો જીવ અપરાજીત વિમાનથી ચવીને ઉગ્રસેનની ધારિણી રાણીના ઉદરે અવતર્યો. પૂર્ણ માસ થતા પુત્રીનો જન્મ થયો. પિતાએ તેનું **રાજીમતી** એવું નામ પાડ્યું. અસાધારણ રૂપ અને લાવણ્યવતી તે અનુક્રમે વધવા લાગી. હવે દ્વારકાવાસી **ધનસેન** શ્રેષ્ઠીએ પોતાની **કમલામેલા** નામે પુત્રી ઉગ્રસેનના પુત્ર **નભસેનને** આપી. એક વખતે નારદ ભમતો ભમતો નભસેન કુમારના ઘરે આવ્યા; પરંતુ વિવાહમા વ્યગ્ર મન હોવાથી તેણે તેને માન ન આપ્યુ તેથી તેને અનર્થમા પાડવાની ઇચ્છાથી તે નારદ, રામપુત્ર નિષધના પુત્ર–શાંબ વિગેરેને અતિ વલ્લભ એવા સાગરચંદ્રના ઘરે ગયો. સાગરચંદ્રે ઉભા થઇ સત્કાર કરીને તેને પુછ્યું કે—‘ હે દેવર્ષિ ! તેં ભ્રમણ કરતા કાંઇ આશ્ચર્ય જોયું ? કારણ કે તું કૌતુક જોવામા પ્રેમી છે. ’ તે બોલ્યો—‘ જગતમા આશ્ચર્યભૂત ધનસેનની કન્યા કમલામેલાને અહીંજ મેં જોઇ છે. અને તે અત્યારેજ નભસેનને આપવામાં આવી ! એમ કહી ઉડીને નારદ અન્ય સ્થળે ચાલ્યો ગયા. ત્યારથી સાગરચંદ્ર તેણીમાં આસક્ત થયો, મનમાં તેનેજ ચિંતવતો અને મંત્રની જેમ મુખમા તેનુંજ નામ જપતો હતો. પિત્તથી ઉન્મત્ત થયેલ જેમ સર્વત્ર કનકને જુએ, તેમ તે સર્વત્ર તેનેજ જોતો હતો. પછી તે નારદ કમલામેલાના ઘરે ગયો. ત્યાં સત્કાર કરીને તેણીએ તેને આશ્ચર્યથી પુછ્યું, ત્યારે તે કુટમતિ બોલ્યો

કે—' હે ભદ્રે ! મેં બે આશ્ચર્ય દીઠાં. તેમાં એક રૂપસંપદામાં સાગરચંદ્રકુમાર અને બીજું કુરૂપમાં નભસેન. ' તે સાંભળી તેણી તત્કાલ નભસેનને મૂકીને સાગરચંદ્રમાં આસક્ત થઇ. એટલે તેણીનો રાગ જાણીને નારદે જઇ સાગરચંદ્રને કહ્યું. તેણીના વિરહસાગરમા પડેલ સાગરચંદ્રને જોઇને તેની માતા તથા બીજા કુમારો બહુ દુઃખ પામ્યા. ત્યારે ત્યા શાંબકુમાર આવ્યો, અને તેવી અવસ્થામા બેઠેલ સાગરચંદ્રની તેણે મશ્કરીમા હાથવતી બને આંખ ઢાંકી દીધી. ત્યારે સાગર બોલ્યો—' અહો ! તુ શું કમલામેલા છે ? ' શાંબ બોલ્યો—' આ હું કમલામેલા ( લક્ષ્મીનો સંગમ કરાવનાર ) છું. ' એટલે સાગરચંદ્ર ફરી બોલ્યો—' ત્યારે તો તુજ મને કમલા મેળવી આપીશ. માટે બીજો ઉપાય વિચારવાની શી જરૂર છે ?' તે વચનોનો સ્વીકાર ન કરતા છતાં શાંબને બધા કુમારોએ પ્રબલ મદ્ય પીવરાવીને મનાવ્યો. પછી મદાવસ્થારહિત થતા તે વિચારવા લાગ્યો—' અરે ! આ દુષ્કર કાર્ય મેં કેમ કબુલ કર્યું ? પણ હવે તો તેને બજાવેજ છુટકો. ' પછી પ્રજ્ઞપ્તિ વિદ્યાને યાદ કરીને શાંબકુમાર બીજા કુમારોની સાથે નભસેનના વિવાહના દિવસે ઉદ્યાનમાં ગયો. ત્યાં સુરંગવાટે ઘરથકી કમલામેલાને મંગાવીને આસક્ત એવી તેણીને વિધિપૂર્વક સાગરચંદ્રની સાથે ગુપ્ત પરણાવી દીધી. હવે ઘરમા તેને ન જોવાથી તેણીના પીયર અને શ્વસુરપક્ષના માણસો આમતેમ જોતા તે ઉદ્યાનમાં આવ્યા. ત્યાં જેમણે વિદ્યાધરનું રૂપ કરેલ છે એવા યાદવોના મધ્યભાગમાં બેઠેલી તે કમલામેલાને જોઇને તે બધાએ વિષ્ણુને વિનતિ કરી એટલે કૃષ્ણ ગાઢ ક્રોધાયમાન થતાં આવીને કમલામેલાને હરનાર એવા તેમને મારવાને માટે લડાવ્યા. કારણ કે તે કદી અન્યાયને સહન કરતો નહિ. ત્યારે તરતજ શાંબ પોતાનું સ્વરૂપ કરી કમલામેલા સહિત સાગરચંદ્રને લઇને કૃષ્ણના પગે પડ્યો. તે બધું જોતાં કૃષ્ણ વિલક્ષ થઇને બોલ્યા—' અરે ! આ તે શું કર્યું ? કે બિચારા આશ્રિત આ નભસેનને તે આ પ્રમાણે છેતર્યો. ' ' હવે આજે આ શાંબને શું કરીએ ? ' એમ નભસેનને સમજાવ્યો પછી કેશવે કમલામેલા સાગરચંદ્રને જ આપી. એટલે વૈર વાળવાને અસમર્થ નભસેન ત્યારથી સાગરચંદ્રના સદા છિદ્ર જોવા લાગ્યો.

અહીં પ્રદ્યુમ્નની વૈદર્ભી સ્રીને અનિરૂદ્ધ નામે પુત્ર થયો, અને તે યૌવન પામ્યો. તે વખતે વૈતાઢ્ય પર્વત પર શુભનિવાસ નામના નગરમાં મહા બલવાન, મહા માની એવો બાણ નામે વિદ્યાધર રાજા હતો તેની ઉષા નામની કન્યા અત્યતરૂપવતી હતી. તેણીએ પોતાને લાયક વલ્લભ મેળવવા મોટા નિશ્ચયથી ગૌરી વિદ્યાને આરાધી, તે સતુષ્ટ થઇને બોલી—' કૃષ્ણ વાસુદેવનો પૌત્ર દેવ સમાન અનિરૂદ્ધ તારો વર થશે. ' વળી બાણે પણ ગૌરી વિદ્યાને પ્રિય એવા શંકર નામના દેવને આરાધ્યો, તેણે તેને રણભૂમિમાં અજય્યપણું આપ્યું. એટલે

ગૌરીએ શંકરને કહ્યું—' તમે જે સર્વત્ર અજય્યપણાનો વર આપ્યો તે યુક્ત ન કર્યું. કારણ કે મે તેની પુત્રી ઉષાને પૂર્વે વર આપ્યો છે ત્યારે શંકરે બાણને કહ્યું—'તુ સ્ત્રીકાર્ય શિવાય બીજે અજય્ય થઈશ.' તે વરથી પણ બાણ સંતુષ્ટ થયો. રૂપની સંપત્તિને લીધે તે ઉષાને ક્યા ક્યા વિદ્યાધર અને મનુષ્યોએ બાણ પાસે ન માગી ? પરંતુ તેણે રૂચિ વિના કોઈને તે આપી નહિ. હવે અનુરાગ યુક્ત ઉષાએ ચિત્રલેખા વિદ્યાધરીને મોકલીને અનિરૂદ્ધ કુમારને મનમાં ચિંતવ્યા પ્રમાણે પોતાના ઘરે તેડાવ્યો. તેને ગાંધર્વવિવાહથી પરણી તેડીને તે ચાલતો થયો. ' ઉષાને હરીને હું આ અનિરૂદ્ધ જાઉં છુ ' એમ તે ઉંચેથી બોલ્યો. ત્યારે ક્રોધી ને ધનુર્ધારી એવા બાણ વિદ્યાધર રાજાએ મહા સૈન્ય લઈને શિકારી કુતરાઓને લઈ જેમ વરાહ ( ભુંડ )ને રોકે તેમ અનિરૂદ્ધ કુમારને અટકાવ્યો. એટલે ઉષાએ પાઠસિદ્ધ વિદ્યા પતિને આપી. તે વિદ્યાથી બલિષ્ઠ થઈને તેણે બાણની સાથે લાંબો વખત યુદ્ધ કર્યું. પછી બાણ વિદ્યાધરે હાથીના બચ્ચાંની જેમ અનિરૂદ્ધને નાગપાશથી બાંધી લીધો. ત્યારે પ્રજ્ઞપ્તિ વિદ્યાથી તેણે વિષ્ણુને કહ્યુ. એટલે તત્કાળ બલભદ્ર, પ્રદ્યુમ્ન અને શાબસહિત હરિ ત્યા આવ્યા ગરૂડધ્વજના દર્શન માત્રથી તે નાગપાશ છુટી ગયા ત્યારે શંકરે આપેલ વર અને આત્મબળથી ગર્વિષ્ઠ તથા મદોન્મત્ત થયેલ બાણે કૃષ્ણને કહ્યુ—' તું મારા બળને શુ જાણતો નથી ? તેં સદા બીજી કન્યાઓનું હરણ કર્યું છે અને તેથી તારા પુત્ર વિગેરેને તે પરંપરાથી આવતી આદત થઇ પડી. પરંતુ તેનું ફળ હું આજે તને દેખાડું.' ત્યારે કૃષ્ણ બોલ્યો—' હે દુષ્ટાશય ! અરે વિદ્યાધરાધમ ! આ તારી વચનયુક્તિ કેવી ? કન્યા તો અવશ્ય ગમે તેને આપવાની જ હોય છે. તો તેના વરવામાં શો દોષ છે ? ' એમ સાભળી વિદ્યાધરોથી પરવરેલ, ભ્રકુટીથી જેનું મુખ ભીષણ છે અને ધનુષ્યને જેણે ખેંચેલ છે એવા તે બાણે કૃષ્ણ તરફ બાણો ફેંક્યા. છેદ કરવામાં કુશળ એવા કેશવે તે બાણોને અધવચજ છેદી નાખ્યા. એ પ્રમાણે તે બંને વીરોનુ બાણયુદ્ધ થયું. પછી કૃષ્ણ ભુજંગને ગરૂડની જેમ કૃષ્ણે તેને અસ્ત્રરહિત કરી, ખંડ ખંડ કાપીને યમરાજાના ઘરે મેમાનની જેમ મોકલી દીધો. ત્યારબાદ હરિ મન્મથના જેવા સ્વરૂપવાન ઉષાસહિત અનિરૂદ્ધને આનંદપૂર્વક તેડીને બલભદ્ર, શાબ અને પ્રદ્યુમ્નસહિત એકદમ તે પોતાની નગરીમા આવ્યો.

**એ પ્રમાણે શ્રી ગુણવિજયગણિવિરચિત શ્રીમાન્ અરિષ્ટનેમિના ચરિત્રમાં નવમો પરિચ્છેદ સમાપ્ત થયો.**





# दशम परिच्छेद.



## પ્રકરણ ૧૭ મું.

### શ્રીનેમનાથ ભગવાનનું ચરિત્ર અને બળ પરિક્ષા.



વે શ્રીનેમિકુમારે બીજા કુમારો સાથે ક્રિડા નિમિત્તે નગરીમા ભમતાં ચક્ર, ખડગ, શંખ ગદા, ધનુષ્ય વડે શોભિત એવી વાસુદેવની આયુધશાળામાં નિ:શંકપણે પ્રવેશ કર્યો. ત્યાં પ્રભુએ સૂર્યના બિંબની જેમ અત્યંત ચળકતું ચક્રરત્ન દીઠું તથા શાર્ંગ ધનુષ્ય, કૌમુદીકીગદા, નદખડ્ગને ભુજગરાજની જેમ ભીષણ દીઠા. તેમ જ કુમારોની સાથે શ્રીનેમિએ જાણે કૃષ્ણના યશનો મોટો ખજાનો હોય, તેવો અને યુદ્ધરૂપ નાટકમાં મંગલાચરણના વાજિંત્ર સમાન એવો પાંચજન્ય શંખ જોયો. હવે કુતૂહલથી શંખ લેવાને ઇચ્છતા અરિષ્ટનેમિને જાણીને શસ્ત્રશાલાના રક્ષક ચારૂકૃષ્ણે પ્રણામ કરી કહ્યું કે–' હે પ્રભો! જો કે તમો હરિનો ભ્રાતા છો, અને મહાબલવાન છો, તથાપિ શંખ લેવાને પણ તમે સમર્થ નથી, તો તેને પૂરવાનુ સામર્થ્ય તો ક્યાંથી હોય? આ શંખ લેવાને અને ધમવાને હરિ વિના કોઇ સામર્થ્ય નથી. માટે વૃથા પરિશ્રમ ન કરો.' ત્યારે શ્રીનેમિએ હસીને તે શંખને ઉપાડયો, અને લીલાથી ધમ્યો, તે વખતે પ્રભુના દાંત અને શંખની પ્રભા–એ તેત્રીશ ચંદ્રની પ્રભા જેવા શોભતા હતા. દ્વારકાના ગઢ સાથે અથડાતા, ભરતી વખતના સમુદ્રધ્વનિ સમાન તે શંખ શબ્દે આકાશ અને ભૂમિને પૂરી દીધી. તે વખતે કિલ્લા, પર્વતના શિખરો તથા પ્રાસાદો ગજકર્ણની જેમ કંપવા લાગ્યા, રામ કૃષ્ણ, દશાર્હો તથા અન્ય પણ મહાસુભટો ક્ષોભ પામ્યા. થાંભલાને ઉખેડી અને સાંકળોને તોડાવીને હાથીઓ ભાગવા લાગ્યા, અશ્વોપણ મુખબંધનને દૂર કરી ભાગી ગયા, ઈંદ્રવજના ઘોષની જેમ તેના અવાજથી નગરીના લોકોને મૂર્ચ્છા આવી ગઈ, શસ્ત્રશાળાના રક્ષકો જાણે મરણ પામ્યા હોય તેમ પડી રહ્યા. હવે ગોવિંદે મનમાં ચિંતવ્યું કે–' આ શંખ કોણે વગાડયો? શું કોઈ ચક્રવર્ત્તિ પેદા થયો? અથવા તો ઈંદ્ર પૃથ્વી ઉપર આવ્યો છે? હું શંખને પૂરૂં, ત્યારે

સામાન્ય રાજાઓને ક્ષોભ હોય, પરંતુ એણે શંખ પૂર્યો, એટલે મને અને રામને પણ ક્ષોભ થયો ' એમ ચિંતવતા કેશવને શસ્ત્રરક્ષકોએ આવીને નિવેદન કર્યું કે–' હે પ્રભો ! અરિષ્ટનેમિએ લીલા કરતાં પાંચજન્ય શંખ પૂર્યો. ' તે સાંભળી વિસ્મય પામેલ કૃષ્ણ મનમાં ખાત્રી ન થતાં જેટલામાં ઉભો થયો, તેવામાં શ્રીનેમિ પણ ત્યાં આવી પહોંચ્યો. એટલે ઉચિતને જાણનાર કૃષ્ણે આદરપૂર્વક શ્રી નેમિને કીંમતિ આસન ઉપર બેસારીને ગૌરવ સહિત કહ્યું–' હે ભ્રાત ! શું આજે તેં આ શંખ પૂર્યો કે જેના નાદથી સમસ્ત વસુધા હજી પણ ક્ષોભમાં પડી છે ? ' શ્રી નેમિએ હા કહી, એટલે પોતે ભુજબલની પરીક્ષા કરવાના ઇરાદાથી કૃષ્ણે તેને ગૌરવ આપવા સાથે કહ્યું–' એ પાંચ જન્યને પૂરવાને મારા વિના બીજો કોઇ સમર્થ નથી, અને તમે એને પૂર્યો, તેથી હે ભ્રાત ! અત્યારે હું સંતુષ્ટ થયો છું, પરંતુ હે માનદ ( માન આપનાર ) મને વિશેષથી પ્રસન્ન કરવા તારૂં ભુજબલ પણ બતાવ, હે બાંધવ ! મારી સાથેજ બાહુ યુદ્ધ કર. ' શ્રી નેમિએ ' ઠીક છે ' એમ કહ્યું, એટલે કુમારોથી પરવરેલા વીરકુંજર તે નેમિ અને કેશવ બંને આયુધશાળામાં ગયા. હવે સ્વભાવે દયાળુ પ્રભુએ વિચાર કર્યો કે–' મારા હૃદય, ભુજ કે પગથી દબાયેલ કેશવનું શું થશે ? માટે એ અનર્થ ન પામે, અને મારૂં ભુજબલ જાણી જાય, તેમ મારે કરવું. એમ ધારીને સ્વામીએ કૃષ્ણને કહ્યું–' હે ભ્રાત ! વારંવાર જમીનપર આળોટવાનું આ યુદ્ધ તો સામાન્ય લોકોનું છે, પણ આપણા બંનેનું તો પરસ્પર ભુજાવાળવાથીજ યુદ્ધ થવાનું. ' તે વચન માનીને કૃષ્ણે વૃક્ષ શાખાની જેમ પોતાની ભુજા લાંબી કરી, એટલે શ્રી નેમિએ તેને કમલનાલની જેમ લીલા માત્રમાં નમાવી દીધી. પછી તે પ્રમાણે સ્વામીએ પોતાની ડાબી ભુજા લાંબી કરી. તેનાપર સર્વ બલથી કેશવ વૃક્ષપર વાંદરની જેમ લટકી રહ્યો. શ્રી નેમિનો બાહુ સ્તંભ કૃષ્ણ જરા પણ વાળી ન શક્યા. મહા પર્વતની પત્થર ભૂમિને શું વનગજ વિદારી શકે ? પછી શ્રી નેમિના ભુજા સ્તંભને મૂકીને પોતાની વિલક્ષતા ( વલખાઇ ) ને છુપાવતો અને શ્રી નેમિને આલિંગન આપતો એવો વિષ્ણુ બોલ્યો–' હે ભ્રાત ! મારા બલથી રામ જેમ જગતને તૃણવત્ માને છે, તેમ તારા બલથી હું વિશ્વને તૃણવત્ માનું છું ' એમ કહીને તેણે શ્રી નેમિને વિસર્જન કર્યા. પછી રામને કૃષ્ણે કહ્યું–' હે ભ્રાત ! ત્રિભુવનમાં શ્રેષ્ઠ એવું ભાઇનું બળ તેં જોયું ? હું વાસુદેવ છતાં વૃક્ષપર પક્ષીની જેમ એની ભુજામાં લટકી રહ્યો, તેથી હું ધારૂં છું કે–આના બળની બરોબરી કરે એવા ચક્રવર્તિ કે સુરેંદ્ર પણ નહિ હોય ? આવા બળથી એ સમસ્ત ભરતક્ષેત્રને પણ શું ન સાધી શકે ? આપણો એ બાંધવ શું એવાને એવોજ રહેશે. ? ' ત્યારે રામ બોલ્યો–' જેમ બળથી એ ચક્રવર્તિ કરતા પણ અધિક છે, તેમ શાંત મૂર્ત્તિથી રાજ્યમા એ નિ:સ્પૃહ અને નિર્લોભી દેખાય છે. ' એમ રામે કહ્યા છતાં શ્રી નેમિના બલથી શંકામાં

પડેલા કૃષ્ણને જોઈને દેવી બોલી—" અરે કેશવ ! તું ખેદ ન કર. જિનવચન સાંભળ—પૂર્વે શ્રીનમિજિને કહ્યુ છે કે શ્રીનેમિ પરણ્યા વિના કુમારજ તીર્થંકર થશે. તેથી રાજ્યલક્ષ્મીની એને જરૂર નથી. પોતાના અવસરની રાહ જોતા આ શ્રીનેમિ જન્મથી બ્રહ્મચારી થઈને દીક્ષા લેશે. હે કૃષ્ણ ! તું અન્યથા ચિંતવ નહિ. " એમ દેવીએ કહ્યું, એટલે પ્રસન્ન થયેલ કેશવે બલદેવને વિસર્જન કર્યા, પોતે અંતઃપુરમાં ગયા. અને તરતજ શ્રીનેમિને બોલાવ્યા. ત્યા રત્નમય સ્નાનાસનપર બેઠેલા, તથા વારાંગના મારફતે જળકુંભ મંગાવતા તે બંને નેમિ—ગોવિંદે તત્કાળ સ્નાન કર્યું, પછી દેવદૂષ્ય વસ્ત્રથી અંગને સાફ કરી, દિવ્ય ચંદનથી વિલિપ્ત થઈને હરિ—નેમિએ ત્યાજ ભોજન કર્યું.

એક વખતે અંતઃપુરના સર્વ નોકર પુરૂષોને કૃષ્ણે કહ્યું કે—' આ મારો ભ્રાતા શ્રીનેમિ મને પોતાના કરતાં વ્હાલો છે, માટે કોઈએ અંત.પુરમા જતાં એને અટકાવવો નહિ. ભાઈઓની બધી સ્ત્રીઓના મધ્યમા રહીને નેમિકુમાર ભલે ઇચ્છાનુસાર રમ્યા કરે. તેમા તમારે કોઈ દોષ ન સમજવો. ' પછી સત્યભામા વિગેરે પત્નીઓને વિષ્ણુએ કહ્યુ—' મારા પ્રાણ સમાન આ તમારા દેવર નેમિને માન આપવું. અને નિઃશંકપણે એને રમાડવો. ' એમ ત્યાં અંતઃપુરમાં કૃષ્ણે કહ્યું. એટલે ભ્રાતાની તે સર્વ સ્ત્રીઓથી સત્કાર પામેલ, નિર્વિકાર અને ભોગવિલાસથી વિમુખ એવો નેમિકુમાર સંચરતો હતો. પ્રસન્ન થયેલ હરિ નેમિને પોતાની સમાન સમજીને અંત.પુર સહિત ક્રીડાપર્વતાદિમાં તે તેની સાથે રમતો હતો.

એક દિવસે વસંતઋતુમાં દશ દશાર્હ, કુમારો નગરજનો તથા અંતઃપુર સહિત કેશવ નેમિ સાથે રૈવતાચલના ઉદ્યાનમાં ગયો. ત્યા નંદનવનમા જેમ સુરાસુરના કુમારો ખેલે, તેમ કુમારો અને નગરીના લોકો વિવિધ ક્રીડા કરવા લાગ્યા. કેટલાક બકુલવૃક્ષ નીચે બકુલની સુગંધ યુક્ત અને મદનને જીવાડનાર ઔષધિ સમાન એવી મદિરા પીવા લાગ્યા, કેટલાક હાથમાં વીણા લઈને તે વસંતમા ફાગરાગ ગાવા લાગ્યા, કેટલાક મદોન્મત્ત યુવાનો કિન્નરની જેમ સ્ત્રીઓ સહિત નાચવા લાગ્યા; કેટલાક ચંપક, અશોક, બકુલપ્રમુખ વૃક્ષોપર સ્ત્રીઓ સહિત, પુષ્પ હરનારા વિદ્યાધરોની જેમ પુષ્પો વીણવા લાગ્યા, કેટલાક કુશળ જનો માળીઓની જેમ પોતે પુષ્પાભરણો ગુંથીને પોતાની પ્રિયતમાઓના અંગપર મૂકતા હતા, કેટલાક લતા ગૃહોમાં નવ પલ્લવોની પથારી પર પોતાની સ્ત્રીઓની સાથે કાંદર્પિક દેવોની જેમ ખેલતા હતા, કેટલાક ભોગી પુરૂષો અત્યંત શ્રમિત થતા જળનીકના તટપર સર્પોની જેમ મલયાચલનો વાયુ ( હવા ) લેવા લાગ્યા, રતિ—મન્મથને વિટંબના પમાડનાર કેટલાક પોતાની રમણીય રમણીઓ સહિત કંકેલ્લિવૃક્ષની શાખાઓમા બાંધેલ હીંચકાપર હીંચકવાની ક્રીડા કરવા લાગ્યા,

કેટલાક પોતાની પ્રિયાઓના ચરણ ( પાદ ) પ્રહારથી કંકેલ્લિવૃક્ષોને, કેટલાક મદ્યના કોગળાવતી બકુલવૃક્ષોને, કેટલાક સરાગ દૃષ્ટિએ જોવાથી તિલકવૃક્ષોને, કેટલાક ગાઢ આલિંગન આપવાથી કુરૂબકવૃક્ષોને, તથા બીજા કામીજનો બીજા વૃક્ષોને બીજા દોહદવડે વિશેષ પુષ્પ અને ફલ સંયુક્ત કરતા હતા. હવે સત્યભામા વિગેરે સ્ત્રીઓથી પરવરેલ કૃષ્ણ શ્રીનેમિ સાથે ક્રીડા કરતો વનમાં અહીં તહીં વનગજની જેમ ભ્રમવા લાગ્યો. નેમિને જોતાં કૃષ્ણને વિચાર આવ્યો કે—' જો નેમિનું મન ભોગમાં આસક્ત થાય, તો મારી લક્ષ્મી કૃતાર્થ અને બાંધવપણ સાર્થક થાય, માટે આલંબન અને ઉદ્દીપનરૂપ વિભાવથી મારે વારંવાર એને અનુકૂલ થવું. એમ કરતાં જો મારો મનોરથ સફળ થાય, તો સારૂં. ' એમ ચિંતવી કૃષ્ણે માયા ગુંથીને મુક્તાહાર સમાન તે શ્રીનેમિના ગળામાં નાખી, વિચક્ષણ તથા પોતાના પતિના અભિપ્રાયને જાણનારી એવી સત્યભામા વિગેરે વિષ્ણુની બધી સ્ત્રીઓ વિચિત્ર પુષ્પાભરણો લઈને શ્રીનેમિ પાસે આવીને ઉભી રહી. તેમનામા કોઈ સુંદરી પીન અને ઉન્નત પોતાના સ્તનના અગ્રભાગવતી સ્પર્શ કરતી સ્નેહથી તે પાછળ ઉભી રહીને શ્રી નેમિને મનોહર પુષ્પમાલાથી ધમ્મિલ ( પુષ્પ ગુચ્છ ) બાધતી હતી. કોઇક આગળ આવીને ભુજલતા ઉંચે કરવાથી પોતાના બાહુમૂલને પ્રગટ કરતી હરિવલ્લભાએ શ્રી નેમિના શિરપર મુગટ રાખ્યો, કોઇક પોતાના હાથવતી કાન પકડીને મદનના જયધ્વજ સમાન કર્ણભરણ રચવા લાગી, કોઈ શ્રીનેમિની સાથે ક્રીડાના કાલક્ષેપને કરવાની ઇચ્છાથી બાહુમાં નૂતન પુષ્પ—બાજુબંધ વારંવાર બાધવા લાગી. એ પ્રમાણે તેઓ ઋતુને ઉચિત શ્રીનેમિના ઉપચાર કરવા લાગી, શ્રીનેમિએ પણ તે પ્રમાણે તેમની તરફ નિર્વિકાર ઉપચાર કર્યા. એ રીતે વિચિત્ર ક્રીડા કરતાં કૃષ્ણ રાત-દિવસ ત્યાં ઉદ્યાનમાં રહીને પછી પરિવાર સહિત દ્વારિકામા આવ્યો. સમુદ્રવિજય રાજા, અન્ય દશાર્હ, રામ, કેશવ અને બીજા બધા યાદવો શ્રી નેમિના લગ્નોત્સવમાં ઉત્સાહી અને ઉત્કંઠિત રહ્યા. અનુક્રમે નેમિ સહિત ક્રીડા કરતાં કૃષ્ણે વસંત સમય વ્યતીત કર્યો.

ત્યાર પછી મન્મથની જેમ સૂર્યને પ્રૌઢ બનાવતી ગ્રીષ્મઋતુ આવી. તે વખતે બાલ-આતપ પણ કેશવના પ્રતાપની જેમ અસહ્ય થઇ પડયો. રાત્રે પણ પ્રાણીઓને કર્મની જેમ ગરમી શાંત થતી નહિ, તે ઋતુમાં વિલાસી યુવાનો કદલીની અંદરની ત્વચા સમાન, તથા કસ્તૂરી, કર્પૂરાદિ સુગંધી દ્રવ્યથી મિશ્ર એવા બે શ્વેત વસ્ત્રને ધારણ કરતા હતા. રમણીઓ કુંજરના કર્ણ સમાન ચંચલ પંખાને મન્મથના હુકમની જેમ હાથથી જરા પણ અલગ કરતી ન હતી. વિચિત્ર કુસુમરસથી દ્વિગુણ સુગંધી કરેલ ચંદન જળથી યુવાનો પોતાને વારંવાર સિંચતા હતા. કામિનીઓએ ચારે બાજુ હૃદય પર રાખેલા કમળનાળ મુક્તાહાર

કરતાં પણ અધિક શોભાને પામ્યા. જલાર્દ્રને વારંવાર હૃદયમાં ગાઢ દબાવતા યુવાને વક્ષસ્થળની જેમ મૂકતા નહિ. એવી રીતે ગરમીથી ભીષણ ગ્રીષ્મઋતુમાં કૃષ્ણ શ્રીનેમિ સાથે અંતઃપુર સહિત રૈવતાચલના ઉદ્યાન-સરોવર પર ગયો. તેની અંદર મજ્જનક્રીડા કરવાને શ્રીનેમિ તથા અંતઃપુર સહિત કૃષ્ણે માનસસરોવરમા હંસની જેમ પ્રવેશ કર્યો. ત્યા કંઠ સુધી નિમગ્ન થયેલ કૃષ્ણ-કામિનીઓના મુખોને જોતા તરત નવીન ઉત્પન્ન થયેલ કમલિનીના ખંડની ભ્રાંતિ થતી, તે વખતે હરિએ પોતે કોઈક કામિની તરફ અંજલિજળ ફેંક્યું, એટલે તે કુશળકાંતાએ કોગળાના જળથી તેના તરફ પ્રક્ષેપ કર્યો. કેટલીક જળથી ડરતી અને અંગે લાગતી બીકણ લલનાઓથી જનાર્દન પુતળીઓ સહિત સ્તંભ જેવો લાગતો. કલ્લોલની જેમ વારંવાર ઉછળતી તે મૃગાક્ષીઓ વેગથી કૃષ્ણના ઉરસ્તટ પર અથડાતી હતી. જલાઘાતથી હરિવનિતાઓના નયનો પોતાના ભૂષણ રૂપ અંજન ધોવાઈ જવાથી ઉત્પન્ન થયેલ રોષથીજ જાણે અધિક લાલાશમા આવી ગયા કૃષ્ણે સપત્નીના નામથી બોલાવેલ કોઈ સુંદરી કૃષ્ણને લીલા કરાળથી મારવા મંડી ગઈ. બીજી કાંતાને લાંબા વખત સુધી જોતા કેશવને કોઇક સ્ત્રીએ આવીને કમળના પરાગ મિશ્રિત જળવતી માર્યો. કૃષ્ણની ચારે બાજુ ગોપભાવની લીલાની રાસ રમતને યાદ કરાવતી તે સુંદરીઓ વારંવાર ભમવા લાગી. ત્યાં ભાઇના આગ્રહથી શ્રીનેમિ પણ હાસ્ય યુક્ત વચન બોલતી કૃષ્ણાંગનાઓથી ઘેરાયેલો છતાં વિકાર રહિત ક્રીડા કરવા લાગ્યો. 'હે દિયર ! હવે કયાં જવાનો છે ?' એમ કહીને હરિની તે પ્રિયતમાઓ સમકાલે ચપેટા—લપડાકથી ઉછળતા જળવતી શ્રીનેમિને મારવા લાગી. જળ છંટકાવથી પડતા કેશવ-કામિનીઓના હાથોવડે જાણે નવ પલ્લવિત વૃક્ષ હોય તેમ સ્વામી શોભતા હતા. જળક્રીડાના મિષ (બાના) થી સ્ત્રી સ્પર્શ જણાવવાને તે કૃષ્ણ કાંતાઓ શ્રીનેમિના કંઠે આશ્લેષ આપતી હતી, છાતી સાથે અથડાતી અને પોતાની ભુજાઓ ઢાંકી દેતી હતી. કોઇ કમલાક્ષી ક્રીડાથી શ્રીનેમિના મસ્તક પર અંતઃપુરની છત્ર ધરનારીની જેમ છત્રની જેમ સહસ્રપત્ર કમળને ધારણ કરવા લાગી. કોઈ હાસ્યથી શ્રીનેમિના કંઠમાં કમળનાળ નાખવા લાગી, જેમ હાથીના કંઠે આલાનશૃંખલા નખાય છે. કોઇ લલના કંઈક બાનુ બતાવીને શતપત્ર કમળથી મદનબાણથી પણ ન હણાયેલ એવા હૃદયમાં મારવા લાગી. અવિકારી પ્રભુ પણ ક્રિયા-પ્રતિક્રિયાથી તે બધી રમણીઓને રમાડવા લાગ્યા. ક્રીડા કરતા બાંધવને જોતાં કેશવ મનમાં બહુજ હર્ષ પામ્યો, અને ત્યાં જળમા નદીવર ગજની જેમ લાંબો વખત રહ્યો. પછી જળક્રીડા સમાપ્ત કરી હરિ સરોવરથી બ્હાર નીકળ્યા, તથી સત્યભામા અને રૂકિમણી વિગેરે પણ કાંઠે આવીને બેઠી. ત્યારે શ્રીનેમિ પણ રાજહંસની જેમ સરોવર થકી બ્હાર નીકળ્યા અને

રૂકિમણી વિગેરે જ્યાં બેઠી છે, ત્યાં તટ ભાગપર આવ્યા એટલે રૂકિમણીએ પોતે ઉઠીને તેને રત્નમય આસન આપ્યું, અને પોતાના ઉત્તરીય (ઉપરના) વસ્ત્રવતી શ્રી નેમીના અંગને લુછયું. ત્યારે સત્યભામાએ હાસ્ય અને વિનયપૂર્વક પ્રભુને કહ્યુ—" હે દિયર ! તમો સદા અમારા વચન સહન કરો છો. તેથી ભય વિના હું તમોને કહું છું—હે સુંદર ! સોળ હજાર સ્ત્રીઓના સ્વામી કેશવના ભ્રાતા છતા એક પણ કન્યાને કેમ પરણુતા નથી ? તમારૂં રૂપ ત્રણે લોકમાં સર્વોત્કૃષ્ટ અને લાવણ્યકલાપથી પવિત્ર છે, તથા યૌવન પણ નવીન છે, તેમ છતા આ તમારી કેવી સ્થિતિ ? માત પિતા, ભાઈઓ અને અમે ભ્રાતા પત્નીઓ વિવાહને માટે તમોને વીનવીએ છીએ, તો હે દેવર ! એમનો મનોરથ પૂરો કરો, પત્નીના પરિગ્રહ વિના તમો માત્ર એકાગ વાંઢા રહીને કેટલો વખત કહાડશો ? અહો ! તમો પોતેજ તમારા મનમાં વિચાર કરો. હે કુમાર ! તમો શું અજ્ઞ છે ? નીરસ (રસહીન) છો ? અથવા ક્લીબ ( નપુંસક ) છો. તે અમને કહો સ્ત્રીના ભોગ વિના તમો અરણ્યના પુષ્પ સમાન છે. જેમ આદિદેવે પ્રથમ તીર્થ પ્રવર્તાવ્યુ, તેમ તેણેજ પાણિગ્રહણના મંગલ બતાવ્યા છે. તે કારણથી તમો એકવાર સ્ત્રી પરણો અને ભોગ સુખો ભોગવ. વળી અવસરે યથારૂચિ બ્રહ્મવ્રતને પણ સ્વીકારજો, પણ ગૃહસ્થાવાસમા બ્રહ્મવ્રત ઉચિત નથી. મંત્ર જાપ શું અશુચિ સ્થાને થાય ? " હવે જાંબવતી બોલી—' હે દેવર ! તમારા વંશમાં મુનિસુવ્રત-વિવાહિત, પુત્રવાળા અને તીર્થંકર થયા. પૂર્વે પણ જિનશાસનમા પાણિગ્રહણ કરીને મોક્ષે ગયા સંભળાય છે, તે તો તમો પણ જાણો છે ખરેખર ! તમો એક નવીન મુમુક્ષુ જાગ્યા છો કે મુક્ત થયેલાઓનો માર્ગ મૂકીને જન્મથી સ્ત્રી વિમુખ થઈ બેઠા. ' એવામા બાહ્ય કોપ બતાવીને સત્યભામા બોલી—'સખી ! આને તમો મધુર વચનથી તો વૃથા સમજાવે છે. એ સામ સાધ્ય જ નથી કારણ કે પિતાએ, વૃદ્ધ ભ્રાતાએ તથા બીજાઓએ પણ વિવાહને માટે એમને બહુ આગ્રહથી કહ્યું-પરંતુ તેમને એણે માન્યા નહિ માટે આપણે બધી સ્ત્રીઓ મળીને એને રોકીએ જો આપણું વચન ન માને તો એને કોઇ રીતે મૂકવા નહિ. ' ત્યારબાદ લક્ષ્મણા વિગેરે બોલી—' આ દેવર તો આરાધવા યોગ્ય છે. એમ કોપ સહિત બોલવુ ન જોઇએ. એને રાજી કરવા-એજ ઉપાય છે. ' એમ કહેતાં રૂકિમણી વિગેરે હરિ વલ્લભાઓ પાણિગ્રહણ માટે આગ્રહપૂર્વક પ્રાર્થના કરતી તે શ્રીનેમિના પગે પડી. તેમનાથી આ પ્રમાણે પ્રાર્થના કરાતા નેમિને જોઇને કૃષ્ણે પણ વિવાહને માટે પ્રાર્થના કરી, અને બીજા યાદવોએ પણ આવીને નેમિને વિનંતી કરી—' હે નેમિ ! ભાઇનુ વચન માન. શિવાદેવી સમુદ્રવિજય તથા બીજા સ્વજનોને સંતુષ્ટ કર. ' એ પ્રમાણે આગ્રહપૂર્વક તે બધાએ શરમાવેલ એવા શ્રી નેમિએ વિચાર કર્યો-" અહો ! એમનું અજ્ઞાન ! અને મારા આ દાક્ષિણ્યને પણ ધિક્કાર છે ! કેવળ એ પોતેજ ભવસાગરમાં પડતા નથી, પરંતુ બીજાઓને પણ

બાંધેલ સ્નેહરૂપ પાષાણુની શિલાથી તેમાં પાડે છે. હવે એમનું વચન અત્યારે વચનમાત્રથી માનવું પડશે, પછી અવસરે તો અવશ્ય આત્મહિત કરવાનુંજ છે. વળી પૂર્વે ઋષભજિને જે વિવાહ કર્યો, તે તો તેવા ભોગાવલિ કર્મને લીધે. કારણ કે કર્મોની ગતિ ભિન્ન ભિન્ન હોય છે.' એમ વિચારીને પ્રભુએ તેમનું વચન કબુલ રાખ્યું. તે સાંભળીને સમુદ્રવિજયાદિક બધા હર્ષ પામ્યા

હવે ગ્રીષ્મઋતુ વીતાવીને પરિવાર સહિત કેશવ નેમિ યોગ્ય કન્યા જોવાને ઉત્સુક થતા દ્વારકામાં આવ્યા, ત્યાં સત્યભામા બોલી—' હે પ્રિયતમ ! મારી નાની બેન રાજીમતી નેમિને લાયક કન્યા છે.' ત્યારે કૃષ્ણે તેણીને કહ્યુ—' હે સત્યભામા ! ખરેખર ! તું મારી હિતકારિણી છે, કે નેમિને યોગ્ય કન્યાની ચિંતારૂપ સાગરમાં પડેલ એવા મારો તેં ઉદ્ધાર કર્યો.' પછી કૃષ્ણ પોતે ઉઠીને યાદવો, તથા આશ્ચર્ય પામેલા નગરજનોથી જોવાતો તે ઉગ્રસેનના ઘરે ગયો. એટલે ઉગ્રસેને પણ અર્ઘ્યાદિકથી કૃષ્ણનો સત્કાર કરીને સિંહાસનપર બેસારી તેને આવવાનું કારણ પૂછયું. ત્યારે કૃષ્ણ બોલ્યા—' હે રાજન્ ! તમારી રાજીમતી નામે જે કન્યા છે, તે મારા લઘુ ભ્રાતા ગુણે કરી મારાથી અધિક એવા નેમિને યોગ્ય છે.' એટલે ઉગ્રસેન બોલ્યો—' હે પ્રભો ! અમારૂ ભાગ્ય ફળ્યુ, કે હરિ ઘરે આવ્યા. અને અમને કૃતાર્થ કર્યા. આ ઘર, આ લક્ષ્મી, આ અમે, આ કન્યા તથા આ બીજું બધું તમારે સ્વાધીન છે. તો હે સ્વામિન્ ! સ્વાધીન વસ્તુમાં પ્રાર્થના કેવી ?' આવી વાણીથી પ્રમોદ પામેલ ગોવિંદે તે જઇને સમુદ્રવિજયને કહી સંભળાવ્યુ. ત્યારે સમુદ્રવિજય બોલ્યા—' હે વત્સ ! વડીલોપર તારી ભકિત અને ભ્રાતાઓપર ગાઢ વાત્સલ્ય છે કે અમોને આનંદકારી શ્રી નેમિને ભોગની સન્મુખ કર્યો. આટલો વખત તો મારો મનોરથ મનમાંજ ઉડી ગયો ગયો હતો કે અરિષ્ટનેમિ કન્યા પાણિગ્રહણ કબુલ કરશે.' પછી ક્રોષ્ટુકિ નિમિત્તિયાને બોલાવીને સમુદ્રવિજય રાજાએ નેમિ રાજીમતિના વિવાહનો શુભ દિવસ પૂછયો. ત્યારે ક્રોષ્ટુકિ બોલ્યો—' હે રાજન્ ! બીજા પણ શુભ આરંભો વર્ષાકાલમાં યોગ્ય નથી, તો વિવાહની શી વાત ? એટલે સમુદ્રવિજય બોલ્યા—' અહીં કાલક્ષેપ કરવો યોગ્ય નથી. કૃષ્ણે મહા કષ્ટે અરિષ્ટનેમિને પરણવાને માટે તૈયાર કર્યો છે હવે વિવાહમાં વિઘ્ન ન પડે, માટે નજીકનો દિવસ કહે. તારી આજ્ઞાથી ગાંધર્વ સમાન વિવાહ થાય.' ત્યારે વિચાર કરીને ક્રોષ્ટુકિ બોલ્યો—' હે રાજન્ ! જો એમ હોય તો શ્રાવણ માસની અજવાળી છઠ્ઠના દિવસે કાર્ય કરવા જેવું છે' તે સાંભળીને સમુદ્રવિજયે તે ક્રોષ્ટુકિનો સત્કાર કરીને તે દિવસ મનમાં ધારી લીધો, અને ઉગ્રસેનને પણ જણાવી દીધું. તેથી બંને તૈયારી કરવા લાગ્યા. કૃષ્ણે પણ દ્વારકામાં પ્રતિહાટે, દરેક દરવાજે અને દરેક ઘરે અદ્દભુત રત્નના માંચડા તથા તોરણાદિ કરાવ્યા.

હવે વિવાહનો દિવસ નજીક આવતાં દશ દશાર્હો, રામકૃષ્ણ, ઉંચા સ્વરે ગીતગાન કરનારી શિવાદેવી, રોહિણી અને દેવકી વિગેરે માતાઓ, રેવતી વિગેરે બલભદ્રની પત્નીઓ, સત્યભામા વિગેરે વિષ્ણુની સ્રીઓ, તથા બીજી મોટી ધાત્રીઓ એમણે મળીને શ્રીનેમિનાથને પૂર્વાભિમુખ મોટા આસનપર બેસાર્યા. એટલે બલભદ્ર તથા કેશવે પોતે પ્રેમથી તેને સ્નાન કરાવ્યું. પછી રાખડી બાંધી અને હાથમા બાણ ધારણ કરાવીને ગોવિંદ ઉગ્રસેનના ઘરે ગયો. ત્યા પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળી રાજીમતી બાળાને કેશવે પોતે તેજ વિધિથી સ્થાપન કરી, અને પોતે પોતાના ઘરે ગયો. રાત્રિ વ્યતીત કરીને વૈવાહિક ઘરે જવાને શ્રીનેમિને અંગે મર્દન કરાવ્યુ. પછી શ્વેત છત્ર. તથા મનોહર ચામરોથી શોભતા, અત્યંત ઉજ્વળ અને કોર સહિત વસ્રને ધારણ કરતા, મુકતાભરણાદિકથી વિભૂષિત, અત્યંત સુગંધિ ગોશીર્ષ ચંદનથી જેણે અંગે લેપન કર્યું છે—એવા શ્રીઅરિષ્ટનેમિ શ્વેત અશ્વવાળા રથપર બેઠા. નેમિકુમારની આગળ અશ્વોના હેષારવના અવાજથી સર્વ દિશાઓને બધિર બનાવનાર એવા કોટિગમે યદુ કુમારો ચાલ્યા. બંને બાજુ હાથીપર બેઠેલા હજારો રાજાઓ, અને પાછળ દશ દશાર્હો તથા રામ-કેશવ ચાલતા હતા વળી મહા કીમતિ શિબિકાઓ ઉપર ચડેલી અંતઃપુરની બધી વનિતાઓ તથા બીજી પણ સુંદર સુંદરીઓ ગીત ગાતી ચાલી. એ પ્રમાણે શ્રીઅરિષ્ટનેમિએ આગળ મંગળ પાઠકો ઉંચેથી મંગળ પઢતાં રાજમાર્ગે પ્રયાણ કર્યું. રસ્તામા ગૃહ, અને હાટની અગાસીપર બેઠેલી પૌરસ્રીઓની પ્રેમાર્દ્ર દૃષ્ટિઓ મંગલાક્ષતની જેમ શ્રીનેમિ ઉપર પડી પૌરલોકોથી.પરસ્પર દેખાડવાતા, તથા હર્ષપૂર્વક વખણાતા એવા શ્રીનેમિ ઉગ્રસેનના ગૃહ સમીપે આવ્યા શ્રીનેમિના આગમનના તુમુલ સ્વરથી મેઘના ગર્જનથી જેમ મયુરી, તેમ કમલલોચના રાજીમતી અત્યંત ઉત્કંઠિત થઇ. એટલે ભાવને જાણી લેનાર સખીઓએ તેણીને કહ્યું—'હે સુંદરી ! તુ ધન્ય છે કે જેનો હાથ નેમિકુમાર ગ્રહણ કરશે. હે કમલલોચને ! જો કે નેમિ અહી આવનાર છે, તોપણ ઉત્સુક થઇને ગવાક્ષમા બેઠેલી અમે તેને આવતા જોઇએ છીએ.' સખીઓએ પોતાનો મનોગત ભાવ કહેવાથી હર્ષિત થયેલ અને સખીઓથી પરવરેલ તે વ્હાલથી એકદમ ગવાક્ષ આગળ આવી, અને ચંદ્ર સહિત મેઘની જેમ માલતી કુસુમ સહિત ધમ્મિલ(પુષ્પ ગુચ્છક) ને ધારણ કરતી, કાનના અલંકારરૂપ બે કમળને પોતાના નેત્રથી પરાભવ પમાડતી, મુક્તા (મોતી) ના કુંડલો સહિત કર્ણથી શુકિતપુટને જીતનારી, પાકેલ ફળવાળી જાણે બિંબિકા (લતા વિશેષ) હોય તેમ અળતાયુકત અધરવાળી, કંઠમા હેમની મેખલાવાળા શંખની જેમ સનિષ્ક (કંઠભૂષણ) ને ધારણ કરતી, બિસતંતુને ગ્રહણ કરેલ ચક્રવાકની જેમ હારભૂષિત સ્તનને ધારણ કરતી, કમલખંડ વડે જેમ નદી, તેમ કરકમલથી શોભતી, જાણે મન્મથની ધનુર્લતા

હોય તેવા મુષ્ટિગ્રાહ્ય ( મુઠમાં આવી શકે તેવા ) મધ્ય ભાગથી દીપતી, જાણે સોનાની ઢાલ હોય તેવા નિતંબથી મનોહર લાગતી, કદલી સમાન જેના જંઘાયુગલ છે એવી, રત્ન સમાન જેના નખની પંક્તિ છે, ચંદ્ર સમાન શ્વેત તથા દશી ( કોર ) સહિત જેના વસ્ત્ર છે, ગોશીર્ષ ચંદનના વિલેપન યુક્ત, એવી તે રાજીમતી વિમાનના મધ્યભાગમાં જેમ દેવાંગના તેમ તે ગવાક્ષમાં બેઠી. ત્યાં બેઠેલી રાજીમતીએ પ્રત્યક્ષ કામદેવની જેમ હૃદયમા મદનને જાગ્રત કરનાર એવા શ્રીનેમિને દૂરથી જોયા. દૃષ્ટિથી જોતા તે મનમા ચિંતવવા લાગી કે—' મનને પણ અગોચર એવો આ વર દુર્લભ છે ત્રણ લોકના એક ભૂષણરૂપ એવો એ વર પણ જો મને પ્રાપ્ત થાય, તો મારા જન્મનું ફળ શું સંપૂર્ણ ન થયું ? જો કે આ મને પરણવાની ઇચ્છાથી પોતે આવેલ છે, તો પણ મને વિશ્વાસ આવતો નથી, કારણ કે કયા પુણ્યથી પ્રાપ્ત થાય ? ' એમ ચિંતવતાં તે રાજીમતીની જમણી આંખ ફરકી, અને જમણી ભુજા પણ ફરકી શરીર અને મનને સંતાપ થઇ પડયો. પછી ફુવારાની પુતળી સમાન બને નેત્રમાંથી અશ્રુપૂરને વરસાવતી એવી તેણીએ સખીઓને તે લોચનાદિનું સ્ફુરણ ગદ્‌ગદાક્ષરથી કહી સંભળાવ્યુ ત્યારે સખીઓ બોલી કે—' હે સુભગે ! હે સખી ! પાપ શાંત થાય ને અમંગલ દૂર જાય. બધી કુળદેવીઓ તને કલ્યાણકારી થાય. ધીરજ ધર. પાણિગ્રહણને માટે ઉત્સુક એવો આ તારો વર આવ્યો, મહોત્સવ પ્રવર્ત્તમાન છતાં આ અમંગલનું ચિંતન કેવું ? '

હવે શ્રી નેમિએ આવતા આવતા અનેકવાર પ્રાણીઓનો કરૂણસ્વર સાંભળ્યો. પોતે બરાબર જાણતાં છતા પ્રભુએ ' આ શું ? ' એમ સારથિને પૂછયુ. ત્યારે સારથિ બોલ્યો—' હે પ્રભો ! શુ તમે જાણતા નથી ? આ નાના પ્રકારના પ્રાણીઓને તમારા વિવાહમા ગૌરવ કરવાને ખોરાકને માટે લાવવામાં આવ્યા છે. તેમાં ઘેટા વિગેરે ભૂચરો, તીતર વિગેરે ખેચરો, ગ્રામ્ય તથા અટવીમાંના એ બધા મરણ પામશે. હે સ્વામિન્ ! રખવાળોના હાથ નીચે રાખેલા એ પ્રાણીઓ વાડામાં બરાડા પાડી રહ્યા છે, કારણ કે સર્વ જીવોને મોટામાં મોટો પ્રાણભય છે. ' એમ સારથિના મુખથી સાંભળીને દયા વીર શ્રી નેમિએ તેને કહ્યુ —' જ્યાં આ જીવો બાંધ્યા (પૂર્યા) છે, ત્યાં મારા રથને લઇ ચાલ. ' તે સારથિએ તત્કાલ તેમજ કર્યું. એટલે ત્યાં ભગવાને પ્રાણના અપહાર ભયથી ચકિત ( ભયભીત ) થયેલા વિવિધ પ્રાણીઓને જોયા. તેમાં કેટલાક દોરડીવતી ડોકે બાંધેલ હતા, કેટલાક પગે બાંધેલ હતા, કેટલાક પાંજરામાં પૂરેલા હતા, કેટલાક પાશમાં પાડેલા હતા, ઉંચે મુખ કરી રહેલા, દીન લોચનવાળા, શરીરે કંપતા એવા તે, દર્શનથી પણ આનંદ પમાડનાર એવા શ્રી નેમિને જોવા લાગ્યા. પછી તે બધા ભગવંત પ્રત્યે પોત પોતાની ભાષામાં ' બચાવો, બચાવો ' એમ બોલ્યા. ત્યારે સ્વામીએ પોતાના સારથિને ફરમાવીને તે બધાને છોડાવ્યા હવે તે જીવો પોતપોતાના સ્થાને ગયા, એટલે

ભગવંતે પોતાના ઘર ભણી રથને પાછો વળાવ્યો. ત્યારે સમુદ્રવિજય રાજા, રામ-કેશવ, શિવાદેવી, રોહિણી, દેવકી વિગેરે તથા બીજા પણ સ્વજનો પોતપોતાના વાહન મૂકીને પ્રભુ આગળ આવ્યા, સમુદ્રવિજય તથા શિવાદેવીએ નેત્રમાં આંસુ લાવીને કહ્યુ—'હે પુત્ર ! અકસ્માત્ આ ઓચ્છવ થકી તુ શા માટે પાછો ફર્યો ?' એટલે શ્રી નેમિએ કહ્યું—'આ પ્રાણીઓ જેમ બંધનથી બધાયા હતા, તેમ આપણે પણ કર્મ-બંધનોથી બંધાયેલા છીએ. જેમ એમને બંધનથી મોક્ષ થયો, તેમ પોતાના આત્માને પણ કર્મ બંધ રહિત કરવાને સર્વ સુખના અસાધારણ કારણરૂપ એવી દીક્ષાને હુ અંગીકાર કરીશ ' શ્રી નેમિનુ તે વચન સાંભળીને તે શિવાદેવી અને સમુદ્રવિજય બને મૂર્છા પામ્યા. અને સર્વ યાદવો પૂર્ણાશ્રુ લોચને રોવા લાગ્યા, ત્યારે જનાર્દને શિવાદેવી અને સમુદ્રવિજયને આશ્વાસન આપી, રૂદન અટકાવીને શ્રી નેમિને કોમળ વચનથી કહ્યું—" હે માનદ ! મને, રામને અને તાતને તું સદા માન્ય છે. તારૂં અનુપમ આ રૂપ અને યૌવન નૂતન છે અને વળી તે કમલ જેવા લોચનવાળી રાજીમતી વધૂ પણ દેવાંગના જેવી અનુપમ રૂપવતી અને તને લાયક છે. માટે કહે, કે વૈરાગ્યનુ કારણ શું છે ? જે એ જીવ તારા જોવામા આવ્યા, તેમને તે છુટા કરાવ્યા. માટે હવે વડીલો અને ભ્રાતાઓના મનોરથને પૂરણ કર. શોક સાગરમાં નિમગ્ન એવા આ માત-પિતાની તારે ઉપેક્ષા કરવી યોગ્ય નથી. હે ભ્રાત ! તેમના પર પણ સર્વ સાધારણ એવી દયા કર. જેમ દીન જીવોને તેં સંતુષ્ટ કર્યા, તેમ પોતાનો વિવાહ બતાવીને રામાદિ ભ્રાતાઓને પણ આનંદ પમાડ." ત્યારે શ્રી નેમિએ કહ્યુ—'હે બાંધવ ! માત-પિતા અને તમારા શોકનું કંઈ કારણ મારા જોવામાં આવતું નથી. મારા વૈરાગ્યનુ કારણ તો ચાર ગતિરૂપ આ સંસાર છે, કે જ્યાં ઉત્પન્ન થયેલા પ્રાણીઓ ભવોભવમાં દુ:ખનો જ અનુભવ કરે છે, જીવને ભવે ભવે માતા, પિતા, ભ્રાતા તથા બીજા પણ અનેક સબંધો થયા, પરંતુ કર્મ ફળમાં કોઈ ભાગીદાર થતો નથી, પોતેજ પોતાનુ કર્મ ભોગવે છે. હે હરે ! જો એક, બીજાના દુ:ખને છેદી શકે, તો વિવેકી પુરૂષે માત-પિતાને માટે પોતાના પ્રાણ પણ આપી દેવા જોઈએ, પરતુ પુત્રાદિ છતા પ્રાણી જન્મ, જરા અને મરણના દુ:ખ પોતે ભોગવે છે. કોઈનુ કોઈ રક્ષણ કરનાર નથી, જો પુત્રો પિતાની દૃષ્ટિને આનંદ પમાડનારા થાય છે, તો મારા વિના પણ મહાનેમિ વિગેરે સુખના કારણરૂપ તે છે, હું તો વૃદ્ધ મુસાફરની જેમ સસાર-માર્ગના ગમનાગમનથી કંટાળી ગયો છુ, માટે તેના હેતુરૂપ કર્મોનો નાશ કરવા પ્રયત્ન કરીશ, અને દીક્ષા વિના કર્મચ્છેદ સધાતો નથી માટે હું તે દીક્ષાનોજ સ્વીકાર કરીશ. હે કૃષ્ણ ! વૃથા તું આગ્રહ ન કર " પછી સમુદ્રવિજય રાજા બોલ્યો-" હે વત્સ ! તું ગર્ભથીજ ઈશ્વર છે, અને શરીરે અતિ સુકુમાર છે, તો વ્રતનુ કષ્ટ શી રીતે સહન કરીશ ? હે પુત્ર ! ગ્રીષ્મકાળના મહા ઘોર આતપ

સહન કરવા તો દૂર રહો, પણ છત્ર વિના અન્ય કાળનો તડકો પણ સહન કરવો અતિ મુશ્કેલ છે. ક્ષુધા, પિપાસાદિ પરીષહો અન્ય પુરૂષોથી પણ સહન ન થઈ શકે, તો હે વત્સ ! દેવભોગને લાયક આ શરીરથી તું શી રીતે સહન કરીશ ?' ત્યારે શ્રીનેમિએ કહ્યું—"હે તાત ! ઉત્તરોત્તર દુ:ખોના સમૂહને ભોગવતા નારક જીવોને જાણતા પુરૂષો શું આને દુ:ખ કહે ? તપના દુ:ખથી તો અનંત સુખ કરનાર મોક્ષ પ્રાપ્ત થાય છે, અને વિષય સુખોથી તો અનત દુ:ખદાયી નરક મળે છે. માટે તમે પોતેજ વિચાર કરીને બોલો. માણસોને શું કરવુ યોગ્ય છે ? વિચાર કરતા બધા લોકો જાણી શકેજ. પણ વિચાર કરનારજ વિરલા હોય છે." તે સાભળતાં માત-પિતા રામ-કેશવાદિ તથા બીજા પણ શ્રીનેમિનો દીક્ષા લેવાનો નિશ્ચય જાણીને ઉંચે સ્વરે રોવા લાગ્યા. શ્રીનેમિકુંજર તો સ્વજનના સ્નેહરૂપ સાકળોને તોડતો સારથિએ ચલાવેલ રથથી પોતાના ઘરે ગયો. એવામા અવસર જાણીને લોકાંતિક દેવો આવ્યા, અને શ્રીનેમિને નમીને તે બોલ્યા—'હે નાથ ! તીર્થને પ્રવર્તાવો' પછી ઇંદ્રથી આ દેશ પામેલા જૃંભક દેવોએ પૂરેલ દ્રવ્યથી ભગવાન્ વાર્ષિક દાન દેવા લાગ્યા.

હવે પાછા વળેલ શ્રીનેમિને જોઈ અને તેને વ્રતાભિલાપી સાભળીને વૃક્ષથી ખેંચાયેલ વેલડીની જેમ રાજીમતી પૃથ્વી ઉપર પડી. એટલે ભય પામેલી સખીઓએ તેને સુગંધિ તથા શીતલ જલથી સિંચન કર્યું, તથા કદલી પત્રથી બનાવેલા પખાવતી તે પવન નાખવા લાગી. પછી સાવધાન થતાં ઉઠીને કપોલ યુગલપર જેના કેશ લટકી રહ્યા છે અને અશ્રુધારાથી કાંચળીને જેણે આર્દ્ર કરેલ છે, એવી તે રાજીમતી અત્યંત વિલાપ કરવા લાગી—"એ મનોરથ પણ ન હતો કે નેમિ મારા વર થશે. અરે દૈવ ! તને કોણે પ્રાર્થના કરી કે નેમિને તે મારા વર બનાવ્યા ? વળી વર કરીને કવખતે દંડ પાતની જેમ તેં વિપરીત શા માટે કર્યું ? નિશ્ચય તુંજ એક મહા કપટી અને તુંજ વિશ્વાસઘાતી છે અથવા તો પોતાના ભાગ્યના વિશ્વાસથી પૂર્વેજ મેં આ જાણી લીધું કે ત્રણે જગત્મા ઉત્કૃષ્ટ એવો આ નેમિ વર ક્યાં ? અને મંદભાગ્યવાળી હું ક્યાં ? હે નેમિ ! જો તમે મને પોતાને અયોગ્ય જાણી, તો મારૂં પાણિગ્રહણ સ્વીકારીને મનોરથ શા માટે ઉપજાવ્યો ? અને હે સ્વામિન્ ! ઉત્પન્ન કરાવીને મારો મનોરથ કેમ ભાંગી નાખ્યો ? કારણકે મહા પુરૂષોએ સ્વીકારેલ કાર્ય જીવનપર્યંત પણ નિશ્ચલજ હોય છે. હે વિભો ! જો તમે પણ પ્રતિજ્ઞાથી ચલાયમાન થશો, તો સમુદ્રો નક્કી મર્યાદાને ઓળંગશે. અથવા તો તમારો પણ દોષ નથી એ મારા કર્મનોજ દોષ છે કે વચનથીજ હું આપનુ પાણિગ્રહણ પામી. આ મનોહર માતૃગૃહ (માયરો) આ રમણીય દિવ્ય મંડપ, આ રત્નવેદિકા, તથા બીજું પણ આપણા વિવાહને

માટે જે કર્યું તે બધું વૃથા થયું. 'ધવલમંગલથી જે ગવાય છે, તે બધું સત્ય હોતુ નથી' આ લોકોક્તિ સત્ય થઇ. કારણકે પ્રથમ તમે મારા પતિ કહેવાયા, પણ થયા નહિ. હે નાથ ! પૂર્વ ભવે મેં દંપતી (યુગલો) નો વિયોગ કર્યો હશે ? કે પતિના કરસ્પર્શથી થતું સુખ પણ પામી નહિ." એ પ્રમાણે વિલાપ કરતી તે રાજીમતી પોતાના હાથવતી છાતી કુટવા લાગી. હારને તેણે તોડી નાખ્યો અને કંકણો ભાંગી નાખ્યા

આ વખતે સખીઓ તેને કહેવા લાગી કે—"હે સખી ! ખેદ ન કર. તેની સાથે તારે સંબંધ શો ? અથવા તેની સાથે હવે તારે શું કામ છે ? તે તો સ્નેહરહિત, સ્પૃહારહિત, લોકવ્યવહારથી વિમુખ, વસતિથી જેમ વનવાસી જીવ, તેમ ગૃહવાસથી સદાય ભીરૂ (બીકણ) એ કંઇપણ જાણતો નથી દાક્ષિણ્યરહિત, નિષ્ઠુર મનવાળો, સ્વેચ્છાચારી એવો આ વૈરી નેમિ ગયો, તો ભલે જવા દે, સારૂં થયું કે અત્યારમાંજ એ આવો જોવામાં આવી ગયો જો એ તને પરણીને એ રીતે મમતારહિત થયો હોત, તો તને કુવામાં નાખીને દોરડી કાપ્યા જેવું કરત હવે તેને જવાદે. બીજા શાંબ, પ્રદ્યુમ્ન પ્રમુખ ઘણા રાજકુમારો છે, તેઓમાં તને રૂચે તે વર થશે હે મુગ્ધે ! સંકલ્પમાત્રથી તું નેમિને અપાઇ હતી, પરંતુ હે મુગ્ધે ! તેણે સ્વીકાર ન કરવાથી તું હજી કન્યાજ છે" ત્યારે કોપાયમાન થતી રાજીમતી બોલી—"હે સખીઓ ! અમારા કુલને કલંકના કારણરૂપ અને કુલટાના કુલસમાન આ તમે શું બોલો છો ? નેમિ તો ત્રણે જગતમાં ઉત્કૃષ્ટ છે, તેના સમાન બીજો વર કયો છે ? અથવા ભલે સદૃશ હોય, તો પણ મારે તેની સાથે શું કામ છે ? કારણકે કન્યાદાન એકજ વાર થાય, હું મન, વચનથી તે નેમિનેજ વરી હતી અને વડિલ જનોના ઉપરોધ (વધારે આગ્રહ) થી તેણે પણ મને ગૃહલક્ષ્મી તરીકે સ્વીકારી હતી, છતાં પણ ત્રણ લોકમાં નરોત્તમ એવો નેમિ મને ન પરણ્યા, તો પ્રકૃતિએ અનર્થ ઉપજાવનાર એવા ભોગોનુજ મારે પ્રયોજન નથી જો કે વિવાહ કર્મમાં તેણે મને હાથવતી સ્પર્શી નહિ, તથાપિ દીક્ષા આપતી વખતે તેનોજ હાથ મને સ્પર્શ કરશે." એ પ્રમાણે જેણે પ્રતિજ્ઞા કરેલ છે એવી તે રાજીમતી, અન્ય વરની વાત બોલનાર સખીજનને નિષેધીને એક નેમિનુંજ ધ્યાન ધરતી સમય ગાળવા લાગી.

હવે શ્રી નેમિ દિવસે દિવસે દાન આપવા લાગ્યા, અને વેદના પામતા સમુદ્રવિજય રાજા વિગેરે બાળકોની જેમ રોવા લાગ્યા. પ્રભુએ લોકના મુખથી તથા પ્રભુ જ્ઞાનથી રાજીમતીની તે પ્રતિજ્ઞા જાણી, તો પણ પોતે નિર્મમ થઇનેજ રહ્યા. અનુક્રમે વાર્ષિક દાન સંપૂર્ણ થતાં શક્રાદિ દેવે કોએ ભગવંતનો દીક્ષાભિષેક કર્યો. એટલે ઉત્તરકુરુ નામની રત્ન શિબિકા કે જેને દેવો અને મનુષ્યોએ ઉપાડી છે તેમાં પ્રભુ બેઠા ત્યા પ્રભુની આગળ સૌધર્મેંદ્ર અને ઇશાનેંદ્રે બે ચામર ધર્યા, સનત્કુમારે

છત્ર, માહેંદ્રે ખડ્ગ, બ્રહ્મેદ્રે દર્પણ, લાંતકેંદ્રે પૂર્ણકુંભ. મહાશુક્રેંદ્રે સ્વસ્તિક. સહસ્રારેંદ્રે ધનુષ્ય, પ્રાણતેંદ્રે શ્રીવત્સ, અચ્યુતેંદ્રે નંદાવર્ત્ત અને બાકીના ચમરેંદ્ર વિગેરેએ શસ્ત્રો ધારણ કર્યાં. હવે માત—પિતા, વડીલો, બલભદ્ર, ગોવિંદ વિગેરે ભ્રાતાઓથી પરવરેલા, મહા મનવાળા ભગવંતે રાજમાર્ગે પ્રયાણ કર્યું અને જ્યારે પોતાના ઘર સમીપે આવેલા પ્રભુને રાજીમતીએ દીઠા, ત્યારે નવીન ઉત્પન્ન થયેલ શોકથી તેણીને વારંવાર મૂર્છા આવી ગઈ. અને ત્યાંથી રૈવતાચલના ભૂષણરૂપ, નંદનવન સમાન ઉપવન પ્રત્યે ખીલતાં નવીન કેતકી પુષ્પોને લીધે જાણે હસતું હોય, ગળીને પડી ગયેલા જાંબુઓથી જાણે ચોતરફ નીલરત્નથી બાંધેલ ભૂમિવાળું હોય, કદંબપુષ્પોની શય્યામા શયન કરવાથી જેમાં મધુકરો ઉન્મત્ત બની ગયા છે, પીછાસમૂહને ઉચે કરી રહેલા મયૂરોના આરંભેલ કેકારવ અને નાટકથી મનોહર, કામદેવના શસ્ત્રના અગારા સમાન જેમા કુટજ પુષ્પોનો વનવિભાગ ખીલી રહ્યો છે, માલતી, જુઈના પરાગના આમોદ ( સુગંધ ) ને લીધે પથિક જનોનો સમૂહ જેમા ચોતરફ પડી રહ્યો છે,—એવા સહસ્રામ્રવનમાં ભગવંતે પ્રવેશ કર્યો. પછી શિબિકાથી ઉતરીને પ્રભુએ આભરણાદિક જે ઉતાર્યાં, તે ઇંદ્રે કૃષ્ણને આપ્યા જન્મથી ત્રણસો વરસ વ્યતીત થતાં શ્રાવણ માસની શ્વેત છઠના દિવસે ચડતે પહોરે ચિત્રાનક્ષત્રનો ચદ્રમાની સાથે યોગ થયે છતે જેણે છઠ્ઠ તપ કરેલ છે, એવા ભગવંતે પંચ મુષ્ટિથી લોચ કર્યો કેશ શક્રેંદ્રે લઈ લીધા અને ભગવંતના સ્કંધપર દેવદૂષ્ય વસ્ત્ર મૂક્યુ. તે કેશ ક્ષીર સાગરમા નાખી આવીને શક્રે લોકોનો કોલાહલ વાર્યો એટલે પ્રભુએ સર્વ સામાયિક લીધું તેજ વખતે જગદ્ગુરૂને ચોથું મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયુ, અને તે અવસરે નારક જીવોને પણ ક્ષણભર સુખ થયું. નેમિ કુમારની સાથે એક હજાર રાજાઓએ દીક્ષા લીધી, પછી ઈંદ્ર, તથા કેશવાદિક શ્રી નેમિને નમીને પોતપોતાના સ્થાને ગયા.

હવે બીજે દિવસે ભગવંતે ગોષ્ઠ ( ગાયો બંધાતી હોય તેવું સ્થાન ) માં વરદત્ત વિપ્રના ઘરે પરમાન્નથી પારણું કર્યું. તે વખતે ગંધોદકવૃષ્ટિ, પુષ્પવૃષ્ટિ, દુદુંભીનાદ,વસ્ત્રવૃષ્ટિ, અને વસુધારા ( ધનવૃષ્ટિ ) એ પંચ દિવ્ય દેવોએ પ્રગટ કર્યાં. અને હર્ષ પામતા તે આકાશમા 'અહોદાન! અહોદાન!' એમ વારંવાર કહેવા લાગ્યા. પછી કર્મબંધથી નિવૃત્ત થયેલા અને ઘાતિકર્મનો ક્ષય કરવામાં ઉદ્યમી એવા શ્રી નેમિએ અન્ય સ્થળે વિહાર કર્યો.

હવે શ્રી નેમિના લઘુભ્રાતા રથનેમિ રાજીમતિને જોતા ઈંદ્રિયોને વશ બનીને કામાતુર થયો. તે સારી સારી વસ્તુઓ રોજ રાજીમતીને મોકલતો હતો. તેના ભાવને ન જાણતી સરલ આશયવાળી તે મુગ્ધાએ તેનો નિષેધ ન કર્યો 'ભાઇના સ્નેહથી આ રોજ મારી ઉપાસના કરે છે' એમ તેણીએ માની લીધુ. અને 'આ મારો

ઉપચાર રાગથી ગ્રહણ કરે છે ' એમ તે રથનેમિ માનતો હતો. તુચ્છ બુદ્ધિવાળો તે દરરોજ રાજીમતીના ઘરે જતો અને ભ્રાતપત્નીના બ્હાને તેની મશ્કરી કરતો. એક વખતે એકાંતે રહેલ રાજીમતીને રથનેમિએ કહ્યું કે—' હે મુગ્ધે ! તને હું પરણું, તું યૌવનને વૃથા ન ગુમાવ. કારણકે ભોગ સુખને ન જાણનાર મારા બાંધવે તને તજી, પરંતુ ભોગ સુખથી તો તેજ વંચિત થયો, તેમાં તારૂં શું ગયું ? હે સુંદરી ! પ્રાર્થના કરતા છતા તે તો તારો વર ન થયો, અને હું તો તારી પ્રાર્થના કરૂં છું. અમારા બંનેમાં મોટું અંતર જો., સ્વભાવે સરલાશયવાળી રાજીમતીએ તેના તે ભાવથી તેજ વખતે પૂર્વોપચારનું કારણ જાણી લીધું. એટલે ધર્મજ્ઞ એવી તેણીએ ધર્મકથનથી તેને પ્રતિબોધ આપ્યો. પરંતુ તે દુર્મતિ તે ખોટા વિચારથી ન અટક્યો. એક વખતે મહા બુદ્ધિવાળી રાજીમતી સતીએ કંઠ સુધી દુધ પીધું અને તે રથનેમિ આવે છતે વમન કરાવનાર એવું મદનફળ ( મીંઢળ ) સુંઘ્યું. પછી તેણીએ રથનેમિને કહ્યુ—' અરે ! સુવર્ણનો થાળ લાવ. ' એટલે કિંકરની જેમ તે તરત થાળ લઇ આવ્યો. ત્યારે તેણીએ તેમાં પીધેલ દુધ વમ્યું અને—' હે રથનેમિ ! આને પીજા ' એમ કહ્યું. તે બોલ્યો—' શુ હુ કુતરો છું કે વમનનું પાન કરવાને તુ મને કહે છે ? ' એટલે તે બોલી–' તુ પણ શું આ અપેય છે એમ જાણે છે ? ' તે બોલ્યો—' કેવળ હુંજ નથી જાણતો, પરંતુ એતો બાળકો પણ જાણે છે ? ' ત્યારે રાજીમતી બોલી—' અરે ! તું જો જાણે છે, તો નેમિએ વમેલી ( તજી દીધેલી ) મને ભોગવવાને તું કેમ વાંછે છે ? તેનો ભાઇ થઇને પણ એવુ કરવાને કેમ ઇચ્છે છે ? હવે પછી નરકબંધના કારણરૂપ આવું બોલીશ નહિ. ' એમ રાજીમતીના કહેવાથી લજ્જિત, ક્ષીણ મનોરથવાળો અને વલખો થઇને ગુપચુપ પોતાના ઘરે ચાલ્યો ગયો. અને શ્રી નેમિમાં અત્યંત રાગવતી અને સંવેગ પામેલી તે રાજીમતિ દિવસોને વરસો સમાન વ્યતીત કરતી બેસી રહી

એવામા વ્રતથી માંડીને ચોપન દિવસ વિચરીને શ્રી નેમિપણ રૈવતગિરિના સહસ્રાગ્ર વનમાં આવ્યા, અને ત્યાં વેતસવૃક્ષની નીચે અઠ્ઠમ તપમાં રહેલ તથા ધ્યાનમાં વર્તમાન શ્રી નેમિના ચાર ઘાતિ કર્મો જીર્ણ દોરડીની જેમ તુટી ગયાં. એટલે આસો મહિનાની અમાવાસ્યાના દિવસે ચડતે પહોરે ચિત્રા નક્ષત્રની સાથે ચંદ્રમાનો યોગ થયે છતે ભગવંતને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારે આસન ચલાયમાન થતા સુરેંદ્રો તરત ત્યાં આવ્યા. અને ત્રણ ગઢથી શોભિત એવું સમવસરણ રચ્યુ. પછી પૂર્વદ્વારથી પ્રવેશ કરી, ત્યાં રહેલ એકસોવીશ ધનુષ્ય ઉંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા આપી ' તીર્થાયનમ ' એટલે ' તીર્થને નમસ્કાર ' એમ કહીને તે બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ પૂર્વસિંહાસનપર પૂર્વ દિશા ભણી બેઠા, ત્યારે તરતજ બીજી દિશાઓમાં, સિંહાસનપર રહેલ એવા શ્રી નેમિનાથના ત્રણ પ્રતિરૂપ ( પ્રતિબિંબ ) વ્યંતર દેવોએ વિકુર્વ્યાં એટલે ચાર પ્રકારના દેવ-દેવીઓ યથાસ્થાને

ચંદ્રમામાં જેમ ચકોર, તેમ સ્વામીના મુખમાં પોતાની દૃષ્ટિ સ્થાપીને બેઠા. એવામાં તે ઉપવનમાં ભગવંત સમોસર્યાના સમાચાર, ઉદ્યાનપાલકોએ જઇને કૃષ્ણને સંભળાવ્યા. ત્યારે સાડીબાર કોટી રૂપૈયા તે વનપાલકોને બક્ષીક્ષમાં આપી, ગજારૂઢ થઈ શ્રી નેમિનાથને વાંદવામા ઉત્કંઠિત એવો કૃષ્ણ ચાલ્યો અને દશ દશાર્હો, માતાઓ કોટિકુમારો સમસ્ત અંતઃપુર, તથા સોળહજાર રાજાઓથી પરવરેલ હરિ મહાઋદ્ધિ પૂર્વક સમવસરણ પાસે આવ્યો. ત્યાંદૂરથી હાથી પરથી ઉતરી, બધાં રાજ ચિન્હોને તજીને કેશવે ઉત્તરદ્વારથી તે સમવસરણના પ્રાકારમાં પ્રવેશ કર્યો, અને શ્રી નેમિને ત્રણ પ્રદક્ષિણા દઇ, વંદન કરીને સૌધર્મેન્દ્રની પાછળ બેઠો. ત્યાં બીજા પણ યથાસ્થાને બેઠા પછી ઈંદ્ર અને ગોવિંદ પ્રભુને પુનઃ પ્રણામ કરીને ભારે ભક્તિગર્ભિત વચનથી સ્તુતિ કરવા લાગ્યા—“ હે જગન્નાથ ! સમસ્ત જગતના ઉપકારી, જન્મથી બ્રહ્મચારી, કરૂણારૂપ લતાને જલધર સમાન, તથા ભવ્ય જીવોના રક્ષક એવા તમને નમસ્કાર હો. હે પ્રભો ! ભાગ્યથી ચોપન દિવસમાં શુકલ ધ્યાનથી ઘાતિકર્મોને તમે ખપાવ્યાં. હે નાથ ! કેવલ યદુકુળને તમે વિભૂષિત નથી કર્યું. પરંતુ કેવલજ્ઞાનના પ્રકાશમાં સૂર્યરૂપ એવા તમે આ ત્રણે જગતને અલંકૃત કર્યાં છે હે જિનેંદ્ર ! હે યદુકુળરૂપ ગગનમાં દિવાકર ! આ ભવસાગર અગાધ છતાં આપના પાદપ્રસાદથી નિશ્ચય ગોષ્પદ ( ગાયનો ખુરન્યાસ ) માત્ર લાગે. હે તીર્થનાથ ! હે યદુવંશમંડન ! લલનાઓના લાલિત્યથી બધાનું ચિત્ત ભેદાય છે, પરંતુ વજ્ર સમાન હૃદયવાળો અને અભેદ્ય ( ન ભેદાય તેવો ) તો ત્રણે જગતમાં તું એકજ છે, બીજો કોઇ નથી, હે સ્વામીન્ ! તમારા પ્રત્યે વ્રત ગ્રહણ કરવાનો નિષેધ કરનારી બંધુઓની વાણી, અત્યારે તમારી આ સંપત્તિ જોતાં અમને તે અત્યંત પશ્ચાત્તાપ કરાવે છે. સારૂં થયું કે તે વખતે દુરાગ્રહી સ્વજનો તમોને સ્ખલના કરનાર ન થયા હવે જગતના પુણ્યોથી ઉત્પન્ન થયેલ અસ્ખલિત કેવલજ્ઞાનવાળા હે પ્રભો ! સંસારસાગરના પતનથી અમારૂં રક્ષણ કરો. ગમે ત્યાં રહેલ હોઉં છતાં, અને ગમે તે કામ કરતો હોઉં, છતા મારા હૃદયમાં તમો એક ઉપસ્થિત રહેજો બીજાનુ શુ પ્રયોજન છે ? ”

એમ સ્તુતિ કરીને તે શક્ર અને કૃષ્ણ વિરામ પામે છતે ભગવાન સર્વ ભાષાને અનુસરતી વાણીથી ધર્મદેશના દેવા લાગ્યા “ સર્વ જીવોની સંપદાઓ વિજળીના વિલાસ કરતાં પણ વધારે ચપળ છે, સંયોગો સ્વપ્નમાં પ્રાપ્ત થયેલ પદાર્થ જેવા અને મહા વિયોગ લાવનારા છે, યૌવન મેઘની છાયા સમાન ગમન સ્વભાવી છે, પ્રાણીઓના શરીર પણ પાણીના પરપોટા જેવાં છે, માટે અસાર આ સંસારમા સાર કાઇપણ નથી, એક દર્શન, જ્ઞાન અને ચારિત્રનું આચરણ—એ સાર છે નવે તત્ત્વોની શ્રદ્ધા—તે સમ્યગ્દર્શન ગણાય, યથાવસ્થિત તે તત્ત્વોનો બોધ—તે જ્ઞાન અને સાવદ્યયોગથી વિરમણ, અને

મોક્ષના કારણરૂપ તે ચારિત્ર કહેલ છે. તે ચારિત્ર સાધુઓનો સર્વથકી અને ગૃહસ્થોને દેશ થકી હોય છે. જે દેશચારિત્રમાં વિરત હોય, વિરતિઓની સેવા કરનાર અને સંસારના સ્વરૂપને જાણનાર હોય—તે શ્રાવક કહેવાય. શ્રાવકે મદ્ય, માંસ, માખણ, મધ, પાંચ જાતનાં ઉદુંબર, અનંતકાય, અજાણ્યા ફળ, રાત્રિભોજન કાચા ગોરસ ( દુધ, દહીં કે છાશ ) માં મેળવેલ કઠોર, વાસી ભાત, બે દિવસ ઉપરાંતનું દહીં, તથા કોહી ગયેલ અન્ન—એ બધાનો ત્યાગ કરવો. એ પ્રમાણે દયાપ્રધાન શ્રાવક ભોજનમાં પણ વિચારી વર્તનાર તે અનુક્રમે સંસાર—સાગરનો નિસ્તાર પામે છે. ” એ રીતે ભગવંતની દેશના સાંભળીને વરદત્તરાજા સંસારથી પરમ વૈરાગ્ય પામ્યો અને દીક્ષા લેવાને ઉત્સુક થયો.

હવે કૃષ્ણે પ્રભુને પ્રણામ કરીને પૂછયુ કે—‘હે પ્રભો ! તમારાપર તો જો કે બધા રાગી છે, છતાં આ રાજીમતીનો વિશેષ અનુરાગ છે—તેનું કારણ શું ? ’ એટલે ભગવતે ધન—ધનવતીના ભવથી માંડીને આઠ ભવ સુધીનો તેણીની સાથે થયેલ પોતાનો સંબધ કહી સભળાવ્યો. પછી વરદત્તરાજાએ ઉભા થઇ અંજલિ જોડીને સ્વામીને વિનતિ કરી કે—“ હે નાથ ! તમારાથી શ્રાવકધર્મ પ્રાપ્ત થાય, તો પણ પ્રાણીઓને મહાફલ દાયક થાય. જેમ સ્વાતિનક્ષત્રનુ જળ છીપમાં મુક્તાફલનું કારણ થાય છે. પરંતુ તમે ગુરૂ થયા છતાં તેટલેથી હુ સંતોષ પામતો નથી. કારણકે કલ્પવૃક્ષ પ્રાપ્ત થતાં માત્ર પોતાના પાત્ર જેટલુ કોણ મેળવવા ઇચ્છે ? તે કારણથી હુ તમારો પ્રથમ શિષ્ય થવાને ઇચ્છું છું. હે દયાનિધાન ! દયા લાવો, અને સસાર—સાગરથી તારનારી એવી દીક્ષા આપો. ’ એમ કહેતા તે રાજાને પ્રભુએ પોતે દીક્ષા આપી. ત્યાર પછી બે હજાર ક્ષત્રિયોએ દીક્ષા લીધી. ધનભવમા ધનદત્ત અને ધનદેવ જે બાંધવ હતા, તથા અપરાજિતના ભવમાં વિમળબોધ જે મંત્રી હતો તે ત્રણે સ્વામીની સાથે સંસારભમીને આ ભવમાં રાજા થયા. તે ત્રણે ત્યાં સમવસરણમાં આવ્યાં હતા. રાજીમતીના પ્રસંગથી પૂર્વ ભવો સાંભળતા,જાતિસ્મરણજ્ઞાન થવાથી પરમ વૈરાગ્ય પામતાં તેજ વખતે તેમણે ભગવંતની પાસે દીક્ષા લીધી. ભગવંતે તેમની સાથે વરદત્તાદિકને યથાવિધિ અગ્યાર ગણધર સ્થાપ્યા. પ્રભુએ તેમને ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ ત્રિપદી આપી અને ત્રિપદીના અનુસારે તેમણે દ્વાદશાંગીની રચના કરી. પછી ઘણી કન્યાઓથી પરવરેલ યક્ષિણી રાજકન્યાએ દીક્ષા લીધી, તેને સ્વામીએ પ્રવર્તિનીના પદે સ્થાપી. દશ દશાર્હો. રામ—કેશવ ઉગ્રસેનરાજા, તથા પ્રદ્યુમ્ન, શાંબાદિક—એ બધાએ શ્રાવકપણું સ્વીકાર્યું. શિવા દેવી, રોહિણી દેવકી રૂકિમણી વિગેરે રાણીઓએ તથા બીજી સ્ત્રીઓએ ભગવંત પાસે શ્રાવકધર્મ સ્વીકાર્યો. એ રીતે તે સમવસરણમા પ્રભુનો સંઘ થયો. પ્રભાતે પ્રથમ પોરૂષીમાં પ્રભુએ દેશના આપી અને બીજી પોરૂષીએ વરદત્તગણધરે દેશના આપી. પછી ભગવંતને નમીને શક્રાદિ દેવો તથા કૃષ્ણાદિક રાજાઓ પોત-

પોતાના સ્થાને ગયા. હવે તેજ તીર્થમાં જન્મેલ ત્રણ મુખવાળો, વર્ણે શ્યામ, પુરૂષ વાહનવાળો જમણા ત્રણ હાથમા બીજપૂર ( બીજોરૂં ) પરશુ અને ચક્રને ધરનાર, ડાબા હાથે નકુલ, ત્રિશૂલ અને શક્તિને ધરનાર એવો ગોમેધ નામે ભગવંતનો શાસનદેવ થયો. તેજ તીર્થમાં જન્મેલ, સુવર્ણ સમાન કાંતિવાળી, સિંહના વાહન-વાળી, બે જમણા હાથે આબાની લુમ અને પાશને ધરનારી તથા ડાબા હાથે પુત્રને અંકુશને ધરનારી કુષ્માંડી એવા બીજા નામને ધારણ કરનારી અંબિકા નામે પ્રભુની શાસન દેવી થઈ

એ પ્રમાણે તે દેવ દેવીથી અધિષ્ઠિત એવા શ્રીનેમિનાથ પ્રભુ બે ઋતુના ચાર માસ ( વર્ષાકાલ ) વીતાવીને વિહાર કરવાને અન્યદેશમાં ચાલ્યા.

**ઇતિશ્રી ગુણવિજયગણી વિરચિત શ્રીમાન્ અરિષ્ટનેમિના ચરિત્રમાં દશમો પરિચ્છેદ સમાપ્ત થયો.**





# एकादश परिच्छेद.



## પ્રકરણ ૧૮ મું.

### સતી દ્રૌપદીનું હરણ.



વે પાચ પાડવો કૃષ્ણ મહારાજના પ્રસાદથી હર્ષિત થઇ રહેલા તે વારાથી દ્રૌપદીની સાથે ભોગવિલાસ કરતા હતા. એક વખતે નારદ ભમતો ભમતો દ્રૌપદીના ઘરે આવ્યો. પરંતુ આ ‘ અવિરત છે ’ એમ ધારીને તેણીએ અભ્યુત્થાન કે આદર—સત્કાર તેને માન ન આપ્યુ. તેથી ‘ આ દ્રૌપદી દુ:ખભાજન કેમ થાય ? ’ એમ ચિંતવવતો ક્રોધાયમાન થયેલો નારદ વિરોધી થઈને તેણીના ઘરથી નીકળી ગયો, અને આ ભરતક્ષેત્રમા કૃષ્ણના ભયથી તેણીનું હરણ કરનાર જોવામા ન આવવાથી તે ધાતકીખંડના ભરતક્ષેત્રમાં ગયો ત્યા ચ પા નગરીનો સ્વામી કપિલ વાસુદેવનો સેવક, તથા અમરકંકા નગરીનું રાજ્ય કરનાર એવા પદ્મનાભ પાસે ગયો. એટલે તે રાજાએ ઉભા થઈ, સત્કારી, તે નારદમુનિને અ તઃપુરમાં લાવી પોતાની સ્ત્રીઓ બતાવતાં કહ્યું-‘ હે નારદ ! આવી સ્ત્રીઓ તે કયા જોઇ છે ? ’ ત્યારે—‘ અહીં એનાથી મારો અર્થ સિદ્ધ થશે. ’ એમ ચિંતવતો નારદ બોલ્યો—‘ હે રાજન્ ! કુવાના દેડકાની જેમ આ સ્ત્રીઓથી તુ શું પ્રમોદ પામે છે ? જંબુદ્વીપના ભરતક્ષેત્રમા હસ્તિનાપુરમાં પાંચ પાડવોની મુખ્ય પટરાણી દ્રૌપદી અતિરૂપવતી છે તેની આગળ આ તારી બધી સ્ત્રીઓ દાસી સમાન છે ’ એમ કહી, ઉડીને નારદ ત્યાંથી ચાલ્યો ગયો. હવે દ્રૌપદીના અભિલાષી પદ્મનાભે પૂર્વના સોબતી પાતાલવાસી દેવને તપથી આરાધ્યો. ત્યારે તે પ્રત્યક્ષ થઈને ‘ શું કરૂં ? ’ એમ બોલતા દેવને પદ્મે કહ્યું-‘ અહીં દ્રૌપદીને લાવીને મને સોપ. ’ તે બોલ્યો-‘ પોતાના પાંચ પતિને મૂકીને દ્રૌપદી અન્ય પુરૂષને વાંછતી નથી, પરંતુ તારા આગ્રહથી લઇ આવું છુ. ’ એમ કહીને તે દેવ હસ્તિનાપુરમાં ગયો. ત્યાંથી

અવસ્વાપિની નિદ્રા દઈ રાતે સુતેલી દ્રૌપદીનું હરણ કરી લાવીને તેણે તે પદ્મને આપી. ત્યાં જાગ્રત થતાં પોતાના સ્થાનને ન જોતા વ્યાકુલ થયેલી દ્રૌપદી—' શું આ સ્વપ્ન કે ઇંદ્રજાળ છે ? ' એમ અંતરમાં વિચારવા લાગી. ત્યારે પદ્મે તેણીને કહ્યું—' હે મૃગલોચના ! તું ડરીશ નહિ. મેં તને અહીં તેડાવી છે. મારી સાથે તું ઇચ્છાનુસાર ભોગ ભોગવ. આ અમરકંકા નગરી છે અહીં હું પદ્મનાભ રાજા અત્યારે તારો પતિ થવાને ઇચ્છું છું. ' એટલે તાત્કાલિક બુદ્ધિથી તે સતી પેલા અધમ રાજાને કહેવા લાગી—' જો એક મહિનામાં મારો સબંધી કોઇ અહીં નહિં આવે, તો તારૂં વચન માનીશ. ' ત્યારે—' જંબૂદ્વીપવાસીઓનું આગમન અશક્ય છે. ' એમ ચિંતવતા કપટમા તત્પર છતા પદ્મે તેણીનું વચન માની લીધું પછી—' ગાસ પર્યંતે પણ ભર્ત્તારો વિના હું ભોજન નહિ કરૂં. ' એમ શીલવ્રતરૂપ મહાધનવાળી એવી દ્રૌપદીએ ઉત્કૃષ્ટ અભિગ્રહ લીધો.

હવે પોતાના ઘરમા દ્રૌપદીને ન જોવાથી પાંડવોએ પણ જલ, સ્થલ, વન, પર્વત કે ગુફા વિગેરેમા તેણીની બહુ તપાસ કરાવી. પરંતુ તેણીના સમાચાર ક્યાંઇ મળ્યા નહિ. ત્યારે તેમની માતા કુંતીએ આવીને કેશવને કહ્યું. કારણ કે તેમનો આધાર તેજ હતો, કષ્ટમાં તેજ રક્ષણ કરનાર અને બાંધવ હતો. એટલે હાસ્ય અને ખેદ યુક્ત એવા કૃષ્ણે કુંતીને કહ્યું કે—' હે તાતભગિની ! અહો ! તારા પુત્રોનું સુભટપણું ! કે પોતાની સ્ત્રીનું રક્ષણ કરવાને તે સમર્થ ન થયા. હવે હું તપાસ કરાવું છું, તમે ઘરે જાઓ. ' એમ કૃષ્ણના કહેવાથી કુંતી પોતાને ઘરે ગઈ. હવે કૃષ્ણ કાર્યમૂઢ બનીને બેઠો છે, તેવામાં પોતે કરેલ અનર્થ જોવાને નારદ ત્યાં આવ્યો. ત્યારે કૃષ્ણે સત્કાર કરીને—' દ્રૌપદી ક્યાં તમારા જોવામાં આવી ? ' એમ પૂછતાં નારદ બોલ્યો—' હું ધાતકીખંડે અમરકંકાનગરીમાં ગયો હતો. ત્યાં પદ્મનાભ રાજાના ભવનમાં દ્રૌપદી જેવી એક સ્ત્રીને મેં જોઈ, બીજું કાઇ જાણતો નથી. ' એમ કહી ઉઠીને તે અન્ય સ્થાને ચાલ્યો ગયો. ત્યારે કેશવે જાણ્યું કે—' આ કલિપ્રિય એવા એ નારદનુંજ કામ લાગે છે. ' પછી કૃષ્ણે, પાંડવોને કહ્યું—' હે બાંધવો ! તમારી પ્રિયાને પદ્મનાભ હરી ગયો છે, પરંતુ જરાપણ ખેદ કરશો નહિ. હું તેણીને લઈ આવીશ. ' પછી પાંડવો સહિત કેશવ મહાસૈન્ય લઇને મગધનામે પૂર્વ સમુદ્રના તટપર ગયો, ત્યાં પાંડવોએ કૃષ્ણને કહ્યું—" હે પ્રભો ! સંસારની જેમ મહાભીષણ અને અગાધજળપૂર્ણ આ સાગર જુઓ. અહી પર્વતો પણ પાષાણની જેમ ક્યા નિમગ્ન થઈ ગયા છે, ક્યાક જલચર જીવો પર્વત જેવા લાગે છે, ક્યાક જળને શોષવાની પ્રતિજ્ઞા કરનાર વડવાનલ અહીં છે. " મચ્છીમારોની જેમ વેલંધર દેવો ક્યાક રહે છે, તથા અહીં મોટા કલ્લોલ કમળ સદૃશ મેઘને પણ ઓળંગી જાય છે,

તે કારણથી આ સમુદ્ર મનથી પણ કેમ ઓળંગાય ? " ત્યારે કૃષ્ણે—' તમારે શી ચિંતા છે ? ' એમ કહી કિનારાપર બેસી અઠ્ઠમ તપથી નિર્મળ મને સુસ્થિત દેવની આરાધના કરી, એટલે તત્કાલ તે દેવ પણ પ્રગટ થઈને ' હું શું કરૂં ? ' એમ બોલ્યો, ત્યારે કેશવે કહ્યુ—' અધમ પદ્મનાભ દ્રૌપદીને હરી ગયો છે, તેને ધાતકીખંડ નામના દ્વીપથી જેમ તરત લાવી શકાય, તેમ કર. ' દેવ બોલ્યો—' જેમ પદ્મના પૂર્વસોબતી દેવે તેને હરીને આપી, તેમ હું તમને લાવી આપું. અથવા એમ જો તમને પસંદ ન હોય, તો સૈન્ય અને વાહનસહિત પદ્મને સમુદ્રમા નાખું, અને દ્રૌપદી તમને આપુ ' કૃષ્ણે કહ્યું—' હે લવણ સમુદ્રના અધિષ્ઠાયક! હે સુરપુંગવ ! એમ કરતો નહિ, પરંતુ મારા અને પાંડવોના છ રથોને જળમાં નિર્વિઘ્ન માર્ગ આપ, કે જેથી અમે પોતે જઇ તે બિચારાને જીતીને દ્રૌપદીને લઇ આવીયે. એજ માર્ગ અમને યશસ્કર છે. ' ત્યારે સુસ્થિતે તેમ કર્યું. એટલે પાંડવો સહિત કૃષ્ણ સ્થલની જેમ સાગરને ઓળંગીને અમરકંકા રાજધાનીમાં ગયા. ત્યાં પોતે બ્હાર ઉદ્યાનમા રહી દારૂક સારથિને શિખામણ આપીને કૃષ્ણે તેને દૂત બનાવીને મોકલ્યો. એટલે પદ્મરાજા પાસે જઈને ડાબા પગથી તેના પાદપીઠને દબાવતા, ભ્રગુટીથી દેખાવમાં ભયંકર, તથા લલાટપર જેણે ત્રિવલિ :ચડાવેલ છે એવા તે દૂતે ભાલાના અગ્રભાગથી તે લેખ તેને આપ્યો. પછી તે દારૂકે તેને કહ્યું કે—' અરે ! કૃષ્ણ વાસુદેવના બાંધવ એવા પાંડવોની પ્રિયા દ્રૌપદીને તું જંબૂદ્વીપના ભરતમાથી લાવ્યો છે. તેથી પાંડવોની સાથે સમુદ્રે પણ જેને માર્ગ આપ્યો છે એવા તે કૃષ્ણ મહારાજ અહીં આવી પહોંચ્યા છે માટે જો હવે જીવવાની વાછા હોય, તો સત્વર તે સતી સોપી દે. ' એટલે પદ્મ પણ મનમાં ચમત્કાર પામી પોતે ક્રોધ લાવીને બોલ્યો—' તે કૃષ્ણ તો ત્યાં ભરતમાજ વાસુદેવ છે, અહીંતો છકો મારી આગળ શુ માત્ર છે ? માટે તું જા, અને તેને સંગ્રામને માટે સજ્જ કર. ' ત્યારે દારૂકે આવીને તેનું કથન કૃષ્ણને કહી સંભળાવ્યું. એવામાં પદ્મ તત્કાલ સજ્જ થઈને સેના સાથે આવ્યો સૈન્ય આવતાં વિકસિત લોચનવાળા કેશવે પાંડવોને કહ્યું—' અહો પદ્મની સાથે શું તમે યુદ્ધ કરશો ? કે તમે રથમાજ બેસીને યુદ્ધ કરતા એવા મને જોયા કરશો ? ' એટલે પાડવો બોલ્યા—" હે પ્રભો ! પદ્મની સાથે અમે—' આ જે પદ્મરાજા છે કે અમે રાજા છીએ. ' એવી પ્રતિજ્ઞાથી યુદ્ધ કરીશું. " પછી પાડવોએ પદ્મની સાથે યુદ્ધ કર્યું. એને તરતજ સબળ સૈન્યવાળા પદ્મરાજાએ પાંડવોને જીતી લીધા ત્યારે તેમણે આવીને કૃષ્ણને કહ્યું કે—' હે સ્વામિન્ ! આ પદ્મ બલવાન છે અને બલવંત સૈન્યો સહિત છે, તેથી એ અમારાથી જીતાય તેમ નથી એને તમે જીતી શકીશો માટે હવે રૂચે તે કરો. ' ત્યારે કેશવ હસીને બોલ્યો—' તમે તો ત્યારેજ જીતાયા કે જ્યારે—' આજે પદ્મ રાજા કે અમે ? ' એવું વચન

તમોએ કહ્યું. ત્યારે 'રાજા હું, પદ્મ નહિ.' એમ કહીને કૃષ્ણ યુદ્ધ કરવા ચાલ્યો અને મેઘ જેવો શબ્દ કરનાર એવા પાંચજન્ય શંખને તેણે વગાડયો. વિસ્તાર પામતા સિંહનાદથી જેમ મૃગલાઓ ભાગે, તેમ તે શંખનાદથી પદ્મનાભના લશ્કરનો ત્રીજો ભાગ ભાંગી ગયો, પછી તેણે શાંર્ગ ધનુષ્યનો ટંકારવ કર્યો, તેના ધ્વનિથી ફરી તેના લશ્કરનો ત્રીજો ભાગ જીર્ણ દોરડીની જેમ તુટી પડયો એટલે બાકી લશ્કરનો ત્રીજો ભાગ રહેતાં તે પદ્મ રણાંગણથી ભાગીને એકદમ અમરકંકામા પેસી ગયો, અને લોહની અર્ગલા (આગળી) સહિત નગરીના દરવાજા બંધ કરી દીધા હવે કૃષ્ણ ક્રોધથી જવલંત થતો તે રથ નીચે ઉતર્યો, અને વૈક્રિય સમુદ્ઘાતથી નરસિંહરૂપને ધારણ કર્યું. તથા યમની જેમ પસારેલ મુખ અને દાઢાવડે ભયંકર, જબરજસ્ત ગર્જના કરતા એવા તેણે પાદઘાત કર્યો, તેથી વૈરીઓના હૃદયની સાથે પૃથ્વી કંપી, કિલ્લાના કાંગરા (મોરચા) પડી ગયા, દેવાલયો જમીન દોસ્ત થયા અને નરસિંહના પદાઘાતથી મણિથી બાંધેલ તળીયાવાળા ભવનો ખરવા લાગ્યા. નરસિંહના ભયથી તે નગરીમાં કોઇ ખાડામાં છુપાઈ ગયા, કોઈ પાણીમા પેસી ગયા અને કોઈ મૂર્છા ખાઇ નીચે પડ્યા. તે વખતે ભય પામેલ પદ્મ રાજાએ દ્રૌપદીને વિનતિ કરી કે—'હે દેવી! મારો અપરાધ ક્ષમા કર. યમ જેવા આ કૃષ્ણથી મને બચાવ.' એમ બોલતા અને પોતાના શરણે આવેલ એવા પદ્મને જોઇને દ્રૌપદી બોલી—'હે પદ્મ! મને આગળ કરી અને પોતે તું સ્ત્રીનો વેષ લઇને કૃષ્ણના શરણે જા. તો જીવી શકીશ. બીજો ઉપાય નથી.' એમ દ્રૌપદીના કહેવાથી તેણે તેમ કર્યું અને કેશવના પગે પડયો. ત્યારે 'આ કોણ' એમ કૃષ્ણે પૂછતાં દ્રૌપદી બોલી—'જેણે તમારો અપરાધ કર્યો, તેજ આ પદ્મ રાજા છે.' ત્યારે અત્યંત ક્રોધમાં આવી હરિ બોલ્યા—'અરે! અધમ રાજા! સ્ત્રીવેષ ધર્યો છે, તેથી તને છોડી દઉં છું, અરે લંપટ! મારા પ્રસાદથી ચાલ્યો જા, અને તારા કુટુંબને ભેટ.' એટલે તે કેશવને નમી દ્રૌપદી સોંપીને પોતાના સ્થાને ગયો, અને કૃષ્ણ પણ દ્રૌપદી અને પાંડવ સહિત સત્વર રથમા બેસી તેજ માર્ગે પાછા વળ્યા.

એવામાં ચંપાનગરીના પૂર્ણભદ્ર ઉદ્યાનમાં મુનિસુવ્રત જિન સમોસર્યા. તેની પરખદામા બેઠેલ કપિલ વાસુદેવે કૃષ્ણે પૂરેલ શંખનો અવાજ સાંભળીને ભગવંતને પૂછ્યું—'હે સ્વામિન્! મારા શંખનાદની જેમ અત્યંત ચમત્કારી આ શંખનાદ કોનો?' ત્યારે સ્વામી બોલ્યા—'જંબૂદ્વીપના ભરતાર્ધના સ્વામી કૃષ્ણ વાસુદેવનો આ શંખધ્વનિ છે.' એમ ભગવંતે કહેતાં—'શું બે વિષ્ણુ એક સ્થલે હોય?' એ રીતે કપિલે ફરી પ્રશ્ન કર્યો. ત્યારે ભગવતે દ્રૌપદી, પદ્મ કૃષ્ણ અને પાંડવોનો વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે કપિલે કહ્યું—'હે નાથ! અહીં આવેલ મારા સાધર્મિક અતિથિનું શું હું સ્વાગત ન કરૂં?' ત્યારે

સ્વામી બોલ્યા—' એક સ્થાને બીજો તીર્થંકર, ચક્રવર્ત્તી, વાસુદેવ, બલદેવ અને પ્રતિવાસુદેવ એ કદી મળતા નથી. તે કારણે કામને માટે આવેલ એ કૃષ્ણની સાથે તારો મેલાપ થશે નહિ.' એમ જિનવચન સાંભળ્યા છતાં અત્યંત ઉત્કંઠાથી કૃષ્ણને જોવાને કપિલ જે માર્ગે કૃષ્ણના રથના ચીલા પડેલા છે એવા સમુદ્રતટપર ગયો. ત્યા સમુદ્રમા જતા કૃષ્ણના રૂપા અને સુવર્ણના પાત્ર સમાન એવી શ્વેત અને પીળી રથની ધ્વજાઓ જોવામાં આવી. પછી તેણે—' હું કપિલ વાસુદેવ તમોને જોવાને આવ્યો છું. માટે પાછા વળો.' એવા અક્ષરયુક્ત શંખ ધમ્યો. ત્યારે કૃષ્ણ પણ—' અમે દૂર આવી ગયા છીએ, માટે હવે તમારે કાંઈ કહેવા જેવુ નથી ' એમ પ્રગટ અક્ષરે શંખ પૂર્યો. તેના શખનો ધ્વનિ સાભળતાં સ પૂર્ણ ઇચ્છા થયા વિના તે કપિલ પાછો ફર્યો અને અમરકંકામાં આવીને ' આ શું ?' એમ પદ્મને પૂછયું. એટલે તેણે પોતાનો અપરાધ કહી બતાવ્યો. અને કહ્યું કે—' હે પ્રભો ! તમો વિદ્યમાન છતા જંબુદ્વીપના ભરતના સ્વામી કૃષ્ણે મારો પરાભવ કર્યો.' તે સાંભળીને કપિલ બોલ્યો—' અરે ! દુરાત્મન્ ! અસાધારણ બલવાન્ એવા તે કૃષ્ણ તારો આ અન્યાય શી રીતે સહન કરે ? હું પણ અન્યાયનો પક્ષપાતી નથી.' એમ કહી ક્રોધાયમાન થયેલા કપિલે પદ્મને કાહાડી મૂકયો, અને તેના રાજ્યપર પદ્મના પુત્રને સ્થાપ્યો.

હવે કૃષ્ણે સમુદ્ર ઉતરીને પાંડવોને કહ્યું—' હું સુસ્થિત દેવની રજા લઉં, ત્યાંસુધી તમે ગંગા નદી ઉતરો.' એટલે નાવપર બેસીને બાસઠ યોજન વિસ્તીર્ણ અને અતિભીષણ એવા ગગના પ્રવાહને ઉતરીને તેઓ પરસ્પર કહેવા લાગ્યા—' આજે વિષ્ણુંનું બળ જોઇએ. નાવને અહીંજ મૂકો. નાવ વિના એ ગંગાપ્રવાહને શી રીતે ઉતરશે ?' એમ સ કેત કરીને તેઓ ગગાના તટપર છુપાઇ રહ્યા. એવામા કાર્ય કરી કૃષ્ણરાજા ગગાપર આવ્યો. ત્યા નાવને ન જોવાથી એક ભુજામાં અશ્વ સહિત રથ લીધો અને બીજી ભુજાથી તરવા લાગ્યો. જ્યારે ગંગાના મધ્યભાગમા આવ્યો, ત્યારે અત્યંત થાકી જવાથી કેશવને વિચાર થયો કે—' અહો ! પાંડવો કેટલા બધા સમર્થ ? કે નાવ વિના ગંગા તરી ગયા. ત્યારે તેને થાકેલ જોઈને ગગાએ ક્ષણવાર પોતાનું પાણી ઓછું કરીને રસ્તો આપ્યો. એટલે કેશવ સુખેથી તે ઉતરી ગયો. ત્યાં પાંડવોને તેણે કહ્યું—' તમે ગંગાનદી કેમ ઉતર્યા ?' ત્યારે— ' અમે નાવથી ઉતર્યા ' એમ તેઓએ કેશવને કહ્યું. એટલે—' નાવ પાછી વાળીને કેમ ન મોકલી ?' એમ કૃષ્ણે પૂછતાં તે બોલ્યા—' તમારા બલની પરીક્ષા કરવાને અમે નાવ ન મોકલી ' ત્યારે કૃષ્ણ કુપીત થઈને બોલ્યા—' અરે ! અત્યારે તમે મારૂ બલ જાણવા બેઠા સમુદ્ર તરવામાં અને અમરકંકામાં પદ્મનો જય કરતાં મારૂં બલ તમે ન જાણ્યું ?' એમ કહીને હરિએ લોહદંડથી તેમના રથ ભાંગી નાંખ્યા.

ત્યાં રથમર્દન નામે નગર થયું. પછી વિષ્ણુએ પાડવોને દેશરહિત કર્યા. અને પોતે સૈન્ય લઇને દ્વારકામા ગયા.

હવે પાંડવોએ પોતાના નગરમાં જઈને તે વાત કુંતીને કહી. તેણીએ દ્વારકામાં આવીને વાસુદેવને કહ્યું—' તેં મારા પુત્રો કહાડી મૂકયા તો હવે તે કયાં રહે ? કારણકે આ ભરતાર્ધમાં એવી ભૂમિ નથી કે જે તારી ન હોય. ' કૃષ્ણ પૂર્વે ક્રોધાયમાન હતો, છતા તેણીના ઉપરોધથી તે બોલ્યા—' દક્ષિણ સમુદ્રના તટપર પાંડુ મથુરા નામે નવી નગરી વસાવીને તમારા પુત્રો ત્યાં રહે. ' એમ સાંભળીને કુંતીએ જઇને કૃષ્ણની આજ્ઞા પોતાના પુત્રોને સંભળાવી. એટલે તેઓ સમુદ્રની ભરતીથી પવિત્ર એવા પાંડુ દેશમા ગયા. કૃષ્ણે હસ્તિનાપુરમાં પોતાની બ્હેન સુભદ્રાના પૌત્ર, અભિમન્યુના પુત્ર પરીક્ષિતને રાજ્યપર બેસાર્યો.

હવે શ્રીનેમિનાથ પૃથ્વીપીઠને પાવન કરતા અનુક્રમે ભદ્દિલપુરમાં આવ્યા ત્યા સુલસા અને નાગના છ પુત્રો હતા. જે દેવકીના ઉદરથી જન્મેલા અને પૂર્વે હરિણૈગમેષી દેવે આપ્યા હતા. તેઓ દરેક બત્રીશ કન્યા પરણ્યા હતા, પણ શ્રીનેમિનાથથી બોધ પામીને તે બધાએ દીક્ષા લીધી. બધા ચરમશરીરી, દ્વાદશાગીને ધરનારા, મહાતપ તપતા એવા તે ભગવંતની સાથે વિચરતા હતા એવામાં શ્રીનેમિજિન વિહાર કરતા દ્વારકાનગરીમાં આવ્યા, અને સહસામ્રવણના ઉદ્યાનમા સમોસર્યા. દેવકીના તે છ પુત્રો છઠ્ઠ તપના પારણે ત્રણભાગે બે બે મુનિ થઈને દ્વારકામાં પેઠા. તેઓમાથી અનિકયશ અને અનંતસેન બને દેવકીના ઘરે ગયા. તેમને કૃષ્ણ સદશ જોઈને બહુ પ્રમોદ પામી સિંહકેસરી મોદક વ્હોરાવ્યા. ત્યાંથી તે ગયા. ત્યાર પછી બીજા અજિતસેન અને નિહથશત્રુ બે ભ્રાતા ગયા. તેમને પણ તેણીએ પડિલાભ્યા. ત્યારપછી બીજા દેવયશ અને શત્રુસેન આવ્યા તેમને નમી અંજલિ જોડીને દેવકીએ પુછયું—' શુ દિશાના મોહ ( ભ્રાંતિ ) થી તમે વારંવાર અહીં આવ્યા ? અથવા તો તમે તે નથી, આ મને મતિમોહ થયો ? અથવા તો સંપદાથી સ્વર્ગતુલ્ય એવી આ નગરીમાં ઋષિઓને ઉચિત ભક્તપાનાદિ નથી મળતાં ? ' ત્યારે તે બને બોલ્યા—' અમને દિશામોહ નથી, આ નગરીમાં ઉચિત અન્નપાનાદિકની અપ્રાપ્તિ પણ નથી અને લોકો પણ ભાવ વિનાના નથી, પરંતુ અમે છ ભાઈ ભદ્દિલપુરના વાસી સુલસા અને નાગના પુત્રો છીએ, શ્રી નેમિ પ્રભુ પાસે ધર્મ સાંભલીને અમે છએ દીક્ષા લીધી, અને ત્રણ જોડલા થઇને અનુક્રમે અમે તમારા ઘરે આવ્યા. ' તે સાભળીને દેવકીને વિચાર થયો કે—' આ છએ કૃષ્ણ સમાન કેમ લાગે છે ? એમ તો તલ પણ તલ જેવા થતા નથી પૂર્વે અતિમુક્તક મુનિએ જીવતા આઠપુત્રવાળી મને કહી છે. તે કારણથી આ મારા પુત્રો તો નહિ હોય ? ' એમ ધારીને બીજે દિવસે સંશય પૂછવાને દેવકી સમવસરણમાં શ્રીનેમિનાથ પાસે ગઇ. ભગવંતે અગાઉથીજ

તેનો ભાવ જાણીને કહ્યું—' હે દેવકી ! આ તારા છ પુત્રો નૈગમેષી દેવે જીવતા સુલસાને આપ્યા હતા ' ભગવંતના મુખથી તે સાંભળીને જેના સ્તનમાથી દુધ સ્રવી રહ્યુ છે એવી તે દેવકીએ તે છએ પુત્રોને વાંદ્યા અને કહ્યું—' હે પુત્રો ! મહાભાગ્યે તમે જોવામા આવ્યા છો. મારા પુત્રોને ઉત્કૃષ્ટ રાજ્ય હોય અથવા દીક્ષા હોય પણ મને ખેદ એટલોજ છે કે તમારામાંથી એકને પણ મે રમાડ્યો નહિ ' ત્યારે ભગવત બોલ્યા—' હે દેવકી ! વૃથા ખેદ ન કર. એ પૂર્વભવના કર્મનુ ફળ તને આભવે ઉદય આવ્યુ છે. પૂર્વ ભવે તે સપત્નીના સાત રત્નો હરી લીધા હતાં. તે રોવા લાગી ત્યારે એક રત્ન તે તેને પાછુ સોંપ્યુ ' ભગવંતના મુખથી પોતાનો પૂર્વભવ સાભળીને પૂર્વ જન્મના પાપને નિંદતી તે દેવકી પોતાના ઘરે ગઇ, અને પુત્ર જન્મની અભિલાષાથી ચિંતાતુર થઈ રહી. ત્યારે કેશવે પૂછ્યું—' હે માત ! આવી દુઃખી કેમ છે ! ' તે બોલી–તમારા નિષ્ફલ જીવિતથી શુ ? તું નંદના ગોકુલમાં ઉછર્યો અને તારા છ ભાઇઓ સુલસા નાગના ઘરે વધ્યા, કોયલના પુત્ર ( સંતાન ) ની જેમ મેં સંતાન ઉછેરવાનો લ્હાવો ન લીધો, અને સ્તનપાન ન કરાવ્યું. હે કૃષ્ણ ! માટે બાળકને રમાડવાના કુતુહલથી હુ પુત્રને ઇચ્છુ છુ. તે પશુઓ પણ ધન્ય છે કે જેઓ પોતાના સંતાનોને રમાડે છે. " પછી ' હું તારી વાંછાને પૂર્ણ કરીશ. ' એમ કહી હરિ ગયા અને અઠ્ઠમ તપથી ઇંદ્રના સેનાપતિ નૈગમેષી દેવને તેણે આરાધ્યો. તે પ્રત્યક્ષ થઇને બોલ્યો-' તમારી માતાને આઠમો પુત્ર થશે, પરંતુ તે પુણ્યાત્મા હોવાથી યૌવન પામતાજ દીક્ષા લેશે, ' તે સાભળી કેશવ હર્ષ પામ્યો. તેના વચન પછી તરત દેવલોકથી ચવીને એક મહર્દ્ધિક દેવ દેવકીના ઉદરે અવતર્યો, અવસરે પુત્ર થયો, અને તેનું ગજસુકુમાલ એવુ નામ પાડયું. રૂપમાં કૃષ્ણ સમાન અને દેવકુમાર જેવા તે પુત્રને દેવકીએ પોતે આનંદથી ખુબ રમાડયો. માતાને ભ્રાતાને પ્રાણ સમાન વલ્લભ અને તેમના નેત્રરૂપ ચકોરને ચંદ્ર સમાન એવો તે અનુક્રમે યૌવન પામ્યો. ત્યારે દ્રુમ રાજાની પ્રભાવતી કન્યા અત્યંત આગ્રહથી પિતાએ તેને પરણાવી તથા ક્ષત્રિયાણીથી જન્મેલ અને સોમશર્માની સોમા નામે કન્યાને તે ઇચ્છતો ન હતો, છતા માતા અને ભ્રાતાએ આજીજીથી તેને પરણાવી.

હવે એવા અવસરે સહસ્રામ્રવણમા શ્રી નેમિ પ્રભુ સમોસર્યા. તેમની પાસે સ્રી સહિત સાવધાન થઇને ગજસુમાલે ધર્મ સાભળ્યો. અને મહાવૈરાગ થતાં બને સ્રીઓ સહિત તેણે માત–પિતા તથા ભ્રાતાઓને મહાકષ્ટે સમજાવીને પ્રભુ પાસે દીક્ષા લીધી. એટલે તેના વિયોગથી વ્યાકુલ થયેલા માત પિતા તથા કેશવ વિગેરે ભ્રાતાઓ બહુ રોવા લાગ્યા પછી સંધ્યા વખતે ભગવંતને પૂછીને ગજસુકુમાલ શ્મશાનમાં પ્રતિમાએ રહ્યા, ત્યા બ્હાર નીકળેલ સોમશર્માએ દીઠા, એટલે તેને

ક્રોધ થતાં ચિંતવવા લાગ્યો કે —' આ પાંખડી દુરાશય વિડંબનાને માટે મારી પુત્રીને પરણ્યો ' એ રીતે બીજા ભવના વૈરથી ક્રોધાયમાન અને વિરૂદ્ધબુદ્ધિ એવા તેણે ગજસુકુમાલના મસ્તક ઉપર બળતી ચિતાના અંગારથી પૂર્ણ એવો ફુટેલ ઘડાનો કાંઠો માડ્યો તે તાપથી અત્યંત બળ્યા છતાં તેણે બધું સમાધિથી સહન કર્યું. પછી કર્મરૂપ ઇંધનને બાળી કેવલજ્ઞાન પામીને તે મોક્ષે ગયા.

હવે પ્રભાતે પરિવાર સહિત અને ગજસુમાલને જોવાને ઉત્કંઠિત એવા કૃષ્ણ રથપર બેસીને ભગવંતને વાંદવા આવ્યા. દ્વારકાથી નીકળતાં તેણે બ્હાર એક વૃદ્ધ વિપ્રને દેવમંદિર તરફ માથે ઈંટો ઉપાડતો જોયો. તેની અનુકંપાથી કેશવે પોતે તે ઈંટની ભઠ્ઠી આગળથી એક ઈંટ તે દેવકુલમાં લઇ ગયો. એટલે તેની પાછળના બીજા કોટિગમે લોકો તે રીતે ઈંટો લઈ ગયા. એ રીતે તે બ્રાહ્મણને કૃતાર્થ કરીને હરિ શ્રીનેમિપાસે આવ્યા. અને જાણે પોતે નિધાન મૂકેલ હોય તેવા ગજસુકુમાલને ત્યાં તેણે દીઠા નહિ. એટલે કેશવે પૂછ્યું—'મારો બાંધવ ગજ ક્યાં છે ? ' ત્યારે ભગવંતે સોમશર્મા બ્રાહ્મણથી લઇ મોક્ષગમન સુધી ગજસુકુમાલનો વૃત્તાંત કહી સંભળાવ્યો. ત્યારે ગોવિંદને મૂર્છા આવી ગઈ. અને ક્ષણવારે સાવધાન થતાં ફરી ગોવિંદે પ્રભુને પૂછ્યું—' ભાઇના વધ કરનારને મારે શી રીતે ઓળખવો. ' ભગવંત બોલ્યા—સોમશર્મા ઉપર તારે કોપ ન કરવો. તે તો તારા ભાઈને તરત મોક્ષે પહોચાડવામા સહાયકારી થયો, સિદ્ધ લાંબા વખતે સાધ્ય છતા સહાય યોગે તરત પ્રાપ્ત થાય છે. જેમ તેં આજે તે વૃદ્ધ બ્રાહ્મણને ઇંટો આપવાથી તેની કાર્યસિદ્ધિ સત્વર થઇ. જો સોમશર્માએ તારા ભ્રાતાને આમ ન કરત, તો તે કાલક્ષેપ વિના સિદ્ધિ કેમ થાત ? અત્યંત ભયભ્રાંત થઇ, નગરીમાં પેસતા તને જોઇને જે મરણ પામે, તે તારા ભાઈનો વધ કરનાર સમજજે. ત્યારે ભગવંતને નમીને કેશવે ફરી પૂછ્યું—' હે પ્રભો મારા ભાઇ ઉપર સોમશર્માનું આ ભવસંબંધી વૈર હતું કે પરભવસંબંધી ? ' ભગવંત બોલ્યા—" હે કૃષ્ણ ! પૂર્વભવમાં સ્ત્રીપણામાં તારા ભાઇના પાસે કોઈકામને માટે બહાર ગયેલ તેની સપત્નીએ પોતાનો પુત્ર મૂક્યો. તે સ્ત્રીએ સપત્નીની ઇર્ષ્યાથી તે બાલકના મસ્તક ઉપર તરતનો પકાવેલ ગરમ રોટલો મૂક્યો. તેના તાપથી કુસુમ સમાન તે બાલક મરણ પામ્યો, ઘરે આવતાં તેની માતાએ જોયો. ત્યારે તેને બહુ દુઃખ થયું. પછી તે બંને સ્ત્રીઓ આયુ ક્ષય થતાં મરણ પામી નરક, નિગોદ, અને તિર્યંચના ભવો ભમીને અકામનિર્જરાના યોગે કેટલાક કર્મ ખપાવતાં તે બંને મનુષ્ય પણામા આવી. ત્યાથી પુણ્યયોગે બંને દેવ દેવપણાને પામી અને ત્યાંથી બંને દેવ ચવીને સોમશર્મા અને ગજસુકુમાલ થયા બાલકનો જીવ સોમા થઇ અહીં પણ પૂર્વ જન્મના વૈરથી-'આ દુષ્ટે મારી પુત્રીને પરણીને દુંખી કરી' એવા મિષે જોવા માત્રથી ક્રોધી બનીને સોમશર્માએ તારાભાઈને

મારી. પૂર્વ ભવે ઉપાર્જેલ કર્મ અન્યથા થતા (ટળતા) નથી." એ રીતે પ્રભુના મુખથી પોતાના ભાઈનો પૂર્વભવનો સંબંધ સાંભળતા ભવ સ્વરૂપ જાણતા છતા મહામોહથી મોહિત થયેલ અને અતિ રૂદન કરતા કેશવે પોતે ભાઈને સંસ્કારાદિ કર્યા પછી પોતાની નગરીમાં પેસતાં તેણે સોમશર્માને મુવેલો દીઠો. તેને પગે દોરડી બાંધીને માણસો પાસે ચોરાશી ચહુટામા ભમાવ્યો. અને પછી નગરીની બ્હાર ગીધ વિગેરે ને તે નૂતન બલિદાન આપી દીધું.

ગજસુકુમાલના શોકથી ઘણા યાદવો અને વસુદેવ વિના નવ દશાર્હોએ સ્વામી પાસે દીક્ષા લીધી. ભગવતની શિવાદેવી માતા, સાત બાંધવ, અને બીજા પણ કૃષ્ણના કુમારોએ પ્રભુ પાસે દીક્ષા સ્વીકારી રાજીમતીએ પણ વૈરાગ્યથી સ્વામીપાસે દીક્ષા લીધી. એક નાસાપુટવાળી નદકન્યા તથા બીજી ઘણી યદુસ્ત્રીઓએ શ્રીનેમિ પાસે દીક્ષા લીધી. કૃષ્ણે પોતાની કન્યાઓને ન પરણાવવાનો અભિગ્રહ લીધો તેથી તેના બધી કન્યાઓએ પ્રભુ પાસે ચારિત્ર લીધુ. કનકવતી, રોહિણી અને દેવકી વિના વસુદેવની બધી સ્ત્રીઓએ સયમ લીધો. પોતાના ઘરે ભવસ્થિતિને ચિંતવતાં કનકવતીને સકલ કર્મ તુટી જવાથી કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. એટલે ભગવંતે ફરમાવેલ દેવોએ તેણીનો મહિમા કરતાં તે પોતે દીક્ષા લઈને પ્રભુ પાસે આવી ત્યાં પ્રભુના દર્શન કરી, વનમા જઈ ત્રીશ દિવસનુ અનશન કરી મરણ પામીને તે કનકવતી મોક્ષે ગઇ.

હવે રામના પૌત્ર અને નિષધના પુત્ર સાગરચંદ્ર કુમારે અગાઉથીજ વિરક્ત ભાવે હતો, તેણે અણુવ્રત લીધાં અને તે વખતે તેણે પ્રતિમાને ધારણ કરી, તથા બ્હાર શ્મશાનમા જઇને તેણે કાયોત્સર્ગ લીધો, ત્યાં નિરંતર તેના છિદ્રને જોનાર એવા નભસેને તેને દીઠો. અને કહ્યુ—'અરે પાખડી ! આ શું કરે છે ? અત્યારે કમલમેલાને હરણ કરવાના કપટનુ ફળ મેળવો લે' એમ કહી દુષ્ટાસય તે નભસેને તેના શિરપર ઘડાનો કાંઠલો મૂકીને તે ચિતાના અગારાથી ભર્યો. સુબુદ્ધિ એવા સાગરચદ્રે તે બધુ શાતિથી સહન કરી પચ પરમેષ્ઠીના સ્મરણ પૂર્વક મરણ પામીને તે દેવલોકે ગયો.

એક વખતે ઇદ્રે પોતાની સભામા કહ્યુ કે—'ભરત ક્ષેત્રમા કૃષ્ણ દોષોને તજીને સદા ગુણ કીર્તન જ કરે છે. અને અધમ યુદ્ધથી કદી લડતો નથી' તેના વચનને સત્ય ન માનતો એક દેવ દ્વારકામા આવ્યો તે વખતે તે રથપર બેસીને ઇચ્છાનુસાર ક્રીડા કરવા નીકળ્યો હતો. તે દેવે રસ્તામા શરીરે શ્યામ, અતિદૂરથી પણ દુર્ગંધથી બધા લોકોને બાધતો એવો એક મુવેલ કુતરો વિકુર્વ્યો તેને જોઇને કેશવ બોલ્યો—'અહો ! આ શ્યામાંગ કુતરાના દાંત મરકત રત્નના થાળમા જેમ મોતી હોય તેમ અત્યત શોભે છે.' પછી અશ્વને હરનાર બનીને દેવે કૃષ્ણ,અશ્વરત્ન હર્યું અને પાછળ દોડી આવતા સૈનિકોને તેણે જીતી લીધા, ત્યારે કૃષ્ણ પોતે

દોડ્યા અને નજીકમાં આવીને તેણે જીતી દેવને કહ્યું—'અરે ! :મારા અશ્વરત્નને કેમ હરી જાય છે ? હવે મૂકી દે. ક્યાં જવાનો છે ? ત્યારે તે દેવ બોલ્યો—'અરે ! યુદ્ધમા મને જીતીને તારા અશ્વને લઈ લે. કૃષ્ણે કહ્યુ—'તો તું રથને લે કારણ કે હું રથી છું, ત્યારે દેવ બોલ્યો—'મારે રથ કે ગજાદિકની જરૂર નથી. અને બાહુ યુદ્ધ વિગેરે યુદ્ધો પણ નથી કરવા પણ આપણે બંને પીઠથી યુદ્ધ કરીએ' ત્યારે કેશવે કહ્યું—'તેં મને જીતી લીધો, અશ્વને લઇ જા કારણકે બધાનો નાશ થતો હોય તો પણ નીચ યુદ્ધથી હું કદી લડતો નથી.' એટલે તે દેવે સંતુષ્ટ થઇ ઇંદ્રની પ્રશંસાનો વૃત્તાત કહેવા પૂર્વક કેશવને કહ્યુ—'હે મહાભાગ! વર માગ. કૃષ્ણે દેવને કહ્યુ—'અત્યારે દ્વારકા રોગના ઉપસર્ગથી વ્યાકુલ છે તેની શાંતિને માટે કંઇક આપ.' ત્યારે દેવે કૃષ્ણને ભેરી આપી. અને કહ્યું—'છ છ મહિનાને અંતે આને તમારે નગરીમા વગાડવી. એનો શબ્દ સાંભળવાથી પૂર્વના રોગ નાશ પામશે અને છ માસ સુધી નવા રોગ ઉત્પન્ન થશે નહીં, એમ કહીને તે દેવ ચાલ્યો ગયો. પછી કેશવે તે ભેરીને તેવીજ રીતે વગડાવી અને નગરીમાં રોગો શાત થયા. એવામાં ભેરીની ખ્યાતિ સાંભળીને દાહજ્વરથી પીડિત કોઇ ધનાઢ્ય દેશાંતરથી આવ્યો અને ભેરીના રક્ષકને તેણે કહ્યું—'હે ભદ્ર ! આ લક્ષ દ્રવ્ય લે અને પલમાત્ર ભેરીનો કટકો મને આપ, એટલો ઉપકાર કર.' દ્રવ્યના લોભમા પડીને ભેરીપાલે તે ભેરીનો એક કટકો તેને આપ્યો અને ચંદનના કટકાથી તે બે સાધા પૂરી દીધા એ રીતે દ્રવ્યલોભી એવા ભેરીપાલે બીજાઓને પણ ખંડ ખંડ આપતાં તે ભેરી મૂલથી ચંદનના છેદ ( કટકા ) યુક્ત ગોદડી જેવી થઈ ગઇ. હવે એક વખતે નગરીમાં ઉપદ્રવ થતાં કેશવે તેને વગાડી. પણ તેનો નાદ ઉંદરના જેવો થયો કે જે સભા સુધી પણ પહોંચી ન શક્યો. ત્યારે હરિએ પૂછ્યું—' આ શુ ? ' એટલે વિશ્વાસુ પુરૂષોએ કહ્યું—' ધનલોભી રક્ષકે તે ભેરીને ગોદડી જેવી કરી છે.' તેથી ક્રોધાયમાન થયેલ કૃષ્ણે તે ભેરીપાલને મારી નાંખ્યો અને અઠ્ઠમ તપ કરી દેવ પાસેથી તેણે બીજી ભેરી મેળવી. કારણકે મહા પુરૂષોને શું દુષ્કર છે ? પછી કેશવ રોગશાંતિને માટે તે ભેરીને વગાડતો, અને ધન્વંતરિ અને વૈતરણિ નામના બે વૈદ્યોને વ્યાધિની ચિકિત્સાને માટે તેણે આદેશ કર્યો તેમાં વૈતરણિ ભવ્ય હોવાથી જેને જે યોગ્ય ઉપાય હોય, તે કહીને તેનો પ્રતીકાર કરતો અને પોતે પણ ઔષધ આપતો તથા ધન્વંતરિ પાપ-સહિત ચિકિત્સા કરતો હતો. તેને મુનિઓએ કહ્યું—' અમને આ ઉચિત નથી. ' ત્યારે પાપી અધ્યવસાય યુક્ત તે સામે બોલતો કે—' સાધુઓને યોગ્ય કોઇ આયુર્વેદ હું ભણ્યો નથી. માટે મારૂં વચન ન માનો, ' એ રીતે બંને વૈદ્યો તે નગરીમાં ચિકિત્સા કરતા હતા.

એક વખતે કૃષ્ણે શ્રીનેમિને પૂછ્યું—'આ બે વૈદ્યોની શી ગતિ થવાની?' ભગવંત બોલ્યા—'ધન્વંતરિવૈદ્ય સાતમી નરકના અપ્રતિષ્ઠાન નામના પાથડામા જશે અને વૈતરણીવૈદ્ય વિંધ્યાચલમા વાનરો થશે, અને ત્યાજ યૌવન પામતાં તે યૂથપતિ થશે તે વનમાં એક વખત સાર્થનીસાથે- ઘણા સાધુઓ આવશે, તેમાં એક સાધુના પગમા કાંટો ભાંગશે તેની રાહ જોતા અન્ય સાધુઓને તે કહેશે કે—'મને અહી મૂકીને તમે જાઓ. નહિં તો બધા સાર્થભ્રષ્ટ થઈ મરણ પામશો' એટલે પગમાથી કાટો કહાડવાને અસમર્થ અને દીન મનવાળા એવા અન્ય સાધુઓ તેને નિર્જીવ ભૂમિપર મૂકીને જશે પછી તે યૂથપતિ વાંદર ત્યાં આવશે. આગળના વાદરાઓ તે મુનિને જોઈને કિલકિલાટ કરી મૂકશે તેમના કોલાહલથી રૂષ્ટ થયેલ યૂથપતિ આગળ આવશે અને તે સાધુને જોઇને—'આવા જનને પૂર્વે મે-ક્યાંક જોયો છે' એમ વાંદર ચિંતવન કરશે એમ તર્કવિતર્ક કરતા તે પોતાના વૈદ્ય સંબંધી પૂર્વભવને યાદ કરશે પછી પર્વતમાથી વિશલ્યા અને રોહિણી એ બે ઔષધી તે લાવશે અને વિશલ્યા ઔષધીને દાંતથી ચાવીને સાધુના પગપર મૂકશે, એટલે શલ્ય (કંટક) રહિત થયેલ તે પગને વ્રણને રૂજાવનારી રોહિણી ઔષધિથી તે રૂજાવશે. પછી—'હુ પૂર્વભવે દ્વારકામાં વૈતરણિ વૈદ્ય હતો' એવા અક્ષરો તે સાધુની આગળ લખશે. તેના ચરિત્રને સાંભળતા તે મુનિ તેને ધર્મ સંભળાવશે, એટલે ત્રણ દિવસનું અનશન કરીને તે વાનર સહસ્રાર દેવલોકમા જશે. અને અવધિજ્ઞાનથી તે અનશનમાં રહેલ પોતાના શબની પાસે ઉભા રહી નમસ્કાર આપતા તે મુનિને જોશે. ત્યારે તેજ વખતે આવી ભક્તિથી મુનિને નમીને તે એ રીતે કહેશે—'પરોપકારી મુનીંદ્ર! તમારા પ્રસાદથી આ જબરજસ્ત દેવ સમૃદ્ધિ મને પ્રાપ્ત થઈ.' એમ કહી તે દેવ તે મુનિને લઈને આગળ ગયેલા સાધુઓ સાથે મેળવશે ત્યા તે સાધુ અન્ય સાધુઓને વાનરની કથા કહેશે" એ પ્રમાણે શ્રીનેમિના મુખથી સાંભળીને વિશેષથી ધર્મ ભાવને ધારણ કરતો કૃષ્ણ સ્વામીને પ્રણામ કરીને સ્વસ્થાને ગયો અને ભગવંત વિહાર કરીને અન્ય સ્થાને ગયા

એકદા મેઘની જેમ જગતને તૃપ્ત કરનારા નેમિનાથ પ્રભુ વર્ષાકાલના પ્રારંભે દ્વારકામાં આવીને સમોસર્યા. ત્યારે સેવા કરતા કૃષ્ણે કહ્યું—'હે ભગવન્! તમે અને બીજા મુનિઓ વર્ષાકાલમા કેમ વિહાર કરતા નથી?' સ્વામી બોલ્યા—વર્ષાકાલમાં પૃથ્વી નાનાપ્રકારના જીવોથી વ્યાપ્ત હોય છે. તે કારણે જીવોને અભય 'આપનારા મુનિઓ ત્યા સંચરતા નથી.' કૃષ્ણ બોલ્યા—'જો એમ હોય તો પરિવાર સહિત વારંવાર જતાં આવતાં મારાથી ઘણા જીવોને નાશ થતો હશે, માટે વર્ષાકાલમાં ઘરથી બ્હાર હું નીકળીશ નહિ.' એવો અભિગ્રહ લઇ હરિ પોતાના

ઘરે ગયા, અને દ્વારપાલોને તેણે હુકમ કર્યો કે—' વર્ષાકાલ સુધી કોઇને મારા ઘરે આવવા ન દેવું.

હવે તે નગરીમાં વીરો નામે શાળવી (વણકર) કેશવનો પૂર્ણ ભક્ત હતો. કેશવને જોઇ પૂજીને તે જમતો હતો, અન્યથા નહિ. તે વખતે હરિના ઘરે પ્રવેશ ન પામતા દ્વારપર રહેલ તે વીરો કૃષ્ણને ઉદ્દેશીને દિવસે દિવસે પૂજા કરતો, પરંતુ કૃષ્ણના દર્શન ન પામવાથી તે કદિ જમતો નહિ. હવે વર્ષાકાલ વ્યતીત થતાં હરિ ઘરથી બ્હાર નીકળ્યા, એટલે બીજા બધા રાજાઓ અને વીરો તેની સેવા કરવા આવ્યા. ત્યા વાસુદેવે વીરાને પૂછ્યું—' કેમ દુબળો પડી ગયો છે ? ' ત્યારે દ્વારપાલોએ દાૈર્બલ્યના કારણરૂપ તેનો વૃત્તાત કહી સંભળાવ્યો તે સાંભળીને કૃષ્ણે દયા લાવીને પોતાના ઘરે આવવાનો તેનો પ્રતિબંધ દૂર કર્યો.

એક વખતે પરિવાર સહિત કૃષ્ણ શ્રીનેમિને વંદન કરવા ગયા. ત્યાં ભગવંતે કહેલ યતિધર્મ સાંભળીને તેણે પ્રભુને કહ્યું—' હે ભગવન્ ! સાધુપણામા હું સમર્થ નથી, તથાપિ બીજાઓને દીક્ષા આપવાનો તથા અનુમોદવાનો હું નિયમ લઉં છું. જે કોઈ દીક્ષા લેશે, તેને હુ અટકાવીશ નહિ અને પોતાના પુત્રની જેમ તેનો દીક્ષા મહોત્સવ કરીશ. ' એવો પ્રભુ પાસે અભિગ્રહ લઈને વિષ્ણું ચાલ્યા ગયા. અન્યદા વિવાહ યોગ્ય કન્યાઓ કૃષ્ણને નમવા આવી, તેમને હરિએ કહ્યું— ' તમે સ્વામિની (રાણી) થશો કે દાસી થશો ? ' ત્યારે–' અમે રાણીઓ થઈશું ' એમ બોલતી તેમને કૃષ્ણ કહેતો કે—' હે ભદ્રાઓ ! તો શ્રીનેમિ પાસે દીક્ષા લઈ લ્યો. ' એમ અનુક્રમે વિવાહ યોગ્ય કન્યાઓને તે દીક્ષા લેવરાવતો હતો. એક વખતે કોઇ રાણીએ પોતાની કેતુમંજરી પુત્રીને કહ્યું—" હે વત્સે ! તને તારો પિતા પૂછે, ત્યારે નિ:શંક થઈને કહેજે કે—' હે પ્રભો ! મારે દાસી થવું છે, સ્વામિની નથી થવું. " એ રીતે તે વિવાહ યોગ્ય કન્યાને શિખામણ આપીને માતાએ તેને પિતા પાસે મોકલી. ત્યાં પિતાએ પૂર્વવત્ પૂછતાં તેણીએ માતાનું વચન કહ્યું તે સાભળીને કૃષ્ણને વિચાર થયો કે—' મારી પુત્રીઓ ભવાટવીમાં ભટકશે અને અપમાન પામશે, તે તો કોઈ રીતે યુક્તજ નથી. માટે હવે માતાની શિખામણ પ્રમાણે બીજી કોઇ ન બોલે તેમ કરૂં. ' એમ ધારી તર્ક ઉઠાવીને હરિએ વીરા શાળવીને પૂછ્યું—' તેં કંઇ ઉત્કૃષ્ટ કામ કર્યું છે ? ' તે બોલ્યો—' ઉત્કૃષ્ટ કામ તો મેં કંઇજ નથી કર્યું ' એમ બોલતા તેને ફરી કૃષ્ણે કહ્યુ—' તો પણ તુ પૂરતો વિચાર કરીને બોલ ' ત્યારે વીરા શાળવીએ હર્ષ પામીને કહ્યું—" બદરી ( બોરડી ) પર રહેલ કાકિંડો પૂર્વે પાષાણ મારીને પૃથ્વીપર પાડી નાંખ્યો, અને તે મરણ પામ્યો. તથા ચક્રથી પડેલ રેખામા વહેતું માર્ગનું પાણી મેં ડાબા પગથી દબાવીને અટકાવી દીધું અને તે દૂરથીજ ચાલ્યુ ગયું. તેમજ વસ્ત્રપર રહેલા ઘડામાં પેઠેલ અને ગિણગિણાટ કરતી માખીને મે

તેના મુખપર ડાબો હાથ દઇને લાંબો વખત પકડી રાખી." એમ સાંભળીને કૃષ્ણ રાજી થયો, પછી બીજે દિવસે સભામાં આવીને કેશવે રાજાઓની આગળ કહ્યું—'અરે! પોતાના કુળને અનુચિત એવું આ વીરા શાળવીનું ચરિત્ર છે.' એટલે તે બધા સાવધાન મનથી સ્વામિન્! દીર્ઘાયુષી થાઓ' એમ બોલતા સાંભળવા લાગ્યા. ત્યારે કૃષ્ણ ફરીથી બોલ્યા—" જેણે બદરીવનમાં વસતા રક્તફણાના આટોપવાળા નાગને ભૂમિશસ્ત્રથી મારી નાંખ્યો, તે આ શાળવી ક્ષત્રિય, જેણે ચક્રથી ખણાયેલ અને કલુષ જળને વહેતી એવી ગંગાને ડાબા પગથી અટકાવી રાખી, તે આ વણુકર ક્ષત્રિય, અને જેણે કલશીપુરમાં વસતી તથા ઘોષ કરતી એવી સેનાને ડાબા હાથથી અટકાવી દીધી, તેજ આ ક્ષત્રિય માટે હે ક્ષત્રિયો! પુરુષાર્થમાં સારી રીતે પ્રગટ થયેલ આ જમાઈ મને યોગ્યજ છે." એમ કહીને હરિએ વીરાને કહ્યું—'મારી આ કેતુમંજરી પુત્રીને તમે ગ્રહણ કરો' તે તેમ કરવાને ઇચ્છતો ન હતો છતાં કૃષ્ણે ભ્રકુટી ભીષણ થઈને કહ્યું. એટલે વીરો કેતુમંજરીને પરણીને પોતાના ઘરે લઇ ગયો. તેના ઘરે તેણી તો માત્ર પથારીપરજ પડી રહેતી, અને વીરો નિરંતર તેનો દાસ થઈને રહેતો. એક વખતે કેશવે પૂછયું—'હે વીર! કેતુમંજરી તારો હુકમ બરાબર બજાવે છે?' તે બોલ્યો—'હે પ્રભો! કિંકરની જેમ હું તેની આજ્ઞા બરાબર ઉઠાવું છું.' ત્યારે કૃષ્ણે તેને કહ્યું—'હવે પોતાનું કામ જો તું તેની પાસે જબરાઇથી નહિં કરાવે, તો હું તને કેદખાનામાં નાખીશ.' એટલે કૃષ્ણના અભિપ્રાયને જાણી વીરાએ પોતાના ઘરે આવીને કેતુમંજરીને કહ્યું—'વસ્ત્રને માટે પાણ કર, નિશ્ચિંત થઇને કેમ બેઠી છે?' ત્યારે—'કોળી જેવો તું શું મને જાણતો નથી?' એમ બોલતી તેણીને વીરાએ ક્રોધ લાવીને દોરડીવતી નિ:શંકપણે મારી, એટલે રોતી રોતી કેતુમંજરીએ પિતા પાસે જઇને પોતાનો તે પરાભવ કહી બતાવ્યો.

ત્યારે કૃષ્ણે કહ્યું–હે પુત્રી! સ્વામિની પણાને મૂકીને તેં પોતેજ દાસીપણું માગી લીધુ.' તે બોલી–'તો તમે મને હજી પણ સ્વામિનીપણું આપો.' કેશવ બોલ્યો–'અત્યારે તો તું વીરાના તાબામાં છે. મારા તાબામાં નથી.' પછી અત્યંત આજીજીથી તેણીએ કહ્યું, ત્યારે કૃષ્ણે વીરાને વારીને ભગવંત પાસે તેણીને દીક્ષા અપાવી.

એક વખતે કૃષ્ણે સમસ્ત મુનિઓને દ્વાદશાવર્ત વાંદણે વાંદ્યા, ત્યારે બીજા રાજાઓ નિર્બળ અને ખિન્ન થઈને બેસી રહ્યા. પણ વાસુદેવના અનુસારે કેશવની ભકિતથી તેની પાછળ વીરાએ પણ બધા સાધુઓને દ્વાદશ વાંદણે વાંદ્યા. પછી કૃષ્ણે સ્વામીને કહ્યું–'હે ભગવાન્! ત્રણસો સાઠ સંગ્રામ કરવાથી મને તેવો થાક ન લાગ્યો કે જેવો થાક આ વાંદણાથી લાગ્યો.' ત્યારે સર્વજ્ઞ બોલ્યા–હે કેશવ! તેં આજ ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. ક્ષાયિક સમ્યક્ત્વ અને તીર્થંકર નામ કર્મને તેં આજે

ઉપાર્જન કર્યું. વળી સાતમી નરક યોગ્ય આયુને ટુકું કરીને તેં ત્રીજી નરકયોગ્ય આયુ બાંધ્યું અને પ્રાંતે તું તેને નિકાચિત કરીશ.' એમ સાભળતાં હર્ષ પામીને કૃષ્ણ બોલ્યા. 'હે નાથ! હું ફરી વાંદણા આપું કે જેથી પ્રથમની જેમ મૂલથી મારૂં નરકાયુ તુટી જાય.' સ્વામી બોલ્યા–'હવે તો તારા દ્રવ્યવાંદણાં થાય, અને ફળ તો ભાવ વાંદણાંથી મળે' ત્યારે કૃષ્ણે વીરાનુ ફલ પૂછતાં ભગવંતે કહ્યુ–'એને કાયકલેશ માત્ર ફળ થયુ. કારણકે એ તો તારા અનુસારે વાંદે છે' પછી ભગવંતને વાંદી તેમના વચનને મનમાં ભાવતો કૃષ્ણ પરિવાર સહિત દ્વારકામાં ગયો.

એક વખતે શ્રી નેમિનાથ દેશનામાં અષ્ટમી, ચતુર્દશી વિગેરે પર્વ દિનનુ માહાત્મ્ય વર્ણવતાં કૃષ્ણે અંજલિ જોડી પ્રભુને નમીને વિનંતી કરી કે–'હે સ્વામીન! રાજ કાર્યમા વ્યગ્ર હોવાથી બધા પર્વ દિવસોને હુ આરાધી શકતો નથી. વર્ષમા એક ઉત્તમ દિવસ બતલાવો.' ભગવાન્ બોલ્યા–'જે દિવસે તીર્થંકરોના દોઢસો કલ્યાણક થયા છે એવા માગશર મહિનાની અજવાળી એકાદશીનો દિવસ મોટો છે. પૂર્વે પણ સુવ્રત શ્રેષ્ઠી વિગેરેએ આરાધેલ છે.' ત્યારે કેશવે ફરી ભગવંતને પૂછ્યું હે જિનેંદ્ર! એ સુવ્રત શ્રેષ્ઠી કોણ હતો?', એટલે પ્રભુએ તે શ્રેષ્ઠીનો બધો સંબધ બતાવ્યો અને કૃષ્ણ ચમત્કાર પામ્યો. પછી વિષ્ણુએ પ્રભુને એકાદશી તપનો વિધિ પૂછયો. અને ભગવંતે મૌન સહિત ગુણણાદિ બધો વિધિ કહી બતાવ્યો. તે સાંભળીને પ્રજા સહિત કૃષ્ણ તે મૌન એકાદશીના મહા પર્વદિનને આરાધવા લાગ્યો.

હવે કૃષ્ણની ઢઢણા રાણીથી ઉત્પન્ન થએલ ઢઢણ નામે પુત્ર યૌવન પામતાં ઘણી રાજકુમારીઓને પરણ્યો. એકદા તેણે ભગવંત પાસે ધર્મ સાંભળતા વિરક્ત બુદ્ધિ થવાથી, પિતાએ દીક્ષા મહોત્સવ કરતાં તેણે દીક્ષા લીધી, ઢંઢણ પ્રભુની સાથે વિચરવા લાગ્યો, ઘણા સાધુઓને તે માન્ય થઇ પડ્યો એવામાં તેને અંતરાયકર્મ ઉદય આવ્યું જ્યાં જ્યાં તે ગયો, ત્યાં તે ભક્ત પાનાદિક કંઈ પામી ન શકયો. તેની સાથે જે જે મુનિઓ ગયા, તે પણ ભિક્ષા ન પામ્યા. ત્યારે સાધુઓએ શ્રી નેમિને વિનંતી કરી કે—'હે સ્વામિન્! ત્રણ લોકના નાથ એવા તમારા શિષ્ય અને કૃષ્ણનો પુત્ર ઢંઢણર્ષિ, મોટા શ્રેષ્ઠી, ધાર્મિક અને ઉદાર જનોથી ભરેલી આ દ્વારકા નગરીમાં ભીક્ષા ને પણ પામતો નથી. તેનું શું કારણ હશે? ત્યારે પ્રભુ બોલ્યા—"પૂર્વે મગધ દેશમાં ધાન્યપૂરક નામના ગામમા રાજાનો અધિકારી પરાશર નામે બ્રાહ્મણ હતો. તેણે ગ્રામ્યજનો પાસે રાજક્ષેત્રો વવાવ્યા. હવે એક વખતે ભોજન આવતા પણ તે બ્રાહ્મણે ખેડુતોને ભોજનને માટે છુટા ન કર્યા. ક્ષુધીત અને તૃષાતુર તથા થાકેલા તે બળદો અને ખેડુતો પાસે તે વીપ્રે ખેતરમાં દરેક પાસે એકેક આંટો વધારે દેવરાવ્યો. તે અંતરાય કર્મ બાંધી, મરણ પામી, કેટલોક સંસાર ભમીને આ ઢઢણ થયો છે. અત્યારે તે કર્મ તેને ઉદયમાં આવ્યું છે." તે સાંભળીને સંવેગ પામતા ઢંઢણર્ષિએ ભગવંતની પાસે—'પરલબ્ધિથી મળેલ ભિક્ષા

નહિ લઉં, એવો અભીગ્રહ લીધો તે અલાભપરીષહને સહન કરતાં અને અન્યલબ્ધિથી આહાર ન લેતા તેણે કેટલોક કાળ વીતાવ્યો.

એક વખતે સભામા બેઠેલ વાસુદેવે ભગવંતને પૂછયુ —' હે ભગવાન્ ! આ મુનિઓમા દુષ્કર કરનાર કોણ છે? સ્વામી બોલ્યા—'આ બધા મુનિઓ દુષ્કર કરનારા છે, પણ અલાભ પરીષહને સહન કરનાર ઢંઢણ ઉત્કૃષ્ટ છે, કે જેણે તેમ કરતાં આટલો કાલ વીતાવ્યો, ' પછી પ્રભુને નમીને હર્ષ પામતા કૃષ્ણે દ્વારકામાં પ્રવેશ કરતા ગોચરીને માટે જતા ઢંઢણર્ષિને જોયા એટલે તરત હાથીપરથી નીચે ઉતરીને અત્યંત ભક્તિથી કેશવે તેને વંદન કર્યું. ત્યારે એક શ્રેષ્ઠિએ જોઈને વિચાર કર્યો આ કોઈ ધન્ય છે કે જેને કૃષ્ણ વંદન કરે છે. ' પછી ગોચરીએ ભમતા ઢંઢણ પણ તેજ શેઠના ઘરે ગયા ત્યારે બહુમાનથી તથા અત્યંત ભક્તિથી શ્રેષ્ઠીએ તેને મોદક વ્હોરાવ્યા. હવે ઢંઢણે આવી ભગવંતને નમીને વિનંતી કરી કે—' હે સ્વામિન્ ! મારૂં અંતરાય કર્મ ક્ષીણ થયું કે સ્વલબ્ધિથી હું ભિક્ષા પામ્યો.' સ્વામી બોલ્યા— ' તારૂં અંતરાય કર્મ ક્ષીણ નથી થયું, પણ આ તો હરિની લબ્ધિ છે, તને હરિએ વાંદ્યો, તેથી ભદ્રકભાવી શ્રેષ્ઠીએ તને પડિલાભ્યો. ' તે સાંભળી રાગાદિરહિત તે ઋષિ ' આ પરલબ્ધિ છે ' એમ ધારી તે ભિક્ષાને નિર્જીવ ભૂમિપર પરઠવા લાગ્યા. અને ત્યારે—' અહો ! જીવોને પૂર્વે ઉપાર્જેલા કર્મો દુરંત છે. ' એમ સ્થિર ધ્યાન કરતા અને ભવનું સ્વરૂપ વિચારતા તે ઋષિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. એટલે શ્રી નેમિને પ્રદક્ષિણા દઈ, દેવોએ પૂજિત એવા તે ઢંઢણર્ષિ કેવલીની સભામાં બેઠા.

હવે શ્રીનેમિપ્રભુ ગ્રામ, આકર અને નગરાદિક પ્રત્યે વિહાર કરતા એક વખતે પાપાદુર્ગ નગરમા આવ્યા. ત્યા **ભીમ** નામે રાજા અને તેની રાજગૃહના રાજા જિતશત્રુ અને કમલારાણીની પુત્રી **સરસ્વતી** નામે રાણી અત્યંત મૂર્ખ હતી. વંદનને માટે આવેલ તે રાજાએ ભગવંતને પૂછતાં પ્રભુ બોલ્યા—" પૂર્વભવમાં પદ્મરાજની પદ્મા અને ચંદના નામે બે પત્ની હતી. રાજાએ પદ્માને એક ગાથાનો અર્થ પૂછયો, એટલે તેણીએ તે કહી બતાવ્યો. તેના પર પતિનું માન જોઈને ચંદનાએ ચોપડી (પોથી) બાળી નાખી. તે મરણ પામીને તે કર્મના યોગે આ તારી પત્ની મૂર્ખ થઇ છે. " એમ સાંભળીને તે બોલી—' હે સ્વામિન્ ! આ મારૂં જ્ઞાનાંતરાય કર્મ ક્ષીણ શી રીતે થશે ? ' પ્રભુ બોલ્યા—' જ્ઞાનપંચમીની આરાધના કરવાથી પછી તેણીએ જ્ઞાનપંચમી આરાધી અને તેનું જ્ઞાનાંતરાય કર્મ ક્ષીણ થયું.

ત્યારબાદ ત્યાંથી વિચરતા ભગવંત પાછા દ્વારકામાં આવ્યા ત્યાં સ્વામી રહેતે છતે એકવાર અકસ્માત્ વૃષ્ટિ થઈ રથનેમિ ગોચરી માટે ભમીને સ્વામી પાસે ચાલ્યા, પણ તે વૃષ્ટિથી એકદમ ભીંજાયેલ રથનેમિ એક ગુફામાં પેઠા. તે વખતે રાજીમતી સાધ્વી પણ ભગવંતને નમીને પાછી ફરી. તેની સહચારી સાધ્વીઓ વૃષ્ટિથી ભય પામીને બધી ચાલી ગઇ, પણ રાજીમતી અજાણતા તેજ

ગુફામાં પેઠા. પૂર્વે પેઠેલ રથનેમિને અંધકારને લીધે ન જોતી અને ઉપર રહેલ એવી તે રાજીમતીએ વસ્ત્રો સૂકવવાને મૂક્યા. તેને વસ્ત્રરહિત જોઈને કામપીડિત રથનેમિ બોલ્યા—'હે સુંદરી ! મે પૂર્વે પણ તારી પ્રાર્થના કરી છે, અત્યારે સંભોગનો અવસર છે.' તેના સ્વરથી તેને રથનેમિ જાણીને તરત પોતાના અંગોપાગ ગોપવીને તે બોલી કુલીન પુરૂષોને આવું કદી ન છાજે ! સર્વજ્ઞ ભગવંતનો તું લઘુભ્રાતા અને શિષ્ય છે. તો બન્ને લોકથી વિરૂદ્ધ એવી આ બુદ્ધિ તને કેમ સુજી ? હું સર્વજ્ઞની શિષ્યા હોવાથી તારૂં વાછિત પૂરીશ નહિ. આવી માત્ર વાંછાથી પણ તુ ભવસાગરમાં પડીશ. શાસ્ત્રમાં એવું કહ્યું છે—'ચૈત્યદ્રવ્યનો વિનાશ કરતા, સાધ્વીનો શીલભંગ કરતા, ઋષિનો ઘાત કરતાં અને જિનશાસનની હીલણા કરતાં પ્રાણી સમ્યક્ત્વરૂપ વૃક્ષના મૂલમાં અગ્નિ નાખે છે.' અગંધકકુળમા ઉત્પન્ન થયેલા સર્પો બળતા અગ્નિમાં પેસવાનું કબુલ કરશે, પણ પોતે વમેલ વિષ ભોગવવાને તે કદી નહિ ઈચ્છે. અરે અપયશના કામી ! તને ધિક્કાર છે કે તું જીવિતના કારણથી વમેલનું પાન કરવાને ઈચ્છે છે. તે કારણથી તને મરણજ કલ્યાણરૂપ છે. હું ઉગ્રસેન રાજાની પુત્રી અને તું સમુદ્રવિજય રાજાનો પુત્ર, તો અગધક કુલના નાગની જેમ આપણે વમેલ વિષ ભોગવવુ ન જોઈએ જેથી તું નિશ્ચિત થઈને નિર્મળ ચારિત્રને આચર. મન્મથથી પીડિત થઈ જો તું સ્ત્રીનુ વાછા કરીશ, તો વાયુથી હણાયેલા વૃક્ષની જેમ અસ્થિર બની જઈશ.' એ પ્રમાણે રાજીમતિએ પ્રતિબોધેલ તે વારંવાર પશ્ચાતાપમાં તત્પર થઈ, સર્વ ભોગેચ્છાને તજીને તીવ્ર વ્રત પાળવા લાગ્યો અને તે દુશ્ચરિત્ર પ્રભુ પાસે આલોવી, એક વરસ છદ્મસ્થ રહી શુદ્ધમતિ એવા તે રથનેમિ મુનિશ્રી કેવલજ્ઞાન પામ્યા

હવે ભવ્યરૂપ કમલને સૂર્યસમાન ભગવાન્ અન્યત્ર વિચરીને પુનઃ એકદા ગિરનાર પર્વતના સહસ્રામ્રવનમા સમોસર્યા. ત્યારે કેશવે પાલક, શાંબ વિગેરે પુત્રોને કહ્યુ—'અરે ! પ્રભાતે ભગવંતને જે પ્રથમ વાંદશે, તેને હું મન માનતો અશ્વ સોંપીશ.' તે સાભળી પ્રભાતે શય્યાથી ઉઠીને ઘરે રહ્યા છતાં શાબકુમારે અત્યંત ભાવથી શ્રીનેમિને વાંદ્યા, અને પાલકે મોટી રાત્રે ઉઠી, સારા અશ્વથી ત્યાં જઇ અભવ્ય પણાથી હૃદયમા આક્રોશ પામતા તેણે પ્રભુને દ્રવ્યવદનથી વાંદ્યા. એટલે પાલકે દર્પક-અશ્વ માગતા હરિએ કહ્યું—'સ્વામી જેને પ્રથમ વદનાર કહેશે, તેને હું અશ્વ આપીશ.' પછી તરત જઇને કેશવે પ્રભુને પૂછ્યું—'પ્રથમ તમને કોણે વાદ્યા ?' પ્રભુ બોલ્યા—'પાલકે મને દ્રવ્યથી અને શાંબે ભાવથી પ્રથમ વંદન કર્યું' 'એટલે શું ?' એમ કૃષ્ણે પૂછતાં ભગવંત બોલ્યા—'આ પાલક અભવ્ય છે, અને જાબવતીનો પુત્ર શાંબ તો ભવ્ય ધર્માત્મા છે.' તે સાંભળીને ક્રોધાયમાન થયેલા કંસરિપુ કૃષ્ણે ભાવહીન એવા તે પાલક પુત્રને કહાડી મૂક્યો અને શાબને મન માનતો અશ્વ આપીને મહામંડલિક બનાવ્યો.

**એ પ્રમાણે શ્રી ગુણવિજય ગણી વિરચિત શ્રી અરિષ્ટનેમિના ચરિત્રમાં અગ્યારમો પરિચ્છેદ સમાપ્ત.**



# द्वादश परिच्छेद.

# પ્રકરણ ૧૯ મું.





## દ્વારકાદહન–કૃષ્ણવાસુદેવનું અવસાન.

એક વખતે વિનીત્મા કેશવે શ્રી નેમિનાથને નમસ્કાર કરી દેશનાને અંતે અંજલિ જોડીને પૂછ્યું કે—“ હે પ્રભો ! દ્વારકા, યાદવો અને મારો ક્ષય શી રીતે થશે ? શુ કોઈ કારણે ? અન્ય કોઇ કરશે કે પોતે કાલના વશથી થશે ? ” એટલે ભગવાન્ બોલ્યા—“ શૌર્યપુરની બહાર આશ્રમમા પરાશર એવા નામે એક તાપસોનો અગ્રેસર હતો. તેણે યમુનાદ્વીપમા જઇને કોઈ નીચ કુલની કન્યાને સેવી, તેમનો દ્વૈપાયન નામે પુત્ર થયો. યાદવોની સાથે મૈત્રીભાવથી અહીં રહેતા, તે બ્રહ્મચારી પરિવ્રાજકને મદિરામાં અંધ બનેલા શાંબાદિક મારશે, તેથી ક્રોધાયમાન થયેલ તે યાદવોની સાથે દ્વારકાને બાળી નાખશે. તારા ભાઈ જરાકુમારથી તારૂ મરણ થશે. ” ત્યારે બધા યાદવોએ ‘ અરે ! આ કુલાંગાર ’ એમ અંતઃકરણમાં તિરસ્કાર લાવીને જરાકુમારને જોયો. હવે તે જરાકુમાર ‘ હું વસુદેવનો પુત્ર થઈને શું ભ્રાતાનો ઘાત કરનાર થઇશ ? માટે તે બધું ટાળવાને હું પ્રયત્ન કરૂં ’ એમ ચિંતવતા ઉઠી, શ્રી નેમિને નમી બે ભાથાને ધારણ કરી ધનુષ્યધારી એવા તેણે કેશવની રક્ષાને માટે વનવાસ સ્વીકાર્યો, અને તે દ્વૈપાયન લોકશ્રુતિથી તે પ્રભુનું વચન સાંભળી દ્વારકા અને યાદવોની રક્ષા કરવા વનવાસી થયો. પછી કૃષ્ણસ્વામીને નમી ચિંતાતુર બનીને દ્વારકામાં આવ્યો, અને ‘ આ બધો અનર્થ મદ્યથી થવાનો છે ’ એમ ધારીને મદ્યનો અટકાવ કર્યો. કેશવની આજ્ઞાથી પાસેના ગિરનાર પર્વતના કદંબવનમાં કાદંબરી ગુફામાં રહેલ શિલાકુંડોમા પૂર્વે કરેલા મદ્ય, દ્વારકાના બધા લોકો ઘરની ખાળના નીરની જેમ ઉપાડી જઇને નાખ્યા

હવે સિદ્ધાર્થ નામે બાંધવ સારથિ બળદેવને કહેવા લાગ્યો–‘ આ નગરીની અને યદુકુળની આવી દુર્દશા મારાથી કેમ જોવાશે ? માટે મને છુટો કરો કે જેથી હું ભગવંતની પાસે અત્યારેજ વ્રત લઈ લઉં, કાલક્ષેપ મારાથી સહન નહિ થાય.

ત્યારે અશ્રુ મુકતાં બલદેવ બોલ્યો—'હે ભ્રાત ! આ શું તું યોગ્ય બોલે છે ? હે ભદ્ર ! વિસર્જન કરવાને અસમર્થ છતાં મેં તને વિસર્જન કર્યો છે, પણ તપ તપી મરણ પામી દેવગતિમા જતાં આ ભ્રાતૃસ્નેહને યાદ કરી વિપદમા આવેલા મને તું બોધ આપવા આવજે.' પછી તે કબુલ કરીને સિદ્ધાર્થે સ્વામી પાસે દીક્ષા લીધી, અને છ મહિના દુસ્તપ તપી મરણ પામીને તે દેવલોકે ગયો.

હવે અહીં લોકોએ પૂર્વે શિલાકુંડમાં જે મદિરા નાખી હતી તે નાના પ્રકારના અનેક વૃક્ષોના પુષ્પો પડવાથી બહુજ સ્વાદિષ્ટ બની ગઈ. એવામા વૈશાખ મહિને શાંબકુમારનો કોઈ પુરૂષ ભમતો ભમતો ત્યાં ગયો. તરસને લીધે તે મદિરા જોઈને તેણે પીધી, અને હર્ષ પામતા તે મદિરાથી મસક ભરીને તે શાંબના ઘરે ગયો, તે ભેટ તેને આપી. એટલે હર્ષ ઉપજાવે એવી તે મદિરાને જોતા હર્ષ પામતાં શાંબે તેનું ખુબ પાન કરીને કહ્યું—'હે ભદ્ર ! તને આ ક્યાં હાથ લાગી ?' તેણે તેનુ સ્થાન બતાવ્યું. પછી બીજે દિવસે મદોન્મત્ત કુમારોની સાથે શાંબ કાદંબરી ગુફામાં ગયો ત્યાં કાદંબરીગુફાના યોગથી કાદંબરી નામની તે મદિરાને તૃષાતુર જેમ નદીને જોઈને હર્ષ પામે તેમ તે પ્રમોદ પામ્યો, અને ફુલેલા વૃક્ષોના વનમાં મદિરા પીવાને માટે એક સ્થાન બનાવી નોકરો પાસે મદિરા મગાવીને શાંબે મિત્રો, ભાઈઓ અને કાકાઓ સહિત તેનું પાન કર્યું. ચિરકાલથી પ્રાપ્ત થયેલ, બહુ જુની. સાગ દ્રવ્યોથી મિશ્ર થયેલ એવી તે મદિરાને પીતા તેઓ તૃપ્તિ ન પામ્યા પછી મદ્યપાનથી અંધ બનેલા અને ક્રીડા કરતા તે કુમારોએ આગળ તે પર્વતને આશ્રીને રહેલ તથા ધ્યાનસ્થ એવા દ્વૈપાયનઋષિને જોયો. ત્યારે શાંબે પોતાના સંબંધીઓને કહ્યું કે—'આ મારા નગરી અને કુલનો નાશ કરનાર છે, માટે એને મારો. જો એને મારી નાખીશું તો પછી શી રીતે એ નાશ કરશે ? આથી કુપિત થયેલા તે બધા પાષાણ, પાદપ્રહાર, લપડાક અને મુષ્ટિઘાતથી વારંવાર તેને મારવા લાગ્યા. તેને પૃથ્વી પીઠપર પાડી, મરણતોલ કરીને તે દ્વારકામા ગયા, અને પોતપોતાના ઘરમાં પેઠા. તે બધું ચર પુરૂષો મારફતે કૃષ્ણે જાણી લીધું. તે જાણતા બહુ ખેદ પામી મનમાં ચિંતવવા લાગ્યો કે—'અહો ! કુલનો અંત આણનાર આ કુમારોની દુર્દાંતતા !' પછી રામસહિત કેશવ દ્વૈપાયન પાસે ગયો, ત્યાં ક્રોધથી જેના નેત્ર રક્ત છે, એવા દૃષ્ટિવિષ સર્પ સમાન તે દ્વૈપાયનને તેણે દીઠો, અને મદોન્મત્ત હાથીને જેમ મહાવત તેમ મહાભયંકર તે ત્રિદંડીને કૃષ્ણ શાંત પાડવા લાગ્યો—'હે તાપસાગ્રેસર ! ક્રોધ એજ મહાવૈરી છે, જે જીવોને માત્ર આજ ભવમાં દુઃખ આપતો નથી, પણ પછી લાખો જન્મ સુધી પણ તે દુઃખ આપે છે. મદ્યપાનથી અંધ બનેલા અને અજ્ઞાની એવા મારા પુત્રોએ જે તમારો અપરાધ કર્યો, હે મહર્ષે ! તે ક્ષમા કરો. તમોને અમર્ષ યુક્ત નથી.' એમ

કેશવે કહ્યા છતાં તે ત્રિદંડી શાંત ન થયો, અને બોલ્યો કે—'હે કૃષ્ણ! તારા આ શામ (ઠંડા) વચનથી સર્યું, તારા પુત્રોએ મને મારતાં લોકો સહિત દ્વારકાને બાળવાનું મેં નિયાણું કર્યું છે અહીં તમે બે વિના બીજો કોઈ છુટી શકે તેમ નથી. પછી રામે કેશવને અટકાવ્યો—'હે બાંધવ! આ પરિવ્રાજકને હવે વૃથા મનાવો નહિ. આ અધર્મશિરોમણિ લાગે છે હાથ, પગ અને નાક—એ ત્રણ જેના વાંકા હોય, હોઠ, દાંત અને નાક—એ ત્રણ જેના સ્થૂલ હોય, લોચન જેના વિલક્ષણ હોય, અને અંગોપાંગ જેના હીન હોય એવા પુરૂષો કદીપણ શાંત થતા નથી માટે હે ભ્રાત! એને સુકુમાલ વચન કહ્યા છતાં પણ જે બનવાનું છે, તે કોઈ રીતે ટળનાર નથી. સર્વજ્ઞનું બોલવું અન્યથા કદી થતુ નથી.' પછી શોકાતુર કેશવ પોતાના ઘરે ગયો, અને દ્વૈપાયનનું નિયાણું નગરીમાં પ્રગટ થયું. બીજે દિવસે પટહ વગડાવતાં તેમાં લોકોને એવું જણાવી દીધું કે—'હે લોકો! તમે વિશેષથી ધર્મમાં તત્પર થાઓ.' ત્યારે બધા લોકો તે પ્રમાણે કરવા લાગ્યા હવે ભગવાન્ પણ રૈવતાચલપર સમોસર્યા ત્યાં જઈ, વંદન કરી કૃષ્ણે જગતને મહા મોહરૂપ નિદ્રાના અંધકારને દૂર કરવામાં સૂર્યની પ્રભા સમાન દેશના સાંભળી. તે ધર્મ—દેશના સાંભળીને પ્રદ્યુમ્ન, શાંબ, નિષધ, ઉલ્મુક, સારણ વિગેરે કેટલાક યદુકુમારોએ દીક્ષા લીધી. તથા સત્યભામા, રૂક્મિણી, જાંબવતી વિગેરે યાદવોની ઘણી સ્ત્રીઓએ વૈરાગ્ય પામી સ્વામી પાસે દીક્ષા સ્વીકારી. પછી કૃષ્ણે પૂછતાં પ્રભુ બોલ્યા—'દ્વૈપાયન બારમે વરસે આ દ્વારકાને બાળશે.' ત્યારે કેશવે વિચાર્યું કે—'સમુદ્રવિજયાદિ ધન્ય છે કે જેમણે અગાઉથી દીક્ષા લઇ લીધી. રાજ્યમાં લુબ્ધ અને દીક્ષારહિત એવા મને ધિક્કાર હો.' તેનો આશય જાણીને ભગવંત બોલ્યા—'હે કેશવ! વાસુદેવો કદી દીક્ષા લેતા નથી. લીધી નથી અને લેશે પણ નહિ. કારણ કે તેઓ નિદાનથી વજ્રની અર્ગલા જેવા બનેલ હોવાથી અવશ્ય અધોગતિમાંજ જાય છે. તું ત્રીજી વાલુકાપ્રભા નરકે જવાનો છે' તે સાંભળીને કેશવ અત્યંત વ્યાકુલ થઈ ગયો એટલે સર્વજ્ઞ પ્રભુ ફરી બોલ્યા—"હે હરે! તું ખેદ ન કર. કારણ કે ત્યાંથી નીકળીને મનુષ્ય થઇશ. ત્યાથી મરણ પામીને વૈમાનિક દેવ થઇશ, અને ત્યાંથી ઉત્સર્પિણી કાલ આવતા વૈતાઢ્યપર્વતની પાસે પુંઢા નામે દેશમા ગંગાદ્વાર નગરમાં જિતશત્રુ રાજાનો પુત્ર અમમ નામે બારમો તીર્થંકર થઈશ અને બલદેવ બ્રહ્મદેવલોકે જશે, ત્યાંથી ચવીને મનુષ્ય થશે, ત્યાથી દેવગતિમાં જશે, ત્યાંથી ચવીને આ ભરતક્ષેત્રમાં પુરૂષ થશે. હે કેશવ! અમમ તીર્થંકર એવા તારા તીર્થમા તે મોક્ષે જશે." એમ કહીને શ્રીનેમિ વિહાર કરતા અન્યત્ર ચાલ્યા ગયા; અને તીર્થંકર પદની પ્રાપ્તિને સાંભળવાથી હર્ષ પામેલ કૃષ્ણ પણ પ્રભુને નમીને દ્વારકામા ગયો ત્યા હરિએ ફરીને નગરીમાં તેજ પ્રમાણે ઘોષણા કરાવી અને તેથી બધા લોકો વિશેષે ધર્મમાં તત્પર થયા

હવે દ્વૈપાયન મરણ પામીને અગ્નિકુમારમા ઉત્પન્ન થયો, તે પૂર્વ વૈરને સંભારીને દ્વારકામાં આવ્યો, પરંતુ ત્યાં તે અસુરે બધા લોકોને ચતુર્થ (એક ઉપવાસ), ષષ્ઠ, અને અષ્ટમાદિ તપમાં રક્ત અને દેવપૂજામા તત્પર થયેલા દીઠા. તેથી ધર્મના પ્રભાવથી ઉપદ્રવ કરવાને અસમર્થ એવો તે દુષ્ટમતિ છિદ્રોને જોતો અગ્યાર વરસ ત્યાં રહ્યો. હવે બારમું વરસ બેસતાં લોકો વિચારવા લાગ્યા કે—'આ તપથી દ્વૈપાયન ભ્રષ્ટ થયો અને જીતાયો માટે આપણે સુખે ક્રીડા કરીએ.' એટલે તે ઇચ્છાનુસાર રમવા લાગ્યા, મદ્યપાન સહિત માસ ખાવા લાગ્યા. ત્યારે છિદ્ર જોનાર દ્વૈપાયનને વખત મળ્યો, પછી દ્વારકામાં કલ્પાંત કાલના ઉત્પાત સમાન અને યમમંદિરને દેખાડનારા ઉત્પાત પ્રગટ થયા, ઉલ્કાપાત પડયા, નિર્ઘાત (ગડગડાટ) થયા, પૃથ્વી કંપવા લાગી, ગ્રહો ધૂમકેતુ કરતાં પણ અધિક ધૂમ છોડવા લાગ્યા, છિદ્ર સહિત સૂર્યમંડળ અંગારની વૃષ્ટિ કરવા લાગ્યું, ચંદ્ર–સૂર્યને અકસ્માત્ ગ્રહણ થયું, મકાનોમાં રહેલી બનાવટી પૂતળીઓ ઉંચેથી હાસ્ય કરવા લાગી, ચિત્રમાં આળેખેલા દેવો ભ્રગુટી ચડાવીને હસવા લાગ્યા, તે નગરીમાં શીયાળ પ્રમુખ વિકાળ માંસાહારી પશુઓ ફરવા લાગ્યા, અને તે દ્વૈપાયન અસુર શાકિની, ભૂત, પ્રેત, વૈતાલ વિગેરે સહિત ભમવા લાગ્યો. તથા નગરજનોએ સ્વપ્નમાં પોતાને રક્ત વસ્ત્રથી ઢાંકેલ, કાદવમા મગ્ન તથા દક્ષિણ તરફ ખેંચાતા જોયા, બળદેવ અને વાસુદેવના હલ, ચક્રાદિક રત્નો બધા નાશ પામ્યા. પછી દ્વૈપાયન અસુરે સંવર્તક વાયુ વિકુર્વ્યો, તે વાયુ ચોતરફથી તૃણ–કાષ્ઠાદિકને નગરીમાં ઉપાડી આવ્યો, તથા ચારે દિશામાં ભાગતા લોકોને પણ લાવી લાવીને નગરીમા નાખ્યા. તે વાયુથી આઠે દિશામાં ઉખડી ગયેલા વૃક્ષો અને તૃણ–કાષ્ઠાદિકથી સમસ્ત દ્વારકા પૂરાઈ ગઈ. પછી સાઠ કુલકોટિ બહારના અને બહોતેર કુલકોટિ અંદરના, એમ બધાને દ્વારકામા ભેગા કરીને તે અસુરે આગ લગાડી કલ્પાંતકાલના વાયુથી ઉછળેલ અગ્નિ સમાન, અત્યંત નિબિડ ધૂમસમૂહથી જગતને પણ અંધ બનાવતો તે અગ્નિ ધગધગતો બળવા લાગ્યો. ત્યારે એક પગલું પણ જવાને અસમર્થ, બાળકથી વૃદ્ધ સુધી બધા પૌર લોકો જાણે પરસ્પર બંધાયા હોય તેમ એક બીજાને મળીને ચોંટી રહ્યા. એટલે રામ સહિત ગોવિંદે વસુદેવ, દેવકી, અને રોહિણીને અગ્નિથી બચાવવાને રથમાં બેસારી, પરંતુ મંત્રવાદીએ થંભેલા સર્પોની જેમ ત્યાં તે અસુરે થંભેલા તે અશ્વો અને બળદો એક પગલું પણ આગળ ચાલી ન શકયા. ત્યારે વાસુદેવ અને બળદેવ પોતે તે રથને ખેંચવા લાગ્યા, પરંતુ તત્કાલ તે રથના બે પૈડાં વૃક્ષની ડાળીની જેમ તડતડાટ દઈને ભાગી પડ્યા તથાપિ તે બંને—'હા રામ! હા કેશવ! અમને બચાવ બચાવ' એવા વસુદેવાદિકના આક્રંદો સાંભળતાં મનમાં દીન થતા તે રથને પોતાના સામર્થ્યથી નગરીના દ્વાર સુધી લઈ ગયા. એટલે તે અસુરે દ્વારના કપાટ તરતજ બંધ કરી દીધા,

તેથી રામે પોતાના પગની એડીના પ્રહારથી માટીના ઠીંકરાની જેમ તે બંને કપાટને ભાંગી નાખ્યા, તોપણ જાણે પૃથ્વીએ ગળ્યો હોય તેમ તે રથ બ્હાર ન નીકળ્યો. પછી તે દ્વૈપાયન દેવે રામ–કેશવને કહ્યું—' અરે ! આ તમારો મોહ કેવો ? અહો ! મે તમને પ્રથમથીજ કહ્યું છે કે તમારા બે શિવાય અહીંથી કોઇ છુટી શકશે નહીં, કારણકે મેં તપનું વેચાણ કર્યું. ' પછી તે બંનેને વડિલો કહેવા લાગ્યા—' હે વત્સો ! તમે બંને ચાલ્યા જાઓ, તમે બંને જીવતા હશો, તો બધા યાદવો જીવતાજ છે. અમારા માટે તમે સંપૂર્ણ બળ વાપર્યું, પણ બલવતી આ ભવિતવ્યતાજ દુર્લંઘ્ય છે. નિર્ભાગી અમે શ્રીનેમિ પાસે દીક્ષા ન લીધી, એટલે હવે આજે સ્વકર્મનું ફલ ભોગવીશું. " એમ કહ્યા છતાં પણ જ્યારે બલભદ્ર અને કેશવ ગયા નહિ, ત્યારે વસુદેવ, દેવકી અને રોહિણી કહેવા લાગ્યા—" હવે પછી અમારે ત્રિજગતના ગુરૂ એવા શ્રીનેમિનાથ એજ શરણ છે. અત્યારે અમે ચતુર્વિધ આહારનું પ્રત્યાખ્યાન કર્યું. અરિહંત, સિદ્ધ, સાધુ અને આર્હત ધર્મ–શરણાભિલાષી એવા અમે એ ચારેના શરણે પ્રાપ્ત થયા છીએ અમે કોઇના નથી અને અમારો કોઇ નથી." એ રીતે પોતે આરાધના કરીને નમસ્કારમાં તત્પર થયા. પછી તેમનાપર પણ દ્વૈપાયન સુરે મેઘની જેમ અગ્નિ વરસાવ્યો, એટલે વસુદેવાદિ ત્રણે મરણ પામીને સ્વર્ગે ગયા.

હવે મહાદુ:ખાતુર એવા રામ અને કેશવ નગરની બ્હાર જીર્ણોદ્યાનમાં ગયા તે બંને ત્યાં રહેતાં બળતી પોતાની નગરીને જોવા લાગ્યા. માણિક્યની ભીંતો પાષાણના કટકાની જેમ ચૂર્ણ થવા લાગી, ગોશીર્ષચંદનના મનોહર થાંભલા પલાલની જેમ ભસ્મ થવા લાગ્યા, કિલ્લાના કાંગરા તડાક શબ્દ કરતા તુટવા લાગ્યા, મકાનોના મજલા અવાજ સાથે પડવા લાગ્યા, સમુદ્રમા જેમ જળ તેમ ત્યા જ્વાળાઓનો અંતર ન રહ્યો, કલ્પાંતકાલના એક સાગરની જેમ બધું એકાનલરૂપ થઇ ગયું, જ્વાળારૂપ હાથવતી જાણે અગ્નિ નાચતો હોય, શબ્દોથી જાણે ગાજતો હોય, તથા ધૂમના મિષથી ધીવર ( મચ્છીમાર ) ની જેમ ચોરરૂપ મત્સ્યો ઉપર તેણે જાળ નાખી.

હવે હરિ રામને કહેવા લાગ્યા—' અરે ! ધિક્કાર છે ! કે નપુંસકની જેમ અત્યારે તટસ્થ રહીને હું બળતી પોતાની નગરીને જોઈ રહ્યો છું. જેમ અત્યારે નગરીનું રક્ષણ કરવાને હું સમર્થ નથી, તેમ જોવાને પણ સમર્થ નથી. માટે હે આર્ય ! કહે, આપણે કયા જઇએ ? અત્યારે તો બધું આપણાથી વિરૂદ્ધ છે. ' ત્યારે બલભદ્ર બોલ્યા—' આપણા મિત્રો સબંધી અને ભાઇ એવા પાંડવો છે. માટે આપણે બંને તેમના ઘરે જઇએ. ' કૃષ્ણ બોલ્યો—' તે વખતે મેં તેમને દેશપાર કર્યા હતા, તો પોતે કરેલ અપકારથી લજ્જિત એવા આપણે તેમના ઘરે કેમ જઇશું ? ' રામ બોલ્યા—' સંતજનો પોતાના મનમાં સદા ઉપકારને ધારણ

કરે છે, પરંતુ કુસ્વપ્નની જેમ અપકારને કદી સંભારતા પણ નથી. અનેક પ્રકારે સત્કાર પામેલા તે પાંડવો કૃતજ્ઞ છે, તેઓ આપણો સત્કાર જરૂર કરશે. માટે બાંધવ ! બીજો વિચાર ન કર.' એમ રામે કહેતાં કેશવ પાંડવોની પાંડુ મથુરા નગરી તરફ અગ્નિખુણે ચાલ્યો.

હવે નગરી બળતી હતી, ત્યારે રામનો પુત્ર, ચરમ શરીરી એવો કુબ્જવારક ઘરપર ચડીને હાથ ઉંચે કરીને બોલ્યા—'અત્યારે હું શ્રી નેમિનાથનો શિષ્ય છું. પૂર્વે ભગવંતે મને ચરમ શરીરી અને મોક્ષગામી કહેલ છે. જો જિનાજ્ઞા પ્રમાણ હોય, તો અગ્નિ મને કેમ બાળે છે ?' એમ કહેતાજ જાંભૃકદેવો તેને ઉપાડીને પ્રભુ પાસે લઈ ગયા. તે વખતે શ્રી નેમિ પહ્લવ દેશમાં સમોસર્યા, ત્યા પુણ્યાત્મા કુબ્જવારકે દીક્ષા લીધી. પૂર્વે દીક્ષા ન લીધેલ એવી રામ અને કેશવાદિની સ્ત્રીઓ શ્રીનેમિને સંભારતી અનશનપૂર્વક મરણ પામી, અને સાઠ તથા બહોંતેર કુલકોટિ બળી ગયા. એ રીતે તે નગરી છ મહિના સુધી બળી અને પછી સમુદ્રે તેને પલાળી.

હવે રસ્તે ચાલતાં કેશવ અનુક્રમે હસ્તિકલ્પ નગરમાં આવ્યા. ત્યાં ક્ષુધાની પીડા થતાં તેણે રામને કહ્યું એટલે બલભદ્રે તેને કહ્યુ—'હે ભ્રાત ! તારી ખાતર ભોજન લેવાને હું આ નગરમાં જાઉં છુ. તું અહીં સાવધાન થઈને રહેજે. જો અહીં મને કોઈ રીતે કષ્ટ થશે, તો હું સિંહનાદ કરીશ. તે સાભળીને તુ આવજે.' એમ કહીને રામ તે નગરમાં પેઠા. 'આ દેવતા જેવો કોણ છે ?' એમ આશ્ચર્યથી નગરજનોએ તેને જોયો. પછી—'દ્વારકા અગ્નિથી બળી ગઈ, ત્યાંથી નીકળીને આ રામ અહીં આવ્યા છે.' એ રીતે વિચારજન્ય વાત લોકોમાં પ્રગટ થઈ. રામે પોતાની મુદ્રિકાને બદલે કંદોઇ પાસેથી વિવિધ પકવાન અને મદ્ય વેચનાર પાસેથી કડા (કટક) ને બદલે મદ્ય લીધું. તે લઇને બલભદ્ર દરવાજા પાસે આવ્યા, તેવામાં તેને જોઈને વિસ્મય પામેલા સીપાઇઓ રાજા પાસે ગયા. તે નગરમાં ધૃતરાષ્ટ્રનો પુત્ર, કે જેને કૃષ્ણના સેવક પાંડવોએ પૂર્વે માત્ર હણ્યા વિના મૂકેલ એવો અચ્છદંત નામે રાજા હતો. તે આરક્ષકોએ તેને કહ્યું—'હે સ્વામિન્ ! તમારા નગરમાં કોઈ પુરૂષે મહા કીમતિ મુદ્રિકા અને કટક (કડું) આપીને ચોરની જેમ અત્યારે મદ્ય=ભોજન લીધું છે, સ્વરૂપમા તે રામ સમાન છે અને અત્યારેજ તે નગર બ્હાર નીકળે છે. તે ચોર હોય કે બલદેવ હોય, પણ હવે અમો કહેનારાનો અપરાધ નથી.' એમ સાંભળી પોતાના શત્રુનો પક્ષપાત કરનાર તે બલભદ્રને હણવાને તે અચ્છદંત રાજા તત્કાલ કટકસહિત આવ્યો અને દરવાજાના બે કપાટને બંધ કરીને આગળી (અર્ગલા) દઈ દીધી. એટલે બલદેવ પણ ભક્તપાન મૂકીને ગજસ્તંભ ઉખેડી સિંહનાદ કરીને સર્વ તે શત્રુસૈન્યને હણવા લાગ્યો. સિંહનાદ સાંભળીને કેશવ પણ દોડયો, અને પગની એડીના પ્રહારથી દરવાજાના

બંને કપાટ ભાંગીને સમુદ્રમાં જેમ વડ વાનલ તેમ કૃષ્ણ તે નગરમાં પેઠો, અને તે અર્ગલાને લેતા હરિએ તે ઘણા સૈન્યોને માર્યા. પછી વશ થયેલ અચ્છદંતને તેણે કહ્યું—' હજી પણ અમારૂં ભુજાબલ ક્યાં ગયું નથી, પુરૂષના શરીરના મલ સમાન એવી લક્ષ્મી માત્ર ગઈ છે, તો પણ શું થઈ ગયું ? માટે અરે નૃપાધમ ! તેં શું કર્યું ? હવે અમારા પ્રસાદથી પોતાનું રાજ્ય ચિરકાલ નિશ્ચલ રીતે ભોગવ. અપરાધી છતાં તને અમે મુક્ત કરીએ છીએ. " એમ કહી પગે પડેલ તેને છોડી મૂકી નગરની બ્હાર ઉદ્યાનમાં જઈને તે બંનેએ ભોજન કર્યું

પછી દક્ષિણ દિશા તરફ ચાલતાં તે બંને કૌશાંબ વનમાં આવ્યા, અને ત્યા મદ્યપાનથી, લવણ સહિતના ભોજનથી, ઉષ્ણ કાલના વશથી, થાક લાગવાથી, શોકથી, અથવા તો વધારે શું કહેવું ? પુણ્ય ક્ષીણ થવાથી કેશવને તીવ્ર તૃષા લાગી. ત્યારે કૃષ્ણે બલભદ્રને કહ્યું—' ભ્રાત ! તરસથી તાળવું સુકાય છે. તેથી વૃક્ષોની છાયાથી વ્યાસ છતાં આ વનમાં ચાલવાને હું સમર્થ નથી. ' બલભદ્ર બોલ્યા—' હે બાંધવ ! પાણી લાવવાને હુ જઈશ, પણ આ વૃક્ષ નીચે વિસામો ખાતાં તુ સાવધાન થઈને રહેજે. ' ત્યારે ઢીંચણ ઉપર પોતાનો પગ મૂકી અને પીત ( પીળા ) વસ્ત્રથી શરીર ઢાંકીને માર્ગના વૃક્ષ નીચે હરિ સુતા અને તેને નિદ્રા આવી ગઈ. જળ લાવવા જતાં રામે ફરી તેને કહ્યું—' હે પ્રાણવલ્લભ ! જ્યાં સુધી હું પાણી લાવું, ત્યાં સુધી તું ક્ષણવાર સાવધાન રહેજે. ' પછી ઉંચે મુખ કરીને ફરી બલદેવ બોલ્યા,—' હે વનદેવતાઓ ! ગુણે વૃદ્ધ મારો લઘુ ભ્રાતા તમારા શરણે છે. માટે વિશ્વવલ્લભ એવા એનું તમારેજ રક્ષણ કરવું. ' એમ કહીને તે પાણી લાવવાને ચાલ્યો. એવામાં તે વખતે ધનુષ્યને ધારણ કરનાર, વ્યાઘ્રચર્મના વસ્ત્રને પહેરનાર, લાંબા કેશવાળો અને કર્મથી ખેંચાયેલો એવો જરા કુમાર શિકારી ત્યાં આવ્યો ત્યાં શિકાર પાછળ ભમતાં તેણે તે પ્રમાણે સુતેલ કૃષ્ણને જોયા, અને મૃગની બુદ્ધિથી તેને પગમાં તીક્ષ્ણ બાણ માર્યું, ત્યારે કેશવ એકદમ ઉઠીને બોલ્યા—' અરે ! અપરાધવિના છળથી બોલાવ્યા વિના મને પગમાં બાણ કોણે માર્યું ? ક્યાંઇ પણ મેં જ્ઞાતિ અને નામ જાણ્યા શિવાય કોઈને માર્યો નથી, તો તમે પણ તમારૂં ગોત્ર અને નામ કહો ' એટલે વૃક્ષના આંતરે રહેલ તે ચકિત થઈને બોલ્યો—" યદુવંશરૂપ સમુદ્રમાં ચંદ્રમા સમાન, એવા વસુદેવ રાજાની જરા રાણીથી ઉત્પન્ન થયેલ જરા કુમાર નામે હું રામ—કેશવનો મોટો ભાઈ છું. શ્રીનેમિનું વચન સાંભળીને કૃષ્ણની રક્ષાને માટે હું અહીં આવ્યો છું. આ સ્થાને રહેતાં મને આજ બાર વરસ વીતી ગયા, પરંતુ અહીં કોઇવાર મે મનુષ્યને જોયો નથી, અને તું એ પ્રમાણે બોલે છે, તો તું કોણ છે ? ' કૃષ્ણ બોલ્યા—" હે પુરૂષ વ્યાઘ્ર ! આવ, હું તેજ તારો ભ્રાતા કૃષ્ણ છું, કે જેને માટે તું વનવાસી થયો. હે બાંધવ ! બાર

વરસનો તારો પ્રયાસ વૃથા થયો. દિગ્મૂઢતાથી લાંબો ઓળંગેલ માર્ગ જેમ મુસાફરને વૃથા થાય છે તેમ.” તે સાંભળતાં—‘શું અહીં આ કૃષ્ણ ?’ એમ બોલતો જરા કુમાર એકદમ ત્યાં આવ્યો, અને કૃષ્ણને જોતાં મૂર્ચ્છા ખાઇને જમીનપર પડ્યો. મહાકષ્ટે સંજ્ઞા પામતા કરૂણ સ્વરે રૂદન કરતાં તેણે હરિને પૂછ્યું—‘હા ! હા ! ભ્રાંત ! આ શું ? અહીં તારૂં આગમન કેવું ? શું દ્વારકા બળી ગઇ ? શું યાદવોનો નાશ થયો ? તારી આ અવસ્થાથી શ્રીનેમિની બધી વાણી સત્ય થઈ લાગે છે.’ ત્યારે કૃષ્ણે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે જરા કુમાર ફરી અત્યંત રૂદન કરતા બોલ્યો—“હા ! અહીં આવેલ ભ્રાતાને શું મેં આ ઉચિત કર્યું ? દુર્દશામાં મગ્ન, ભ્રાતાઓનું વાત્સલ્ય કરનાર એવા તને હણતા મને નરક—પૃથ્વીમા પણ ક્યાં સ્થાન મળશે ? તારા રક્ષણની બુદ્ધિથી મેં વનવાસ સ્વીકાર્યો, પરંતુ હું જાણતો નથી કે વિધાતાએ તારી સમક્ષ આ સ્થાનમા પણ મને યમસદૃશ બનાવી રાખ્યો. હે પૃથ્વી ! માર્ગ આપ કે જેથી હું આજ, શરીરે આજે તે નરક—પૃથ્વીમા જાઉં હવે પછી અહીં રહેવું, તે નરક કરતાં પણ વધારે દુઃખદાયી છે. કારણ કે સર્વ દુઃખો કરતાં મોટામા મોટું ભ્રાતૃહત્યાનું દુઃખ મને પ્રાપ્ત થયું. હું વસુદેવનો પુત્ર અને તારો ભ્રાતા શા માટે થયો ? અથવા તો હું મનુષ્ય પણ શા માટે થયો ? કે જે મેં આવું કર્મ કર્યું. શ્રીનેમિનું વચન સાંભળીને તેજ વખતે હું મરણ કેમ ન પામ્યો ? હે હરે ! તું હયાત હોય તો મારા જેવા સામાન્ય માણસના મરણથી શું ઓછું થવાનું હતું ?” ત્યારે ગોવિંદ બોલ્યા—“હે ભ્રાત ! હવે શોક કરવાથી તને શું વળવાનું છે ? તું કે હું ભવિતવ્યતાને ઓળંગી શકતા નથી. યાદવોમાંથી તુંજ એક બાકી છે, માટે ચિરજીવ હવે તું અહીંથી એકદમ ચાલ્યો જા. નહિ તો મારા વધના ક્રોધથી રામ તને મારી નાખશે. મારા કૌસ્તુભ રત્નની નિશાની લઈને તું પાંડવો પાસે જા ત્યાં બધો વૃત્તાંત કહે જે તે તને સહાય આપશે. વળી તારે એવી રીતે વિપરીત પગે જવું કે તારા પગ પાછળ આવનાર રામને તું તરત મળી ન શકે. પૂર્વે ઐશ્વર્યયુક્ત મેં મોકલવા વિગેરેથી ખેદ પમાડેલા તે પાંડવોને તથા બીજા બધાને મારા વચનથી તું ખમાવજે.” એ પ્રમાણે કૃષ્ણે વારંવાર કહેતા તે જરાકુમાર કૌસ્તુભ લઈ અને કૃષ્ણના પગમાંથી બાણ ખેંચીને ચાલ્યો ગયો.

હવે તે જરાકુમાર ગયે છતે પગની વેદનાથી પીડાયેલ ગોવિંદ ઉત્તર દિશાની સન્મુખ અંજલિ જોડીને કહેવા લાગ્યો કે—‘અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ—એ સર્વને મારા ત્રિવિધ નમસ્કાર હો. વિશ્વના સ્વામી ભગવંતશ્રી અરિષ્ટનેમિને નમસ્કાર થાઓ, કે જે જિનેંદ્રે અમ પાપીઓને તજીને પોતે પૃથ્વીપર તીર્થ પ્રવર્તાવ્યું.’ એમ કહી ઘાસના સંથારાપર રહી, ઢીંચણ ઉપર પગ મૂકી અને તેને વસ્ત્રથી ઢાંકીને કેશવ પાછો ચિંતવવા લાગ્યો—“તે નેમિનાથ

ભગવાન ધન્ય છે, વરદત્તાદિ તે ગણધરો ધન્ય છે, પ્રદ્યુમ્ન, શાંબ પ્રમુખ કુમારો ધન્ય છે, અને સત્યભામા, રૂકિમણી વિગેરે મારી સ્ત્રીઓ ધન્ય છે, કે જેમણે સંસારવાસના કારણરૂપ ઘરવાસનો ત્યાગ કરીને દીક્ષા ગ્રહણ કરી વિડંબનાને પામનાર એવા મને ધિક્કાર છે. ”

એ પ્રમાણે વિચારતા એવા તે કૃષ્ણના અંગ બધા તુટવા લાગ્યા જાણે યમનો ભ્રાતા હોય એવા પ્રબલ વાયુનો કોપ થયો હવે તૃષા, શોક, વાયુ અને ઘાતથી પીડિત થયેલ અને તત્કાલ વિવેકથી ભ્રષ્ટ થતા કૃષ્ણે ફરી ચિંતવ્યું કે પૂર્વે કોઈ મનુષ્યો કે દેવોએ જન્મથી મને કદી પરાભવ પમાડ્યો ન્હોતો, તો મને દ્વૈપાયન અસુરે પ્રથમ કેવી દશાને પમાડ્યો 'એટલુ થયા છતાં જો હું તેને જોવા પામું, તો હુ પોતે ઉઠીને તેનો અંત લાવું. તે મારી આગળ શુ માત્ર છે ! તેનુ રક્ષણ કરવાને કોણ સમર્થ છે ! ' એમ ક્ષણવાર રૌદ્રધ્યાન પામી, એક હજાર વરસનુ આયુ પૂર્ણ કરી, મરણ પામીને કૃષ્ણ નિકાચિત કર્મયોગે પૂર્વે ઉપાર્જેલ ત્રીજી નરક પૃથ્વીને પામ્યા. સોળ વરસ કુમારાવસ્થામાં, છપન વરસ મંડલિકપદે, આઠ વરસ દિગ્વિજયમાં, અને નવસો વીશ ( ૯૨૦ ) વરસ વાસુદેવના પદે—એ રીતે કેશવના હજાર વરસના આયુષ્યનુ પ્રમાણ સમજવુ.

જે આ ભરતક્ષેત્રમાં અનાગત ચોવીશીમા અમમ નામે તીર્થંકર થશે. જેને ઇંદ્રો નમ્યા છે એવા તે કૃષ્ણના જીવને મારા નિત્ય નમસ્કાર થાઓ.

**એ પ્રમાણે શ્રી ગુણવિજય ગણિ વિરચિત શ્રી અરિષ્ટ નેમિના ચરિત્રમાં બારમો પરિચ્છેદ સમાપ્ત થયો.**






# त्रयोदश परिच्छेद.

## પ્રકરણ ૨૦ મું.

### બળદેવજીનું ચારિત્ર ગ્રહણ–શ્રી નેમિનાથ પ્રભુનું મોક્ષગમન.


વે બલભદ્ર કમલપત્રના દળીયામા પાણી લઈને અપશુકનોથી સ્ખલના પામતો તરત કેશવ પાસે આવ્યા. ત્યારે—' આ સુખે સુતો છે ' એમ ધારીને ક્ષણવાર બેસી રહ્યા, પણ કૃષ્ણના શરીરપર માખીઓ જોઈને તેના મુખપરથી તેણે વસ્ત્ર ખસેડી લીધું અને ચરણ ( પગ )માં પ્રહાર જોયો. એટલે ભ્રાતાને મરણ પામેલ જોઇને મૂલથી છેદાયેલ વૃક્ષની જેમ તે તરત મૂર્છા ખાઈને જમીનપર પડ્યો; મહાકષ્ટે સંજ્ઞા પામતા તેણે સિંહનાદ કર્યો તે સિંહનાદથી જંગલી પ્રાણીઓ બધા ત્રાસ પામ્યા અને વન કંપી ઉઠ્યું. પછી તે રામે આ પ્રમાણે કહ્યુ—' અહીં સુખે સુતેલ, જગતમા એક વીર એવા આ મારા લઘુ બાંધવને જેમ મહાપાપીએ માર્યો હોય, તે પોતાને પ્રગટ કરે, જો તે સુભટ હોય, તો મારી સમક્ષ આવે, સુતેલ, પ્રમત્ત, બાલક, ઋષિ અને સ્ત્રી—એમને પ્રહાર કોણ કરે ?' એ રીતે ઉચેથી શબ્દ કરતા રામ તે વનમા ભમ્યા, અને પાછો કેશવ પાસે આવ્યા તેને આલિંગન દઇને અત્યંત કરૂણ સ્વરે રોવા લાગ્યા—" હા ભ્રાત ! વસુધરામા એક વીર ! હા મારા ઉત્સંગમા રમનાર ! હા વયે કનિષ્ઠ છતાં ગુણે જ્યેષ્ઠ ! વિશ્વમાં એક શ્રેષ્ઠ ! હે મારા હૃદય–કમલના સૂર્ય ! તું ક્યા બેઠો છે ? હે કૃષ્ણ ! ' તમારા વિના હુ રહેવાને સમર્થ નથી ' એમ તુ પ્રથમ બોલતો હતો, પણ અત્યારે તો તુ પોતાનુ વચન માત્ર પણ આપતો નથી. હે કેશવ ! તે તારી પ્રીતિ ક્યાં ગઈ ? અથવા તો પૂર્વે મે તારો કંઈ અપરાધ કર્યો હશે, તેથી તું મૌન પકડીને બેઠો છે, પણ મને કશું યાદ નથી તુ તો સાગર સમાન ગંભીર છે મારા બધાં અપરાધને ક્ષમા કર. અથવા તો પાણી લાવવામા મને જે વિલંબ થયો, તે કારણથી તું ગુસ્સે થયો હોઇશ. હુ કબુલ કરૂં છુ કે તે રોષ વાજબી કર્યો છે. તથાપિ હે વીરાધિવીર ! ઉઠ, સુર્ય અસ્ત

થાય છે. મહાત્માઓનો આ સુવાનો વખત નથી” એ પ્રમાણે વિલાપ કરતાં રામે તે રાત્રિ વ્યતીત કરી અને પ્રભાતે પણ—‘હે ભ્રાત! તુ શાથી રૂઠો છે? હવે ઉઠ, ઉઠ, મારાપર પ્રસાદ કર’ એમ તે વારવાર કહેવા લાગ્યા હવે કૃષ્ણ ઉઠ્યા નહીં, એટલે મોહથી મોહિત રામ ઉઠી, તેને પોતાના ખભે ઉપાડીને ગિરિગુફા તથા વનાદિકમાં તે ભમવા લાગ્યા. ભાઇના સ્નેહથી વિમોહિત થયેલ બલદેવે કૃષ્ણના કલેવરને ઉપાડતા અને પુષ્પાદિકથી નિરંતર તેને પૂજતા છ મહિના વીતાવ્યા.

એ પ્રમાણે રામ ત્યાંજ ભમતે છતે વર્ષાકાલ આવ્યો ત્યારે દેવપણાને પામેલ તે સિદ્ધાર્થે અવધિજ્ઞાનથી જોયું. અને વિચાર્યું કે—‘અહો! ભ્રાતૃવત્સલ મારો ભાઈ મૃત કેશવને ઉપાડી ફરે છે માટે એને પ્રતિબોધ આપું. એણે મને પૂર્વે પ્રાર્થ્યો છે કે આપદા વખતે મને બોધ આપજે.’ એમ ધારીને તેણે પર્વતથી ઉતરતો પાષાણમય રથ વિકુર્વ્યો. વિષમ પર્વતથી ઉતરીને તે રથ સમ (સરખા) સ્થાનમાં ભાગી ગયો ત્યારે તે દેવ કણબીરૂપે આવીને તે રથને સાંધવા લાગ્યો એટલે બલભદ્રે તેને કહ્યુ—‘અરે મુગ્ધ! રથને સાંધવાને શુ વાછે છે? કે જે વિષમ પર્વતથી ઉતરીને સમ સ્થાને ભાગી ગયો’ દેવ બોલ્યો—‘હજારો યુદ્ધોમાં જે ન હણાયો, તે યુદ્ધ વિના અત્યારે મરણ પામ્યો જો એ જીવે, તો મારો રથ પણ સજ થાય.’ પછી તે દેવ પાષાણમાં કમળ રોપવા લાગ્યો. ત્યારે રામ બોલ્યા—‘અરે પાષાણમા કમલ શું ઉગે? દેવ બોલ્યો—‘જો આ તારો લઘુ ભ્રાતા મરેલ જીવતો થશે, તો આ કમળો પણ ઉગશે કંઇક આગળ જઇને પાછો તે દેવ બળેલા વૃક્ષને જળ સિંચવા લાગ્યા ત્યારે રામે કહ્યુ—‘અરે બળી ગયેલ વૃક્ષ, વધ્યાની જેમ સિંચતા પણ શું પલ્લવિત થાય? દેવે તેને જવાબ આપ્યો—‘જો તારાખભે રહેલ શબ જીવતો થશે, તો આ પણ ઉગશે’ પાછો તે દેવ યંત્ર વિકુર્વીને વેળુ પીળવા લાગ્યો એટલે બલભદ્રે કહ્યુ—‘શું આમાથી તેલ નીકળશે? તેણે કહ્યું—‘જો તારો મૃત બાંધવ જીવતો થશે, તો આમાંથી પણ તેલની પ્રાપ્તિથી મારી વાંછા પૂર્ણ થશે.’ ફરી તે દેવ આગળપર ગોવાળ બની ગાયોના કલેવરોના મુખોમા જીવતી ગાયોના મુખોમા જેમ નવીન દૂર્વા (ઘાસ) નાખવા લાગ્યો તે જોઈને બલભદ્ર બોલ્યા—‘અરે મૂઢ માનસ! હાડકારૂપ થયેલી આ ગાયો શુ કદિ કઇ ખાય ખરી?’ એટલે દેવ બોલ્યો—‘જો તારો ભ્રાતા સજીવન થશે, તો આ ગાયો પણ ઘાસ ચરશે’ હવે બલદેવ મનમાં ચિંતવવા લાગ્યા—‘શુ મારો ભ્રાતા મરણ પામ્યો તે સત્ય હશે? કે આ બધા અલગ અલગ એજ એક વાત જણાવે છે’ ત્યારે તેનું ચિંતિત જાણીને તે દેવ પણ તરત તેની આગળ સિદ્ધાર્થનુ સ્વરૂપ ધારીને બોલ્યો—‘આ હું તારો સિદ્ધાર્થ સારથિ છું. તે વખતે દીક્ષા લેતા મરણ પામીને હુ દેવપણાને પામ્યો અને તને પ્રતિબોધવાને અહીં આવેલ છુ. કારણ કે તેં પ્રથમ તેવી માગણી કરેલ હતી.

શ્રીનેમિએ કૃષ્ણનું મરણ જરાકુમારના હાથે કહ્યુ હતુ, તે તેમજ થયું. સર્વજ્ઞનું કથન શું અન્યથા થાય ? કેશવે પોતાનું કૌસ્તુભરત્ન નિશાની તરીકે આપીને જરાકુમારને પાંડવો પાસે મોકલતાં તે ગયો." તે સાંભળીને બલભદ્ર સત્ય માનતો બોલ્યો—' હે દેવોત્તમ ! તેં મને ઠીક પ્રતિબોધ પમાડ્યો, પરંતુ હમણા ભ્રાતાના મરણરૂપ દુઃખસાગરમા મગ્ન હું શું કરૂં ?' ત્યારે સિદ્ધાર્થ બોલ્યો—' હવે પછી શ્રીનેમિના ભ્રાતા અને વિવેકી એવા તને દીક્ષા વિના બીજું કાંઇ ઉચિત નથી.' એટલે બલદેવે હા કહી, તે દેવની સાથે સિંધુ સંગમપર કૃષ્ણના દેહને ચંદનાદિક કાષ્ઠથી અગ્નિસંસ્કાર કર્યો. હવે રામને દીક્ષાનો અભિલાષી જાણીને અસાધારણ કૃપાલુ એવા શ્રીનેમિપ્રભુએ તરત એક વિદ્યાધરઋષિને મોકલ્યો, તેની પાસે રામે દીક્ષા લીધી, અને તુંગિકપર્વતના શિખરપર રહીને તે તીવ્ર તપ કરતો અને સિદ્ધાર્થ નિરંતર તેનો રક્ષપાલ ( રખવાલ ) થયો.

એક વખતે તે રામ રાજર્ષિને માસખમણના પારણે કોઈ નગરમાં પ્રવેશ કરતાં, બાલકસહિત કુવાના કાંઠે રહેલી કોઈ સ્ત્રીએ જોયા. તેના રૂપને જોતાં વ્યગ્ર થયેલા મનવાળી તેણીએ ઘડાને બદલે પુત્રના ગળે દોરડી બાંધી, અને જેટલામાં તે કુવામાં નાખવા લાગી, તેટલામાં બલભદ્ર મુનિએ દીઠી, અને વિચાર કર્યો કે—આ અનર્થને કરનાર એવા મારા રૂપને ધિક્કાર થાઓ. હવે પછી હું આ ગામ, નગરાદિકમાં પ્રવેશ કરીશ નહિ, પરંતુ વનમાં કાષ્ઠાદિ લેનારા લોકો પાસે ભિક્ષા લઇને પારણું કરીશ,' પછી તે સ્ત્રીને પ્રતિબોધીને તેજ વખતે બલભદ્રમુનિ વનમાં ગયા, અને માસખમણાદિક દુસ્તપ તપવા લાગ્યા. પારણામા તૃણ–કાષ્ઠાદિ લેનારા માણસોએ લાવેલ પ્રાસુક ભક્ત–પાનાદિ જે તેઓ આપે, તે લઈને મુનિ આહાર કરતા. હવે તે તૃણ–કાષ્ઠાદિ લેનારા લોકોએ જઇને પોતપોતાના રાજાને કહ્યુ કે—'કોઈક દેવરૂપ પુરૂષ વનમાં તપ તપે છે.' તે સાભળતાં તેમને શંકા થઇ—'શું આપણું રાજ્ય લેવાની ઇચ્છાથી એ આવુ તપ તપે છે ? કે કંઇ મંત્ર સાધે છે ? માટે આપણે જઇને તેને મારી નાખીએ.' એમ ચિંતવીને તેઓ એકી વખતે સર્વ સૈન્ય લઇને રામમુનિ પાસે આવ્યા. એટલે નિરંતર તેના સહાયકારી સિદ્ધાર્થ દેવે જગતને ભયંકર એવા અનેક સિંહો વિકુર્વ્યા, ત્યારે ચકિત થયેલા તે રાજાઓ તે મહા મુનિને પ્રણામ કરી પોતાનો અપરાધ ખમાવીને ચાલ્યા ગયા. ત્યારથી બલદેવ નરસિંહ એવા નામથી વિખ્યાત થયા. પછી તે વનમાં રહીને તપ તપતા બલભદ્રની શ્રેષ્ઠ ધર્મદેશનાથી વાઘ, સિંહાદિ ઘણા જીવો વાસિત થઇને અત્યંત ઉપશમ રસને પામ્યા તેમાં કેટલાક શ્રાવક થયા, કેટલાક ભદ્રક થયા, કેટલાક કાયોત્સર્ગ રહ્યા, તથા કેટલાકે અનશન કર્યું. તે બધા માંસાહારથી નિવૃત્ત થયા અને જાણે તિર્યંચરૂપ ધારી શિષ્યો હોય તેમ રામ મહામુનિના પારિપાર્શ્વક ( પડખે રહેનાર ) થયા.

હવે રામનો પૂર્વભવનો સંબંધી જાતિસ્મરણ જ્ઞાનથી અતિ સંવેગ પામેલ એવો કોઈ એક મૃગ, રામનો સદા સહચારી થયો. રામર્ષિની ઉપાસના કરી કરીને તે હરિણ વનમાં ભમતો, અને અન્ન સહિત કાષ્ઠ–તૃણાદિ લેનારા માણસોને શોધતો. જ્યારે તે જોવામાં આવતા, ત્યારે તરતજ આવી ધ્યાનસ્થ રામર્ષિને પગે મસ્તક અડાડીને તે ભિક્ષાદાયકોની સૂચના આપતો હતો. એટલે રામર્ષિ પણ તેના ઉપરોધથી ક્ષણભર ધ્યાન મૂકી અગ્રગામી તે મૃગ સાથે ત્યાં ભિક્ષાને માટે જતા હતા. એક વખતે તે વન વિભાગમાં સારા કાષ્ઠને માટે રથકારો આવ્યા, અને શ્રેષ્ટ તથા સરલ એવા ઘણા વૃક્ષોને તેમણે કાપ્યા. એવામાં ત્યાં ભમતા તે મૃગલાએ તેમને જોઈને તરત રામર્ષિને નિવેદન કર્યું. તેના ઉપરોધથી તે મહામુનિએ પણ ધ્યાન પાર્યું પછી તે રથકારો જમવા બેઠા. ત્યારે અગ્રગામી તે મૃગ સાથે માસ ખમણના પારણે રામર્ષિ ત્યાં આવ્યા. એટલે વૃદ્ધ રથકર રામમુનિને જોતા પ્રસન્ન થઈને ચિંતવવા લાગ્યો—' અહો! આ મહારણ્યમા પણ જંગમ કલ્પવક્ષ સમાન એવા આ સાધુ મને પ્રાપ્ત થયા, અહો! એનું રૂપ! અહો સૂર્યસમાન એનું તેજ! અહો મહાન્ ઉપશમ કેવો! આ અતિથિ મુનિએ સર્વથા મને કૃતાર્થ કર્યો. ' એમ ચિંતવી પંચાગ પ્રણામથી ભૂપીઠને સ્પર્શી તે રથકારે નમન કરીને બલભદ્ર મુનિને અન્ન–પાનાદિ વ્હોરાવ્યા. ત્યારે રામર્ષિએ ચિંતવ્યું કે—' આ કોઈ શુદ્ધમતિ શ્રાવક સ્વર્ગફલરૂપ કર્મ ઉપાર્જન કરવાને મને ભિક્ષા આપવા તૈયાર થયો છે. જો આ ભિક્ષા હું ગ્રહણ ન કરૂં તો એની સદ્ગતિનો અંતરાય કરનાર થાઉં તે કારણથી આ આહારને હું ગ્રહણ કરૂં. ' એમ ચિંતવી કરૂણારસના ક્ષીરસાગર તથા પોતાના શરીરની અપેક્ષા રહિત છતા રામર્ષિએ તેની પાસેથી આહાર લીધો. એવામાં ઉંચે મુખ કરી રહેલ, અને અશ્રુપાતના જળથી જેણે પોતાના નેત્ર યુગલને ભી જવ્યા છે એવા તે મૃગ, મુનિ અને રથકારને જોતાં ચિંતરવા લાગ્યો કે—' અહો! કૃપા નિધાન, પોતાના શરીરમાં પણ નિરપેક્ષ તથા તપના એક સ્થાન એવા આ મુનિએ રથકાર પર અનુગ્રહ કર્યો. અહો! આ રથકાર ધન્ય છે અને એનો અવતાર સફલ થયો કે જેણે આ ભગવાન્ મહામુનિને અન્ન–પાનાદિ વ્હોરાવ્યા. હું તો મહામંદભાગી. તપ કરવાને તથા વહોરાવવાને અસમર્થ છું. તેથી તિર્યંચના ભવથી દૂષિત એવા મને ધિક્કાર થાઓ ' એ રીતે મુનિ, રથકાર અને મૃગ એ ત્રણે જેટલામાં ધર્મ ધ્યાનમાં તત્પર થયા, તેવામા મહા વાયુથી હણાયેલ એવું અર્ધ કાપેલ વૃક્ષ તત્કાલ પડી ગયુ, એટલે પડતા તે વૃક્ષથી ત્રણે હણાયા. અને મરણ પામીને બ્રહ્મદેવલોકમાં પદ્મોત્તર નામના વિમાનમાં દેવતા થયા. સાઠ માસખમણ, સાઠ પક્ષખમણ. તથા ચાર ચાતુર્માસિક વિગેરે દુસ્તપ તપી સો વરસ વ્રત પાળી, બારસો વરસનું આયુષ્ય ભોગવી પાચમા દેવલોકમાં ગયેલ તે બલભદ્ર દેવે અવધિજ્ઞાનથી ત્રીજા નરકમાં રહેલ ભ્રાતાને જોયો. એટલે ભ્રાતાના

મોહથી મોહિત થયેલ રામ વૈક્રિય શરીર કરીને ગોવિંદની પાસે ગયો, અને પરમ પ્રીતિથી તેને આલિંગન આપીને બોલ્યો–' હુ રામ તારો વૃદ્ધ બાંધવ, તારૂં રક્ષણ કરવાને બ્રહ્મદેવલોકમાંથી અહીં આવ્યો છું. માટે કહે, તને પ્રસન્ન કરવા શું કરૂં ? ' એમ કહીને તેણે કૃષ્ણને હાથવતી ઉપાડ્યો, પરંતુ હાથમાંથી તે પારાની જેમ શીર્ણ થઇને ( વીખરાઇને ) જમીન પર પડી ગયો, અને ફરી મળી ગયો. પ્રથમ આલિંગનથી, ત્યારબાદ પૂર્વભવ કહેવાથી અને પછી ઉપાડવાથી જાણવામા આવેલ રામને કેશવે અતિ હર્ષથી ઉઠીને નમસ્કાર કર્યો. પછી બલભદ્ર તેને કહ્યું કે–' હે ભ્રાત ! શ્રી નેમિએ તે વખતે વિષયજન્મ સુખને પરિણામે દુઃખરૂપ કહ્યુ, અત્યારે તને પ્રત્યક્ષ થયું કર્મથી જકડાયેલ તને દેવલોકમાં લઈ જવાને હુ સમર્થ નથી. માટે હે હરે ! તારા મનની પ્રીતિને માટે હું તારી પાસે રહું.' ત્યારે ગોવિંદ બોલ્યો–" હે ભ્રાત ! તારે અહીં રહેતાં પણ શું થઇ શકે ? તુ અહીં હોય છતાં પૂર્વે ઉપાર્જન કરેલ આ નરકાયુ તો મારેજ ભોગવવાનુ છે. નરક કરતાં પણ મને અધિક દુઃખ તો તે થયું, કે આ મારી અવસ્થાથી શત્રુઓને હર્ષ થયો અને મિત્રોને ખેદ થયો, માટે તું ભરતક્ષેત્રમાં જા અને ચક્ર, શાંર્ગધનુષ્ય અને ગદાધારી, પીતવસ્ત્ર, ગરૂડધ્વજા અને વિમાનપર બેઠો હોઉં તેવી રીતે મારૂં સ્વરૂપ લોકોને બતાવ. તથા નીલવસ્ત્ર, તાલધ્વજ, હલ–મુશલશસ્ત્રને ધરનાર તથા વિમાનપર રહેલ એવા તારા પોતાના સ્વરૂપને તું સર્વત્ર પગલે પગલે દર્શાવ, કે જેથી 'રામ–કેશવ મહા બલવંત, અવિનશ્વર અને સ્વેચ્છા વિહારી છે ' એમ પૂર્વના તિરસ્કારને અટકાવાનાર પ્રઘોષ લોકમા જાહેર થાય. " એ પ્રમાણે સાંભળી અને કબુલ કરીને રામ ભરતક્ષેત્રમાં આવ્યો, અને તેજ રીતે તે બે રૂપ બનાવીને તેણે સર્વત્ર દેખાડયા અને કહ્યું કે—" અરે લોકો ! તમે અમારી સુંદર પ્રતિમાઓ કરીને સર્વોત્કૃષ્ટ દેવ બુદ્ધિથી સ્વીકારો અને પૂજો. કારણકે અમેજ સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર કરનારા છીએ. અમે દેવલોકથી અહીં આવ્યા છીએ, અને સ્વેચ્છાએ દેવલોકમાં જઇએ છીએ. દ્વારકાને અમે બનાવી હતી અને જવાની ઇચ્છા થતા અમોએજ તેનો સંહાર કર્યો, બીજો કોઇ કર્ત્તા ( હરનાર ) નથી. સ્વર્ગ આપનારા પણ અમેજ છીએ " એ પ્રમાણે તેની વાણીથી બધા લોકો ગામ–નગરાદિકમાં રામ–કેશવની પ્રતિમાઓ કરી કરીને પૂજવા લાગ્યા. તે દેવે પ્રતિમાને પૂજનારા લોકોની બહુ ઉન્નતિ કરી. તેથી બધા લોકો તેમના ભક્ત થયા. એ પ્રમાણે રામદેવ ભ્રાતાનું વચન ભરતક્ષેત્રમા બજાવીને ભાઇના દુઃખથી મનમા દુભાતો તે પાછો દેવલોકમા ગયો.

હવે જરાકુમારે આવીને પાંડવોને કૌસ્તુભરત્ન આપ્યું અને દ્વારકાના દાહ વિગેરેની વાત કહી, તે સાંભળતાં શોકમાં નિમગ્ન થયેલા બાંધવોની જેમ એક વરસ સુધી રૂદન કરતા તેમણે કેશવના વિશેષથી મૃતકાર્યો કર્યાં. તેમને દીક્ષા લેવાને

ઇચ્છતા જાણીને શ્રીનેમિએ પાચસો મુનિઓ સહિત તથા ચાર જ્ઞાનને ધરનાર એવા ધર્મઘોષમુનિને મોકલ્યા અત્યત સવેગ પામેલા તે પાંડવોએ જરાકુમારને પોતાના રાજ્યપર બેસાડીને દ્રૌપદી વિગેરે સહિત તે મુનિની પાસે દીક્ષા લીધી, અને અભિગ્રહ સહિત તપ કરવા લાગ્યા 'હું ભાલાના અગ્રભાગ વતી આપેલ ઉંછ ( ભક્ત વિશેષ ) લઇશ ' એવો અભિગ્રહ ભીમસેને લીધો અને તે છ મહિને તેનો પૂરો થયો દ્વાદશાગીના અભ્યાસી એવા તે પૃથ્વીપર વિચરતા અનુ-ક્રમે શ્રીનેમિને વાદવાને ઉત્સુક થઇ ચાલ્યા.

હવે મધ્ય દેશાદિમા વિહાર કરી, શ્રીનેમિપ્રભુ ઉત્તર દિશામાં રાજગૃહાદિક નગરો તરફ વિચરવા લાગ્યા ત્યાથી હ્રીમાન પર્વતપર જઈ અનેક મ્લેચ્છ દેશોમાં વિચરતા ભગવતે રાજા, પ્રધાન વિગેરે અનેક લોકોને પ્રતિબોધ્યા. સ્વામી આર્ય-અનાર્ય દેશોમાં વિચરીને પાછા હ્રીમાન્ પર્વતપર આવ્યા ત્યાંથી જગતના મોહને હરનરા પ્રભુ કિરાત દેશમા વિચર્યા હ્રીમાન્ પર્વતથી ઉતરીને દક્ષિણ દેશમા સ્વામી ભવ્ય—કમલના વનખંડને સૂર્યની જેમ પ્રતિબોધતા વિચર્યા. એ પ્રમાણે કેવલજ્ઞાનની ઉત્પત્તિથી માડીને શ્રીનેમિનાથના વિહાર કરતા અઢાર હજાર સાધુઓ થયા, સુબુદ્ધિવાળી ચાલીશ હજાર સાધ્વીઓ થઇ, ચારસો ચૌદ પુર્વ-ધારી થયા, પદરસો અવધિજ્ઞાની થયા, પંદર સો વૈક્રિયલબ્ધિવાળા અને કેવળ-જ્ઞાની થયા, એક હજાર મનઃપર્યવજ્ઞાની થયા, આઠસોવાદી થયા, એક લાખ ઓગણોતેર હજાર શ્રાવકો થયા, ત્રણ લાખ ઓગણચાલીશ હજાર શ્રાવિકાઓ થઈ, એ પ્રમાણે ચતુર્વિધ પરિવારથી પરવરેલ, તથા સુરાસુર અને રાજાઓ યુક્ત ભગ-વાન્ પોતાનો નિર્વાણ અવસર જાણીને ગિરનાર પર્વતપર ગયા. ત્યાં ઇંદ્રોએ રચેલ સમવસરણમાં સ્વામીએ વિશ્વની દયાની ખાતર અતિમ દેશના આપી. તે દેશ-નાથી ત્યા પ્રતિબોધ પામેલા કેટલાકોએ દીક્ષા લીધી, કેટલાક શ્રાવક થયા અને કેટલાક ભદ્રક થયા. પછી સ્વામીએ પાચસો છત્રીશ સાધુઓ સાથે પાદોપગમન અનશન કર્યું, અને આષાઢ માસની અજવાળી અષ્ટમીના દિવસે ચિત્રાનક્ષત્રની સાથે ચદ્રમાનો યોગ થયે છતે ઉત્તમ શૈલેષી ધ્યાનમાં રહેલા ભગવંત શ્રીનેમિ-નાથ તે મુનિઓની સાથે સધ્યા વખતે નિર્વાણ પામ્યા

પ્રદ્યુમ્ન, શાંબ વિગેરે કુમારો, કૃષ્ણની આઠ પટરાણીઓ, ભગવંતના ભ્રાતાઓ, બીજા પણ ઘણા સાધુઓ, અને રાજીમતી વિગેરે સાધ્વીઓ પરમપદ પામી ચારસો વરસ ઘરવાસમાં, એક વરસ છદ્મસ્થપણામાં, અને પાંચસો વરસ કેવલીપણામાં એ રીતે શ્રીરથનેમિનું આયુષ્ય જાણવું કોમારાવસ્થા, છદ્મ-સ્થાવસ્થા અને કેવલજ્ઞાનાવસ્થાના વિભાગથી રાજીમતીની પણ આયુસ્થિતિ એવીજ હતી શિવાદેવી અને સમુદ્રવિજય માહેંદ્ર દેવલોકે ગયા. બીજા પણ દશાર્હો મહર્દ્ધિક દેવ થયા. કુમારાવસ્થામાં ત્રણસો વરસ છદ્મસ્થાવસ્થા અને કેવલાવસ્થામાં

સાતસો વરસ—એમ શ્રીનેમિપ્રભુનુ હજાર વરસનું આયુષ્ય હતુ. શ્રી નમિનાથના-નિર્વાણથી પાંચ લાખ વરસ વીતતા બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથનુ નિર્વાણ થયુ.

હવે સૌધર્મેંદ્રની આજ્ઞાથી ધનદે શિબિકા વિકુર્વી. પછી શક્રે વિધિપૂર્વક ભગવતના અગને પૂજીને પોતે ત્યાં સ્થાપન કર્યું. દેવોએ નૈઋત દિશામાં નાના પ્રકારના રત્નની શિલાપર ગોશીર્ષચદન સમાન ઇંધનની ચિતા કરી, ત્યા સૌધર્મેંદ્ર સ્વામીની શિબિકા ઉપાડીને લાવ્યો, અને ચિતા ઉપર પ્રભુનું શરીર રાખ્યું. ત્યારબાદ શક્રના આદેશથી અગ્નિકુમાર દેવોએ ચિતામા અગ્નિ સળગાવ્યો, અને વાયુકુમારોએ તરત તેને બળતો કર્યો. પછી મેઘકુમારોએ ક્ષીરસમુદ્રના જળથી ચિતા અગ્નિને ઠાર્યો. શક્ર-ઇશાનાદિ ઇંદ્રોએ ભગવંતની દાઢાઓ લીધી, બીજા દેવોએ શેષ હાડકા, તેની દેવીઓએ પુષ્પો, રાજાઓએ વસ્ત્રો, અને લોકોએ શ્રી નેમિપ્રભુની ભસ્મ લીધી. ત્યાં સ્વામી શરીરના સંસ્કારવાળા વૈડુર્ય શિલાતલપર ઇંદ્રે ભગવંતના લક્ષણો તથા નામ વજ્રથી કોતર્યા એમ કરીને સૌધર્મેંદ્રાદિ ઇંદ્રો પોતપોતાના સ્થાને ગયા.

હવે પાંડવો તે વખતે હસ્તિકલ્પ નગરમાં હતા, 'આ સ્થાનથી ગિરનાર પર્વત બાર યોજન છે. માટે પ્રભાતે શ્રી નેમિપ્રભુને વાંદીને અમે માસખમણનુ પારણું કરીશુ' એમ પરસ્પર પ્રીતિથી બોલતા તેમણે તે નગરમાં સાંભળ્યુ કે—'શ્રી નેમિપ્રભુ તે તે સાધુઓથી પરવરીને મોક્ષે ગયા' તે સાંભળીને પાંચે પાંડવો અત્યંત શોકાતુર અને મહાવૈરાગ્યવત થઈ શ્રી વિમલાચળ પર ગયા ત્યા એક મહિનાનું અનશન કરી, કેવલજ્ઞાન પામીને મોક્ષે ગયા, અને દ્રૌપદી બ્રહ્મદેવલોકે ગઇ.

સમસ્ત દેવો, ઇંદ્રો, ચદ્ર, અને મનુષ્યો જેને નમ્યા છે એવા બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ, કૃષ્ણ, બલદેવ અને અસહ્ય તેજસ્વી તેમનો શત્રુ જરાસઘ—વિશદ ગુણોથી પ્રસિદ્ધ, મનુષ્યોમા યશ પામેલા, પૃથ્વીતલમા પ્રખ્યાત અને અત્યત કીર્તિના નિધાનરૂપ એવા એ ચારેને આ ગ્રથમાં વર્ણવ્યા છે.

એ પ્રમાણે અત્યત પ્રમોદ પમાડનાર, નવ ભવોથી વિસ્તીર્ણ, સુલલિત શ્રેષ્ઠ ગદ્યબંધયુક્ત, વસુધાવલ્લભ એવા કસારિ-કૃષ્ણ, બળદેવ, જરાસંઘ—એમની સત્કથાથી મનોહર એવું શ્રીમાન્ અરિષ્ટનેમિનુ આ ચરિત્ર કાને સાંભળતાં સુખકારી થાય છે

**એ પ્રમાણે શ્રીગુણવિજયગણિ વિરચિત શ્રીમાન્ અરિષ્ટનેમિના ચરિત્રમાં તેરમો પરિચ્છેદ સમાપ્ત થયો.**



## ॥ પ્રશસ્તિ ॥

શ્રીવીરના પટ્ટરૂપ કમળને સૂર્ય સમાન એવી જ્ઞાનરૂપ કણની એક વપિ ( વાવણી ) જેને પ્રાપ્ત થઇ એવા સુધર્મસ્વામી નામે ભગવતના પાંચમા ગણધર પૃથ્વીપર ગચ્છધારી થયા, તેમના પાટાનુપાટે આવેલા આચાર્યોમા સિંહ સમાન એવા જગચ્ચદ્રસૂરિ પ્રખ્યાત થયા. કે જેણે મુનિઓના એક શ્રેષ્ઠ આધારરૂપ પ્રવર ક્રિયાનો ઉદ્ધાર કર્યો (૧૨૮૫)મા વરસે અદ્ભુત તપથી પૃથ્વીમાં પ્રસિદ્ધ એવું તપા નામે જેણે બિરૂદ ધારણ કર્યું. ત્યાર પછી પૃથ્વીના સ્વામી એવા ઘણા આ-ચાર્યો વ્યતીત થયે છતે અનુક્રમે આનંદવિમલ નામે આચાર્ય થયા. તપાગચ્છ રૂપ વૃક્ષને મેઘ સમાન એવા જે આચાર્ય સત્સાધુઓને સુખકારી એવો સત્ક્રિયાનો ઉદ્ધાર કર્યો. તેમના પાટે ગુણના સ્થાનરૂપ, પોતાના રૂપથી ઈદ્રને જીતનાર તથા પૃથ્વીમા પ્રખ્યાત એવા શ્રીવિજયદાન સૂરિ થયા. તેમના પટ્ટરૂપ ગગનમા સૂર્ય સમાન એવા શ્રીહીરવિજયસૂરિ થયા, જેમણે અત્યંત પાપરૂપ અંધકારને દૂર કર્યો અને મ્લેચ્છ ભૂપતિ અકબરને જંતુ પ્રત્યે દયાળુ બનાવ્યો. તેમના પાટે ભટ્ટારક શ્રીવિજયસેન સૂરિ વિરાજમાન થયા કે જેમણે શ્રીમાન્ અકબરશાહની સભામાં જયવાદ મેળવ્યો હતો શ્રીવિજયદેવસૂરિ પ્રમુખ સાધુઓની શ્રેણિથી સદા વિરાજિત તથા ભવિરૂપ કમળને સૂર્યસમાન એવા તે ગુરૂવર્યો જગતમાં જયવત રહો. તેમના શિષ્યોમા ગરિષ્ઠ, બુધજનોમા મોટા તથા પોતાની વાણીના સરસપણાથી અમૃતને જીતનાર એવા, કનકવિજય પંડિત થયા તેમના પદપકજમા રાજહંસ સમાન, તથા શ્રીવાચકવર્ય વિવેકહર્ષના પ્રસાદથી વિશુદ્ધ વિદ્યાને મેળવનાર એવા શ્રીગુણવિજય ગણિ જાણવા તેમણે શ્રીહેમચદ્ર ગુરૂએ રચેલ ચરિતાનુસારે અતિસુગમ એવું આ ચરિત્ર હિત બુદ્ધિથી ગદ્યમા રચ્યુ. શ્રીમાન્ સૌરાષ્ટ્ર દેશમા સુરપત્તનની પાસે આવેલ દ્રંગબદરમા સમુદ્રકિનારે તે આરંભ્યુ અને ત્યાજ સં-પૂર્ણ કર્યું. સવત (૧૬૬૮) ના વરસે અષાડની પચમીએ કરવા માડ્યુ અને શ્રાવણની છઠ્ઠે તે પૂર્ણ કર્યું. વ્યાકરણ, પ્રમાણ, સાહિત્ય કે ગણિતશાસ્ત્રને હુ જાણતો નથી. માટે બુદ્ધિમત લોકોએ આ બાલ ચાપલ્યને સહન કરી લેવુ. મૂર્ખ શિરોમણિ એવો હુ જે કઈ પ્રગટ જાણુ છુ, તે આમ્ર અને કોયલના ન્યાયથી સુગુરૂનુ મહા-ત્મ્ય છે મોહને લીધે મારાથી કઈ અસંમત કે કૂટ લખાઈ ગયું હોય, તો માત્સર્ય રહિત બુદ્ધ જનોએ કૃપા કરીને તે બધુ સશોધી લેવુ. જીતવિજય ગણિની પ્રાર્થનાથી મે એ રચ્યુ. પ્રથમ આદર્શમાં સ્વકૃત્યને માટે તેમણેજ આ લખ્યું આ ગદ્ય શા માટે રચ્યું ? એમ કહીને કોઈએ નિંદવુ નહિ, સ્વલ્પમતિવાળાને દુર્ગમ કરતા આ અતિસુગમ થશે. ( ૫૨૮૫ ) શ્લોક ગણીને મેં યથાભૂત કહેલ છે.

જ્યાં સુધી મેરૂ પર્વત, દિશાઓ, સાત સમુદ્ર જ્યાંસુધી ચદ્ર, સૂર્યને અહો સમસ્ત પૃથ્વી ધર્મ મહાનરેંદ્રથી પોષણ પામેલ રાજ્ય અને જ્યા સુધી જગત્ વિદ્યમાન છે ત્યા સુધી સદા સુજ્ઞજનોથી વંચાતુ આ મનોજ્ઞ ચરિત્ર જયવંત રહો.

॥ ઇતિ પ્રશસ્તિ ॥